॥ શ્રી હરિ ॥

(આનંદ સાગરના પ્રથમ તથા પાંચમા પુસ્તકમાંથી ફરી છપાવેલ)

# ચોવીસ આખ્યાન.

## ભાગ ૨ જો.

લખનાર,
અનંતપ્રસાદ ત્રીકમલાલ શ્રીવૈષ્ણવ.
મૂલનિવાસી માંગરોળ. (કાઠીયાવાડ).

પ્રસિદ્ધ કર્તા,
દશરથલાલ ગંગારામ વ્યાસ.
નાગરવાડો-પાટણ-ગુજરાત.

### ચોવીસ આખ્યાનનાં નામ.

(૧) પુરંજન આખ્યાન, (૨) ભરતજીના ત્રણ જન્મ, (૩) શ્રીમદ્દાલસા આખ્યાન (૪) વામનચરિત્રાખ્યાન, (૫) માર્કંડેય મુનિને માયા દર્શન, (૬) ધ્રુવાખ્યાન, (૭) ગજેન્દ્ર મોક્ષનું આખ્યાન, (૮) શ્રીકૃષ્ણ જન્મમંગળ, (૯) અમૃતપાન આખ્યાન, (૧૦) અંબરીશ મહારાજનું આખ્યાન, (૧૧) શ્રી શબરી ચરિત્ર, (૧૨) શ્રીમત્ ભરત ભાગવત આખ્યાન, (૧૩) શ્રીતુલસીદાસજીનો પ્રભાવ, (૧૪) પીપાજી મહારાજની કથા, (૧૫) સુરદાસ ચરિત્ર, (૧૬) શ્રીરામદાસ સ્વામી-પૂર્વ ચરિત્ર, (૧૭) શ્રીરામદાસ સ્વામી, (૧૮) શ્રી માધવદાસજીનું આખ્યાન, (૧૯) શ્રીરૂપ સનાતન આખ્યાન, (૨૦) શ્રી જીવ ગુસાંઈનું આખ્યાન, (૨૧) હરિદાસજીનું આખ્યાન, (૨૨) ગદાધર ભટજીનું ચરિત્ર, (૨૩) શ્રીકૃષ્ણદાસ પયહારીનું આખ્યાન, (૨૪) શ્રીભક્તમાળનું આખ્યાન.

અમદાવાદ-શ્રી સત્યવિજય પ્રિન્ટિંગ પ્રેસમાં શા સાંકળચંદ હરિલાલે છાપ્યું.

સંવત ૧૯૭૦. (આવૃત્તિ ૧ લી.—પ્રત ૫૦૦.) સને ૧૯૧૪.



કિંમત રૂ. ૧-૧૨-૦.

બાર આખ્યાન કિ રૂ. ૧-૦-૦

ચોવીસ આખ્યાન ભાગ ૨ જો કિં. રૂ. ૧-૧૨-૦

ચોવીસ આખ્યાન ભાગ ૨ જો કિં. રૂ. ૧-૧૨-૦

॥ શ્રી હરિઃ ॥

(આનંદ પત્રના પ્રથમ તથા પાંચમા પુસ્તકમાંથી ફરી છપાવેલાં)

# ચોવીસ આખ્યાન.

## ભાગ ૨ જો.




લખનાર,

**અનંતપ્રસાદ ત્રીકમલાલ શ્રીવૈષ્ણવ.**

મૂલનિવાસ **માંગરોળ.** (કાઠીયાવાડ).



પ્રસિદ્ધ કર્ત્તા,

**દશરથલાલ ગંગારામ વ્યાસ.**

નાગરવાડો-**પાટણ**-ગુજરાત.


**ચોવીસ આખ્યાનનાં નામ.**

(૧) **પુરંજન** આખ્યાન, (૨) **ભરતજી**ના ત્રણ ભવ, (૩) **શ્રીપ્રલ્હાદા**ખ્યાન, (૪) **વામનચરિત્રા**ખ્યાન, (૫) **મારકંડેય** મુનિને માયા દર્શન, (૬) **ધ્રુવા**ખ્યાન, (૭) ગજેંદ્ર મોક્ષનું આખ્યાન, (૮) **શ્રીકૃષ્ણ** જન્મમંગળ, (૯) **અમૃતપાન** આખ્યાન, (૧૦) **અંબરીશ** મહારાજનું આખ્યાન, (૧૧) **શ્રી** શબરી ચરિત્ર, (૧૨) **શ્રીમત્** ભરત ભાગવત આખ્યાન. (૧૩) **શ્રીતુલસીદાસ**જીનો પ્રભાવ, (૧૪) **પીપાજી** મહારાજની કથા, (૧૫) **સુરદાસ** ચરિત્ર, (૧૬) **શ્રીરામદાસ** સ્વામી-પૂર્વ ચરિત્ર, (૧૭) **શ્રીરામદાસ** સ્વામી, (૧૮) **શ્રી** માધવદાસજીનું આખ્યાન, (૧૯) **શ્રીરૂપ** સનાતન આખ્યાન, (૨૦) **શ્રી** જીવ ગુંસાઈનું આખ્યાન, (૨૧) **હરિદાસ**જીનું આખ્યાન, (૨૨) ગદાધર ભટજીનું ગૌરવ, (૨૩) **શ્રીકૃષ્ણદાસ** પયહારીનું આખ્યાન, (૨૪) **શ્રીભક્તમાળનું** આખ્યાન.


**અમદાવાદ**-શ્રી સત્યવિજય પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરિલાલે છાપ્યું.

સંવત ૧૯૭૦. (આવૃત્તિ ૧ લી.—પ્રત ૫૦૦.) સને ૧૯૧૪.




**કિમ્મત રૂ. ૧-૧૨-૦.**

**બાર આખ્યાન કિ. રૂ. ૧-૦-૦.**

ચોવીસ આખ્યાન (પ્રથમ ભાગ) કિ. રૂ. ૧-૧૨-૦.

ચોવીસ આખ્યાન (બીજો ભાગ) કિ. રૂ. ૧-૧૨-૦.

श्री हरिः

# अर्पण पात्रिका.

## મે. રા. રા. શ્રીમાન માનવંતા શેઠજી.

## ઉજમશીભાઈ પીતાંબરદાસ.

મુ. પાટણ.

—शार्दूल विक्रीडितम्—

श्रेयान् श्रीपतिपादपूजनपरः पीताम्बरस्यात्मजो ।
लोके ह्युजमशीति नामनृमणिर्दाता वदान्यो धनी ॥
कीर्तिं श्शारदशीतरश्मिसदृशीं विख्यापिता भूतले ।
तस्मा अर्पयते सुभक्तचरीतं ग्रन्थं समुत्साहतः ॥ १ ॥

મનહર છંદ.

* માનિતા મયાળુ મહા, સુશિલ સુભાગી શાણા; *
* શ્રીમંત ધીમંત ધર્મ-કાર્ય કરનાર છે. *
* કેલવણી ખાતે દ્રવ્ય, દીધે જાય દીલભર; *
* અનાથ અપંગતણા, જીવન આધાર છે. *
* સહસ્ર ચંડીનો મહા પ્રયોગ કર્યો તે સાથે; *
* વિષ્ણુયાગ કરી ભર્યો, કીર્તિનો ભંડાર છે. *
* વિશા ઝારોળા વણિક, ઊજમશી પીતામ્બર; *
* ધર્મ-કાર્ય કરવામાં મનના ઉદાર છે. ૧ *
* ભ્રાત છે મથુરદાસ, સ્વભાવે ઉદાર ખાસ; *
* જાણે રામ લક્ષ્મણની જોડ તો જણાય છે. *
* લઘુ ભ્રાત છતાં પૂછ્યા, વિણુ નવ કરે કામ; *
* આપ છે પરોપકારી, દીનતણા દુઃખ હારી. *
* દુઃખી દેખી દિલ જેનું, હમેશાં મૂઝાય છે; *
* જાહેર ફંડોમાં નાણાં, આપે જાય પ્રેમ ધરી; *
* અમલદારોમાં માન, બહુ સચવાય છે. ૨ *

સ્ત્રી એ પીએ તવ પોતે પીએ સ્ત્રી ખાય તવ તે ખાય છે,
તે ગાય ત્યારે ગાય ને દુઃખી થાય તવ દુભાય છે.

**ગીતિ.**

**ઘણા જણાએ વાનર, પર ખેલાડી** બને હુકમ કરતા,
**ઘણા જણા એવા નર, પરખે લાડી** બને હુકમ કરતા.

**લાવણી લંગડી.**

એક દિવસ ધરિ કંચન બખતર, કનક રથે કરીને સ્વારી,
પંચ પ્રસ્થાવનમાં, વિચર્યો નૃપ અખુટ ભાથાઓ ધારી.
શીઘ્રગતિ રથને હય જોડ્યા, પાંચ દાંડી બે ચક્રો બે;
ધરી એકને, ધ્વજા ત્રણ પાંચ દોરી રાશ એક છે.
સારથી એક જગ્યા આસનની, સામન પાંચ વિધિ મહીં છે;
પડદા સાતે, પાંચ વીધિ ગતિ રથે પથની ગ્રહી છે.
વડું ધનુષ દશ સિપાઈ ઉપર, જમાદાર નૃપ સાથ હતો;
રાણી ત્યાગીને, મૃગો હણવા વનમાં વિચર્યો ધસતો.
પાડા સુવર રોઝ મૃગ શેલા, ઘણા હણી થાક્યો જ્યારે;
ભુખ્યો તરસ્યો, ફરીને ઘેર ભૂપ આવ્યો ત્યારે.
ન્હાઈ જમી સુઈ ઉઠી ધરી તન ચંદન કુસુમો શણગારી;
બની કામ વશ, ગયો અંતઃપુરમાં જ્યાં રહે પ્યારી.
સ્વસ્થાનમાં દીઠી નહીં મીઠી, સખીયોને પુછ્યું ત્યારે;
જાણી રીસાણી, શાણી રાણી પડી પૃથ્વીપર ખારે.
કચવાતે મન તદા પુરંજન, પ્રિય પ્યારીની પાસ ગયા;
લઇ ખોળામાં, ચાંપતા પાદ વદ્યા શું દાસ થયા.

**રાગ કાફી**–"એ રહા મેંતો ઉનકો બચન દેદેકોરી" **એ ઢાળ.**

સખી માન માન મનહારી, ભારી ભૂલ થઈ ગઇ પ્યારી મ્હારી. ટેક.
રાજા ભલે કર છઉં કીંકર, માનીશ એ હિતકારી. ભારી.
કહે તે કરૂં ન ડરૂં ન સુરથી, બોલ તે લઉં હું સ્વીકારી. ભારી.
કામે પીડાઉં કૃપા ચિત્ત ચાહું, થા ઝટ રીઝવ નારી. ભારી.

**ભુજંગી.**

સુણી ભૂપતીની સ્તુતિ **એ સુનારી,** ઉઠી ન્હાઇ શૃગારીને **એ સુનારી;**
પતિ પાસ આવી અતિ **માન રાખી,** દીધો લ્હાવ ઇર્ષા મતિ**માં ન રાખી.**

**હરિગીત.**

અગીયારસો તો પુત્ર–ને પુત્રીઓ પણ થઇ **સામટી,**
પ્રત્યેક પરણાવ્યાં થયા, પૌત્રો નહિ:**આશા મટી;**
પાંચાલ દેશ પતિ પુરંજનનું કુટુંબ **વધી ગયું,**
પણ એ સકળ સુખ તો અરેરે! યુવાની **અવધે ગયું.**

## શાખી.

હતી આપત્તિ નરપતિ શીરપર આ સંપત્તિની સંગે, ચંડવેગ ગંધર્વ નરેશ અરિ હતો સકળ પ્રસંગે;
ગાંધર્વોને ગાંધર્વી ત્રણુસેં સાઠની જોડી, અર્ધી કાળી અર્ધી ધોળી રહી સંબંધજ જોડી.
ચંડવેગનું સેન પ્રબળ નગરી લૂટે ન ધરાતાં, નાગ પાંચ ફ્ણુ વાળો સ્હામો લડ્યો નહીં ગભરાતાં.
લડ્યો એકલો બહુથી વર્ષો સો સુધી તે શુર. તેથી નિર્બળ બન્યો નહીં મુંઝાયો પુરપતિ ઉર.

## ગીતિ.

ક્ષુદ્ર સુખે રહી સખીઓ, ભોગ રૂપ લઇને કર નોકરથી;
નાર વસે વસનારે, વિપતિ લટકતી રતિએ નવ વરતી.

## ચોપાઇની ચાલ.

કાળ કન્યા પુત્રી સદૈવ કુંવારી, વર શોધે નિસરી તન વારી;
ફરતી એજ સારૂ ત્રિલોકે, વરે કોઈ ન મુખ અવલોકે.
વર્યા પુરૂન થઇને નારાજ, ત્યારે કીધાતા દેશ ના રાજ;
હતી આવી નારદ પાસે વરવા, બ્રહ્મચારી રહ્યા બેપરવા.
ના પાડી તેથી શાપ છે દીધા, મુની સતત ભટકતા કીધા;
તેણે દાખવ્યો યવનનો રાય, જેની પાસ શું વનનો રાય.

## પીલુ "લાવ સખી એને" એ રાગ.

કાળ કન્યા આવી યવનની પાસે, વદી વરવાની વિનતિ ઉલ્લાસે. ટેક.
યવન ભૂપ છે તેથી ગણું પ્રિય, આવી નીરાશ માત્ર તુજ આશે. કાળ
કર કરૂણા દુઃખ દીન ત્રીયા ગણી, વર મુજને વર એ ચહું આશે. કાળ.

## ગજલ "શા માટ જાય રામ માત" એ રાગની.

સુણી એ કન્યકાની વાત યવનનો પતિ, દેવોએ ના લહી સકે એવી જેની કૃતિ;
તે વદ્યો તારી વાત નારી ધારી મેં ચિતે, કદરૂપી તેને કયાંહી કોઇ નહીં વરે પ્રિતે.
માટે તે ગુપ્ત પેશી જઈ સર્વ જન તને, ભોગવી નાંખ હણી જેથી એ નહીં હણે;
હું આપું સંગ સેન મ્હારૂં ને પ્રજ્વાર ભ્રાત, થા બેન ફરીશ તારી પુંઠે હું છું પગી સાથ.
એ રીતે તારૂં કામ—ને મારો વિજય થશે, ગમી વાત નારીને અને મંડયા બેઉ રસે.

## લાવણી.

ભયના સિપાઇ પ્રજ્વાર કાળ–કન્યાએ, પૃથ્વીમાં ફરતાં આવ્યાં તેજ જગ્યાએ;
જ્યાં નાગ પુરંજનની નગરી રક્ષે છે, તે ઘેરી લીધી યવનનું સેન પક્ષે છે.
પુરપતિ કાળ કન્યાથી ગયો દબાઇ, માલીક થઈ બેઠી તમામ પુરની માંહી;
યવનો સહુ દરવાજેથી પેઠા તે સાથે, પીડયું પુરને દુઃખ પામ્યો બહુ પુરનાથે.
કન્યાની બાથમાં દીન લીન પુર સ્વામી, જોતાં જોતાં શત્રુની સત્તા જામી;
સેવક સંતતિ વર્તે વિરૂદ્ધ અપમાની, રાણીએ તજ્યા સ્નેહ થઇ હેરાની.

## પદ "ઝટ સ્હામું જુવો જગ" એ રાગ.

પુરંજન નૃપ પામ્યો હાર, અરેરે પુરંજન નૃપ પામ્યો હાર;
થઈ ગયો ખરેખર ખવાર ને લાચાર, હેરામ શ્રીરામ (૪) પુરંજન. ટેક
કાળ કન્યાએ કીધો પરાભવ, પાંચાલ દેશ ખુવાર;
એ જોઇ દિલડું રહ્યું દાઝતું, સુઝ્યો ન કંઇ વિચાર. હેરામ.

પાદ સ્પર્શતાં જોઈ શીતના લહ્યું ગયા પતિ ત્યાગી;
બની દુર્ભાગી...હાં...........ને રોઇ પતિ-અનુરાગી.

## ગીતિ.

ચીતા ખડકી તજી ચિંતા, બળી મરવા દુબળી સતી ધસતી;
એ અવલોકી સુશ્લોકી, વિપ્ર રોકી કહે ધૃતિ આવી વધતી.

## "રાગ વણઝારો" પદ.

ચેત ચેત ચિત્ત વિચારી, ક્યાં સુધી રહીશ અવિચારી. ટેક.
તું કોણ કોણ મરનારો, હું કોણ? સખા મૂળ તારો રે;
તેં દીધો છેક વિસારી. ચેત ચેત.
પુર પામી થયો તું રાય, અતિ લુબ્ધ રહ્યો સ્ત્રીમાંહ્યરે;
તેથી આ દેહી ધારી. ચેત ચેત.
નથી તું નર કે વળી નારી, બેઉ દેહ તે એકે ધારીરે;
કોનો પતિ કોની પ્યારી. ચેત ચેત.
બેઉ હંસ આપણે પ્યારા, માનસ સર પર વસનારારે;
નથી જાત આપણી ન્યારી, ચેત ચેત.
સમજણ એવી સહુ પાડી, માયાથી છુટો પાડીરે:
દીધો સ્વસ્થાન પહોંચાડી. ચેત ચેત.

## પદ. "મીરાંનું મન મોહનશું માન્યું"

સજન સહુ સમજો કથાનો સાર, આ તો ઊચર્યું છે મર્મ મોઝારરે. ટેક.
રાજા પુરંજન જીવ સમજવો, પુર તે જાણો દેહ;
ઇશ્વિર સખા વશ્યા અંતરમાં, એનોજ છે સત્ય સ્નેહરે. સજન.
મનુષ્ય શરીર પુર સૌથી ઉત્તમ, બુદ્ધિ તે ગણવી નાર;
સખા ઇન્દ્રિયો સખીઓ વૃત્તિ, સર્પ પ્રાણ તે દ્વારરે. સજન.
પાંચાળ દેશ તે પાંચ વિષય ને, નવ છે દેહમાં દ્વાર;
આંખો કાનો નાકોનાં કાંણાં એ, એને મુખ શીશ્ન ગુદા એ પ્રકારરે. સજન.
દ્યુમાન ચક્ષુની ઇન્દ્રિ સમજવી, વિભ્રાજીત દેશ રૂપ;
એવી રીતે સહુ ઇન્દ્રિ વિષયનાં, સમજો પ્રકટ સ્વરૂપરે. સજન.
બંધ દ્વાર હાથ પગ એ કહ્યા, ને હૃદય એ અંતઃપુર;
રથ તે દેહ સ્વપ્નાવસ્થાનો, અશ્વો તે ઇન્દ્રિયો જરૂરરે. સજન.
ચંડ વેગ ગાંધર્વ વર્ષ એ, દાસો દાસી એ દિન રાત;
કાળ કન્યા તે જરા યવન નૃપ, એજ મૃત્યુ સાક્ષાતરે. સજન.
આધી વ્યાધી એ સિપાઇઓ યવનના, પ્રજ્વાર તે કાળ તાવ;
કર્મ કરે ફળ બેઉ ચહે કરે, કોણ કરે અટકાવરે. સજન.
સમજો શરીરને ને તેના ભૂપને, છોડે વિષયનો સંગ;
સેવે શ્રી કંથને ભાવેથી સંતને, તેને **અનંત** ઊમંગરે. સજન.

ઉપાય ભક્તિયોગ ને તે પ્રાપ્ત કરવાનો ઉપાય કથા શ્રવણ અર્થાત્ આવાં વચન છે. અને તેથીજ "અમારો આનંદ" આપને આપી અમારી પેઠે આપે પોતાથી પણ કરે જવા અમારી વિનંતિ છે. આ વિષયમાં પોતાથીજ બનતું જે કરે છે તેજ મહત્ પુરૂષો ગણાયા છે. બલકે અહીંજ નારદજી કહે છે.

**प्रजापतिपतिः साक्षाद्भगवान्गिरिशोमनुःदक्षादयःप्रजाध्यक्षा नैष्ठिकाःसनकादयः ॥**
**मरीचिरत्र्यंगिरसौपुलस्त्यःपुलहःक्रतुः भृगुर्वशिष्टइत्येतेमदंताब्रह्मवादिनः ॥**
**अद्यापिवाचस्पतयस्तपोविद्यासमाधिभिः पश्यंतोऽपिनपश्यंतिपश्यंतंपरमेश्वरम् ॥**

સાક્ષાત્ બ્રહ્મા, શંકર, ભગવાન્, મનુ દક્ષ વગેરે પ્રજાપતિ, સનકાદિ, નૈષ્ટિક બ્રહ્મચારીઓ મરીચિ, અત્રિ, અંગીરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ વશિષ્ટ હું તથા નારદ, આટલા બ્રહ્મવાદીઓ, વેદ, વાણીના વેત્તા છીએ. અને તપશ્ચર્યા, વિદ્યા તથા સમાધિવડે સર્વને જોનારા પરમેશ્વરને જોવા મથીએ છીએ પણ હજી સાક્ષાત્કાર થતાં તો મુક્તિજ થવાની પણ જૂદા જૂદા ઉપાય વડે તે તમામ દેવ રૂષિ આદિ પણ એજ પ્રયાસમાં છે. તે માટે નારદજીએ જે સાર કાઢયો તે ઉપરથી બતાવ્યો છે.

**हरिर्देहभृतामात्मा स्वयंप्रकृतिरीश्वरःतत्पादमूलंशरणंयतःक्षेमोनृणामिह ॥**

બલકે છેવટ સ્પષ્ટ કહે તે પરમેશ્વરનું નામ **હરી** કરીને પ્રસિદ્ધ છે. દેહને ધરનાર પછી તે દેહ દેવ. મનુષ, પક્ષી કે પતંગ ગમે તેનો હો–પણ તેના પણ આત્મા અને પ્રકૃતિના પણ ઇશ્વર એટલે પુરૂષ પ્રકૃતિ ચેતન અચેતન જીવ ને માયા જે એ તત્વો છે તેમના ઇશ્વર તે શ્રીહરિ છે. પ્રકૃતિ પણ તેના વશ ને દેહધારી માત્રે તેના વશ છે ને તેથીજે એ પ્રકૃતિથી એ જીવને છુટા થવા મરજી હોય તો ખરા માલીકને જેના તાબામાં ખરેખર એ પ્રકૃતિ છે તેનાથી અલગ કરવા તેના શરણ જવું. તે પણ પાદ મૂળમાં એમ કહી સાકાર સર્વેશ્વરનું સૂચન કરે છે. ને છેવટ કહી દેછે કે પુરૂષને આંહી કલ્યાણ એથી છે બલકે આગળ કહે છે. यतोभयनमण्यपि તેને પછી લગરીક પણ નથી इतिवेदसविद्वान. એ રીતે આનંદવલ્લી ઉપનિષદે, જે આનંદને દેવાદિથી કોટીગણો બતાવ્યો. જ્યાં મનવાણી થોક બતાવ્યાં, જેના પામવાથી આનંદ પ્રાપ્તીને ભયનિવૃત્તિ જણાવ્યું ને તેવાને માટે વિદ્વાન્ શબ્દ પ્રયોગ કર્યો છે. ત્યાં પણ તેનાથી ઇન્દ્રાદિક ડરતાં દોડે છે. બતાવ્યું ને આંહી તપ સમાધી કરે છે એમ જણાવ્યું. એમ સર્વેશ્વર કોણ ને કેવો છે તે શી રીતે પમાય? ને તેથી શું ફળ પ્રાપ્ત થાય? એ વિષયમાં શ્રુતિઓના અર્થ દાખલા દલીલથી સમજાવવાજ પુરાણ ઇતિહાસ (ઉપબ્રહ્મણ) થએલ છે. એમ એઉની મુદ્દાની વાતોમાં એક કંઠતા જોઈ સિદ્ધ થાય છે ને ચિત્તને સુદ્દઢ થાય છે કે ઇશ્વરના સ્વરૂપ વિશે અમારા આનંદ નિધાન વિશે જે અર્થ શુકદેવજી કહો કે નારદજી કહો બીજા શિષ્યોને સમજાવે છે તેજ અમારા સમજવામાં જેણે અમને સમજાવ્યો તેના સમજાવ્યાથી આવ્યો છે, ને તેજ અમે આપને નિવેદન કરીએ છીએ.

નારી કામણગારી ઇચ્છિત તન ધારી, વયે વર્ષ સોળની દીસે હજી કુંવારી;
શણગારી મનહારી રતિને લજાવનારી. પેઠો.
શોધે છે તે નાથ સ્મરે છે એજ વાત, જોઇ કામળગાત ચળ્યો પુરનો નાથ;
આવ્યો પાસ વાત વરવા દિલ ધારી. પેઠો.

**પદ " તુંને જાદુ એ મેરે પર " એ રાગ.**

અહો વ્હાલી કમળ નેન વાળી કયાંથી આવી કોની છે અને કયાં ચાલી ?
ધર્મની લજા કે અજની સરસ્વતિ, વિશ્નુની લક્ષ્મી શું આલી ? કયાં.
કરનું કમળ શ્રી તે દીધું શું ફેંકી, બોલ મને ધાર આલી. કયાં.
દેવી નથી અડે પદ તુજ ભુને, કર મુજને ભાગ્યશાળી. કયાં.
વીર સકર્મી સંગ અહીં વશ, રાખીશ પ્રેમથી પાળી, કયાં.
સ્હામું તો જો જરા શરમ તજીને, બોલ હ્રદય કર ખાલી. કયાં.

**પદ. " તેરા કુમલા જીવરવા. "**

ઘણા વ્હાલા નગરીપતિ, વ્હાલા નગરીપતિ;
અહો ઘણા વ્હાલા નગરીપતિ, વદી સતિ. ઘણા વ્હાલા. ટેક.
અહીં આવી એટલુંજ જાણું, નવ જાણું હું અથ ઇતિ. વદી.
માણવું આપથી વિવિધ વિષય સુખ, છેજ એ વિચારી એ મતિ. વદી.
વસીએ આંહી સો વરસે સંગે, રંગે રમીએ ઉમંગેથી. વદી.
કોઇ અભાગી કોઈ છે ત્યાગી, લાગી લગની તમારી અતિ. વદી.
ગૃહસ્થ ધર્મ પરમ સુખ દાયક, ગણું આહક મારા પતિ. વદી.

**વસંતતિલકા.**

સ્ત્રી ને પુરૂષ કરી એવી રીતે **કરાર**, વર્ષો રહ્યાં શત પુરે ધરીને **કરાર**;
સ્વામી સમોવડ રૂડી સખી **પ્રેમવાળી**, સ્વામી સમોવડ રૂડી શકી **પ્રેમ વાળી**.

**ચોપાઇ**—નર નારી માણે છે મોજ, વિધ વિધ ભોગ ભોગવે રોજ;
ઉન્હાળે જળક્રીડા કરે, અન્ય દેશમાં બેઉ નીસરે.
ઉપર જવા સાત છે દ્વાર, નીચે જવા દ્વાર બે દ્વાર;
પાંચ પૂર્વે બે પશ્ચિમ મહીં, દક્ષિણ ઉત્તર એકેક તહીં.

**લાવણી.**

ખદ્યોતા આવિર્મુખી દ્વારા જાય પૂર્વ માંહે જ્યારે. **વિભ્રાજીત** દેશે રહે **દ્યુ**માન નામ મિત્ર ત્યારે હારે;
નલિની અને નાલીની દ્વારા જાય પૂર્વમાં જેણી વાર, સૌરભ દેશે મિત્ર નામ અવધુત સંગ રહે રૂડી પ્રકાર.
મુખ્યા નામ મુખ્ય દરવાજે ઉગમણીગમ જાય જદા, આપણ બહુદન દેશે વિપણરક્ષઋ સખા રહે સંગતદા;
દક્ષિણ પિતૃહુ દ્વારે પંચાલે શ્રુતિ–ધરની સાથે જાય, ઉત્તર દેવહુ દ્વારે પંચાલે પણ શ્રુતિ–ધરની રહે સ્હાય.
આસુરી દ્વારે ગ્રામક દેશે દુર્મેદ મિત્ર પશ્ચિમે સંગ, નિરૂતી દ્વારે વૈશસદેશે લુબ્ધક સખા રહે સઉમંગ;
નિર્વાક અને પેશસ્કૃત બે દ્વાર તણાં રહે કમાડ બંધ, પંહેલે દ્વારે જાય ચાલતા બીજે કામ કરે અત્યંત.

**હરિગીત.**

વિષુચીત નાજર સંગ રાજા જનાનામાં જાય છે,
ત્યાં નારીવશ દિનરાત એ સહુ કાજમાં દેખાય છે;

અજનાભ પછીથી ન કોઇ કહે, કૃતિની કિરતી સહુ જોઈ કહે.

**ગરબી" ઓધવજી છે અળગીરે. " એ દેશી**

હરિભક્તિમાં પુરારે, ભરતજી ઉદાસી રહ્યા;
રાજ્ય વેંચી પુત્રોને રે, હરિક્ષેત્ર વાશી થયા.
ગંડકીને (૨) તીરેરે વસે એકલા વનમાં;
છોડી તૃષ્ણા (૨) સમૂળીરે શાન્તિ છે પુરી મનમાં.
કંદ મૂળે (૨) ફળે જળેરે શ્રીવરને આરાધે;
સ્નેહ વધતો (૨) પ્રભુમાંરે, ખુબી વધતી લાધે.
ઉર પીગળ્યું (૨) પ્રેમેરે શિથિલ સહુ ગાત્ર થયાં;
રોમો ઉઠે (૨) તે સાથે રે હર્ષાશ્રુ વહેજ જતાં,
ભૂલે પૂજા (૨) એ પોતેરે પ્રેમમાંહી લીન થઇ;
મજા માણે (૨) અલૌકિકરે હરિરસમીન થઈ.

**લાવણી " ધર્મધુરંધર ધીર " એ રાગ.**

એક પ્રાત શ્રી ભરતે ગંડકીમાં સુભ સ્નાન કર્યું,
સંધ્યા વાંદી ૭ ઘડી લગી જપ જપતા ધ્યાન કર્યું;
ત્યાં તરશી મૃગલી આવી પાણી પીવા લાગી,
સિંહગર્જના પાસ સુણી કે ભયભીત થઈ ભાગી,
ઠેકી સ્હામે ઉંચી કીનારે ફાળ ભરી જેવી,
ગર્ભ નીકળી પડયો નદીમાં મુઈ મૃગલી તેવી;
મૃગબચ્ચું જળ માંહે તણાતું દેખી દયા આવી,
અનાથ જાણી ઉંચકી રાખ્યું આશ્રમમાં લાવી.
માતા મુઈ ને મેંજ બચાવ્યું એ અભિમાન થયું,
ઉછેરવા રક્ષવા લડાવાનું ધમસાણુ થયું;
વધિ પ્રતિદિન આસક્તિ હરિ ભક્તિ ગઈ ઘટતી.
યમ નિયમો છુટયા ને સેવા મૃગની ગઈ વધતી.

**પદ. " જગદીશ છપરે " એ રાગ 'કાલીંગડો.'**

અરે શિશુ મૃગલા, (૨) મુજ વીણ તારૂં નથી કોઈ. ટેક.
નથી માત સ્નેહી તારે, મુજને તું સરવસ ધારે;
છે માત્ર ભરોંસે મ્હારે, રહ્યુ મન પ્રોઈ. (૨) મુજ વીણ૦
શરણાગત તને ન છોડું, કેમ રીત શાસ્ત્રની તોડું;
ભલે થાય મારૂં હિત મોડું, થઇશ નહીં દ્રોહી. (૨) મુજ વીણ૦
રહે નીશદિન મ્હારી પાસે, પ્રેમે પળ મ્હારે નિવાસે;
અહીં કંઇ અનિષ્ટ નહીં થાશે, જીવું હું તને જોઈ. (૨) મુજ વીણ૦

**પદ. " બન ગયો બૈદ. " એ રાગ.**

ભરતજીને ભાવે રે શીશુ મૃગલીનું. ટેક.
હરતાં ફરતાં સુતાં બેસતાં, સાથે સાથે આવે;

બાળ ખેલતું અને ગેલતું, ચપટી વગાડી કરથી તે કુદાવેરે. શીશુ.
સમીધ ફળો લેવા જાઉં પુંઠે, રખે પશુ કોઇ ફાવે;
એ ભયથી નિત સાથે રાખે, થાકે અડે તો ખભે આપ ઊઠાવેરે. શીશુ૦
પુજા કરતાં પુંઠે આવી, હરણું શીશ બીડાવે;
પુષ્પ દર્ભ ફેંદી નાંખે તવ, મીથ્યા કોપ કરી કદી ધમકાવેરે. શીશુ૦
જરી ડરે મૃગ કે દુઃખી દેખી, પ્રીતે ઊર દબાવે;
ખમાં બાપુ, મા વિણુના બચ્ચા, ન દુઃખી થઇશ તને કોઇ નહીં દુભાવેરે. શીશુ૦
ચડે અંગ પર કુદે ગોદમાં, મુખથી મુખે લગાવે;
શીત થુંકના કણો ઊડાડે, તેમ પ્રેમે વધુવધુ ખેલાવેરે. શીશુ૦
વનમાં જતું રહે તવ જંખે, કદા કુશળ ફરી આવે;
વાર થાય તો કરે વિલાપો, જુવે ફરી તવ જીવમાં જીવ આવેરે. શીશુ૦
આયુષ એમ ખુટયું ને લેટ્યા, અંત ભૂપર વિણુ ફાવે;
ત્યારે પણ પડખે મૃગ લપટયું, થશે શુંજ એનું એ વિચારો અકળાવેરે. શીશુ૦
પ્રાણ ગયા મૃગનાજ વિચારે, અન્ય દેહ કેમ આવે;
થયાજ મૃગ પણ જ્ઞાન પૂર્વનું, બન્યું રહ્યું પ્રભુ સેવાને પ્રભાવેરે. શીશુ૦

**ગજલ.** " લાચાર શીશુ આ હાર છે. ". **આશાવરી.**

ધિક્કાર વારંવાર છે, મૃગનો અવતાર છે;
થયું નવ થયું ન થનાર છે, મૃગનો અવતાર છે, ધિક્કાર. ટેક.
હું ભરત રાજા તે ચરૂં, તૃણખડ પશુ થઇને;
વાચા નથી સાધન નથી, ફળ વેઠે સાર છે. ધિક્કાર૦
જ્ઞાની થયો વનમાં ગયો, ગ્રહ્યો પ્રભુ પંથ છતાં;
ભૂલી ગયો મૃગ શીશુથી, દુઃખ એ અપાર છે. ધિક્કાર૦
મુંકી મા કાલીંજર ગીરીમાં, જાઊં હરિક્ષેત્રે;
મુની આશ્રમે રહી કર્મ વેઠું, એ વિચાર છે. ધિક્કાર૦

**દુહો.**

એમ ચહી ત્યાં જઇ રહી, સહી લઇને નિજ ભાગ્ય;
ગંડકી માંહી ઊભા રહી, કર્યું મૃગનું તન ત્યાગ.

**શાર્દુલ.**

જ્ઞાની ભક્ત શુચી અતી સહનતા, સંતોષ વાળા ભલા;
અંગીરા કુળ માંહી વિપ્ર ધની તે, પત્ની બેઉને વર્યા;
મોટીના નવ પૂત્ર સુજ્ઞ પ્રકટયા, સંતાન બે નાંનીથી;
પુત્રીને શુચી પુત્ર તે ભરતજી, જન્મ્યા સુજ્ઞાની સુ—ધી.

**પદ.** " અબ મેરી રાધેને " **એ રાગ.**

ભરતજી જાણીને ઘેલા ગણાય, જડભરત તેથી કહેવાય. ટેક.

દાઝયો દુધે છાસ ફુંકતો, તેમ સંગજ નવ ચાહ્ય;
જ્ઞાન પૂર્વનું બન્યું રહ્યું છે, છાંના સદા હરિ ધ્યાય. જડભરત૦
બ્હેરા મુંગા અંધ ગણે કદી, ન ગણે જન ભૂલ ખાય;
ચિત્તભ્રમ તો ખુદ તાતે ગણતા, પરણાવવા ન ચ્હાય. જડભરત૦
સમાવર્તન સુધી દ્વીજ દેહે, કરવું ઘટીત ગણાય;
જનોઇ દીધું પણ ગાંડો સુત, પાળે ન નીયમ જરાય. જડભરત૦
પિતા શીખવે ગાયત્રી પણ, શીખે શીદ શુચી કાય;
ચાર માસ વિત્યા તવ થાકયા, ગણ્યા મસ્ત મન માંહ્ય. જડભરત૦
પિતૃ ભાવથી માથાકુટ તો, કરેજ ગયા સદાય;
મથતા મથતા મરી ગયા એ, મા સતિ થઈ શુચીકાય. જડભરત૦
જડ ગાંડા કહીને બોલાવે, સામું તેજ કહેજાય;
વેઠે પકડી કામ કરાવે, ટાઢું સુકું ખાય. જડભરત૦
દુઃખ તન સહે છતાં મન ન લહે, પુષ્ટ બની રહે કાય:
ફાટયાં કપડાં ધુળ અંગપર, મહેનત કરીને ખાય. જડભરત૦

## ગીતિ.

શરમાયા તવ ભ્રાતા, કયારા કરવા ખેતરપર રાખ્યા;
ત્યાં પણ કામ બગાડયું, તોપણ જગજન ભયે દોષ સાંખ્યા.

## લાવણી.

નીચલોક સેવતા હતા ભદ્રકાળીને, બળીદાન આપવા લાવ્યા જન ઝાલીને;
તે લાગ લઇ નાશી ગયો ખરેજ ટાંણે, શોધવા નીકળ્યા ભીલ ઠેક ઠેકાણે.
મધરાત સમય ને નીશા હતી અંધારી, જડભરત ઉભા રક્ષે ચોખા ધીરધારી;
ત્યાં પડયા નજર ભીલોને ને બોલાવ્યા, અતિ પુષ્ટ મૂઢ જોઇ રીઝી બાંધી લાવ્યા.
ન્હરાવી ચંદન ભુષણ વસન ધરાવી. પકવાન જમાડી પુષ્પ હાર પહેરાવી:
કાઢી વરઘોડો દેવી સમીપ આણ્યા, જોઈ શાંત ખરેખર સૌએ ગાંડયા જાણ્યા.
ધૂપ દીપ ફુલ ફળની આહુતીઓ આપી, વિધિ સઘળો પુરો થયો કે ઉપાડયા પાપી;
ગોરે મંત્રેલી સજાવેલ મહા મોટી, ખેંચી તલવાર ભરત ઉપર. થઇ ખોટી ! ! !

## મનહર " ધન્ય ધન્ય ભદ્રકાળી " એ રાગ.

સમરે છે ઉરે હરિ રહ્યા પ્રભુમાંજ ઠરી, તેજે દશે દીશા ભરી વૈશ્નવ શીરોમણી;
ભદ્રકાળી બ્રહ્મ તેજ અતિ તેમને જોતેજ, જાણ્યું નથી સ્હેજ શીરે છે હરિ ધીંગો ધણી.
તેજ ન સંખાયું સ્હામું દેખી ન શકાયું, ધૈર્ય ધારી ન રખાયું અચકાયું ઊર તે ભણી;
સાચું સમઝાયું ત્યારે મનડું મુંઝાયું ભારે, તનડું દઝાયું તેજે માતા ગાભરી બણી.
તાપ એ ન સહી શકયાં મૂર્તિમાં ન રહી શકયાં, શાંતિ એ ન ગ્રહી શકયાં ભભકયાં તપી જઇ;
સ્વજનોનો દોષ જાણી તે ઉપર રોશ આણી, દાહે અતિ જોષ આણી નિકળ્યાં દુઃખી થઈ.
રાતી આંખ ફાડી જાડી ભમરો ઉપાડી ધાડી. ડાઢોને દેખાડી બુમ પાડી ત્રાડુકી જઇ;

ઇચ્છા ને કર્મ પછી ફળ ખાય, વાસના ઇચ્છા એ ક્રમ સમજાય. જડભરતે
જગત સ્વપ્ન સુર લોકનાં, સુખ વિષયિક ને નાશવાન;
આત્માનું હિત નથી એ વિશે, ગર્ભ જન્મનાં રહે તોફાન;
જન્મ મરણુ બન્યાં રહે તોફાન, તોએ ભૂલે મોટા મોટાઓ ભાન;
કર્મો મોટાં કરી થાય હેરાન, અંતે એનુએ રહે ધમસાણુ. જડભરતે.
બાંધ્યા જીવો માયાને વિષે, જુદો છે એ બેઉનો સ્વામીન્;
દેવું લેવું બંધ છોડ ને. જ્ઞાને છે એ પ્રભુને આધીન;
જ્ઞાને છે એ પ્રભુને આધીન, માટે ન રહે જગ–સુખમાં લીન;
નિષ્કામ ભાવે એને ભજનાર, પામે ત્વરાથી આ દુઃખનો પાર. જડભરતે.
પ્હેલો ભરતનૃપ હું હતો, ભજ્યા ત્યારે ભાવે ભગવાન;
અંતે મોહ્યો મૃગે ને ડગ્યો, પાછો પામ્યો આ તન રહ્યું ભાન;
પામ્યો આ તન ને બન્યું રહ્યું જ્ઞાન, તેથી હવે ક્ષણે ભૂલું ન ભાન;
બીજે ન ચિત્ત પ્રભુથીજ પ્રીત, થાય એથી નક્કી જગપર જીત. જડભરતે.
તું પણુ ચેત ત્વરા કરી, ગુરૂ દ્વારા પ્રભુ પદે લાગ;
દેવી દેવો જગ સુખનો, તું સંબંધ તો છેકજ ત્યાગ;
સંબંધ છેકજ ત્યાગો બીજાનો, થઈ જાઓ વૈશ્નવરે મારૂં માનો;
સ્હેજે દુઃખો તરી નિત સુખી થાઓ, નવ ભવ–અરણ્યમાં અથડાઓ. જડભરતે.

## ૫૬. " ઓધવજી કરમનકી ગતિ ન્યારી " એ રાગ.

ભરત કહે સાંભળ રહુગણુ રાય, સમજી ઉતાર મન માંય. ભરત૦
જગ વગડામાં જીવ સંઘ આ, ભટકતો ચાલ્યોજ જાય;
સુખની આશાએ સ્હે ઘણાં સંકટ, પણુ દુઃખ પામે સદાય. ભરત૦
સંઘવી બુદ્ધિ સરસ નથી તેથી, ઇન્દ્રિ ૭ ચોરે લૂટાય;
ગાફલનું હરે શ્વાન શીઆળો, તેમ સ્ત્રી સુત ધન ખાય. ભરત૦
ડાંસ મચ્છર સમ જગજન પીડે, કહીં કહીં તે કુટાય;
ધૂળ વંટોળીઆ આંખો ભરીદે, સ્ત્રી ધનમાં અંધ થાય. ભરત૦
તમરાં રૂપી કટુ શબ્દ સુણાતાં, ઘુવડ પાપી વદે માંય;
ઝાંઝવાના જળ પીવાને દોડે, ખોટી આશા ધરી ધાય. ભરત૦
ભાતા રૂપી ધન ખુટે તે વેળા, અન્યથી યાચવા જાય;
દાવાનળે ઘેરે તાપે તપે છે, વિવિધ વિપતિમાં રોળાય. ભરત.
યક્ષ પ્રાણો હરે તેમ લૂટે નૃપ, કંકર કાંટા ભોંકાય;
આશાના પ્હાડ ચઢે ઉતરે છે, અજગર ઉંઘે ગળાય. ભરત.
કરડે જંતુ રૂપ દુર્જન વનમાં. મધ સ્ત્રી ભોગવવા જાય;
માખા સગા તેના કરડે કે રોતો, ખુદનું બીજા લુટી જાય. ભરત.
ટાઢ તાપે વાયુ વૃષ્ટીથી કોઇદી, કશુંએ કરી ન શકાય;
અંન આસન ઉતારાઓ કે વાહન, ન મળે ખરચ ખુટ થાય, ભરત.

એક બીજાનું લેવા જતાં વચમાં, ક્લેશ દ્વેષથી પીડાય;
માર્ગે મરે તેને મુકે છે પડતાં, જન્મી નવાં સંગી થાય. ભરત.
વાનર સંગીને વૃક્ષે સેવે તેમ, પરણે તે ઘરમાં પુરાય;
ગફલત ગુફા રૂપ મૃત્યુમાં, હાથી કાળથી હણાય. ભરત.
આડે રસ્તે પડે ખાડ નર્કમાં, માંડ છુટી પથે જાય;
ઊંચે ચઢીને એ પાછા પડે છે, પાર ન કેમે પમાય. ભરત.
તું પણ તેવોજ છેરે રહુગણુ, ચેત હજી મન માંય;
સાચા ભોમીયાને શોધી સાથે જા, જેથી મુકામે પહોંચાય. ભરત.

**પદ " આશો નટવર " એ રાગ.**

સુણી બોધ રહુગણુ રાજી થયા, રાજી થયા પદે બાઝી રહ્યા. સુણી.
વિદાય કરી દઈ સંગીયો, સદ્ય કર્યો વનવાસ.
શીખી અધિક ભરત થકી, ઉરે ધર્યા અવિનાશ.
મંગળ મુરત તુરત અનુભવતાં, પાપ પુંજ બધા બાઝી ગયા. સુણી.
ભરતે ત્યાંથી નિસર્યા, હરિ રસમાં ગુલતાન;
અંતે દેહ તજી વિચર્યાં, વિશ્ણુ પરમ પદ સ્થાન.
રહુગણુની પણ એજ ગતિ થઇ ભારીરે.
ધન્ય ધન્ય ગુરૂ ને શીષ્ય તર્યા ભવ તારીરે;
**અનંત** સંત બનો એ રીતેજ ભાગ્યવંત. એ આશે ભરત ગુણો ગાજી કહ્યા. સુણી.

**શ્રીહરિ.**

આ આખ્યાનથી જે સાર ગ્રહણ કરવાનો તે માટે પ્રથમ પદ મુકયું છે ને તેજ મતલબની શ્રીહરિની આજ્ઞા છે.

**अनित्यमसुखंलोक मिमंप्राप्यभजस्वमाम् ॥**

" આ અનિત્ય અને અસુખવાળું લોક પામીને મને ભજ" આ આજ્ઞા કોઈ કંગાળ દુઃખીને નથી કરતા, પણ જેણે પૃથ્વીપર દિગ્વિજય કર્યો ને ઈન્દ્ર સાથે ગાદીપર બેસવા સાથે ભગવાન શંકરના પણ પોતાનું લઢાઇમાં શુર બતાવી પૂરા કૃપાપાત્ર થયા ને શ્રીકૃષ્ણે તો જેને સખાજ ગણ્યા; બલકે જેમનું સંસારમાં ડગલે ડગલે કામ કર્યું તેનેજ તેણેજ કહેલ છે કે, આ લોક તને મળ્યું તો ભલે, પણ તે અનિત્ય છે એ પ્રથમ મહાદૂષણ ને તેટલા વખતમાં પણ તેમાં સાચું સુખ નથી મળતું. માટે આ સંસારમાં આવીને જે કરવાનું તે એ કે ' મને ભજવો ' અને એજ સાર આખ્યાનનો પણ છે.

તેમાં પિતાએજ-પુત્રને-(ભરતને-જે ઉપદેશ કર્યો તે એજ હતો. શ્રીમત્ ભાગવત જેમાંથી આ કથા ઊતારી છે તેમાં શ્રી રૂષભદેવ ભગવાનનાં આ વચનો છે કે,

**नायंदेहोदेहभाजानृलोके कष्टान्कामानर्हतेविड्भुजांये ॥**
**तपोदिव्यंपुत्रकायेनसत्वं शुद्धेद्यस्माद्ब्रह्मसौख्यंत्वनंतम् ॥**

મનુષ્ય લોકમાં આ મનુષ્યનો દેહ-વિષ્ટા ખાનારે ભુંડને પણ મળે તેવા-દુઃખકારી વિષયો ભોગવવાને યોગ્ય નથી. હે પુત્રો ! તમે દીવ્ય તપ કરો કે જેથી તમારૂં અંતઃકરણ શુદ્ધ થાય ને તેની શુદ્ધિથી તમને પરબ્રહ્મનું અનંત સુખ મળે.

બીજું સ્મરણુજ ન થાય તો પછી તેમાં ફસવાની વાતજ ક્યાં ! માટે 'હરિ ભજવાથી' એઉ અર્થ સધાય. અનિષ્ટ નિવૃત્તિ ને ઇષ્ટ પ્રાપ્તી ને વિષય ભજવાથી એઉ બગડે 'અનીષ્ટ પ્રાપ્તી ને ઇષ્ટ નિવૃત્તિ'.

ભૂલતો થવાનીજ ! તો નિરાશ થવાનું નથી. કારણુ આ ચરિત્રથીજ સમજાય છે કે, ભૂલનું ફળ ભોગવવામાં કાંઇ હરિભજનથી જે કમાણી કરેલ તે જતી રહી નહોતી. મૃગ દેહમાં પણુ પૂર્વ જન્મનું સ્મરણુ રહ્યું. જે અભક્તને મનુષ્ય દેહમાં પણુ નથી ને તેથીજ ત્યાં જ લખ્યું છે કે, ભરતની પૂર્વ જન્મની કરેલ ભક્તિનો પ્રભાવ જુવો કે—

**नारायणायहरयेनम इत्युदारं हास्यन्मृगत्वमपियःसमुदाजहार ॥**

'મૃગનું શરીર છોડતાં પણુ' 'નારાયણાય હરયે નમઃ' એવું ઉદાર વચન જેમણે કહ્યું' ને તેથી પવિત્ર બ્રાહ્મણુને ઘેર અવતર્યા. મૃગ શરીરમાં પણુ પૂર્વ જન્મનું જ્ઞાન રહ્યું. જે છોડતાં હરિને નમ્યા, તેને મનુષ્યશરીર પ્રાપ્ત થતાં પૂર્વ સ્મરણુ કેમ જતું રહે ! પાછા મનુષ્ય દેહમાં આવ્યા તેથી દૂધનો બળ્યો છાશ ફુંકીને પીયે તેમ એવા વિષયથી દુર રહ્યા કે જગતમાં તેમનું 'જડભરત' જેવું નામ અદ્યાપિ ખ્યાત રહ્યું, પણુ તે જડ કેવા હતા, તે જડ લોકો શું જાણે ! ભીલોએ ન જાણ્યું પણુ માતાજીએ જાણ્યું ને છેવટ રહુગણુ રાજાએ તો એવું જાણ્યું કે તેનો પણુ બેડો પાર થઇ ગયો. તે પણુ ક્યારે ? વિષય સત્સંગ જોડયો, ને રાજપાટ મુંકી હરિભજનમાં વય પુરી કરી ત્યારે. રહુગણુને ભરતજીએ એજ ઉપદેશ દીધો છે. ભવાટવીનું વર્ણુન આંહી સૂક્ષ્મ છે, 'ચંદ્રકાન્ત'માં વિસ્તારે છે, તે વાંચવા ભલામણુ છે. પણુ આંહી છેવટ શ્રી ભરતજીના રહુગણુ રાજા પ્રત્યે પણુ આ શબ્દો છે કે—

**रहूगणत्वमपिह्यध्वनोऽस्य संन्यस्तदंडः कृतभूतमैत्रः ॥**

**असज्जितात्माहरिसेवयाशित ज्ञानासिमादायतरातिपारम् ॥**

હે રહુગણુ રાજા ! તને પણુ માયાએ ભવાટવીમાં નાંખી દીધો છે, માટે તું અભિમાન ત્યાગ કરીને, સર્વ પ્રાણીયો સાથે મિત્રતા કર; તથા સર્વ વિષયો ઉપરથી મનની આસક્તિ ઉઠાવી લઇને શ્રી હરિની સેવાથી સજ કરેલી જ્ઞાનરૂપી તરવાર લઇ આ ભવાટવીનો માર્ગ કાપી નાંખ.

આવા મોટા મોટા ચક્રવર્તી રાજાએ પણુ રાજ્ય છોડી પ્રભુમાં વધુ સુખ સમજી તેની જ સેવામાં ચિત્ત જોડયું તો પછી **महाजनोयेनगतःसपंथाः** તે પંથેજ આપણે વિચરવા પ્રયાસ કરીએ કે વિષયમાંથી છુટવું ને પ્રભુને ભજવા. પ્રભુમાં પ્રીત થવાની શરૂવાત તે એ છે. શ્રી ભરત મહારાજનાજ શબ્દો યાદ કરીએ.

**ज्ञानंविशुद्धंपरमार्थमेक मनंन्तरंत्वबहिर्ब्रह्मसत्यम् ॥**
**प्रत्यक्प्रशांतंभगवच्छब्दसंज्ञं यद्वासुदेवंकवयोवदंति ॥**
**रहूगणैतत्तपसानयाति नचेज्ययानिर्वपणाद्गृहाद्वा ॥**
**नछंदसानैवजलाग्निसूर्यै र्विनामहत्पादरजोभिषेकम् ॥**
**यत्रोत्तमश्लोकगुणानुवादः प्रस्तूयतेग्राम्यकथाविघातः ॥**
**निषेव्यमाणोऽनुदिनंमुमुक्षो र्मतिंसतींयच्छतिवासुदेवे ॥**

જ્ઞાનસ્વરૂપ, વિશુદ્ધ, પરમાર્થ એક અંદર બહાર પોતેજ, સત્ય સ્વપ્રકાશ શાંત જેનું નામ ' ભગવાન ને જેને જ્ઞાની વાસુદેવ કહે છે, એટલે સઘળે વસનાર ષડૈશ્વર્યસંપન્ન શ્રીકૃષ્ણ હે રહુગણુ રાજા ! તેનો લાભ માત્ર તપથી, પુજાથી. દાનથી, પરોપકારથી, કે વેદાભ્યાસથી, ને જળ અગ્નિ ને સૂર્યનીઉપાસનાથી નથી થતો પણ મહત્પુરૂષના ચરણ રજની સેવા પહેલી કરવી જોઇએ. ને તે મહત્પુરૂષ શું સેવાના બદલામાં આપે છે ? સેવાથી શું મળે છે ? 'જે મહાત્મા પુરૂષોને વિષે વિષયની વાતોને નાશ કરનારી ભગવાનના ગુણની કથાજ થયા કરે છે; જે કથા સાંભળવાથી મુમુક્ષુને ભગવાનમાં સારી બુદ્ધિ થાય છે. એટલે વિષયમાં અપ્રીતિ ને ભગવાનમાં પ્રીતિ થવાનું મૂળ હરિગુણ કહેવા સાંભળવા એ છે; તે મહાત્મા શુકદેવજી જેવા આપણે માટે કહી ગયા છે ને તેજ શબ્દો હજી આંહી રહી ગયા છે. એટલે આપણે તેનો આ રીતે લાભ લઈએ એજ ખરો માર્ગ છેજ. હવે ઘટે છે કે, આ વ્યાપાર વધારવો ને વિષયવ્યાપાર ઘટાડવો. ને તેથી અન્ય વિષયનું વાંચન શ્રવણ કમી કરી આ વિષયમાં મન જેમ વધુ રોકાય તેમ રોકવું. એજ મહત્પુરૂષની સેવાનું ફળ, એજ સત્સંગ, એથીજ બધું સુધરશે; ક્રમ એ છે, શરૂવાત એ છે, શ્રવણ કીર્તન સ્મરણ પછી પાદસેવન ને ભરતજી કરતા તેવું અર્ચન તો તેની પણ પછી છે. હાલ જેમાં સર્વ વિકાર છે તે વિષય આપણે લીધો છે, તેટલાથી પણ શુકે પરીક્ષિતને પાર પહોંચાડયો હતો એટલે આ ઉપાય પણ જો પુરોજ થાય તો ઇચ્છિત ફળ દઇ શકે છે, એ માટે વધારે આગળ ઉપર; પણ આંહી છેવટમાં એટલુંજ કે આપણે આવા સાર્વભૌમ ચક્રવર્તી જેનાં નામ હજારો વર્ષ રહે તેવા આ દેહના પ્રયાસથી નથી થઇ શકતા પણ તેવા થઇને પણ પછી જે મેળવવાનું જેની આગળ એ સાર્વભૌમપણું તુચ્છ છે તે મેળવવા તેમના જેટલુંજ કરી શકીએ છીએ. માટે તે માટે હવે પાકો વિચાર કરવા વિનંતિ છે. કરતા હોય તેમને સુધારો વધારો કરવાને પ્રાર્થના છે ને એવા હોય તેમને ધન્ય છે ! પ્રભુ સર્વનું સારૂં કરો ! અસ્તુ.

ઇતિ.

---

**ગજલ.**

જગ સ્વપ્ન જેવું જોઊં છું, એમાં શું માલ છે;
ખાલી વખત તક ખોઊં છું, એમાં શું માલ છે.
જન ધામ ધન તનને તજી, ક્ષણમાં મરી જતાં;
જોયા છતાં શીદ મોહું છું, એમાં શું માલ છે.
હું સર્વને છોડીશ મુજને છોડશે સર્વે;
જાણી વૃથા ચિત્ત પ્રોઊં છું, એમાં શું માલ છે.
સુખ દુ:ખ બહુ થાશે જશે, સ્થિર નહીં રહે એકે;
એ કીચમાં હું કોહું છું, એમાં શું માલ છે.
વિષયો વિષે વળગ્યા વડે, ક્ષણમાં ખુશી થાતો:
ક્ષણમાં વળી હું રોઊં છું, એમાં શું માલ છે.
જે કામ ના આવ્યું, નહીં આવે અનુ અંતે;
તેમાં બધું હું ખોઊં છું, એમાં શું માલ છે.

શ્રીમત

# પ્રલ્હાદ આખ્યાન.

## પૂર્વરંગ.

પદ " સ્તવન શુભ તારૂં કરૂંરે " એ દેશી.

**હે સજનો ! શીર ધણી છે દિલ ધારો, ભાવે નિશદિન સંભારોરે,**
**અચિત ચિતમાં વાશી, વિભુ ઇશ અવિનાશી;**
**સંત સુખરાશી 'આનંદ' અમારો, ભાવે નિશદિન સંભારોરે.**

હે સજ્જનો ! સંબોધન સજ્જનો પ્રત્યે છે. સહુ સજ્જન થવાનો દાવો કરે પણ શ્રુતિ ' સત્–જન ' જેને કહે તેજ ખરા સજ્જન તેની વ્યાખ્યા આ પ્રમાણે છે.

**अस्तिब्रह्मेतिचेद्वेद । संतमेनंततोविदुः**

બ્રહ્મ છે એ રીતે જે જાણે છે તેને તે કારણથી ' સંત ' એવા શબ્દથી વિદ્વાન જાણે છે. અર્થાત્ જે ઇશ્વરના અસ્તિત્વને પણ નથી માનતા તેતો શ્રુતિનાજ શબ્દોમાં **असन्नेवसभवति असद्ब्रह्मेतिवेदचेत्.** જે કોઇ પુરૂષ ' બ્રહ્મ ' નથી એવું જાણે છે તે મનુષ્ય અસત્ જેવાજ અસજ્જન. ખરા બોલમાં કહો તો ' જીવતે મુઆ ' જેવા થાય છે. જેમ કે એક જગે કહેલ છે. **के शवाः पुरुषाः लोके येषांहृदिनकेशवः** જગતમાં 'શવ' એટલે મુડદાં–કયા પુરૂષોને સમજવા ? જેમના દીલમાં ' કેશવ ' નથી તે–અને તેથીજ એમ કહ્યું. **"હે સજનો ! શીર ધણી છે દિલ ધારો, ભાવે નિશદિન સંભારોરે."**

પણ ઉપદેશ તો અસતને પણ આપો તો શું અડચણ છે ? આવો ઉપદેશ તેમને આપવાનો નથી. કારણ જેનાથી અમે આવું જાણ્યું છે તેણેજ મના કરી છે. ભગવાને અર્જુનને ' બ્રહ્મવિદ્યા ' શ્રીમત્ ભગવત્ ગીતાને ઉપનિષદરૂપ ગણી તેમાં સ્ત્રી શુદ્રાદિકનો પણ અધિકાર રાખ્યો. કારણ તેની ગણતી ' સ્મૃતિ'માં અથવા મહાભારત–અંતર્ગત–એટલે ઇતિહાસમાં થઇ; પરંતુ તેમાં છેવટ એ સ્પષ્ટ કહ્યું છે કે—

**इदंतेनातपस्काय नाभक्तायकदाचन ॥ नचाशुश्रूषवेवाच्यं नचमांयोभ्यसूयति ॥**

' આ તારે જેણે તપ નથી કર્યું તેને ન કહેવું, અભક્તને કદી ન કહેવું, સેવા કરનારા નથી તેમને ન કહેવું ને જે મોરી અસૂયા કરે છે, મારામાં દોષારોપણ કરે છે તેને ન કહેવું, તેમાં બે કારણ છે. જેને લાભ થવા માટે કહેવું તેને લાભ નહીં થાય; એટલે તમારો ઉદ્દેષ પાર નહીં પડે.

### સોરઠો.

' ફુલે ન ફુલે બેલ, જો બરસે બરખા સુધા'
' મૂરખ હૃદય ન ચેત, જો ગુરૂ મીલહી વિરંચી શીવ. '

ને બીજું કુપાત્રે દાન થવાથી **विद्याविवादाय धनंमदाय** એમજ થાય. કારણ તેઓ જે વસ્તુ તેમના સ્હામે આવે તેમાંથી સાર ગ્રહણ નથી કરતા, પણ અસાર ગ્રહે છે.

' પીએ રૂધીર પય ના પીએ, લગી પયોધર ઝોક, ' જળોને આંચળપર વળગાડે તો પણ તે તો લોહીનુંજ પાન ત્યાં કરે, દુધનું નહીં. ભર્તૃહરી તે માટે વધુ ખુલાસાથી સમજાવે છે કે—

**जाड्यंह्रीमतिगण्यते व्रतरुचौदंभः शुचौकैतवं**
**शूरेनिर्घृणता ऋजौविमतिता दैन्यंप्रियालापिनि**
**तेजस्वीन्यवलिप्तता मुखरितावक्तर्य शक्तिःस्थिरे**
**त्येऽकोनामगुणो भवेत्सगुणिनां योदुर्जनैनांकितः**

દુર્જનો લાજવાળા પુરૂષને જડ કહે છે, વ્રતમાં રૂચીવાળાને દંભી કહે છે, પવિત્ર પુરૂષને ધુર્ત કહે છે, શુરને નિર્દય, સરળ—સુધા માણસને બેવકુફ, પ્રિય બોલનારને દીન તેજસ્વીને ગર્વિષ્ટ, બોલવામાં ચતુર નરને બહુબોલો, ને ઠરેલાને અશક્ત કહે છે. એટલે એવો ગુણવાન્ પુરૂષનો કયો ગુણ છે કે જેમાં દુર્જનોએ દોષ ન મુકયો હોય ?

તાત્પર્ય–તેને હાની ને વિષયને હાની; બેઉ રીતે નુકસાન. તેમાં પણ વિષય તો છે તેવોજ રહેવાનો, પરંતુ તેને લાભ કરવા જઇએ તેને ઉલટી હાની થાય એ વધુ વિચારવા જેવું છે. તે ઉપર એક લૌકિક દ્રષ્ટાંત–કહાણી છે.

એક રજપુત ને તેની સ્ત્રીએ આખું મહાભારત સાંભળ્યું. પછી પરસ્પર દંપતિએ પુછ્યું તમે શું સાર સમજ્યા ? પુરૂષ કહે–મેં એ સાર ગ્રહ્યો કે, અર્જુને લાખોને મારી નાંખ્યા તોપણ તેને પાપ નથી લાગ્યું તો મેં તો લૂટમાં હજી બે ચાર ખુનજ કર્યા છે; એટલે પોતાના રોજગાર સારૂ ગમે તેટલી હત્યા કરીએ તેનું પાપ નથી ! સ્ત્રી કહે, મેં પણ જાણ્યું કે દ્રૌપદીને એકે સાથે પાંચ ધણી હતા ત્યાં સુધી તો સતિપણું તેનું કાયમ રહ્યું છે તો મેં તો હજી બીજો એકજ પુરૂષ તમારા શિવાય રાખ્યો છે એટલે મને પણ શાસ્ત્ર પ્રમાણે જોતાં પાપ નથી લાગ્યું ! શ્રી હરિ ! ! માટે અમે અમારી વતી તો ' હે સજ્જનો ' એમજ શરૂ કરીશું–આસ્તિકને તો અમારૂં કહેવુંજ છે. તે તો ઇશ્વરને માનેજ છે પછી વધુ શું કહેવાનું છે.

**' શીર ધણી છે દિલ ધારો '** શીર ધણી છે એ વાત માનવી, એ જુદી વાત છે, ને તેને દિલપર ધરવી તે જુદી વાત છે. માટે તેને " દિલપર ધારો " હાલ દિલપર શું ધરેલ છે ? અનેક સંસારી વાતો. પણ ભાઇ ?

**ગરબી** " સમજી ગઈ છું રે " **એ દેશી.**

જગમાં મોહ્યા તે સહુ રોયા, અંતે જાણવું રે; એવા ના થવુંરે.
જુવે બીજાનું તોપણ ભૂલે, હાલ ભલે એ મદથી ફુલે;
એને કાજે નહી થાય કશુંએ નવું રે. જગમાં.
ભેળું કરે ભલે અહીં આજે, અંતે છે એ બીજા કાજે:
એની દાઝે કશું નથી સાથે થવું રે. જગમાં.
મ્હારૂં મ્હારૂં કરતા ચાલ્યા બાંધી કુટી ફુંકી બાળ્યા;
લાળા તનના થયા પછી શું માણવું રે. જગમાં.

આ સહુ તો કંઈ કામ ન આવે, ત્યારે ત્યાં તું શાથી ફાવે;
એ માટે ઉપાય કરવા ઉર આણવું રે. જગમાં.
એટલે **શિર ધણી છે દીલ ધારો,** ને તે માટે ઉપાય—
**એને નિશદિન સંભારોરે. હે સજનો !**

કંઇ સંસારી કામકાજ કરવાની મના નથી; પરંતુ જેમ કોર્ટમાં પ્રતિજ્ઞા દેતાંજ કહેવરાવે છે કે, બોલો 'પરમેશ્વરને હાજર જાણી જે લખાવીશ તે સાચું લખાવીશ' તેમ, "શીર ધણી છે દિલ ધારો, એને નિશદીન સંભારોરે.' કારણ એથી ભય ને લાલચ બેઉ એનાંજ બન્યાં રહેશે. ખુદ ભગવાને અર્જુનને એ આજ્ઞા કરી છે કે—

**तस्मात्सर्वेषुकालेषु मामनुस्मरयुद्धच ।। मय्यर्पितमनोबुद्धि र्मामेवैष्यस्यसंशयम् ।।**

તેટલા માટે સર્વકાળમાં મારૂં અનુસ્મરણ કરે જાઇને 'યુદ્ધ કર' ( તારૂં વર્ણાશ્રમોચિત-કર્તવ્યકર્મ-જેનું જે હોય તે-કર ) કેમકે મારામાં મન બુદ્ધિ અર્પણ કરવાથી નિઃસંશય મને પામીશ, માટે કહ્યું. ' **એને નિશદિન સંભારોરે.** '

સતપુરાણી આ વાત ખુલાસેથી સમજાવે છે કે—

**अविस्मृतिः कृष्णपदारार्विंदयोः क्षिणोत्यभद्राणिचशंतनोति ।।**
**सत्वस्यशुद्धिंपरमात्मभार्क्ति ज्ञानंचविज्ञानविरागयुक्तम् ।।**

સદા શ્રીકૃષ્ણના ચરણારવિંદ સંભાર્યા કરવાથી-તેના અવિસ્મરણથી શું થાય છે ? અભદ્ર બધાં નાશ પામે છે. મન બે કામ સાથે ન કરે, એકમાં રોકાયું હોય એટલી વાર બીજું કરતું અટકે; એટલે પાપ તો નજ થાય, ને વળી તેના સ્મરણમાં તેના રૂપ, ગુણ ચરિત્રનું સ્મરણ થવાથી તેવું વર્તન, તેને પ્રિય આચરણ કરવા પ્રેરાઈ તેમ કરીએ. એટલે એથી કલ્યાણ-પુણ્ય વધે, જેના પરિણામે હૃદય બુદ્ધિ-શુદ્ધ થાય, એટલે પરમાત્મામાં પ્રીતિ થાય. કારણ શુદ્ધ બુદ્ધિથી સત્ય સમજાય. એજ જ્ઞાન તે જેમ વધે તેમ વિજ્ઞાન ને વિરાગ યુક્ત થવાય. ને તેથીજ કહે છે—

**विद्यातपःप्राणनिरोधमैत्री तीर्थाभिषेक व्रतदानजप्यैः**
**नात्यंतशुद्धिं लभतेंतरात्मा यथाहृदिस्थे भगवत्यनंते ।।**

જેવી અંતરાત્માની અત્યંત શુદ્ધિ હૃદયમાં ભગવાન અનંતને રાખવાથી થાય છે, તેવી વિદ્યા, તપ, પ્રાણાયામ, તીર્થ, વ્રત, દાન, જપવડે નથી થતી. કારણ એ બધાં સાધન તો છેવટ એ ફળ ઉપજાવે ( જો નિષ્કામ કર્યા હોય તો કે ) તે ચિત્તને પરમાત્માને સંભારવા યોગ્ય કરે; તેના ઉપરના મળ કાપે, ભગવાન ખુદ કહે છે **यज्ञोदानंतपश्चैव पावनानिमनीषीणां** ' યજ્ઞ, દાન, તપ એ બધાં બુદ્ધિ શુદ્ધ કરે છે ' પણ તે કરી રહે કે પાછો બીજા કર્મમાં લાગે, તેની અસર-એજ મેલ-તે પર લાગવા માંડે, એથી તેની અત્યંત શુદ્ધિ ન થાય. પણ જો સદા હરિનેજ હૃદય પર રાખે તો ઉપર કહ્યા પ્રમાણે જ્ઞાન-વિજ્ઞાન, વૈરાગ્યયુક્ત ભક્તિ ઉત્તરોત્તર પ્રકટવાથી બુદ્ધિ બગડવા સંભવજ ન રહે. માટે અમે એજ કહ્યું કે—

**શીર ધણી છે દિલ ધારો, એને નિશદિન સંભારોરે.**

ન્યાય ચોખ્ખો છે કે— **विषयान् ध्यायतश्चित्तं विषयेषु विषज्जते ।**

**मामनुस्मरतश्चित्तं मय्येवप्रविलीयते ॥**

વિષયોનું ધ્યાન-ચિંતવન કરનાર ચિત્ત વિષયોમાં વિલગ્ન થાય ને મારૂં સદા સ્મરણ કરનાર ચિત્ત મારામાં લય થાય.' એમ શ્રીહરિ પોતેજ સમજાવે છે બલકે શ્રીનારદજી તે ઉપર દ્રષ્ટાંત દે છે કે—

**वैरेणयंनृपतयः शिशुपालपौंड्रशाल्वादयो गतिविलासविलोकनाद्यैः ॥**

**ध्यायंत आकृतधियः शयनासनादौ तत्साम्यमापुरनुरक्तधियापुनः किम् ॥**

શિશુપાલ પૌન્ડ્રક, શાલ્વ આદિ રાજાઓ વેર વડે તેની ગતિ-વિલાસ-વિલોકન આદિનુંજ ધ્યાન સુતાં-બેસતાં તેમાંજ ચિત્ત રોકાઇ જવાથી-કર્યા કરવાથી તેની સમાનતાને પામ્યા;' તો તેમાં ભાવથી ચિત્ત રાખનારનું તો પુછવુંજ શું ? માટેજ કહ્યું છે કે—

**છે ધણી શિર દિલ ધારો, ભાવે નિશદિન સંભારોરે.**

જેને સંભારવાનો તેને માટે અમે 'ધણી' શબ્દ વાપર્યો છે.

" શીર ધણી છે દિલ ધારો, ભાવે નિશદિન સંભારો રે. "

'ધની' એટલે ધનવાળો-ધનીઃ મીલકતવાળો તે માલીક. કંઇકિ ધન આપણી પાસે પણ છે. કાંઇ પૈસાજ ધન કહેવાય એમ નથી. જેમ 'ગોધન' એમ મીલકત માત્ર પદાર્થ માત્ર 'ધન' કહેવાય. તેનો સાચો ધણી કોણ છે ? રાજા તો શું પણ દેવો ને બ્રહ્મા પણ ભાડુતી, નોકર, પરતંત્ર છે. ખરા ધની નથી, ખરો ધની એકજ છે. જેને શ્રુતિ—

**तमीश्वराणांपरमंमहेश्वरं तंदेवतानांपरमंचदैवतं ॥**

**पतिंपतीनांपरमंपुरस्तात् विदामदेवंभुवनेशमीड्यं ॥**

તે ઇશ્વરોનો પરમ મહાન્-ઇશ્વર તે દેવતાઓનું પરમ દૈવત, તે પતિઓનો પતિ, પરમ મોટો તે ભુવનોનો ઇશ, તેને અમે દેવ પુજ્ય ગણીએ છીએ. ને તેથી અમે પણ 'ધની' શબ્દ તેને માટેજ વાપરી કહીએ છીએ.

**શીર ધણી છે દિલ ધારો, ભાવે નિશદિન સંભારોરે.**

અમે આંહીજ તેની ઓળખ આપી છે.

" અચિત્ ચિતમાં વાશી, વિભુ ઇશ અવિનાશી;
સંત સુખરાશી 'આનંદ અમારો', 'ભાવે નિશદિન સંભારોરે.
શીર ધણી છે દિલ ધારો, " તે આવો.

તેનું જેટલું ધન છે તેનો સમાવેશ 'અચિત્ ને ચિત્' એ બે શબ્દમાં થઇ જાય છે. તે બે ધન તેણે રેઢાં મુકયાં નથી પણ પોતેજ તેમાં વશીને રહ્યો છે. શ્રી ગીતાજીમાં પોતેજ શ્રી મુખે કહ્યું છે કે—

**यावत्संजायतेकिंचित्सत्वं स्थावरजंगमम् । क्षेत्रक्षेत्रज्ञसंयोगात्त द्विद्धिभरतर्षभ ॥**

હે અર્જુન ! જે કંઈ સ્થાવર જંગમ રૂપ સત્વ ઉત્પંન થાય છે, તે તું ક્ષેત્ર (અચિત્) ને ક્ષેત્રજ્ઞ ( ચિત્ ) ના સંયોગથી જાણ. એટલે જે કાંઈ ધન બીજા રૂપમાં દેખાય તે એ બે ધનના મીશ્રણથી માટેજ શ્રુતિ પણ **प्रधानक्षेत्रज्ञपति** એમ તેને 'અચિત્ ચિતનો

સ્વામી' કરીને કહે છે. ને તે પતિપણું કયાં રહીને કરે છે. એ પણ શ્રુતિજ જણાવે છે કે આ એના સંયોગથી જે કંઈ થાય છે તે બધું કંઈ અવશેષ ન રહી જવા જેમ આંહી **'યાવત'** કરીને કહે છે તેમ શ્રુતિમાં પણ કહે છે કે—

**यच्चकिंचजगत्सर्वं दृश्यतेश्रूयतेपिवा । अंतर्बहिश्चतत्सर्वं व्याप्यनारायणः स्थितः**

જે કંઇ જગતમાં દેખાય છે ને સંભળાય છે ( પૃથ્વી, પાણી, સૂર્ય, ચંદ્ર એ દેખાય છે. સ્વર્ગ પાતાળ એ શાસ્ત્રમાં સંભળાય છે. ) તેમાં અંદર ને બહાર વ્યાપીને નારાયણ રહ્યા છે. તેથી અમે ધણીને ઓળખાવવા કહ્યું. 'અચિત્ ચિત્માં વાશી' વળી વધુ ઓળખાવવા કહ્યું. ' વિભુ ઇશ અવિનાશી. '

વિભુ–જેથી મોટો કોઇજ નહીં. અચિત્–ચિત્ શિવાય કાંઈ હોય કે ન હોય તો પણ તે તો છેજ. ને તે ' અવિનાશી ' સદા સર્વજ્ઞ શ્રષ્ટી પ્રલય ગમે તે દશા અચિત્ ચિત્ની થાય, તે તો કદી ન હોય એમ બનતું નથી. પણ જ્યારે અચિત્–ચિત્ જગત દશામાં હોય ત્યારે તેની સત્તા–શક્તિની સમજ પડે છે કે તે ' ધણી ' તે ખરેખર માલીકજ છે. પ્રથમ ઉપનિષદનું નામજ ' **ईशावास्य** ' ( જે દક્ષને સર્વ આચાર્ય સરખાં પ્રમાણભુત વેદાંતમાં ગણે છે તેમાં પહેલું " **ईशकेनकठप्रश्न** " ઇત્યાદિ ) તેમાં પહેલી શ્રુતિજ આ પ્રમાણે છે કે—" **ईशावास्यमिदं सर्वंयत्किंच जगत्यांजगत्** " આ જગતમાં જે કંઇ છે તે સર્વ ઇશિથી વસેલું છે ' તેમાં તે નિયંતા ધણી વસેલો છે. ' આ વાત બાળકપણથી અમને સમજાવી છે કે—

' આસ પાસ આકાશમાં, અંતરમાં આભાસ;
ધાસ ચાસની પાસ પણ, વિશ્વપતિનો વાસ. '

એ રીતે જગતપતિ સર્વત્ર સર્વ સત્તા પ્રયુક્ત હાજર છે, ધનનો ધણી એ રીતે આવો છે કે—

' અચિત્ ચિત્માં વાશી, વિભુ ઇશ અવિનાશી ' તેને સ્મરવાનો અધિકાર કોનો? જેને તેનાથી લાભ થાય, વધુ લાભ કોને થાય? જેને અમે સંબોધન કરેલ છે તેવા 'સંત'ને. કારણ તેનો સ્વભાવ એવો જણાયો છે કે—' સંત સુખરાશી આનંદ અમારો ' માટે ' એને નિશદીન સંભારોરે, છે ધણી દિલ ધારો. ભાવે. '

' સંત સુખરાશી ' ત્યારે અસંતને ? ' દુ:ખરાશી ' હકિકતમાં પ્રભુ સર્વને સુખરાશી છે. તે તો સૌનું સારૂંજ કરનાર છે, પણ જે દુર્ભાગી બીજાને પીડાકારી થાય તેને તેમ કરતાં પ્રભુ અટકાવે છે, દુ:ખીને ન્યાય આપે છે, જેમ કરવામાં તે અસંત સ્હામા થવાથી તે પરમાત્માથીજ દુ:ખ પામે છે એટલે તેમને દુ:ખરાશી લાગે છે. જો કે દુ:ખ પણ શિક્ષારૂપ, ઔષધ રૂપ, હોવાથી પરિણામે લાભદજ છે. શિક્ષાથી પાપીનું પાપ ધોવાય છે. તે વિશુદ્ધ થાય છે, પરંતુ જે સ્વાદ સંતને તેનો મળે છે; તેમાં પણ જે તેનેજ બરાબર જાણનાર, તેને અમે કહ્યો તેવો માનનાર, બલકે તેમજ વર્તન વેળા પણ સમજનાર છે, તેને જે સુખ એ આપેછે તે અપૂર્વ છે. એવું કોણ ? ' આનંદ અમારો ' એટલે ' **સંત સુખરાશી આનંદ અમારો, ભાવે નિશદિન સંભારોરે સજનો** ' તે માટે અમે વધુ ખુલાસો ઐતિહાસિક સંત અસંત બેઉનું દ્રષ્ટાંત આપી કરીએ. તે દ્રષ્ટાંતનો સાર આ પ્રમાણે છે કે પિતાએ પુત્રને પુછ્યું, પિતા અસંત હીરણ્યકશ્યપ ને પુત્ર તે સંત પ્રહલ્હાદ.

શ્રી હરિ.

# શ્રીમત્ પ્રલ્હાદાખ્યાન.

## આખ્યાન.

### મંગળાચરણ.

प्रल्हादास्तियदीश्वरोवद हरिसर्वत्रमेदर्शय ।
स्तंभेचैवमीतिब्रुवंतम सुरंतत्राविरासिद्धरिः ॥
वक्षस्तस्यविदारय न्निजनखैर्वात्सल्यमापादयन् ।
आर्तत्राणपरायणः सः भगवान्नारायणोमेगतिः ॥

**શાર્દુલવિક્રિડિત છંદ.**

રે! પ્રલ્હાદ શું ઇશ છે વદ ! હરિ સર્વત્ર દેખું અરે !
સ્તંભે એ કહ્યું રાક્ષસે, પ્રકટ ત્યાં તેવા થયા તે ખરે;
ફાડી તેનું નખો વડે હૃદયને, વાત્સલ્ય પાળ્યું અતી,
આર્તત્રાણ પરાયણુ નરહરી–એ છે– અમારી ગતી.

માટેજ કહ્યું છે કે,

**હે સજનો, શિર ધણી છે દિલ ધારો, ભાવે નિશદિન સંભારો રે.**
**અચિત ચિતમાં વાશી, વિભુ ઇશ અવિનાશી;**
**સંત સુખરાશી 'આનંદ અમારો' ભાવે નિશદિન સંભારો રે.**

એ વિશે ખુલાસે કહીએ—

**પદ રાગ ઝીંઝોટી.** "નારાયણ નરસિંહ નરોત્તમ" **એ દેશી.**

કશ્યપ પત્ની **દીતી** સતીએ પતિને વિનવ્યા પ્રિતે રે,
સોકયોને સુખ સંતતિનું છે, સળગું તેથી ચિત્તે રે;

(જે કાર્યનો પ્રારંભજ દ્વેષથી છે ત્યાં પરિણામ કુશળ શી રીતે આવશે ?)
(એકથી વધુ સ્ત્રી પરણે તેના ઘરમાં કલેશ દ્વેષ ન હોય એ આશ્ચર્ય ! પછી તે મહા પવિત્ર રૂષિને વળી સ્વર્ગમાં પણ કાં ન વરાતા હોય ! નઠારૂં સર્વત્ર નઠારૂં જ છે)

સંધ્યા સમયે વળગી સલુણી હઠથી પતિ વશ કીધા રે,
ગર્ભ ધર્યો રૂદ્રના સમય પર પ્રકટયા સુતો ન સીધા રે.

(અનાજ કે ફુલનો છોડ વાવવો હોય તોપણ કાળ અનુકુળ પ્રતિકુળ જોવો પડે છે, તો પુરૂષવૃક્ષ ઉત્પન્ન કરવામાં કેમ નહીં ! ઇશ્વરસ્તવન કરવા વેળા તે કાર્ય પડયું મુકી કામ સેવન કરે, તેમાંથી પ્રજા 'કામભક્ત'જ થાય એમાં શું આશ્ચર્ય ! ને જગતમાં શત્રુ તો કામજ છે. એથી મોટો એકે નહીં **जहिशत्रुंमहाबाहोकामरूपं दुरासदं** એમ

ખુદ શ્રી ભગવાન કહે છે તેથી મુની હાર્યા, કામ જીત્યો ને તેના ફળમાં ) મહા સમર્થ તપસ્વી રૂષીનું વીર્ય-બીજ પણ તે કવેળા ને ઈર્ષામય ક્ષેત્રમાં પડવાથી ફળ્યું તો ખરૂં, પરંતુ ધણુંજ, રૂષીની પ્રકૃતિથી વિરૂદ્ધ, કામ ઈર્ષામયજ, વર્ષો સુધી વીર્ય સંરક્ષણ કરનારનું વીર્ય-તેની મજબુતીનું તો કહેવુંજ શું ?

## લાવણી.

" હિરણ્યાક્ષ ને હિરણ્યકશ્યપ નામ પડયાં બેઉ ભ્રાત તણાં, "
" દૈત્ય દેહ તે કેમ સ્વિકારે ધર્મ કર્મ નિજ તાત તણાં. "
" પથ્થર જેવી કાયા અંગો પ્હાડ જેવડાં ગાત તણાં, "
" મુખ્ખી થઇ બેઠા ને ભેગાં કર્યાં દુષ્ટ નિજ જાત તણાં. "
" હિરણ્યાક્ષ તન બળ ન સમાયું ગદા ગ્રહી ઉપાડયો ત્યારે, "
" સ્વર્ગે જતાં સુરો સહુ નાઠા નીચે ફરી પડયો ત્યારે. "
" જળમાં પેઠો ખભળ્યો સાગર વરૂણાલયે અડયો ત્યારે, "
" રણ માગ્યું કે હરિ દાખવ્યા મદે વિશેષ ચઢયો ત્યારે. "

( સોકના પુત્ર સુર થઇ પુજાય તો મ્હારા શું કામ નહીં ? એ માતાની ઈર્ષા પુત્રમાં પેઠી ને તે માનસિક યોગ્યતા મેળવ્યા પહેલાં શારીરિક બળ પરજ કુદ્યો. પરિણામે—)

" નારદજીથી ભાળ મેળવી છે વરાહ અવતાર થયો, "
" ભુ પડાવવા પહોંચ્યો લઢવા મનમાં ભારે ખાર થયો; "
" અડયો નડયો મદ ચઢયો લઢયો બહુ પણ અંતે લાચાર થયો, "
" પુરો પડયો ન પડયો અંત ખુદ જગમાં જયજયકાર થયો. "

( ભાઇ મરાયાથી તે ખાતે બાકી રહેલ ભાઇને વળી દેવો તરફ દ્વેષ વધ્યો. પાપે પાપ વધે ને પુણ્યે પુણ્ય વધે. )

## મનહરછંદ અથવા કવિત.

હિરણ્યાક્ષ ભ્રાત થયો માત વિશ્નું તણે હાથ, સુણી વાત હિરણ્યકશીપુ વિફરી ગયો;
ભ્રકુટી ચઢાવી દાંત પીસી કકડાવી, હોઠ ડસી ફફડાવી રંગ અંગનો ફરી ગયો.
મરી ગયો ભાઈ દુઃખ, ભરી ગયો દીલ માંહી; કરી ન ગયો કમાઇ, સ્હેજ શું ઠરી ગયો;
ત્રિશુલ ઉપાડી બૂમ, પાડી પાદ પછાડીને; કરી વાણી ધ્રાડી આંખ, ફાડી ઊચરી રહ્યો.
હે શંબર વ્યક્ષ શતબાહુરે નમુચી દશ; વિપ્રચીતી આપો લક્ષ, સહજ બીના નથી;
કરી વેરીઓનો પક્ષ, જાણે આપણી સમક્ષ; કર્યું ભ્રાત તણું ભક્ષ, વિશ્નુએ સુરો વતી.
આ ત્રિશુળે તોડી શિશ, રૂધીર વડે આપીશ, ભાઇને અંજળી રીશ ત્યારે સમશે ખરી;
એ અરી જશે મરી કે સુરોએ જશે વીખરી; મૂળ નાંખું હરિ ફરી ડાળાંની તે શી ગતિ ?
તમે બધા કરો સ્હાય વિપ્ર વેદ યજ્ઞ ગાય, જપ તપ દાન આર્ય તેનો નાશ આદરો;
દેવ રૂષી પિતૃ ભુતનો એ છે ધણી કપૂત, બને છે એથીજ મજબુત એ ખરેખરો.
માટે ધાઓ ચારે પાસ આપો ત્રાસ કરો નાશ, ન રાખો કચાશ ખાસ આશ આ પુરી કરો;
સુણી દુષ્ટ ધાયા મહા કાયા મહા માયા વાળા, કર્યાં કાળા કાળા, ત્રૈણે લોકના દેવો નરો;

**પ્રેતાન્ભૂતગણાંશ્ચાન્યે યજંતે તામસાજનાઃ**

તામસી જન પ્રેતો ભુતગણ ને એવા બીજા મદ્ય માંસ ભક્ષી તે ક્રુરનીજ સકામ

લે. આજે પણ ચીઠી, દોરા, ધાગા, પલીતા કરાવતા ને યતિ ફકીરને શોધવાને મન થાય ત્યારે જાણવું કે, આપણામાં આસુરી ભાવે પ્રવેશ કર્યો. બહુધા તેનો ઉદ્દેશ

**अनुबंधंक्षयं हिंसामनवेक्ष्यचपौरुषम् । मोहादारभ्यतेकर्म यत्तत्तामसमुच्यते**

જેમાંથી બંધન, અર્થનાશ, પ્રાણી પીડા, કર્મ પુરૂં કરવાનું પોતાનું અશક્તપણું થાય એવું કર્મ આરંભે તે તામસ કર્મ કહેવાય. તેવું આરંભવાથી ત્રૈલોક્ય ઉજડ થતું જોઈ પોતેજ પસ્તાવા લાગ્યા કે, દેવો તો ડરી નાશી ગયા, પણ ભેગી પ્રજા પણ નાશી ગઈ, રાજ્ય કોનાપર કરવું. ગામો બાળે. પછી ઉપજ ક્યાંથી આવે. ગાયો બળદો મારે, પછી ખેતી ક્યાંથી કરવી ! પ્રજા નોકરો પર ત્રાસ પાડે તે સુખે શીરીતે સુવે. કોને ભરોસે ! એટલે તામસ કર્મથી જોયું કે ઊલટી હાની પોતાનીજ વધે છે. તેથી તેનાથી અટકયો એતો સ્પષ્ટ છે.

**ऊर्ध्वंगच्छंतिसत्वस्था मध्येतिष्ठंतिराजसाः । जघन्यगुणवृत्तिस्था अधोगच्छंतितामसाः**

સાત્વિક ઊંચે ચઢે છે, મુક્ત થાય છે. રાજસ સ્વર્ગ પૃથ્વીમાંજ અથડાતા રહે છે. ને નીચ વૃત્તિવાળા તામસીઓ નિચ ગતીને પામે છે, દુઃખ વધારે છે. તેમ જોઈ તામસ કર્મથી અટકયો, એટલે હવે રાજસ પગથીયું નજરે પડયું. ભાઈને તનબળ હતું પણ યોગ્યતા નહોતી મેળવી તેથી મરાયો, તો હું યોગ્યતા મેળવું. પણ કોના જેવી ? ઘરનોજ દાખલો નજરે પડે. પિતામહ બ્રહ્માપર નજર ગઈ. તેના જેવો અજર અમર થાઉં ! તે શીરીતે થયા ! તપથી. તેનાજ ઉપર તપ આદર્યું–કારણ રજોગુણી દ્રષ્ટી રાજસ દેવનેજ મોટા દેખે, સારા ગણે. સ્વભાવ અસુરનો, કાર્ય રજોગુણ દેવનું ઉઠાવ્યું. જે કર્મ કરે તેને ફળે છે, આરંભ તો જબર કર્યો.—

### લાવણી.

અજર અમર તન, અજીત, ત્રિભુવન પતિ થવા દિલ ધારીને;
મંદર ગિરિવર પર તપ કરવા, પહોંચ્યો અસુર વિચારીને.
ઉભો અંગુઠા ભર ધરતીપર, ઊંચી નજર પસારીને;
દિન દિન તપ બળ તેજ વધ્યું, ફેલ્યું મહા આગ વધારીને.

એક 'અહીંસા' માણુસ સાધે તો **अहिंसापरमोधर्म** ગણાય છે તો તેણે સર્વેન્દ્રિયોનો એવો રોધ કર્યો કે—

### ગીતિ.

વળ્યો રાફડો તન પર, ઊગ્યા વાંસડા ખડ બહુ તે માથે;
ખાધું કીડીએ, નવ કદી, ત્વચા રૂધીર માંસ પગથી કે માથે.

ક્ષમાની પણ સીમા થઇ ગઈ. શાસ્ત્રીય કાય કલેશથી પાપ માત્ર પ્રજાળ્યાં શું. જે દેહથી પાપો કરેલ જે તામસ દેહ હતી તે બધી લગભગ બીજાં જંતુથી ખવાઇ નાશજ પામી ગઈ. મનના ખેંચાણે બ્રહ્માને ખેંચ્યા, તે આવ્યા, પણ અસુર તો છેક ખવાઇ રાફડામાં ઢંકાઇ ગયેલ. એટલે—

### તોટક.

નજરે ન પડયો ઝટ તેથી કરી, જોઈ ડોળ વધ્યા અજ ખુબ કરી;
સુરનાં સત વર્ષ સુસ્થીર રહ્યો, તુજ તુલ્ય થશે નહીં કો ન થયો.

( યોગશાસ્ત્રનું રહસ્ય સીદ્ધિ સમજે તેને આમાં કાંઈ અસંભવિત નથી લાગતું ) બ્રહ્માએ જોયું કે દેહ રહ્યો નથી, તેથી શ્રષ્ટાએ પોતાનું સામર્થ્ય યુક્ત જળ એના સુકા અંગ ઊપર નવું અંગ પોતા તુલ્ય આયુષ્ય, બળ, સામર્થ્યવાળું કરવા સાથેજ લાવ્યા હતા તે—

જળ અંજળી માંહે કમંડળથી, લઇને છિટકયું દીતી પુત્ર પ્રતી;
બની વજ્ર સમો ઝટ તે નીસર્યો, કર જોડી નમી વિનતી ઊચર્યો.

જગકર્ત્તા બ્રહ્મા ગણાય છે, ઘણા તેજ સર્વેશ્વરનું સાક્ષાત રૂપ છે એમ ગણે છે. આણે પણ તેમજ ગણ્યું, સ્તુતિમાં એજ કહ્યું.

**अनंताव्यक्तरूपेण येनेदमखिलंततम् । चिदचिच्छक्तियुक्ताय तस्मैभगवतेनमः**

‘ અનંત ને અવ્યક્ત રૂપ જેના વડે આ બધું વ્યાપ્ત છે ને જે ચિત્ અને અચિત્ શક્તિયુક્ત છે તેવા ભગવાનને નમું છું. ’ એટલે બ્રહ્મનું સ્વરુપ જે અમે ‘ આનંદમાં આનંદ ’ના વિષયમાં વરણ્યું છે તેજ પ્રમાણે માન્યું, પરંતુ તે સાક્ષાત બ્રહ્મનું નહીં પણ બ્રહ્માનું. સાક્ષાત બ્રહ્મ તો **योब्रह्माणंविदधातिपूर्वं** જે પહેલાં બ્રહ્માને પણ પેદા કરે છે તે, કર્ત્તાના કર્ત્તા છે, ને તેથી ખરા ધણી બ્રહ્મા પણ જેનું ધન છે તેને સમરવા અમે કહ્યું છે કે, અસુરે કહ્યું તેવા પણ અમારા આનંદ છે તે બ્રહ્મા નહીં એટલે—

**અચિત્ ચિત્માં વાશી વિભુ ઇશ અવિનાશી;**
**સંત સુખરાશી આનંદ અમારો, એને નિશદિન સંભારોરે.**

કારણ કે, બ્રહ્મા પોતા સમાન અજીત અમર કરશે તો પણ બ્રહ્મા સો વર્ષે પૂરા થાય છે. બલકે **आब्रह्मभूवनालोकाः पुनरावर्तिनोर्जुन** બ્રહ્માના ઉપાસકને જન્મ મરણ રહે છે. માટે જે ખરો ધણી છે તેને ઓળખીને ‘ શીર ધણી છે દિલ ધારો ’ ન ઓળખે તો ભગવાનનાજ શબ્દોમાં **नतुमामभिजानाति तत्त्वेनातश्च्यवंतिते** ‘ મને તત્વે કરીને નથી જાણતા તેથી તે પડે છે ’ આંહીજ આપણે બ્રહ્માને સર્વેશ્વર ગણનાર તેનો ભક્ત તેનાથી અર્થ સિદ્ધ થએલ જોશું, ને આગળ ‘ બ્રહ્મ ’નો ભક્ત તત્વે કરીને તેને ઓળખનાર પણ જોશું. બાપ દીકરા વચમાં તકરારજ એ થવાની છે. કારણ અહીં તો ચિત્ અચિત્ શક્તિવાળા અનંત ભગવાન એમ બ્રહ્માને તેણે માન્યા ને તેથી તે પણ રીઝી બોલ્યા—

**રાગ કલ્યાણ પદ.**

કહે બ્રહ્મા અસુર વર માગ માગ,
હિરણ્યકશિપુ ઊચર્યો નમતો, માગ્યું એજ દ્યો મહાભાગ. કહે બ્રહ્મા૦
ઘરમાં બાહેર ભૂ આકાશે, દિવસે બાહેર મરૂં ન જાતે;
મૃગ મનુષ્ય સુર સર્પ દૈત્યથી, મરૂં ન શસ્ત્રે તારા શ્રજ્યથી.
સિદ્ધિ સાથે સૌનો સ્વામી, કરો અજીત તવ કૃપા થકી;
એ માગું પદ લાગું તેવું પ્રભુ કર. કહે બ્રહ્મા૦

**દુહો.**

પ્રસંન તપ સ્તવને બન્યા, અસ્તુ વદ્યા અજ ત્યાંજ;
લીધી અસુરે હાજરી, સુરની અજ જોતાંજ.

રજોગુણીની સેવાથી રજોગુણી થયો. ઈર્ષાનું ફળ પતી ગયું, હવે માતા પિતાના કામનું

ફળ અનેક કામના રૂપે પ્રકટયું—વિશુદ્ધ થયું, તપ કર્યું તોપણ રજોગુણે અટકયું.

**ગરબી** " સારૂં સારૂંરે સુરત શહેર " **એ દેશી.**

ચાલ્યો ચાલ્યોરે અસુર મહાભાગ, ધાર્યો વર પામી,
ઝાલ્યો ઝાલ્યોરે સ્વર્ગનો માર્ગ, ધાર્યો વર પામી.
ભ્રાતાના હણનાર વિશ્નુપર, દ્વેષ અતિશય લાવી **રે**,
ગયો સ્વર્ગમાં દેવો જીત્યા, લીધાં સ્થાન પડાવી. ધાર્યો૦
ઈન્દ્રભુવનમાં વસ્યો ધણી થઇ, રાજ્ય ત્રિલોકે કરતો રે;
સત્તા સ્થાપી થયો પ્રતાપી, સુર રૂષીને કનડતો. ધાર્યો૦

આંહીજ પરિક્ષા થઇ કે બ્રહ્માના ઠરાવ પર અપીલ ચાલી ક્યાં ?

**પદ.** " હે સજનો " **એજ રાગનું.**

સૂર રૂષીએ થાકી વધુ ન સાંખી વિનતિ ખરા પતિ (જગપતિ) ને ભાખી રે;
થઇ નભ—વાણી ભારે, પુત્રને પીડશે ત્યારે; હું હણીશ એને વિચિત્ર આકારે. વિનતી૦

આટલા તપનું પરિણામે નશ્વર ઠરશે એમ જેનાથી તેને જણાયું તેમ. હે સજ્જનો!

**શીર ધણી છે દિલ ધારો, ભાવે નિશદિન સંભારો રે.**

પિતાની આશાઓ તે પુરી કરવાનો ઉપાય, તે માટે તેના ઉપાસ્ય દેવ, તેમણે પ્રસંન થઈ જે ફળ આપ્યું તે આપણે જોયું. તેનું અંત પરિણામ—પુત્રની આશા, ઉપાય, ઉપાસ્ય ને ફળ જોયા વિના નહીં જણાય. માટે તે વિષે કહીએ. **હી**રણ્યકશિપુને ઓળખ્યો, હવે **પ્ર**લ્હાદ વિષે.

**ગજલ** " એક ખુબ સુરત ગબરૂ. " **એ દેશી.**

" છે ચાર પુત્ર દૈત્યના પ્રલ્હાદ તે વિશે, વયે કનિષ્ટ પણ વરિષ્ટ સદ્દગુણે દીસે; "
" જાતિ તણા ગુણો ન ગુણો દૈવી સર્વ છે. "

ભગવાન ગીતાજીમાં કહે છે.

**द्वौभूतसर्गौलोकेऽस्मिन्दैवआसुरएवच तेमां दैवीसंपद्विमोक्षाय निबंधायासुरीमता.**

બે જાતની પ્રજા આ લોકમાં છે. દૈવ ને આસુર. દૈવી સંપત્તિ મુક્તિ માટે ને આસુરી બંધન માટે મનાઈ છે. પોતે તેમાંથી શેમાં છે તે જાતેજ વિચારી લેવું. આંહી દૈવી સંપત્તિ વાળાનું વર્ણનજ ચાલે છે કે તેનાં આ લક્ષણ—

"ધન રૂપ બુદ્ધિ કુળ છતાં ન લેશ ગર્વ છે."

" સ્વભાવ રૂડો સત્ય વદે જીતેંદ્રિય એ, સ્વ આત્મ તુલ્ય જેને પ્રાણી માત્ર પ્રિય છે;"
" સુખે દુઃખે સમાન વિષય સુખો ના ચહે, સદા નિમગ્ન શ્રીવરના ધ્યાનમાં રહે."
" સ્વભાવિકીજ લાગી લગની વાસુદેવની, રમે ભમે જમે છતાં ધુન એ રહે બની;"

**શ્રી** શુકદેવજીના શબ્દમાં **कृष्णग्रहगृहीतात्मा** "શ્રી કૃષ્ન રૂપી ભૂત જાણે તેને વળગ્યું હતું." એટલે એ આનંદનિધાનનો અનુભવ ખરો થયો હતો—થતો હતો તે શા ઉપરથી જણાતું હતું ?

" કદી હસે કદી રૂવે કદી સ્તુતિ કરે, હરી જનમાં એની હોડ કોઈ ના કરે;"

આ દૈવી સંપત્તિ જેને પ્રાપ્ત થઇ તેનાં લક્ષણ સદ્દગુણીને ભક્તિમાન. એજ 'સંત' એનેજ સંત સુખરાશી આનંદ અમારો, ભાવે નિશદીન•સંભારોરે. એની પેઠે, કે જેને

"ભણાવવા ગુરૂ ગ્રહે પિતાએ મોકલ્યો, ને ત્યાંસુધી ખરો પ્રભાવ પિતાએ કર્યો." પિતા તો જાણતા હતા કે, હુંજ હવે જગતનો ઇશ્વર છું. કારણ ભોળા બ્રહ્માએ વર આપ્યું કે દેવ માત્ર દાસ કર્યા ને અજર અમર તો થયોજ હતો. એટલે હવે બ્રહ્માની સત્તા પણ નામની રહી હતી. 'કંસ પાસે ઉગ્રસેનના જેવી' અને તેથી પોતાનેજ ઇશ્વર માનતો. જેમ કર્મથી બ્રહ્મા ઇશ્વર થયા હતા, તેમ હવે હું થયો છું, એમ દઢ થયું હતું. પોતાને પરમેશ્વર માનનારા અથવા પોતે પરમેશ્વર થઇ શકે છે એમ માનનારા ધર્મવાળા કહો કે અધર્મવાળા કહો પણ આજે પણ છે. અમે નામ સ્પષ્ટ નહીં દઇએ, અસ્તુ. આંહી તો હિરણ્યકસ્યપ પ્રત્યક્ષ છે તેણે—

**પદ "નાથ નવ કરો" એ રાગ.**

તાતે શુભ સમે, સપુતને તેડાવીરે;
ધારી ગોદ, આણી મોદ, પુછ્યું શું શીખ્યો છે બોધ; બોલ હોંશ લાવી રે. તાતે.
તવ તુરત વદ્યો, બાળ સરળ ભાવે રે;
વિમળ ચિત્ત, ધારી પ્રીત, સેવવા શ્રીકંથ નિત્ય; એજ મને ભાવે રે. તાતે.

બલકે એથી ખુલાસે કહ્યું—

**तत्साधुमन्येऽसुरवर्यदेहिनांसदासमुद्विग्नाधियामसद्ग्रहात् ॥**
**हित्वात्मपातंगृहमंधकूपं वनंगतोयद्धरिमाश्रयेत ॥**

હે અસુરોમાં મોટા ! દેહધારીઓ અસત્ વસ્તુઓના સ્વિકારે કરીને હમેશાં ઉદ્વિગ્ન બુદ્ધિવાળા રહે છે (એમ મેં જોયું ને તેથી જો મારૂં ચાલે તોતો હાલથીજ) આત્માને ડુબાવનાર ઘરરૂપી અંધારા કુવામાંથી નિકળી વનમાં જઈ શ્રીહરિનો આશ્રય કરૂં. એટલે તેમનો સિદ્ધાંત ત્યારથીજ એ કે—

**સંત સુખરાશી આનંદ અમારો, ભાવે નિશદિન સંભારો રે.**

ઝટ તપી વદ્યો, ગુરૂ ભણી વાણી રે;
દ્વીજ કુજાત, આવી વાત, શીખવે શું દિવસ રાત; મુજ ભયે ન આણી રે. તાતે.
ગુરૂ વદ્યા ન એ, મેં કદી ભણાવ્યું રે;
વદ્યા તાત, રે પ્રલ્હાદ, છે શું આ સાચી વાત; કયાંથી શીખ્યો આવું રે. તાતે.
શીખવનાર છે, વિશ્નુ વિશ્વસ્વામીરે; (એ પ્રલ્હાદવચન છે.)
પિતા કહે છે—મારા વગર, કોણ અવર, ઈશ છે દાખવ સત્વર; વિશ્નુ એ હરામી રે. તાતે.
પ્રલ્હાદ—નવ જણાય એ, વિશ્નુ આવી આંખે રે;
યોગી ધ્યાય, તવ જણાય, હૃદયમાંહ્ય જગતરાય; એમ શ્રુતિ ભાખે રે. તાતે.
હિરણ્ય—જગતરાય તો, સહુ મને સ્વીકારે રે;
તદપિ કેમ, જેમ તેમ, બકે ના ચહી સ્વક્ષેમ; એને ને શું તારે રે. તાતે.
પ્રલ્હાદ—નથીજ માત્ર એ, મુજ ધણી સુનામી રે;
સર્વ દેશ, સર્વ કાળ, સર્વ સ્થિતિમાં કૃપાળ, સર્વનોજ સ્વામીરે. તાતે.
હિરણ્ય—તુજ હૃદય વિષે, ભુત કોઇ ભરાણું રે;
જેથી આજ, ચઢવી દાઝ, બકે જાય તજી લાજ; ભેદ ન હું જાણું રે. તાતે.

પ્રલ્હાદ—નથી ભરાણું એ, મુજ વિષેજ માનું રે;
આપ માંહ્ય, એ જણાય, ભરાયું ત્રિલોક માંહ્ય; નથી કોથી છાનુંરે. તાતે.

**नकेवलंमेहृदयं सविष्णुराक्रम्य लोकानाखिलानवास्थितः**
**समांत्वदादींश्चपितः समस्तान्समस्त चेष्टासुयुनाक्तिसर्वगः**

તે કેવળ મારા હૃદયમાંજ નથી, પણ એ વિશ્નુ સર્વ લોકનું આક્રમણ કરી તેમાં રહ્યા છે: એટલે કે, 'અચિત્ ચિત્માંવાશી' હવે કહે છે 'વિભુ ઇશ અવિનાશી'.

તે હું, તમે ને સર્વમાં સર્વ જગે જઈ શકે એવો તે સહુને સર્વ ચેષ્ટામાં એજ જોડે છે, અને તેથી શ્રી પ્રલ્હાદજીજ કહે છે એમ કહીએ તો ચાલે કે—

**'સંત મુખશશી આનંદ અમારો, ભાવે નિશદિન સંભારોરે'**

પણ તે કોને કહેવું જોઇએ ? " હે સજનો છે શીર ધણી દિલ ધારો." તેને બદલે અસત્ને કહેવાથી શું પરિણામ આવ્યું ?—

**પદ "થયા છો' રે પતિ " એ રાગ.**

તપીને રે તવ હિરણ્યકશીપુ વદ્યો અનુચરની સાથે,
અનુચરની સાથે, વદ્યો કોપી સુતના માથે. તપીનેરે. ટેક.
પકડી જકડી ને લઈ જાઓજ મારી નાખો હાલ,
અરી પક્ષી, અરી લક્ષી, કુળ વેરી, થશે ઝેરી;
તે અવલજ વિનાશ કરવો ઘટિત અરી આપણેજ હાથે. તપીનેરે૦

અમે આગળ 'આનંદ' વિષયી લખાણમાં કહ્યું છે કે, અચિત્ ને ચિત્ માત્ર અમારા આનંદની શક્તિઓ–શરીરો છે. ને જેમ આ શરીર ને તેની શક્તિઓ બહુધા આપણી ઇચ્છા પ્રમાણે વર્તે છે, તેમ ચિત્ અચિત્ માત્રની શક્તિ માત્ર એ આનંદના આધિન છે; આનંદનીજ તે શક્તિઓ છે એટલે તેના સંકલ્પ વિના કાંઇ કરતી નથી, સ્વભાવ પણ તેની ઇચ્છાધીનજ છે. એમ શ્રી પ્રલ્હાદજી જાણતા–માનતાજ માત્ર નહીં પણ અનુભવતા હતા, તેની પોતે પરિક્ષા આપી, ને તે અનુત્તમ પાત્ર અમારા વિષયને મળવાથી તેણે અમારા કહેલ વિષયની સાબીતી કરી આપી. તે ભગવાન પરાશર સ્વામીના વચન પ્રમાણે આ રીતે—

**ગઝલ કલ્યાણ " કહું તુંમસેં કોં કયા " એ દેશી.**

સુણી દૈત્યેંદ્ર વાણ અસુર સેંકડો ઉપડયા,
ગ્રહીને શસ્ત્ર સકળ બાળક પર ટુટી પડયા;
રહ્યા પ્રલ્હાદ શાંત તવ ન જરી ધભરાયા,
વદ્યા વસે છે શસ્ત્રની મહીં એ જગરાયા.

બલકે ત્યાં એ પ્રતિજ્ઞા કરી સત્ય સિદ્ધ કર્યું કે—

**विष्णुः शस्त्रेषु युष्मासु मयिचासौ यथास्थितः ॥**
**दैतेया तेनसत्येन नाक्रमंत्या युधानिमे ॥**

જો વિશ્નુ શસ્ત્રમાં મારામાં ને તમારામાં રહ્યા હોય તો તે સત્યથી ( તે વાત સાચી

હોય તો- ) આ આયુધ મારાપર અસર ન કરશો. 'ને પરિણામ શું આવ્યું.'

તાડી ચુકયા તમામ શસ્ત્ર બાળના તનપર,
જરી ન લાગી આંચ દેહ રહી સુંદરવર.

એટલે શસ્ત્રમાં હણવાની શક્તિ તેપણ પરમાત્માની ને મારનારમાં તે શસ્ત્ર વાપરવાની શક્તિ પણ મૂળે તેનીજ. એ રીતે—

" અચિત્ ચિત્માં વાશી, વિભુ ઇશ અવિનાશી;." જે પ્રલ્હાદ જેવાને.

" સંત સુખરાશી આનંદ અમારો, ભાવે નિશદિન સંભારોરે. '

" હે સજનો ! શીર ધણી છે દીલ ધારો, " પણ એ સજ્જનનેજ કહેવું કામ લાગે. કેમકે આ વાતની હિરણ્યકશિપુને ખબર પડી, અનુભવ થયો; તોપણ તેતો જે બોલ્યો તે પછી પણ આ પ્રમાણેજ—

**ગજલ.** " ઘરસેં યહાં કોન ખુદાકે લીયે લાયા " **એ રાગ.**

વદ્યો હિરણ્યકસ્યપુ અરે કુબુદ્ધિ બાળ,
અરીનો પક્ષ ફરી નવ ધરીશ રે ! કો-કાળ;
ન વદીશ કોઈ દિવસ અઘટિત એવી વાણી,
જવા દઉ છું આપી અભય બેસમજ જાણી.

ઉલટા પ્રલ્હાદજી બે સમજ છે ! ને પોતે તેને અભય આપે છે !! પણ એવા બોલ કાંઈ સંત સાંભળી રહે ! પિતા કેમેં કર્યા સમજે એ તેમનો મુદ્દો; પુત્ર કેમેં કર્યો સમજે એ પિતાનો મુદ્દો; બેજણ વચમાં સમજ ભૂલની તકરાર થાયજ.

ચાતુરસે ચાતુર મીલે તો રસકી લૂટાલૂટ;
મૂરખસેં ચાતુંર મીલે તો ઉલટી માથાકુટ. તે શરૂ થઇ પાછી.

વદ્યા તદા જવાબમાં પ્રલ્હાદજી પાછા,
પિતાજી અભય આપનાર શ્રીપતિ સાચા;
શરીર જન્મ મરણ તણા એ ભવો ટાળે,-(જે બીજા કોઈથી ન ટળે )
સદૈવ અભય આપનાર એજ લ્યો ખ્યાલે.

એટલે કે 'શીર ધણી છે દિલ ધારો, ભાવે એને સંભારોરે.' મૂળ શબ્દ આ છે.—

**भयंभयानामपहारिणिस्थिते मनस्यनंतेममकुत्रतिष्ठति ॥**
**यस्मिन्स्मृतेजन्मजरोद्भवानि भयानिसर्वाण्यपयांतितात ॥**

પરંતુ એ બોધ તો 'હે સજ્જનો માટે છે. તેથી એ દુર્જનને ન લાગ્યો તેથી તેને સારૂં પોતેશું કામ વખત બોવો જાણી, એ આનંદસાગરના અનુભવમાં લાગી ગયા. તેમાં કાંઇ સાધન સમય જોઇએ છીએ ? એતો—

**પદ** " માથાના મુગટ " **એ રાગ.**

મનના વિચારે ધારતાંજ બની આવે રે,
ગમે તેવા કષ્ટ માંહે શાંતિ એ અપાવે રે;
હરીરસ લાગ્યો મને સરવથી મીઠો રે,
એના સમ સ્વાદુ બીજો ક્યાંહી નથી દીઠો રે.

તેની પણ આંહી પરિક્ષા પડી. કારણ, આવાં મીઠાં સત્ય હિતકર વચન-અમૃત જેને કહીએ તો ચાલે. તે સુણી —

સુણી તપ્યો અસુર ક્રૂર સર્પ તેડાવ્યા,
ચલાવ્યા બાળ પ્રતિ તદપિ ના જરી ફાવ્યા; કારણ ઉપર કહ્યું તેજ.
શ્રીનાથ ધ્યાનમાં નિમગ્ન બાળ બેપરવા.

આંહી મૂળ વચન આ પ્રમાણે છે—

**सत्वासक्तमतिः कृष्णे दश्यमानंमहोरगैः ॥ नाविवेदात्मनोगात्रं तत्स्मृत्याल्हादसंस्थितः॥**

**શ્રી** કૃષ્ણમાં આસક્ત મતિ થઇ જવાથી. ( આનંદનિધાનના આનંદનો અનુભવ કરવાથી.) જેમ **શ્રી**હરિ પોતેજ કહે છે. ગીતાજીમાં—

**यस्मिन्स्थितोनदुःखेन गुरुणापिविचाल्यते ॥**

જેમાં સ્થિર થયો તે મહા કષ્ટથી પણ ચલાયમાન થતો નથી, તે અક્ષરે અક્ષર ખરૂં કરવા મહા સર્પદંશ કરતા હતા, છતાં પોતાના શરીરનેજ જેણે જાણ્યું નહી. ( કે ક્યાં છે. પછી તેને સર્પ કરડે છે એ જાણે ને તે પછી તેને વેદનાનો વિચાર આવે ) કારણ **શ્રી** હરિના સ્મરણના આલ્હાદમાં તે સારી રીતે જામી ગયા હતા. એવો. **' સંત સુખ-રાશી આનંદ અમારો,** ( ને તેને એવો ) **ભાવે નિશદિન સંભારો રે '** બ્રહ્માનંદની વડાઇની પરીક્ષા આંહી થઇ ચુકી. શક્તિજ ઇતર સર્વમાં તેની છે તેની પરીક્ષા તો એકવાર થઇ ને હજી થએજ જશે. શસ્ત્રથી થઇ, હવે સર્પ શું કહે છે !

વધ્યા સમસ્ત સર્પ લાગીને સ્હામા ડરવા,
પડી અમારી ટાઢ તાળવાં ગયાં ફુટી;
જરી ન ભેદી ચામડી વિષો ગયાં ખુટી.

એજ હાલ દિગ્ગજોના થયા—

## લાવણી.

વધ્યો તવ અસુર દિગ્ગજોથી (૨), ઉપડો તાડો મારો નહિ એ મરે સહજ કોથી;
તદા ઉપડયા જબરા હાથી (૨), પહાડો જેવી કાયા દંતુસળ સિંહોના ઘાતી.
બાળને ઝટ ઢોળી પાડયો (૨), ગોવિંદસ્મરણ કરેજ જતો તે શીદ પાડે રાડો;
તુટયા ઉલટા દાંતો ભારે (૨), થાકી જખ મારીને અસુરથી બોલ્યા લાચારે.
જનાર્દન સ્મરણના પ્રભાવે (૨), માથા ફોડ અમારી એપર લેશ નહીં ફાવે;
એવું जनार्दनानुस्मरणानुभावः છે માટે ' એને નિશદીન સંભારોરે. '

હવે અસુરે એથી પણ પ્રબળ પ્રયોગ અજમાવ્યો તો પ્રભુએ પોતાના અઘટિત ઘટના સામર્થ્યનો પ્રભાવ સ્હામો દેખાડયો. તે આ પ્રમાણે—

## લાવણી લંગડી.

વધ્યો અસુર નાંખો અગ્નિમાં, ભસ્મ થશે એથી નક્કી;
કહ્યું વાયુ ને, મદદ તું પણ આ સમયે દે પક્કી.
જબર લાકડાં ભેળાં કીધાં, સળગાવી મોટી હોળી;
( કોઇ કહે છે હોળીનું મુળ આ છે. )

અરરર ! બાળને, ફેંકી દીધો કીધી કાયા ધોળી.
ભડ ભડ ભડ ભડ ભડકા ભભક્યા, પવને તેને સ્હાય કરી;
જોનારાં સૌ, કંપી ઊઠયાં બાળક ત્યાં વદ્યો ફરી.
તાત આગ આ કમળ તણી શૈયા જેવી મુજને લાગે;
પવને શીતળ, જરીએ નથી દાઝતો હું આગે.

જે અગ્નિમાં દાહકત્વ તેણે ઉલટી આવી અસર કરી: કારણ—

**" અચિત ચિતમાં વાશી, વિષ્ણુ ઈશ અવિનાશી; "**
**" સંત સુખરાશી આનંદ અમારો, ભાવે નિશદિન સંભારોરે. '**

તનપર કરામાત ન ચાલવાથી હવે મનપર ચલાવવા યુક્તિ કરી. કારણ અસુરોપર દેવો યુદ્ધમાં ન ફાવ્યા ત્યારે બ્રહસ્પતિએ ચાર્વાક શાસ્ત્ર રચી તેમને ધર્મ કર્મથી ભ્રષ્ટ કર્યા અને ત્યારે દેવો ઝટ ફાવ્યા. બળ ન કામ કરે તે કળ કરે.—

### લાવણી મોહોટી.

વદ્યા પુરોહિત તદા અસુરપતિ કોપે કારજ સરે નહી,
જાણ્યું કે છે એવો કે એ સહજ ઉપાયે મરે નહીં;
સોંપો અમને અમે શીખવશું ભલે આપથી ડરે નહીં,
બુદ્ધિ ફેરવશું કે જેથી ફરી એવું ઉચરે નહીં.
તેમ છતાં જો ઉપદેશે કે સંગતથી એ ન સુધરશે,
છેલો ઉપાય દંડ તણો તો છેજ તેથી નહીં ઉગરશે;
કૃત્યા મંત્રે ઉપજાવી છોડશું પાછી તે નહીં ફરશે,
એ વિણ અન્ય ઉપાય વડે એ નહી સુધરશે નહીં મરશે.

### દોંડી.

ગુરૂ લાવ્યા પ્રલ્હાદને સ્વ ગેર, બોધ દેતાં પણ પડયો નહીં ફેર;
એક દિવસ ગુરૂ ગયા હતા બ્હાર, વદ્યા બાળોથી આપ તણી વાર.

( ગુરૂ શું તેમની મતિ ફેરવે, તેમણે ગુરૂની આખી નિશાળની મતિ ફેરવી. સાચો સત્સંગ આ રીતે ફાવે છે. પિતાને ન અસર કરી પણ કુમળા બાળકોએ તેની વાત ઝટ લક્ષે ધરી. )

" પ્રીત કરવી છે સ્હેલ " **એ દેશી-રાગ આઠ.**

સુણો રાખીને ધ્યાન, વાત આ સુણો રાખીને ધ્યાન;
રહો નહીં નાદાન, વાત આ સુણો રાખીને ધ્યાન. ટેક.
જન્મ બાળપણ યુવા જરા, મૃત્યુ અંતે થાય;
ફરી જન્મવું ફરી એવું એ, એમ સહુ અથડાય;
આપણું પણ છે એજ નિદાન. વાત.
ગર્ભ જન્મનાં દુ:ખ પછી, ભુખ તૃષા નિત થાય;
ઔષધ રૂપ અંન જળ છે તે, સુખદા કેમ ગણાય !
નિત્યનું લાગ્યું એજ તોફાન. વાત૦
મઢ્યું ચાંમડેથી-ભર્યું, મહીં મળ મૂત્ર રૂધીર;

**રાગ પીલુ "રાજા વાત કહું છું સાચી." એ દેશી.**

બોલ્યા પ્રથમ પુરોહિત પ્રીતે, પ્યારા લાલ સમજીજા;
વ્હાલા લાલ સમજીજા, રે શીદ શત્રુના ગુણ ગા ? બોલ્યા૦
બ્રાહ્મણ કુળે ત્રિલોક ખ્યાતમાં, દૈત્યરાજ પિતુ ત્હારા;
તેને શું ઓછા સમજે છે, ડરે જેથી સુર સારા. બોલ્યા૦
તારે ને એ અનંતને શું, અન્યાશ્રયી ન થાવું;
ત્રિલોકપતિપિતા તજીને શીદ, અરીનું પાસું સ્હાવું ? બોલ્યા૦
સર્વ ગુરૂથી વડા ગુરૂ છે, પિતા શાસ્ત્રમાં ચાવા;
તેને ભજ તજ અરી પક્ષને, ત્રિલોક સ્વામી થાવા. બોલ્યા૦

**રાગ એજ.**

કર જોડી પ્રલ્હાદ કહે છે, ગુરૂજી મારૂં સાંભળો;
ગુરૂજી મ્હારૂં સાંભળો, હાજીડામાં ન ભળો. કર જોડી૦
બ્રાહ્મણ કુળમાં ખ્યાત ખરેખર, છે દાદા પરદાદા;
તે વરત્યા તેમજ વરતું છું, નથી તજતો મર્યાદા. કર જોડી૦
પિતા પુજ્ય છે શાસ્ત્ર પ્રમાણે, હું પણ તેમજ જાણું;
એ દુઃખ દે પણ હું નવ તેપર, કુભાવ લેશે આણું. કર જોડી૦
મારે તેને અનંતને શું, એમ તમેજ કહો શું ?
યજ્ઞ યાગ તપ ધરી સમાધી, તમેજ ચિત ચહો શું. કર જોડી૦
ધર્મ અર્થ કામ ને મોક્ષ છે, અનંતથી સહુ વાતો;
પેટ કાજ મુજ તાત રીઝવવા, માત્ર વદોછો આ તો. કર જોડી૦
એ પામ્યા તો સર્વે પામ્યા, એ વિણ બધું નકામું;
જૂઠું વદતાં નવ અચકાતાં, શીદ ધમકાવો સ્હામું. કર જોડી૦

**રાગ એજ.**

બોલ્યા તુરત પુરોહિત તાડી, બડ બડ બડ બડ કરઃમાં બાળ;
બડ બડ બડ બડ કર માં બાળ, થા માં વધુ વધુ વાચાળ. બોલ્યા૦
બાળ બુદ્ધિથી બકે જાય છે, મનમાં આવે તેવું;
ફરી વદ્યો તો યાદ રાખજે, થાશે જોયા જેવું. બોલ્યા૦
મૂઢપણાથી જો નહીં માને, કહ્યું અમારૂં ક્રમે;
તો કૃત્યા ઉપજાવી હણશું, હવે નહિ રહે ક્ષેમે. બોલ્યા૦

**રાગ એજ.**

કર જોડી પ્રલ્હાદ કહે છે, ગુરૂજી મારૂં સાંભળો;
મીથ્યા આપ કરો મનસુબા, વાત વદો અજ્ઞાની;
રક્ષણ કરતા કે સંહરતા લ્યો શીદ ખુદને માની. કર જોડી૦
કોઇ ન રક્ષી શકે કોઇને, હણી શકે નહીં કોઇ;
રક્ષક કે સંહર્ત્તા શ્રીવર, વૃથા જાઓ માં મોહી. કર જોડી૦

આયુધબળ, પશુબળ, વિશબળ, અગ્નિબળ ને બુદ્ધિબળની પરિક્ષા થઈ. હવે દેવમંત્રબળની પરિક્ષા ચાલી—

પદ "અરમફળ આવ્યું" એ રાગ.

એવું સુણતાં તો વિપ્રો ક્રોધમાં ભરાયારે, કૃત્યા ઉપજાવી હણવા લાલની કાયારે;
ભયંકર રૂપ છે ત્રિશુળ કર ધાર્યુંરે, ભભકતું પ્રકટ્યું સ્વરૂપ અણધાર્યુંરે.
પાદને પછાડી ત્રાડી ત્રિશુળ ઉપાડીરે, દેવી ધશી બાળને મારવા દોટ કહાડીરે;
જોરથી ભોક્યું ત્રિશુળ વક્ષમાંહે ભારેરે, ભાગી ભુકો ભુકો થઈ ગયું તેતો ત્યારેરે.

**यत्रानपायीभगवान् हृद्यास्तेहरिरीश्वरः ॥ भंगोभवतिवज्रस्य तत्रशूलस्यकाकथा ॥**

જે હૃદયમાં નિરંતર ભગવાન હરિ ઇશ્વર છે, ત્યાં વજ્ર તુટી જાય તો શુળની શી વાત ?

ગીતિ.

પાછી પડી કૃત્યા ને, વળી તુરત પ્રેરનાર વિપ્ર **ભણી**;
આવી બાળવા ધાતી, તવ પ્રલ્હાદે હરિની સ્તુતિ **ભણી**.

પદ "બતાદે સખી કોન ગલી ગયો સ્યામ" એ રાગ.

બચાવો હરિ દ્વીજવરને આ સ્થાન.
જેમ વસો છો જગમાં સઘળે, તેમ છો એમાંએ શ્રીમાન. બચાવો.
શત્રુમાં પણ સમજું તમને, માટે રક્ષો ભગવાન. બચાવો.
શત્રુને પણ મિત્ર ગણ્યા છે, એ સત્યે ઉગરો આ પ્રાણ. બચાવો.

પોતાના પ્રિયતમ શિવાય બીજું બીજામાં જોતાજ નથી. બધાં તેનાં શરીર, બધામાં તેની શક્તિ—એ યથાર્થ જ્ઞાન બન્યું રહેવાથી કોઇથી ભય નથી થતો. પણ સર્વપર સ્નેહજ રહે છે. અને તેથી પોતાના સત્યે સત્ય સ્વરૂપ પ્રભુ ખરૂં સત્ય ત્યાં સદ્ય પ્રકટ કરે છે.

દુહો.

એમ ઉચરતાં વેંત થઈ, કૃત્યા શાંત તમામ;
તવ આશીષ વિપ્રે કહી, ગયા ભુપને ધામ.

હરિગીત.

વિપ્રોથી જાણી વાત ને પ્રલ્હાદને તેડાવીને,
પુછવા લાગ્યો હિરણ્યકશિપુ યુક્તિથી સમજાવીને;
પ્રલ્હાદ તારો આવડો સુપ્રભાવ શાથી છે થયો.
એવો કહ્યો મહા મંત્ર ને કોનાથી ને કયારે ગ્રહ્યો.

ગજલ "સુનો તુમ યાર પરદેશી" એ રાગ.

વદ્યા પ્રલ્હાદ કર જોડી, પિતાજી સત્ય હું ઉચરૂં;
ન શંકા ચિતમાં ધરજો, પ્રપંચ કદી નહીંજ કરૂં. ટેક.
નથી કોઈ મંત્ર મેં સાધ્યા, ન બીજા દેવ આરાધ્યા;
હૃદયમાં શ્રીપતિ લાધ્યા, પ્રભાવી એ વડેજ ઠરૂં. વદ્યા.
ન બીજાનું હીણું ચાહે, નહી તેનું હીણું થાએ;
વિના બીજ ફળ ન દેખાએ, કહું છું આ ખરેજ ખરૂં. વદ્યા;

**एवंसर्वेषुभूतेषु भक्तिरव्यभिचारिणी ॥ कर्तव्यापंडितैर्ज्ञात्वा सर्वभूतमयंहरिम् ॥**

ભગવાનમાં ભક્તિ એટલે તેના આખા શરીરમાં—તેના શરીર શિવાય બીજું તો કશું કયાંહી છેજ નહીં. એટલે કર્તવ્ય આ છે કે,

"સર્વ ભૂતમય હરિને જાણીને સર્વ ભુતમાં પંડીતે અવ્યભિચારી ભક્તિ કરવી."– તે ભૂતને સ્વતંત્ર ન ગણવાં તેમાં ને પ્રભુમાં એમ બે દ્રષ્ટી–એ ભક્તિ નહી. 'સર્વત્ર એક ભક્તિ' એકનો ભાવ. 'એકને લઇને પ્રેમ' આ રહસ્ય છે. સર્વત્ર બ્રહ્મભાવ તે આ છે. એ વિષે બહુ કહેવા જેવું છે. પણ લંબાણના ભયે અહીં આટલો ઇશારો બસ છે.

**શાખી.**

સુણતાં સત્ય આ કોપ અસુર ઉર, અતિશય ઊભરી આવ્યો,
મહાલયપરથી છેક મહીપર, બાળકને ધીબકાવ્યો;
પડતી વખતે પણ બાળક શ્રીવરને સ્મરતાં ફાવ્યો,
ઝીલી લીધો ભૂમિએ પ્રેમે ભક્ત પ્રભુનો ભાવ્યો.

**ચોપાઇની ચાલ.**

જોઇ કુશળ નિચે સુત રાયે, તેડાવ્યો શંબરાસુર ત્યાંહે;
કહ્યું અમથી ન કેમે મરાય, દીસે માયાવી એ વજ્ર કાય.

(દેવ મંત્ર બળ ખુટયું, હવે અસુર માયાબળ અજમાવે છે. પણ ભૂલી જાય છે કે, તેપણ સ્રષ્ટાની સ્રષ્ટ–કર્તાની શક્તિ. શરીરિના શરીર–અંતર્ગત છે. દેવ ને અસુર મંત્ર ને માયા સર્વનો ઇશ્વિર એક છે.)

કહે શંબર એના શું ભાર, ચલાવું હાલ માયા હજાર;
કોપી ચલવી માયા ભાત ભાત, ભક્ત સમરે જતા જગન્નાથ.
જેમ માયાઓ વેગે ચલાવી, તેવું ઉભું સુદર્શન આવી;
હરિએ પઠાવ્યું ઝળ હળતું, એકે એક માયાને ગળતું.
ત્યારે અસુરે સંશોષક વાયુ, ચલાવ્યો ને બાળ મુંઝાયું;
તેવું અંતરજામીએ જાણી, શોષી લીધો વાયુ પ્રેમ આણી.
હારી થાકયો શંબર જખ મારી, બાળને લીધો નાથે ઉગારી;
ફરી મોકલ્યો તવ ગુરૂ ઘેર, બુદ્ધિ ભેદ થાય કોઇ પેર.

આ ગુરૂનોએ છેલ્લો પ્રયાસ છે—

**ગરબી "ઓધવજી છે અળગીરે" એ દેશી.**

ગયા ગુરૂને ભુવનેરે, પ્રલ્હાદજી પુણ્ય કૃતિ; રાજનીતિ ભણીનેરે, થયા તઇયાર અતિ.
ત્યારે ગુરૂએ આણ્યારે, પ્રેમે પિતાની પાસે; કહ્યું કે લ્યો પરિક્ષારે, શીખવ્યું છે :આયાસે.
પુછ્યું બાપે સુતનેરે, બોલો પ્રલ્હાદ પ્રીતે; મિત્ર શત્રુની સાથેરે, વર્તવું શી રીતે?
ચર પુરજન સાથેરે, વને ગિરી કીલ્લામાં; ચાલવું કેવી રીતેરે, થાતાં શત્રુ સ્હામા.
જેજે વિશેષ શીખ્યોરે, કહી દે તે વિસ્તારે; કર જોડી વિનયથીરે, વદ્યા પ્રલ્હાદ ત્યારે.
મને શીખવ્યું ગુરૂએરે, પુછોછો તે સઘળું; યાદ રાખ્યું છે પણ હુંરે, નહિ એમ તને મળું.

**सर्वभूतात्मकेतात जगन्नाथेजगन्मये । परमात्मनिगोविंद मित्रामित्रकथाकुतः ॥**

જગના નાથ પરમાત્મા ગોવીંદ જગતમય સર્વ ભુતના આત્મા છે. ત્યાં મિત્ર ને અમિત્રની વાત શી? જે છે તે પ્રભુજ–તેનું શરીરજ–સર્વનો શરીરિ તે છે તેથી બધાંજ સમાન પુજ્ય. તેમાં અમિત્ર કયું અંગ, કયો ભાગ, કેમ ગણાય! એજ સિદ્ધાંત જે આગળ ચરચાઈ ચૂકયો છે! તે સ્પષ્ટ કહે છે—

આપમાં મુજમાં એરે, વસે સઘળા જનમાં; વસ્યો એકજ વ્હાલોરે, ભેદ કેમ રહે મનમાં.
જે એ ભેદ વધારેરે, વિદ્યા તે નકામી છે; રાજનીતિ ન નીતિરે, અવિદ્યા એ સ્વામી છે.
વિદ્યાતો નામ તેનું રે, જે મુક્તિ આપે; મિત્ર શત્રુ ગણ્યાથીરે, રાગ દ્વેષ સંતાપે.
દેવ જન પશુ પંખીરે, શરીર હરિના છે; એવું માનીલે મનથીરે, તેને સુખ સીમા છે.

**'હરહર શીવ' એ રાગ લાવણી જેવો.**

એવું સુણતાં હીરણ્યકશીપુ, ક્રોધે કંપ્યો થર થર થર;
વિચારે જતાં વાક્ય પુત્રનાં ચિત દાઝતું ચરચર ચર.
ઉઠી તાડી પાદ પછાડી, બોલ્યો મુખથી હર હર હર;
હુકમ કર્યો અસુરોને, જોઈ રહ્યા છો શું રે અરરરરર.

**લલિત.**

જકડી નાગના, વજ્ર પાસથી, પટકી દ્યો ઉંડો, મારી પાસથી;

**રાગ ઉપરનો વચમાં લલિતનો અંતરો.**

બગાડશે બીજાને બોધે, બાળ નથી રે એ છે કાળ;
સુણતાં ઉઠયા નોકર બાંધ્ય નાગ પાસથી તે તતકાળ.
ફેંકયા દરિયામાં પણ તેથી, સમુદ્ર ક્ષોભ્યો થઇ બેહાલ;
ત્યારે ઉપર પર્વત નાંખી, ડાટયો કહીનો કહીં એ બાળ.

**છંદ.**

લ—નર્યો મરી જતો, કોઇ રીતથી, ડુબવી રાખવો, ચાહ્યું ચિત્તથી.
ભક્ત નથી ડરતો ન વિસરતો, સમરે જતો મુખે હરિ નામ;
સ્તુતિ કરી ઉચરી ગુણગણ, ને ફરી ફરી કરી કરી પ્રણામ.
જ્ઞાન વધાર્યું ધાયુ મનમાં, અંગ હરિનું લહ્યું તમામ;
અંગીના અનુસંધાને, માન્યું છે પોતે હામો હામ.
( આ વાત છેક છેલૂં રહસ્ય **अहंब्रह्मास्मि** છે તે વિષે વિસ્તારે પ્રસંગે–)
લ—મહત ભાવ એ, સ્થીર જ્યાં ઠર્યો, ગિરિ તળેથી તે, બ્હાર નીસર્યો;
નભ ભૂમી વળી ઝાડ નિરખ્યાં, તવ માન્યું હું છું પ્રલ્હાદ;
પ્રતાપ પ્રિયતમનો પેખીને, ઊર ઉપજ્યો અનહદ આલ્હાદ.
હીરણ્યકશ્યપ એ જાણીને, પામ્યો ચિત સંપૂર્ણ વિશાદ;
ગ્રહી હાથમાં ખડ્ગ ઉપડયો, હવે બતાવું છેવટ હાથ.
લ—નયન ફેરવી ભ્રૂ ચઢાવીને, કહ્યું પ્રલ્હાદને ત્યાં અડાવીને.
રે અવિવેકી મૂઢ કુલાધમ, બોલ બોલ બોલ બોલ બોલ;
આજ્ઞા તોડયા પહેલાં કર કંઈ, તોલ તોલ તોલ તોલ તોલ.
કોને જોરે નિત્ય બકે છે, ગોળ ગોળ ગોળ ગોળ ગોળ.
ખરૂં નામ દઈદે ઝટ મનને, ખોલ ખોલ ખોલ ખોલ ખોલ.
લ—વિનયથી વદ્યા, સુ–પ્રહલાદજી, નથીજ જાણતા, તાત શું હજી;
જેના જોરે આપ વદો છો, તેના જોરે બોલું બાપ;
બળવાનોના બળદાતા, બ્રહ્માદિકને જેમનો પ્રતાપ.

ક્રોધયુક્ત પેખી હરિ, ગયા પાસ કો ન ડરી; લક્ષ્મી પધારી છતાં, ઠરી ગઈ સ્હામી. જય.
બોલ્યા બ્રહ્મા પ્રલ્હાદ, જા તું પકડ પ્રભુ પાદ; સદ્ય તે વિના વિશાદ, ધશ્યા હર્ષ પામી. જય.
વંદ્યા જયાં પદ્મપાદ, પામ્યા નૃહરી આલ્હાદ; મુકયો શીર હાથ સુતે, સ્તવ્યા પુર્ણકામી. જય.

**રાગ કાનરો પદ** " ગીરધર બીજધર " **એ દેશી.**

શ્રીવર સુખકર દુઃખહર જયકર, જગકર જનપાલનકર ક્ષયકર;
પરમાનંદકર શુભ ગુણ આ કર, શ્રીવર સુખકર. ટેક.
પ્રીયકર શંખસુદર્શનધરકર, અભયપ્રદાકર અક્ષયસુધાકર;
શુભ સહસ્રકર અનંત વ્હાર કર. શ્રીવર સુખકર૦

**પદ. " પીયો પીયોજી " એ રાગ.**

બોલ્યા પ્રેમે શ્રી નરહરી ક્રોધ હરી, ક્રોધ હરિ અતિ પ્રીત ધરી. બોલ્યા૦
રીઝયો છું હું તુજપર અતિશય, માગ માગ વર ફરી ફરી. બોલ્યા૦
થાશે તારૂં શ્રેય સકળ વિધ, દૈત્યરાજ થા સર્વોપરી. બોલ્યા૦

**પદ રાગ માલકોસ** " કરમ કર મેરે હાલ " **એ દેશી.**

કૃપા કર તું મુજપર કહે છે પ્રલ્હાદ, દયા કર દયાળુ તું છે નિર્વિવાદ. કૃપા. ટેક.
ન લલચાવ વર કાજ મુજને કદી, ન ચાહું હું સુખકાજ તુજને કદી. કૃપા૦
નહીં કામના માત્ર ઉઠે કદી, નહીં પ્રેમ તુજપરનો ખુટે કદી. કૃપા૦
કૃપા માત્ર માગું છઉં કરગરી, નમુંછું નમુંછું નમુંછું હરિ. કૃપા૦

**પદ " પીયો પીયો " એ રાગનું.**

બોલ્યા પ્રેમે શ્રી નરહરી પ્રીતે ફરી, પ્રીતે ફરી સ્થિર ચિત્તે ફરી. બોલ્યા૦
ધન્ય પ્રલ્હાદ તું સંત શીરોમણી, પ્રીતિ માની મેં તારી ખરી. બોલ્યા૦
મન્વંતર લગી દૈત્ય પતિ રહે, સેવ કરે જા ભાવ ધરી. બોલ્યા૦
પછી આવજે મારે ધામે, માગ માગ કંઇ ચાહ કરી. બોલ્યા૦

**પદ માલકોસ એજ** " કૃપા કર "

ચહું એ પિતાએ કર્યા દોષને, ક્ષમા આપો તેની હરી રોષને. કૃપા કર૦

**પદ ઉપરનું** " બોલ્યા પ્રેમે " **એ જારી.**

એકવીશ પેઢી થાય પાવન, વાત તાતની ત્યાં શી ફરી. બોલ્યા૦
સ્પર્શ થયો એ તુજ પિતુને મ્હારો, થયો શુચિ ન શંકા જરી. બોલ્યા૦
પ્રેત ક્રિયા કરી બેશ ગાદીપર, શાસન મારૂં શીષ ધરી. બોલ્યા૦

જે કહેવાનું–સમજવાનું ને સમજુ માટે સ્વતઃ સિદ્ધ છે, ને સ્પષ્ટ આથી થાય છે, ને લંબાણ પણ કંઇક થયું છે એમ અમને લાગે છે માટે હવે સદ્ય ઉપસંહાર—

**શાર્દુલવિક્રિડિત છંદ.**

કીધી પ્રેત ક્રિયા પછી વિધિ થકી, પ્રલ્હાદ રાજા થયા;
બ્રહ્માએ પ્રભુને સ્તવી ફરી ફરી, પ્રેમે નમી વિનવ્યા.
બોલ્યા ઇશ ન દૈત્યને વર ફરી, આવો કદી આપજો;
તે સ્વામી નૃહરિ **અનંત** સહુનાં, કષ્ટો સદા કાપજો.

પરંતુ તે માટે આપણે આપણું કર્તવ્ય કરીએ તો–પ્રલ્હાદ જેવું થાય, ન કરીએ તો

હિરણ્યકશિપુ જેવું થાય. માટે છેવટ યાદ રાખવાનું તે એજ કે-

હે સજ્જનો-શીર ધણી છે દિલ ધારો, ભાવે નીશદિન સંભારોરે.
અચિત્ ચિતમાં વાશી, વિભુ ઈશ અવિનાશી;
સંત સુખરાશી આનંદ અમારો, ભાવે નીશદિન સંભારો. હે૦

**अच्युतंकेशवं रामनारायणं कृष्णदामोदरं वासुदेवंहरे ॥**
**श्रीधरंमाधवं गोपिकावल्लभं जानकीनायकं रामचंद्रं भजे ॥**

અમને મળેલી આશિષ આપને—

**चिरंजीव कल्याण रहो हरिकथा सुरस पीवो,**
**हरिभजनके साथी सज्जन बहुत वर्ष जीवो.**

**॥ श्री नृसिंहप्रल्हादकी जय ॥**



# વામન ચરિત્ર.

## પૂર્વરંગ.

### પદ 'રાગ સોરઠ.'

**હરિજન થઇ રહો સભાગી, સેવો હરિપદ મદ ત્યાગીરે. હરિ. ટેક.**
**ધન તન સહ આત્મા અર્પણ કરી, લ્યો સેવન સુખ માગીરે. હરિ.**

હે સભાગી ! એમ સંબોધન છે. તે સભાગી કોણ ?

લૌકિક કહેવત છે કે—

પહેલું સુખ તે જાતે નરા, બીજું સુખ પેટ દીકરા;
ત્રીજું સુખ સુલક્ષણી નાર, ચોથું સુખ કોઠીમાં જાર.

**સાંમળભટ** કવિ કહે છે— **છપ્પય.**

રોગ રહીત તન રહે, અધિક વિદ્યા અભ્યાસી,
પાળે પુત્ર વચન, સદા પર આશ નીરાશી;
મધુર વચન માનની, કરજ શીરપર નહીં કાડી,
ચિત્ત સદા સંતોષ, પ્રીત સજ્જનશું જોડી;
વળી અધિક અધિક વધતો દીસે, સંપ કુટુંબી વર્ગમાં;
પછી એ થકી હું પ્રિછતો નથી, સુખ વિશેષ કાંઈ સ્વર્ગમાં.

આ પ્રમાણે બધું અનુકુળ હોવું કોઇના વશની વાત નથી. તોપણ જગના ડાહ્યા વગવાળા ને શ્રીમંત તે સભાગીઆ કહેવાય છે. પરંતુ અમારૂં કહેવું એવું છે કે.

જગમાં ગણાયા ડાહ્યા, લોકો માંહે વખણાયા;
થાય રઘવાયા જ્યારે, તેડું આવે રામનું.
જેણે હરિને ન ભજ્યા, તે બધા ઊંધું સમજ્યા;
મુઆ પછી ડાહાપણ, આવે તે શા કામનું.

માટે " **હરિજન થઇ રહો સભાગી.**"

કારણ—ભણે ગણે જન ધંધો શીખે, તેતો આ ભવ સારૂ;
પણ જે ખપ લાગે પરભવમાં, તે સારૂ શું ધાર્યું?
જીવડા જો તું ખુબ વિચારી.

વિચાર કે ભૂલીજા પણ, શીર એ ધાંટી છે ભારે;
આંહીતો ચાર દિવસ ને ત્યાંતો, સદૈવ રહેવું ત્હારે.
જીવડા જોતું ખુબ વિચારી સ્થિતિ થશે શી ત્હારી? જીવડા૦

અને તેથી અમારા હીસાબે—

સભાગી સાચાં તેજ ગણાય, ભજનમાં જેનો દહાડો જાય.
જગનાં સભાગીયાંનું ધન તો, સૌ મળી ફોલી ખાય;
અંતકાળમાં જતાં એકલાં, અતિ વીમાસણ થાય.

સંસારના સ્વાર્થપણાપર ઇસપનીતિમાં એક દ્રષ્ટાંત છે—

એક હરણીને પગે ગોળી વાગવાથી માંદીપડી લૂલી એવી થઈ કે ઘણે દહાડે પાછી ફરતી થાય પણ સુભાગ્યે ત્યાંજ પડોશમાં જળથી ભરેલ તળાવ ને તે ખેતર ઘાસનું ભરેલું હતું. તેથી ખાન પાનની મુંઝવણ નહોતી; પરંતુ સગાનું જુથ જબરૂં ને વિવેકમાં પુરૂં તે દરરોજ ટોળેટોળાં આરામ પૂછવા આવે ને જુવે કે, આંહી ખાવા પીવાની બહાર છે તેથી વધુ ઠેરે. માંડયું ખુટાડવા. થોડાજ દિવસમાં ખેતર ખલાસ થયું. ને પગે મટવાને તો વાર હતી. ખાવા ખુટવાથી સગાં વ્હાલાં તો જોવા આવતાંએ બંધ પડયાં ને હરણી ભૂખે કડાકા કરતાં છેક આવી રહી. એક દિવસ એક સગું રસ્તે જતાં નજરે પડી જવાથી ઉભાઉભ તબીયત પૂછવા લાગ્યું ત્યારે કહ્યું; મ્હારો મંદવાડ તો મને પાછી સાજી કરે એવો હતો. પણ મને તેની ખબર પૂછવા આવનારે એવી હાલતમાં લાવી મુકી છે, કે એ ત્રણ દહાડા હવે જીવનના બાકી હશે એમ ભૂખના દુઃખથી ભાસે છે. કારણ તે બધાંએ આવી મને સુભાગ્યે આપેલું હતું તે ખાઇ ન ખુટાડયું હોત તો સાજી થતાં સુધી હું ભૂખથી ન મરી જાત.

આ ઉપરથી સુજ્ઞો સમજી સકશે કે, સંસાર એવોજ સ્વાર્થી છે. " કાજીની કુતરી મરી ગઈ તેના પર કબર ચણાવવી એમ ઠર્યું ને તેથી તેને ડાટવા કાજી સાહેબ—( ગામના હાકેમ )—પધાર્યા તે સાથે આખું ગામ ગયું પણ કાજી સાહેબ મરી ગયા તે વખતે ચાર્જ છુટી બીજો તેમનો વિરોધી હાકમ આવી ગયો હતો તેથી કોઇ તેમને ઉપાડવા પણ ન ગયું" એવા લૌકિક દાખલા ઉપરથી સિદ્ધ થયું છે કે,

જગનાં સભાગીયાંનું ધન તો, સહુ મળી ફોલી ખાય;
ભજન કરે તેની ખરચી તો, દિન દિન વધતી જાય.

(એટલે) સભાગી સાચાં તેજ ગણાય, ભજનમાં જેનો દહાડો જાય,

ને તેથી અમે કહીએ છીએ. " **હરિજન થઇ જાઓ સભાગી.** "
ભજન કરે તે હરિજન તે સભાગી. ભજન તો સૌ કરે છે ?

રામ રામ સબકો કહે, ઠગ ઠાકોર ઓર ચોર;
ધ્રુવ પ્રલ્હાદ તરી ગયે, સો કહેના કછુ ઓર.

એટલે—" **સેવો હુંપદ મદ ત્યાગીરે, હરિજન થઇ જાઓ સભાગી.**

સેવવામાં શું ? તીલક માળા ધારવી ને ગીત ગાવાં એજ કે બીજું ? તે પર એક કવિ કહે છે—

**ચંદ્રાવળા.**

છાપાં માળા તીલક તાણી, હરીજન ધરીયું નામ;
એવું હરિજન એક દિવસમાં, થાય બાધું ગામ;
થાવું બાધા ગામે સુલભ, ઇન્દ્રિયો વશ કરવી દૂર્લભ;
ગોવિંદ વેશની દેશી આણી, છાપાં માળા ટીલું તાણી. હરિજન.

ફોજદારની પરિક્ષા પસાર કરી સરકારથી રીતસર અધિકાર પ્રાપ્ત કર્યા પહેલાં માત્ર તેવો પોશાક ધરવાથી ફોજદાર ન થવાય. બાળકપણમાં શીખ્યા છીએ.

સાચે કામ સરે સદા, જૂઠે નક્કી ન થાય;
કાગળની હોડી કરો, તેથી ન સિંધુ તરાય.

માટે " **સાચા હરિજન થઈ જાઓ સભાગી.**"

સાચાં હરિજન એટલે શું ? ' સેવો હુંપદ મદ ત્યાગી રે ' તે શી રીતે ?

" ધન તન સહ આત્મા પદ અરપી, લ્યો સેવન સુખ માગીરે. હરિજન.

આપણે તો ' પૈસો મારો પરમેશ્વર ને, ઘર ધણીયાણી ગુરૂ;
છૈયાં છોકરાં સાધુ સંત, પછી કોની સેવા કરૂં. ' એવો ખેલ છે.

પણ તે ન ચાહતું તો પછી પ્રભુનું સેવન શા માટે કરવું ?

**न नाकपृष्ठं न चसार्वभौमं न पारमेष्ठ्यं न रसाधिपत्यं**
**न योगसिद्धिं न पुनर्भवंवा वांछंतिय त्पादरजप्रपन्नाः**

તેના ચરણરજના આશ્રિત ( સાચા હરિજન ) સ્વર્ગનું, પૃથ્વિનું, બ્રહ્માના લોકનું, વરૂણ લોકનું–એકેનું અધિપતિપણું કે યોગની બધી સિદ્ધિ અથવા જન્મમરણથી મુક્તિ પણ નથી ચ્હાતા. પરંતુ તેના ચરણની રજનું સેવનજ ચાહે છે. પ્રલ્હાદજી પર જ્યારે ભગવાન પ્રસન્ન થયા ત્યારે તેમણે સ્તુતિમાં એવુંજ જણાવ્યું હતું ને તેમાં તેનાં કારણ પણ બતાવ્યાં હતાં કે—

**दृष्टामयादिवि विभोऽखिलधिष्ण्यपाना मायुःश्रियोविभवइच्छतियान्जनोयम्**
**येऽस्मात्पितुःकुपितहास विजृंभितभ्र विस्फूर्जितेन लुलिताःमतुतेनिरस्तः**
**तस्मादमूस्तनुभृता महमाशिषोऽज्ञ आयुःश्रियंविभवमैंद्रिय माविरिंचात्**
**नेच्छामिते विलुलितानुरु विक्रमेण कालात्मनो पयनयमां निजभृत्यपार्श्वं मू**

( માણસ સભાગી થઈ હિરણ્યકશિપુથી શું વધુ સભાગી થવાનો હતો કે-મનુષ્ય લોક તો કોણ હીસાબમાં. પણ તેઓ જેમની સદા કૃપા ચાહે છે, એવા દેવલોક તેના પણ અધિપતીના ઐશ્વર્યનો ખ્યાલ કરી, પોતાની અનુભવેલી-નજરે જોએલી વાતને તે તે દેવો હાજર છે તેની રૂબરૂ જ્યારે જે મોંમાંથી પડે તે આપવા શ્રી હરિ તૈયાર છે, તે વેળા કહે છે. )

હે વિભો ! સર્વ લોકપાળોનાં આયુષ્ય, લક્ષ્મી તથા વૈભવ જેઓને મનુષ્ય ઇચ્છે છે તે મેં બધાં જોઇ લીધાં છે કે જેઓ અમારા પિતાના ક્રોધયુક્ત હાસ્યથી ઉંચી ચઢેલી ભ્રકુટીના ફરકવામાં નાશ પામી ગયાં હતાં. ( અને એ પણ જોયું કે ) એવા મારા પિતાને પણ આપે (પલકમાં ) મારી નાંખ્યો ! માટે પ્રાણીઓના વૈભવના પરિણામને જાણનારો બ્રહ્માદિકથી માંડીને સર્વ પ્રાણીઓનાં આયુષ્યની, લક્ષ્મીની તથા ઇન્દ્રિયોથી ભોગવાતાં સુખોની ઇચ્છા રાખતો નથી. તેમ મોટા પરાક્રમવાળી તમારી કાળમૂર્તિથી નાશ પામતી સિદ્ધિઓને પણ ઇચ્છતો નથી, મને તો આપનો હજુરી સેવક બનાવો. ને તેજ મુજબ અમે કહ્યું—

લ્યો સેવન સુખ માગી રે, હરિજન થઈ જાઓ સભાગી.

સૌથી સમજી શકાય એવી વાત છે, કે નશ્વર જગતનાં સુખ નશ્વરજ હોય ને તેથી નિત્ય સુખના દેનારા સર્વેશ્વરથી નિત્ય સુખ મળે તે માટેજ પ્રયાસ કરવો. તો તો કરવો જોઇએ. પરંતુ તેવી બુદ્ધિ થવી એ સહજ વાત નથી. કારણ કરેલાં કર્મોની વાસના ને ફળો તેવી ઇચ્છામાં વિરોધી થઇ પોતાનો અમલ કરાવવામાં આ વાત સમજાયા પછી પણ અનેક જન્મ કઢાવી નાખે છે. શ્રીભગવાન પોતેજ કહે છે—

**बहूनांजन्मनामंते ज्ञानवान्मांप्रपद्यते वासुदेवःसर्वमिति समहात्मासुदूर्लभः**

બહુ જન્મોના અંતે જ્ઞાનવાન મને પામે છે, ને સર્વ 'વાસુદેવ' એમ માનનારા મહાત્મા દુર્લભ છે, પણ સાચા હરિજન, સાચા સભાગી તે છે; માટે આશા એ રાખવી, ને તેથી એજ ચાહીએ છીએ તેમજ કહીએ છીએ કે—

'હરિજન થઇ રહો સભાગી, સેવો હુંપદ મદ ત્યાગી;
તન ધન આત્મા સહ અર્પણ કરી, લ્યો સેવન સુખ માગીરે.'

કારણ ભગવાનનાજ શબ્દોમાં તેમની પ્રિય સેવવાની વસ્તુ પ્રતિજ રહે છે.

**प्रियोहिज्ञानिनोत्यर्थं महंसचममप्रियः** 'જ્ઞાની મને ઘણા પ્રિય છે કારણ હું તેમને ઘણોજ પ્રિય છું.' તેવું શાથી થવાય ? 'સેવો હું પદ મદ ત્યાગીરે' હુંપદ ને તેને લઈ મ્હારાપણું એજ જબર બલા છે. એ પણ સમજાયું છે. તે પરથીજ એકવાર અમે કહ્યું છે—

**ઠુંમરી** "મોએકુ નીંદીયાં" **એ રાગ.**

હું ને મ્હારાપણું નિવારો હે ઇશ સૌના સ્વામી,
હું તો થયો નીમકહરામી બાંધી બેઠો છઊં સ્હામી;
એથીજ બંધાઈ રહ્યો પીડા પામી. હું ને મ્હારાપણું નિવારો.
જડચર છે તમારૂં સોંપ્યું સેવા લેવા સારૂ,

સ્વતંત્રપણું અમારૂં કીધું સુખ દેવા સારૂં;
તેવુંજ કરાવો અનુનાથ નમામી. હું ને.

તે માટે શું કરવું ? "તન ધન આત્મા સહ અર્પણ કરી, લ્યો સેવન સુખ માગીરે;
હરિજન થઇ રહો સભાગી, સેવો હુંપદ મદ ત્યાગીરે."

એટલે એકવાર અર્પણ સવિધી થવું જોઇએ. જે નવધા ભક્તિનું છેલું પરિણામ.

પહેલું શ્રવણ, પછી કિર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્યત્વ, ને છેલે **आत्मनिवेदनं** શ્રુતિ તે માટે **न्यासमेवमहसामतिरिक्तमाहुः** કરીને કહે છે. આ વિષે બહુ કહેવાનું છે પણ તે આંહી વિસ્તારે કહેવા અવકાશ નથી. તેથીજ ટુંકામાં કહ્યું છે કે— **'હરિજન થઇ રહો સભાગી.'** ઇત્યાદિ.

પરમેશ્વરને 'ધણી–માલિક' કરીને સૌ જાણે છે, સ્ત્રીને ધણી તો દેહનો ને આનું ધન તો આપણો દેહને જીવ એ‌ઊ છેજ; એઉ તેનાં શરીર તેની માલકતજ છે. તેમ છતાં તે એ‌ઊ આપણાં તે એમ માની લીધું છે. એજ તેની ચોરી છે ને તેથી તે માટે ઊપાય એ છે કે—

## લાવણી.

આ જીવનું અર્પણ વ્હાલા તુજ પદમાં કરૂં છું, તેમાં કાંઈ સપાડું નથી કરવાનું કેમકે—તારેજ મૂળે છઉં તે તુજ પદમાં વરૂં છું. અનુભવથી જોયું છે કે—

હું ને મ્હારૂં કરવામાં બહુ કષ્ટો સહું છું,
તું તારૂં સાચવ જુઠો હક હું મુંકી દઊં છું.

એ અર્પણ માનસિક છે પછીનું વર્તન–સોંપણ–સાચી ને પુરી ક્યારે કહેવાય કે પછી–

મને નહીં માકુ લાગે કે મારૂં કેમ આ આમ થયું,
શોચ હર્ષ નહીં થાય જરી કેમ આ બગડયું ને આ સુધર્યું.

હું ને મારૂં એમ ફરી ભાવ તો તેના પર નજ થવો જોઇએ, પણ જેનું છે તેને માટેજ સદા તે વપરાવું જોઈએ, તે માટે તેણે તો શાસ્ત્રરૂપી આજ્ઞા આપી પણ દીધી છે. શાસ્ત્ર એટલેજ 'હુકમો' તેમાં તન, મન, ધન, સાધન, જીવનનો કેમ ઊપયોગ કરવો એ વિષેજ આંહીજ છે; ને તેમાં એ પરોપકારી પ્રભુની એ ખુબી છે કે, પોતાની વસ્તુ છતાં પોતા માટે નહીં, પણ આપણે માટેજ વાપરવા તે રજા આપે છે, ને તેથી લાભે આપણનેજ થાય, ને તે વળી શી રીતે કરવાથી હાની અટકી ખરો લાભ થશે તે પણ સુચવે છે. બલકે તેનું નામજ 'કર્તવ્ય' ને તેજ પોતાનું 'યજન–યજ્ઞ' એમ માની લે છે. ગીતાજીમાં પોતે શ્રીમુખે કહે છે—

**सहयज्ञाःप्रजाःसृष्ट्वा पुरोवाचप्रजापतिः । अनेनप्रसविष्यध्वमेषवोऽस्त्विष्टकामधुक्**

પૂર્વે એટલે પ્રલય પછી શરૂ–ઊત્પત્તિ વેળા 'યજ્ઞ' સાથે પ્રજાને ઉત્પન્ન કરી તે પ્રજાના સ્વામી ( કર્તા પ્રજાનો ધણી છે તેણે ) એ કહ્યું કે 'આ યજ્ઞ વડે તમે પોષણ પામો (વૃદ્ધિ પામો) એ તમારૂં ઇચ્છિત પૂર્ણ કરશે ( એ‌ઊ લોકનું )'.

તેમાં એ‌ઊ નાના મોટા, દેવ મનુષ્ય માટે વ્યવસ્થા રાખી 'અધિકારી' ને 'પ્રજા' સહુને માથે કર્તવ્ય પરસ્પર નાખ્યાં, રૈયત કર આપે ને પોલીસ રક્ષણ કરે તેમ કહે છે—

**देवान्भावयतानेन तेदेवाभावयंतुवः । परस्परंभावयंतः श्रेयपरमवाप्स्यथ**

દેવો એ વડે પોષિત થઈ તમારી સંભાવના કરશે, ને તમે તેમની કરો ( એ રીતે આ જગત નભશે ને જે એ પરિક્ષામાં પાસ થશે તે ) એમ પરસ્પરની સંભાવના ( કર્તવ્ય પૂરાં કરવાથી ) તમે પરમશ્રેય ( પરલોકનું પુરૂં સુખ ) પામશો. તેમાં વર્ણ આશ્રમના વિભાગ પાડ્યા ને તેનાં તેનાં કર્તવ્ય જુદાં ઠરાવ્યાં પણ તે બધાં પ્રભુ આજ્ઞારૂપ કરવાં, એજ તેનું સેવન.

**स्वकर्मणातमभ्यर्च्य सिद्धिंविंदतिमानवः**

પોતાનાં વર્ણાશ્રમોચિત કર્મ આ રીતે કરવાથી મનુષ્ય સિદ્ધિને પામે ને તેથી તેવા ' **હરિજન થઇ જાઓ સભાગી.** '

કરે છે તો સહુ કર્તવ્ય પણ તેમાં ભૂલ જે થાય છે તેથીજ બચવાનું, એકતો શાસ્ત્રાજ્ઞા પ્રમાણેજ ને તે મારૂં છે ને મારે માટે કરૂં છું એમ નહીં. તેનું ટુંકામાંજ અમે કહ્યું.

" સેવો હુંપદ મદ ત્યાગીરે, હરિજન થઈ જાઓ સભાગી. "

બંધન થવા ન થવા બલકે બંધાવાની, છુટવાની કુંચીજ ત્યાં છે કે—

**यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयंकर्मबंधनः । तदर्थंकर्मकौंतेयमुक्तसंगः समाचर ॥**

યજ્ઞ માટે જે કર્મ નથી તેજ આંહી લોકમાં બંધનરૂપ થાય છે માટે યજ્ઞાર્થેજ કર્મ તેમાં સંગ ન રાખીને ( હું મારાપણાનો કોઇ રીતે ) ને અચ્છી પ્રકાર તે કર. બલકે તેમાં મારી શક્તિથી કરૂં છું એમ સમજે તોપણ ભૂલ છે. એ પણ ન રાખવાજ અમે કહ્યું છે.

" સેવો હુંપદ મદ ત્યાગીરે, હરિજન થઈ જાઓ સભાગી. "

કારણ શક્તિતો પ્રભુની છે તે કરાવે છે ત્યારેજ થઈ શકે છે. એટલે કર્તૃત્વાભિમાન પણ ત્યાગીને તે પણ પ્રભુ કરાવે છે એવો મનથી ભાવ રાખીને એટલે ભગવાનનાજ બોલમાં—

**मयिसर्वाणिकर्माणि संन्यस्याध्यात्मचेतसा । निराशीर्निर्ममोभूत्वा युद्धस्वविगतज्वरः**

' મારામાં સર્વ કર્મ અધ્યાત્મ ભાવથી મુકીને ' એટલે સર્વાંતર્યામી. હુંજ કરાવું છું મારી શક્તિથી તમે કરી શકોછો એ રહસ્યને ન ભૂલી જઇ ને આશા ને મમકાર વિના એ ખટક યુદ્ધકર, જ્યારે વસ્તુ—આત્મા શરીર—સામગ્રી તેની તેની શક્તિથીજ તેનાથી. કર્મ થઈ શકે, પછી તેના ફળના હકદાર આપણે શારીતે ઠરીએ ? તેમાં કંઇ વાતપર આશ કે મારાપણું કરવાનો આપણને હક રહે ? તેની વસ્તુ તે તેના કામમાં લાગવીજ જોઇએ. એટલે તેનાથી તેની મરજી પ્રમાણે કર્તવ્ય થયા જવુંજ જોઇએ. પછી પરિણામ તેની અક્કલ પ્રમાણે આવશે. તે માટે ચિંતા કરવા જેવું નથી. એમ જે તેનો સ્વભાવ તેણે શામાટે આપણને કરણ કલેવર આપી શાસ્ત્ર સમજાવી કર્તવ્યમાં લગાડયા છે. એ બરાબર સમજે છે ને જાણે છે તોપણ પોતે ટુંકામાં કહે છે **विगतज्वर** નીરાંત રાખ એટલે એથીજ ખરૂં સુખ મળવાનું માટે. " તન ધન સહ આત્મા અર્પણ કરી, લ્યો સેવન સુખ માગીરે. " હરિજન થઈ રહો. ભગવાન ફળ આંહીજ કહે છે કે—

**येमेमतमिदंनित्य मनुतिष्ठंतिमानवाः । श्रद्धावंतोऽनसूयंतो मुच्यंतेतेऽपिकर्मभिः ॥**

આ મારો ' મત ' નિત્ય જે માણસો અનુષ્ટાન કરશે, તેમાં શ્રદ્ધા રાખશે તેમાં

અસૂયા નહીં કરે તે પણ કર્મબંધનથી છુટી જશે. એટલે અસૂયા નહીં હોય તો શ્રદ્ધા થશે પણ અનુષ્ટાન કરશે ને તે નિત્યનું થશે. શ્રુતિ તેથીજ આજ્ઞા કરે છે.

**कुर्वन्नेवेहकर्माणिजिजीविषेच्छतंसमाः** સો વર્ષ જીવે તો ત્યાં સુધી આ કર્મો કર. શ્રુતિ શું પ્રભુ સાક્ષાત પોતાનો ' મત 'જ આછે એમ કહે છે. એટલે બીજા ' મત ' ' મતાંતર ' ત્યાં ઠેરેજ નહીં બલકે તેમ છતાં બીજામાં મન કરશે તો ચેતાવી પણ ત્યાંજ દેછે કે—.

**येत्वेतदभ्यसूयन्तो नानुतिष्टंतिमेमतम् । सर्वज्ञानविमुढां स्तान्विाद्धनष्टानचेतसः**

જે તે તારા મતની અસૂયા કરે છે, તે પ્રમાણે આચરણ નથી કરતા; તે સર્વ જ્ઞાનથી વિમૂઢ છે એમ જાણ. ને જાણ કે તે માર્યા ગયા, જડ જેવા થઈ ગયા. અર્થાત્ ઊત્તરોત્તર કાષ્ટ પાષાણ જેવા થઇ જશે. માટે ભાઈ ! મનુષ્ય દેહ ત્યાં સુધીમાં ' માનવા ' કરીને ભગવાન કહે છે, તેમનેજ અમે કહીએ છીએ કે, એવી રીતના 'યજ્ઞ' કર્તવ્ય પરાયણ એવા ભગવદ્ આજ્ઞારૂપ ભગવન પ્રીત્યર્થ વર્ણાશ્રમ ધર્મયુક્ત રહી, " **હરિજન થઈ રહો સભાગી, હુંપદ મદ ત્યાગી રે** "

હરીજન થવાનું મન થાય છે, હરી સેવને કરે છે પણ હુંપદ, અહંકાર, મમકાર છોડી,એટલે " **તન મન આતમા સહ અર્પણ કરી, લ્યો સેવન સુખ માગીરે** ' એમ તો કોણ કરશે ? ભગવાનનાજ શબ્દોમાં—

**येषांत्वंतगतं पापंजनानांपुण्यकर्मणां । तेद्वंद्वमोहनिर्मुक्ता भजंतेमांदढव्रताः**

પુણ્ય કર્મો કરી કરીને જેનાં એટલાં બધાં પાપ ખલાસ થઇ ગયાં હશે કે તેનો છેડો આવે ( બેશક નવાં થતાં બંધ પડયાં હોય ત્યારેજ અંત આવે) તે લોકો સુખ દુઃખના મોહની દરકાર છોડીને દૃઢ વૃતથી મને ભજે છે, ને તેથી તેજ ખરા સભાગી. જેમનાં એવાં ભાગ્ય, એવાં પુણ્ય કમાઈ હૃદય થઈ ગએલાં છે ને તેમને અમે સૂચવીએ તો સદ્ય તે કરવાજ માંડે, તેજ ખરા અધિકારી છે, તેથી તેમનેજ સંબોધી કહીએ છીએ. કારણ તેઓ આટલા સભાગી થયા છે કે સકામ ભાવના છુટી છે, હુંપદનો મદ મટયો છે, તો હવે " તન મન સહ આતમા અર્પણ કરી, લ્યો સેવન સુખ માગીરે. " તે મળશેજ એટલે પછી " **હરિજન થઇ રહો સભાગી** " ને પછી " **સેવો હુંપદ મદ ત્યાગીરે** " એજ ઉત્તમોત્તમ ગતિ છે. ભક્તિ કરવા માંડે, યજ્ઞ કરવા માંડે, તેણે છેવટ એજ રસ્તે આવવું પડશે. પ્રભુ કળે, બળે, છળે પણ એ રસ્તેજ લાવશે. તો અગાઉથીજ પ્રભુ ઇચ્છાને પરખી, આપણા સાચા શ્રેયના માર્ગને આગળથી જાણી લઈ, તે રસ્તે પોતાથીજ લાગી જઇએ. તે માટેજ પ્રભુએ આપણી આગળ દાખલા પાડી રાખ્યા છે. તેની કથાઓ કાયમ રાખી છે, ને તેમાંનીજ એક ઊત્તમ, જેમાં હરિજનનું ચરિત્ર, હરિનું ચરિત્ર, હરિજન કેવા થવું, અર્પણ કેમ કરવું, હુંપદ કેમ છોડવું, શા માટે છોડવું, યજ્ઞ કેમ કરવા, તેનો મોટામાં મોટો દાખલો આપીએ પણ તે પૂંઠે પણ યાદ રાખવાનું, સાર ખેંચવાનું તો એજ આવશે કે—

" હરિજન થઈ રહો સભાગી, સેવો હુંપદ મદ ત્યાગી રે; "
" તન મન સહ આતમા અર્પણ કરી, લ્યો સેવન સુખ માગીરે. " હરિજન.

" શ્રી હરિ. "

# શ્રી વામન ચરિત્ર આખ્યાન.

પદ-રાગ સોરઠ.

**હરીજન થઈ રહો સભાગી, સેવો હુંપદ મદ ત્યાગી રે;**
**ધન તન સહુ આત્મા અર્પણ કરી, હયો સેવન સુખમાગી રે. હરીજન**

**ચોપાઇની ચાલ.**

એક સમય કશ્યપ પતિ પ્યારા, અદિતીના આશ્રમમાં પધાર્યા.

કશ્યપ ઋષીને ઘણી સ્ત્રીએ હતી તેથી તે તે સ્ત્રીના નામથી આશ્રમ ઓળખાતાં હતાં. તે શું બીજી સ્ત્રી પાસે ગયા હતા ? નહીં. શ્રી શુકદેવજી કહે છે કે **समाधेर्विरतश्चिरात्** 'લાંબી સમાધીથી વિરામ પામીને ' એટલે પોતાનાં આયુષ્યનો ઘણો ભાગ તો વનમાં એ- કાંતમાં હરિ-ધ્યાનમાંજ ગાળનાર, તે એવા કે ઘેર શું થાય છે તેની ખબર પણ ન પડે. દેવાસુરમાં મોટું સંગ્રામ થયું, દેવો માત્ર હાર્યા, સ્વર્ગ છોડી નાશી ગયા, અસુરે તેનો કબજો કર્યો, બલકે તે પછી નવાણું યજ્ઞ બળીરાજા-અસુરોના મુખીએ પુરા કર્યા-સો પુરા થએ શતક્રતુ-ઇન્દ્ર થવાને યોગ્ય થાય. તેણે જાણ્યું ઇશ્વરનું શું પ્રયોજન છે ? કર્મથી ફળ છે, તે સો પુરા કરૂં એટલે ઇન્દ્ર થઈશજ. પણ ફળ પ્રદાતા ઈશ્વર છે. તે ફળ તો આપે ત્યારે મળે, માણુસ જે કરી શકે તે એજ કે, તે માટેની યોગ્યતા મેળવવી, તે તેથી ભગવાને એ વિષે ગીતાજીમાં નિર્ણય પાડી આપ્યો છે કે **कर्मण्येवाधिकारस्ते माफलेषु कदाचन** ' કર્મમાંજ તારો અધિકાર છે, ફળમાં કદી ન હો.' છતાં પોતાથી ઇન્દ્ર કાયમ બની જવું છે. અસ્તુ. એ વિષે આગળ વધુ કહીશું. આંહી જોવાનું એ કે એટલો બધો કાળ વિત્યા છતાં પોતાની બેઊ પત્નીની બે પ્રજા દીતીના દૈત્ય, ને અદિતીના દેવ, પણ તેમનું શું થયું છે, એની જેને ખબરે નથી, બલકે જેણે તેમની ખબર જાણવા દરકારે કરી નથી. સ્ત્રી માત્ર એક વાર સંગ કરી પ્રજા ઊપજી કે બસ. એમ વર્તનાર એ કાળના મહર્ષી હતા, હાલ તો કહેવત છે તે—

કુત્તા કાર્તીક માસકા, તજે ભૂખ ઓર પ્યાસ:
તુલસી ઊનકી કયા ગતિ, (જાકોં) બારો કાતી· માસ.

સદા વિષયાસક્ત, સદા તે માટે પીડીત રહે છે. તેમનાથી હરિ શું ભજાય ? ને વર્ષોની સમાધી ક્યાંથી સધાય ? છતાં કોઇ વળી યોગાચાર્ય થાય છે, ને બીજાને તે સાધવા પ્રેરે છે, જેમનાથી 'યમ ' 'નિયમ' તો શું પણ તેનો એક ભાગ પણ સધાતો નથી. અસ્તુ.

છેક લેવાઈ ગઈ જોઇ નારી, બોલ્યા મુનીવર કરૂણા ધારી. [મોહથી નહીં દયાથી]
મ્હાવી કેમ થઈ ગઈ વ્હાલી, તારી લાલી ગઇ ક્યહાં ચાલી. [ વિયોગમાં નહીં]
શું તેં લોપ્યો છે ધર્મ મહાન, કે તેં લોપ્યો છે અગ્નિ નિદાન.

[ રૂષી સમાધીમાં લાગે ને ગૃહણીને ઘરનો ચાર્જ સોંપે ત્યારે તેણે તેનાં બધાં કર્ત્તવ્ય પૂરાં કરવાં જોઈએ, એમ આથી જણાય છે.]

શું ન થયો અતિથિ સંસ્કાર, કે તું ભૂલી હવનનો વિચાર.

[ધર્મની કુશળતા પૂછી હવે અર્થ–કામની પૂછે છે, કારણ હજી ઊત્તર મળતો નથી.]

શું કીધું છે કોઈએ અપમાન, શું કંઇ ખોવાયું છે મૂલ્યવાન.
પુત્રો તો છે કુશળ સહુ ત્હારા, વ્યાધી પીડે છે શું કોઈ દારા.
ધર્મ–અર્થ કે કામ વિષેથી, દુઃખી શાથી છે કહે વિગતેથી.

**દુહો.**

પ્રશ્ન સુણી પ્રિય કંથના બોલી શાણી નાર; પ્રશ્ન પુછ્યા તે માંહેનું, દુઃખ એકે ન લગાર.

**રાગ પુરજ, 'ગજલ'.**

શું કહું સર્વજ્ઞ સ્વામી ત્રિકાલજ્ઞ તમે સદા;

(પણ તે સમાધી ચઢાવી જ્ઞાનદ્રષ્ટીથી જુવે ત્યારે. તે વિના ન જણાય છે શું કામ જુવે ? તે માટે સમાધી શીખ્યાજ નહોતા.)

હું તપું છું પીડા પામી આવી ભારી આપદા. (આપદા સૌને આવે. કહ્યું છે કે)
ઉગ્રકાળ વિકાળની પાંખ ઊદય ને અસ્ત:
નિશ્ચય તેની છાંયમાં, આવે વસ્તુ સમસ્ત.

એક શ્રીહરિ દેવાધીદેવ વિના દેવોને પણ દુઃખ આવે છે. ગ્રહોને પણ પીડનાર તેમનાં ગ્રહ ખાલી કરાવનાર છે. છતાં તેવા દુઃખી પાસે વળી બીજા દુઃખ રોવા જાય છે ! તેમણે વિચારવું કે—

બંધેકો બંધા મીલે, છુટે કોન ઉપાય; સેવ કરે નિર્બંધકી, પલમેં દેત છુડાય.

માટે અમે પ્રથમથીજ કહી રાખ્યું છે કે—

**" હરીજન થઈ રહો સભાગી, સેવો હરિપદ મદ ત્યાગીરે."** હરિજન. અદીતી કહે છે તે પરથી જુવો દેવોના પણ કેવા હાલ થાય છે તે—

પુત્ર મ્હારા સૌથી સારા ધર્મ ધરનારા સદા,
તે બિચારા થઇ ફરે છે છોડી ધન ઘર સંપદા. શું કહું૦
વેશ બદલી વને રખડે ભય રહેતો પણ ઉરે;
રખે શત્રુ પ્રાણ લેશે કે વધુ કરશે વ્યથા. શું કહું૦ (આ 'રાગ'નું કષ્ટ)

( ભાઇ ભાઈમાં કુસંપ થવાનું કારણ બાપે બે બૈરી કરી એ. પિતાના દોષ પ્રજાને નડે )

શોખના સુત સુખે માણે, રાજ્ય મારા પુત્રનું;
કેમ તે ઉરમાં ન સાલે, વાત એ છે કષ્ટદા. શું કહું. (આ 'દ્વેષ'ની દાઝ)

ભગવાન ગીતાજીમાં કહે છે.

**इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौव्यवस्थितौ । तयोर्नवशमागच्छेत् तौह्यस्यपरिपंथिनौ ।**

ઇન્દ્રિયો ને ઇન્દ્રિયોના અર્થ વચમાં રાગ દ્વેષ રહેલા છે. તે બેઊને વશ ન થવું તે

એજ સુખ શાંતિના માર્ગના લુટારા છે. મહર્ષી કશ્યપને કેવી નીરાંત છે ? પુત્રોને પણ પસંદ કરે ખાર છુટ્યાં તો હવે કાં પિતાને પગલે ચાલી સંસારથી છુટવા ન ચહે ? જ્યાં સુધી સંસારસુખ ચાહશે ત્યાં સુધી દુઃખ બન્યું રહેશે. ગયું છે, તેનું મેળવવાનું દુઃખ હાલ છે. પછી મળ્યાથી જાળવવાનું દુઃખ ઉભું થશે. ને આખરે પાછું જવાનું તો ખરૂંજ. છતાં એ દુઃખદ વ્યાપારમાં તેઓજ પડયા માગે છે. એટલુંજ નહીં પણ બળી વળી 'તેમનું ગયું ' સો યજ્ઞ કરેલ છતાં પોતે વચમાંથી પડાવી લીધું છે છતાં પોતે પાછા એજ રસ્તે ચાલી સો યજ્ઞે તો કાયમજ થઇશ એમ ધારી તેજ રસ્તો લેછે. એજ જગતનો મોહ છે! ભગવાન ગીતાજીમાં કહે છે.—

**भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् । व्यवसायात्मिकाबुद्धिःसमाधौनविधीयते**

ભોગ ને ઐશ્વર્યમાં આસક્ત ને તેથી તેમનાં જ્ઞાન હણાઇ ગએલાં જેમનાં છે તેમને નિશ્ચયાત્મક બુદ્ધિ સમાધાન શાંતિ નથી થતી. તુકારામના બોલમાં તેતો ' તૃષ્ણાચે બાપુડે ' તૃષ્ણાનાં ગોલાં છે. દેવ હો કે અસુર; લડો કે યજ્ઞ કરો; તોપણ શું ? એક યજ્ઞ કરે છે, એટલે બીજા તેમાં ભંગાણ પાડવા યત્ન કરે છે. આ સ્પર્ધા—આ દ્વેષ—આ કજીયા શાસ્ત્રનો પણ આવો સકામ ઉપયોગ કરે ત્યાં શાંતિ કયાંથી ! માટેજ અમે કહ્યું. **"હરિજન થઇ રહો સભાગી, સેવો હુંપદ મદ ત્યાગીરે."**

જુવો આગળ ફરીયાદ !—શાસ્ત્ર જાણનારાઓની, શાસ્ત્રને રસ્તે ધર્મની લઢાઇ ! પૃથ્વી માટે લઢે તેનો નિર્ણય તો છે કે લઢીને મરે તે સ્વર્ગમાં જાય ને જીવી ગ્રીતે તે પૃથ્વી ભોગવે, પણ આતો સ્વર્ગમાં રહેનારાનીજ લઢાઇ ! લેનાર બે ને સ્વર્ગ એક તેનું શું થાય ! પ્રભુ રસ્તો કાઢશે ત્યારેજ નિકળશે. કારણ બેઉ ધર્મપથ પર છે.

સદા સ્થિર થાવા હવે એ, યજ્ઞ કીધાં જાય છે,
નવ્વાણું પુરા કર્યા છેલ્લો શરૂ કીધો તથા. શું કહું૦
તમારા પણ પુત્ર છે એ તમારે આધીન હું,
ચાહુંછું એ ફરી સ્વર્ગે ઇન્દ્ર થઈ જાએ કદા. શું કહું૦

પ્રથમતો સમાધીનો સ્વાદ અમારા આનંદને ભોગવીને તૃપ્ત થઇનેજ આવેલ ઋષીનો આ બાળ બુદ્ધિ જેવો બકવાદ, સંસારનો મોહ, પોતાના ઘરમાંથી પણ પોતે ન ટાળી શકયા ! ! ભૂવાની બૈરી છોકરાંના દિલમાં પણ ભૂત રહ્યાં ! એ ખાતે બહુ આશ્ચર્ય લાગ્યું ને બોલ્યા ?

**॥अहोमायाबलंविष्णोः स्नेहबद्धमिदंजगत् । कस्योतपातिपुत्राद्या मोहएवाहिकारणम् ॥**

અહો વિષ્નુની માયાનું બળ તો જુવો. શું આ જગત સ્નેહબંધનમાં બંધાયું છે. કોના પતિ, કોના પુત્ર; એમાં મોહ એજ કારણ છે. મેં નથી માન્યું તો મને કંઇ નથી. એણે માન્યું તો કેવું કષ્ટ થાય છે ? એ કંઈ ક્ષણમાં છુટેજ નહીં ને તેથી પ્રભુએજ **त्रैगुण्यविषयावेदा** 'ત્રણ ગુણવાળા વેદ રાખ્યા છે,' કારણ ત્રિગુણી પ્રજા છે; તે ઉત્પથ ગમે તેમ વર્તી નષ્ટ ન થાય, મર્યાદામાં રહે, ને તેમાં પણ પોતાને સાત્વિકની પરાકાષ્ટાનેજ શુદ્ધ સાત્વિકનીધિનેજ સેવે, તો ક્રમે કરીને—કાળે કરીને પણ સાત્વિક થાય. તેથી પોતેજ સેવની સર્વ કામના પૂરે છે **आर्तोजीज्ञासुरर्थार्थी.** ને જ્ઞાનીને તે માટે પણ લોકો બીજા દેવ; રાજસ, તામસ પાસે જાય છે. વિષ્નુ પાસે તેજ જાય છે જે સાત્વિક

છે. સાત્વિક થવું એ પુણ્યનું ફળ છે તે વાત પ્રભુજ કહે છે **चतुर्विधाभजंतेमां जनाःसुकृतिनोऽर्जुन** હે અર્જુન ! સુકૃતિવાળા જનો મને ચાર પ્રકારે ભજે છે ને **नमांदुष्कृतिनोमूढाः प्रपद्यंते नराधमः** ' જે દુષ્કૃતિવાળા મૂઢ નરાધમ છે, તે મને નથી ભજતા. અને તેથી તેજ સભાગી–જે સુકૃતિવાળા–ને તેમનેજ અમે કહ્યું—

**" હરિજન થઇ રહો સભાગી. "**

શ્રી કશ્યપે પણ પોતાની પત્નીને આ ધર્મસંકટ જોઇ એજ સલાહ આપી કે—

**ગરબી** " પુનમ ચાંદની " **એ રાગ.**

બોલ્યા કશ્યપ શ્રી અદિતિ સાથે એ રીતેરે,
કહું હું તે રીતે કર પય વ્રત પ્યારી નાર;
મુજને વડી વીધિ એ બ્રહ્માએ છે દાખવીરે,
સહેલું છે શ્રીવરનું સેવન સર્વ પ્રકાર. બોલ્યા૦

ફાગણ શુદ એકમ થકી, પુરા દિવસો બાર,
દુધ પીવું ભૂ પર સુવું. શુચિ રહી સર્વ પ્રકાર;
યમ નિયમો પાળી નિત્ય કર્મ પરવારીનેરે,
કરવું હરીઅર્ચાનું સેવન આણી પ્યાર. બોલ્યા૦

( વ્રત કરવા સહુ તૈયાર છે, પણ તે ભૂખ વેઠવા નહીં. તે વ્રત–એટલે ધર્મ નિયમ-પાળવા. પથ્ય એ પ્રથમ, ને ઔષધ પછી છે, તે પથ્યનાજ હાલ વાંધા છે, છતાં નિંદા ઔષધની થાય છે. ) **अर्चायांस्थंडिलेसूर्ये जलेवन्हौ गुरोरपि.**

મૂર્ત્તિ સ્થંડીલ, સૂર્ય, જળ ને અગ્નિ અને વળી ગુરૂ એમાં પરમાત્માની પૂજા કરવાનો સંપ્રદાય આ વખતે તો ઘ્ચ્છી પ્રકાર હતો, પણ તેના પૂર્વે બ્રહ્માએ પણ શ્રી કશ્યપને એ બતાવેલ. અગ્નિ, જળ, સૂર્ય કે ધાતુ એ બધી પરમાત્માની મૂર્તિજ છે. મૂર્તિ પુજાનું વગેરૂં એ રીતે છેક બ્રહ્મા સુધી ને સૃષ્ટીના ઊત્તમ યુગોમાં પણ નિકળે છે. બલકે તે કેવું ફળ છે ? તે જુવો. વિધી તો સાચીજ છે. કરનાર અધિકારી નથી ને તેમાં મુખ્ય વાંધો વર્ણાશ્રમ ધર્મ ને પછી વ્રતના ખાસ નિયમો એણે પાળવામાં ન્યૂનતા એ છે),

ષોડષ ઉપચારો શુચિ સામગ્રીથી કરી રે,
કરવા યજ્ઞ સ્તોત્ર ને જાપ વિધિ અનુસાર બોલ્યા૦
ત્રયોદશીએ નોંતરી, વૈશ્નવ વિ મહાન;
ચરૂ ધરાવી જમાડીને, દ્વિજ ગુરૂને દઇ દાન;
દિનભર ઉત્સવ ને કીર્ત્તન કરવું રાત્રીએરે,
પુરા કરવા એવા બીન ચુકે દિન તેર;
પ્રકટી હરિ આપ વર આપી સુત થઇ જન્મશેરે,
થાશે અંતે અદિતી નિશ્ચય લીલા લ્હેર. બોલ્યા.

**દુહો.**

વિધિ સુણી વિસ્તારથી, સમજી લઈ સંપૂર્ણ; કર્યું સતીએ તે રીતે, પયવ્રત સંકટ ચુર્ણ.
શુદ્ધમતિ કૃતિ વૃત્તીથી, રાખી શ્રીપતિમાં ધ્યાન; વ્રત નિર્વિઘ્ન પુરૂં થયું, પ્રકટ થયા ભગવાન.

( **નરસહી** મહેતાએ સાત દિવસ ગોપનાથના લીંગપર આરાધના કરતાં **ભગવાન** શંકર આ કલીયુગમાં પણ સાક્ષાત પ્રકટ થયા હતા તો આતો ઉત્તમ યુગ ને તેથી

ઉત્તમ અધિકારી, પછી કેમ ન પ્રકટે !

પુરાણોથી સમજાય છે કે, જ્યારે જ્યારે વિશ્નુ ભગવાન પ્રકટ થાય છે ત્યારે તેમનું એક સરખુંજ રૂપ હોય છે ને તે આજ પ્રમાણે--

ગીતિ—પીતાંબર તન ધારી, શંખ ચક્ર કર ગદા ધરી પ્યારી;
ચતુર્ભુજા સુખકારી, નીરખતાંજ અદિતિ ગઇ બલીહારી.

(ક્યાંથી આવ્યા તે શું સમજાય ! કોણે ક્યારે જણ્યા હશે એમ ધારવુંજ શું કામ) જે લોક શ્રીહરિ છેજ ને તે અમને મળશે જ એમ દ્રઢ ભાવના બાંધી જેવી મૂર્તિ ઉપર મથે છે. તેવાં દીવ્ય દર્શન-તેમને દીવ્ય હાલતી, ચાલતી, બોલતી, તેજ સર્વેશ્વરની આકૃતિ-આકાર વિશેષમાં તેમને થાય છે. એવા ચારે યુગના પુષ્કળ દાખલાને માટે ઊપનિષદ, વેદ, સ્મૃતિ, ઇતિહાસ' પુરાણ, સર્વમાં પુષ્કળ પ્રમાણ છે, વધુ પ્રસંગઉપર કહીશું. અહીંતો જોયું કે મૂર્તિ સેવી ને સાક્ષાત મૂર્તિ મેળવી-પ્રકટ થયા કે—

ગીતિ—સરરર પડી ઝટ પરમાં, પરમ પ્રેમથી વારવાર **નમતી;**
ગદગદ કંઠે ઉચરી-સ્તુતિ, મૂર્તિ મોહનની મસ ગ**મતી.**

પદ " સુંદર ગુણ મંદીર " **એ રાગ.**

જય જય જગદીશ દેવ દેવ મુરારી;
યજ્ઞપતિ પુજ્ય કૃતિ નિત હિતકારી. જય૦
ઉત્પત્તિ સ્થિતિ પ્રલય લીલા તમારી, મંગલમય નામ ધામ તન મન હારી.
શુભ ગુણના ગ્રામ દીવ્ય વૈભવ ભારી. જય૦
દીનની, વિપતિ-શ્રીપતિ ! વિનતી, દીલ ધરીને, દયા કરીને, ન વિસરીને
દુઃખ હરીને નાંખો વિદારી. જય૦
સર્વ જ્ઞાત છો શું વાત કહું હું મ્હારી, આશ આપનીજ નાથ ઉરમાં ભારી;
પૂરો પરમેશ સ્તુતિ સદ્ય સ્વીકારી. જય૦
સુર સહુ, દુઃખ બહુ, ખમતા, ભમતા, કરગરીને, ફરી ફરીને;
પદ પડીને કહું હરિને કર બે પસારી. જય૦

**પદ ઠુમરી** " મે વારી બામના શુકન વિચારો " **એ રાગ.**

બોલ્યા શ્રી હરી એ હે અદિતિ ના ધભરા. ટેક.
અસુરો ધર્મ કરે, યુદ્ધેથી નહીં મરે, શીર ગુરૂ એ છે જબરા. અદિતિ.
સેવ અફળ ના જશે, તારૂં ધારેલ થશે, ફીકર ન રાખીશ જરા. અદિતિ.
પ્રકટીશ સુત હું થઇ, કોઇને કહીશ નહીં, સુર થશે સુખીયા ખરા. અદિતિ.

**દુહો**--આજ્ઞા આપી શ્રીહરિ, થયાજ અંતરધ્યાન;
સતી સંતોષી ચિત્તમાં, પામી પ્રીય વરદાન.

( દેવો અંતરધ્યાન થયા એમ કહેવાએ છે એટલે ક્યાંથી આવ્યા ને ક્યાં ગયા એ સમજાતું નથી. અમે એ વિષે સ્તુતિમાં આમ સમજી કહ્યું છે તે સપ્રમાણ છે. )

જાના ન આના તુમકો કહીસે, જડચર મેં બસતે હો;
હોના પ્રકટ, ન હોના, નિજ વશ નાહક ક્યોં કસતે હો. મોંઓકો.

પ્યારસેં મીલો આકે મોએકો પ્યારે-ઇત્યાદિ.

ને શ્રી પ્રહ્લાદજીને માટે શ્રી નૃસિંહ પ્રકટયાથી એ વાત સિદ્ધ-પ્રસિદ્ધ છેજ. )

દુહો-દેવોએ જાણી જઇ, આવ્યા અદીતી પાસ;

અંતરિક્ષ રહીને સ્તુતિ, અજ કહે ધરી ઉલ્લાસ.

( આશ બંધાઇ એટલે હવે કરગર શરૂ કરી. કારણુ દર્શનાભિલાષી સર્વ સદા રહે છે ને બ્રહ્માદિકને પણુ તે સુખ અવતાર થાય ત્યારેજ સુખે સહજ મળે છે. સમાધી આદિમાંતો કેવળ પોતાની ધારણાથી ધ્યેયને સિદ્ધ કરવો. તે માટે કેટલો શ્રમ ! ને ત્યાં માત્ર દર્શન જેવો અંતર ઇન્દ્રિયથી અનુભવ ! બીજી લ્હાણુ નહિં, તેથી આવા અવતારના પ્રસંગે હરતા ફરતા બોલતા પરમાત્મા પ્રત્યક્ષ થશે. એ ઉત્સાહમાં આતુર થઇ બ્રહ્માદિક સ્તવે છે એમ વહિવટ જણાય છે. ) દેવોતો મતલબની વાત કહે છે.

**રાગ કલ્યાણુ. પદ.** " છે જન પાલક ટાલક દુઃખનો " **એ દેશી.**

હે દુઃખ ટાલક પાલક સુરના, ઝટપટ પ્રકટો શ્રીહરિ;
અમે સર્વ નાલાયક બાળક, કરગરીએ વિનંતિ કરી.
જડ જંગમ કેરા આધાર, શક્તિ તારી અપરંપાર;
સ્વામી સર્વના વિશ્વાધાર, નમીએ તને ફરી ફરી. હે દુઃખ૦
અસુર યજ્ઞ આ સોમો થાય, પૂર્ણ થયો તો નથી ઉપાય;
સદા કરી છે આપે સ્હાય, આશ એથી આજે ધરી. હે દુઃખ૦
દઇએ શ્રમ તો વારંવાર, શું કરીએ છઇએ લાચાર;
વાર ન કરશો નાથ લગાર, દુઃખી દેખી દુઃખ દ્યો હરી. હે દુઃખ૦

દેવો થવા છતાં પણુ દુઃખ રહે ને તે છેવટ પરમાત્મા આગળજ રોવું પડે, ત્યારે હાલથીજ તેમણે લીધો છે તે૦રસ્તો આપણે પણુ કાં ન લઇએ ! ફળ માટે તો શ્રી હરીનાજ શબ્દોમાં **स्त्रियोवैश्यास्तथाशुद्रा स्तेपियांतिपरांगतिम्** સ્ત્રી વૈશ્ય ને શુદ્ર પણુ પરમ ગતિને પામે છે એટલે સર્વાધિકારની વાત છે. ને તેથીજ અમે જેમ પૂર્વ માગ્યું હતું.

ઠામો ઠામે નવ ફરીએ, નવ જગે જગે કરગરીએ;
ચરણો માંહે થીર ઠરીએરે, એવું કરજો.

તેમ આંહી પણુ કહ્યું છે.— " **હરિજન થઇ રહો સભાગી, સેવો કુપદ મદ ત્યાગીરે.** "

**દુહો**—દેવો સ્તુતિ કરી રહ્યા, ઊર રાખી વિશ્વાશ;
ત્યાં પ્રકટયું અદિતિ ગ્રહે, ઝળળળ તેજ પ્રકાશ.

પરમાત્મા કહે છે **जन्मकर्मचमेदीव्यं** તે ખરેખાત કહેવામાં અદિતિપુત્ર થયા. અદિતિ માતા ! તેના ઉદરેથી પ્રકટયા પણુ કહે છે ! પરંતુ કેવા ? જગતનાં બચ્ચાં જન્મે છે તેવા ? નહીં તેવડું શરીર નહીં. તેવી અજ્ઞાનતા-અશક્તતા નહીં. તેવું આવરણુ મળ નહીં. બલ્કે તેથી વિરૂદ્ધ-દીવ્ય તેજ, જ્ઞાન, આકાર, અલંકાર, આયુધ સાથે ! એશું ઉદરમાંથી જન્મ ? તેમાં ધરેણાં, વસ્ત્ર, આયુધ, આવડું મોટું સ્વરૂપ, શીરીતે રહી શકે છે ? થઇ શકે છે ? એ વાત દીવ્યજ છે. તેં માતા પિતા કહેવાનાંજ છે. કારણુ જે

માતા પોતે પુત્ર પ્રસવે તે માટે પુત્ર થવાનો સંભવે નથી, તેવી સ્થિતિમાં જે રૂપની ભાવના ધરી તેની મૂર્તિ રચી તેને પુજે છે તે રૂપ તેને પ્રત્યક્ષ થાય છે, તેને પોતે સ્તવે છે યાચે છે. ત્યારે તે કૃપાથી તેને ઘેર વસવા તેના પુત્ર કહેવરાવવા કૃપાથી વરદાન આપે છે. ને પાછા તે વચનાનુસાર યોગ્ય અવસરે પાછા તેજ રૂપમાં દેખાય છે ! મતલબ કે ઉદરમાં આવ્યા પહેલાં જે પૂર્ણ હતા તે ઉદરમાં થાય શીરીતે ? ને પછી પ્રકટ્યા એમ કહેવાય કેમ ! ત્યારથી તેના ઘરમાં પ્રકટ લઈ રહ્યા એટલુંજ કહેવું. તે આકારજ કેવો છે ?

પદ " એસી ચતુર નામ " એ રાગ.

જય જય શ્રીમાન, કરૂણાનિધાન, તેજે, થયા લજીત કામ ભાન,
સુખધામ સ્વામીની પધારી સવારી. જય૦
પ્રિય પીતાંબર, શંખ ચક્ર ધર, ચારે શુભ કર પર, ભૂષણ વર;
મનહર રાજીવલોચન સુખકારી. જય૦
કીરિટ શ્રીમાન, કુંડલો કાન, શ્રીવત્સ, લક્ષ્મીનું વક્ષ સ્થાન;
કાંચી નુપુર પદમાં ઠમકારી. જય૦
દ્વાદશી વિજય મધ્યાન્હ સમય, છે શ્રવણ ભાદ્રપદ મહા સુખમય;
કશ્યપસુત કહેવાયા અસુરારી. જય૦

પદ સોરઠ.

પ્રકટ્યા પ્રભુ વામન અવતાર.
અદિતિઆશ્રમમાં અલબેલા, શો અદ્‌ભૂત આકાર. પ્રકટ્યા૦
દેવદુંદુભી વાગ્યાં ડીમ ડીમ, જય જય થયા ઉચ્ચાર;
સુનો સ્તવે બાંહ્યો બીરૂદાવે, થઈ રહ્યો થેઈ થેઈ કાર. પ્રકટ્યા૦
કુસુમવૃષ્ટીથી કશ્યપઆશ્રમ, છાઈ રહ્યો તે વાર;
સ્વર્ગ થયું ત્યાં સર્વે ભેળું, સેવવા નિજ સરકાર. પ્રકટ્યા૦
અદિતિ ઊર આનંદ માય નહીં, નીરખે વારંવાર;
સહુને દર્શન એ દઇ શ્રીવર, થયા બટુક આકાર. પ્રકટ્યા૦

બહાર સહુ જે કીરિટ ભૂષણ આયુધ પીતાંબર ચાર હસ્ત આદિ યુક્ત આકાર જોતા ને મ્હોતા હતા. તે સૌના દેખતાંજ અદ્રસ્ય થયો ને તુરત તેનોજ બટુક કેવો—

દુહો.

અતિ સુંદર પણ અતિ લઘુ, સહુ શોભાના સાર;
નટ પેઠે પલટ્યા પ્રકટ, ઝટપટ બટુ આકાર,

શા સારૂ બટુક થયા તે માટે અનેક વિકલ્પ થઈ શકે.

દોહરો.

સુરનું સંકટ જોઈને, શ્રીવર કૃપા નિધાન;
ફિકરમાંજ સોસાઈ શું, થયા બટુક તનમાન.
ભૂષણ ભૂષિત રૂપ ને, માગ્યું ન મળે દાન;
તેથું અંગ લઘુ કર્યું, જેવું હલકું કામ.
ત્રિલોક પતિ હરાવવો, એ પણ હલકું કામ;

એમ જાણી નાના થયા, મોટા હરિ સુખધામ;
પ્રભુને તો નાના ગમે, વડુ ગમે નિજ કામ;
દર્શન દેવા ભાવ સમ, થયા લઘુ ગુણગ્રામ.

[વળી આ પણ વિચારો થાય, આ બધા મનના તર્કો છે. સશાસ્ત્ર છે.]

સહુથી ભુંડી ભીખ છે, તે પણ લેવાકાજ;
સ્વજન સારૂ તત્પર થયા, એવા છે જગરાજ.
ભીખારી ગણીનેજ દે, તન મન ધન ને ધામ;
એ બ્હાને પણ તારવા, બટુક થયા પ્રભુ આમ.
છળ કરીને પણ બાળ હિત, કરતા નિત પ્રિય તાતઃ
એ ન્યાયે ઠગવા જતા, ઠગ બનીને જગનાથ.

અસ્તુ !જે બન્યું છે તે સત્યજ. આગળ શું થયું તે જોઇએ. પરમાત્માને નીરખવા દેવ માત્ર અદિતિઆશ્રમમાં ભેગા થયા હતા તેમને સેવવા બડો મનોરથ હતો, તેથી પોતે હવે તેમનાથી સેવા લેવા લાયક એવડા થયા કે જેને માટે જનોઇ દેવાનો ઉત્સવ સૌ કરી તેમાં સેવી શકે, બ્રાહ્મણના ઘરમાં એજ શોભે. ને તેથી ઘરધણી જે માતા પિતા તે તો ક્યાંહી રહ્યાં, ને બીજા દેવ, ઋષી, અધિકારી વર્ગ સેવવા મંડી પડયો. સૌએ ભાગ લીધો, પરસ્પર લેવા દીધો, ને તેથીજ બ્રહ્માદિક દેવ, ઋષી સર્વને જે સેવ્ય છે, સર્વ જેને 'હુંપદ' તજી હરેક પ્રસંગે જ્યાં લાગ આવ્યો કે સેવા કરવા ચુકતા નથી–કારણ તેઓનું પણ શ્રેય એથી છે. એમ તેઓ સમજે છે ! તો આપણે તો ક્યાં કંગાલ ! જેટલાં ગણાં એ દેવોથી ઊતરતાં છઇએ તેટલા ગણા વધુ ભાવ ને વધુ પ્રયાસથી—

**" સેવો હુંપદ મદ ત્યાગી રે, હરિજન થઈ રહો સભાગી. "**

હાલ તો કોણ શું સેવા કરે છે તે જોઇએ.

### ચોપાઈની ચાલ.

૩૫ વામનનું નવું જોઇ, રહ્યા દેવ ઋષી સહુ મોહી.

[ પરમાત્માનું શરીર કેવું–કેવડું ગણવું. ક્ષણમાં બદલાઈ બીજા પ્રકારનું દેખાયું. ]

દીધું ઉપવિત પ્રભુને પ્યારે, થયા ગોર પ્રજાપતિ ત્યારે.
રવિએ ગાયત્રી સંભળાવી, મેખળા કશ્યપેજ બંધાવી.
તનનો વેશ પ્રભુએ છે કહાડયો, દેવ ઋષીએ સામન પુરો પાડયો. (શું શું ?)
બ્રહસ્પતિએ બ્રહ્મસૂત્ર દીધું, ભૂએ કૃષ્ણાજીન ભેટ કીધું.
વસ્ત્ર કોપીન માએ ઊલ્લાસે, છેલ છત્ર આપ્યું આકાશે.
અજે આપ્યું કમંડળ પ્રેમે. સપ્તર્ષીએ દીધા કુશ ક્ષેમે.
અક્ષમાળ આપી શારદાએ, ભિક્ષાપાત્ર કુબેર રાજાએ.
ભીક્ષા લઇ ઉમિયાથી મુરારી, થયા પૂર્ણ બાળ બ્રહ્મચારી.
બટુ વેશ જુવે જે જે કોઈ, તે તે તુરત જાય છેક મોહી.

### દોહરો.

બ્રહ્મા શિવ ભૂલા પડે, એવો કરીને વેશ; ચાલ્યા યજ્ઞ કરે જ્હાં, દાની બળી અસુરેશ
એમની દેહ એવી નથી કે જે ધારણ કરવાથી અજ્ઞાન આવે, અશક્તિ આવે કે જેથી

રસ્તામાં ભોમીયો, સ્વારી સારૂ વાહન, ખાવા સારૂ ઘરથી જોઇએ ! નાના બાળ સ્વરૂપે પ્રકટ થતાંજ આ પ્રભુએ સેવા લઈ લીધી કે તેમને બદલો આપવામાં તે નિમિત્તરૂપ થાય. હવે અસુરોની ખબર લેવા આપેજ જાય છે. કયાં ! ]

સમારંભ યજ્ઞ તણો, ભૃગુપુર નર્મદતીર; આવી પહોંચ્યા પલકમાં, શ્રીવર બટુક શરીર.

**દોહો.**

બ્રહ્મ તેજ સૂર્ય તેજથી વધારે, પ્રભુ પ્રભા કીરણ દશ દીશે પસારે;
દુરથીજ દેખી રૂત્વીજો વિચારે, આજ અદભૂત કોઇ મહાત્મા પધારે.
[ આવું તેમનું શરીર મહા બ્રહ્મ તેજવાળા રૂત્વીજોની દ્રષ્ટીને પણ આકર્ષક હતું. ]
સૂર્ય આપજ કે અગ્નિ દેહ ધારી, સનતકુમારની શું પધારી સ્વારી;
જુવે સર્વ રૂપ તેજ ધારી ધારી, ઓળખી ન શકે થાકતા વિચારી.

એવા અપૂર્વ ને અચિંત્ય આકારવાળા પરમાત્મા થાય છે-જણાય છે કે જે—

**ગજલ** " એક ખુબસુરત ગબરૂ " **એ દેશી.**

જણાય છેક નાનું રૂપ બાળ જેવડું, તથાપી તેજ શુક્ર થકી એ દીસે વડું.
બચુકડું શું છત્ર શીરે હસ્તથી ધર્યું, બચુકડું કમંડળુ ગ્રહ્યું જળે ભર્યું.
છે દંડ મૌન્જી મેખળા અજીન ઉત્તરીય, પવિત્ર યજ્ઞસૂત્ર આકૃતિ દીસતી પ્રીય.
ધીરે ધીરે ભરે પદો ગંભીરતા ઘણી, નિહાળતાંજ થાય ઊભા વિપ્ર અગ્રણી.
સહી શકયા ન કોઇ તેજ કોઈ જોઇ બાળને, પધારીએ પધારીએ વધા કૃપાળને.
કર્યું વિદિત સદ્ય બલીરાયને ફરી, મહાન પુરૂષ કોઇ પધાર્યા કૃપા કરી.
સઅર્ધ્યપાદ્ય આવ્યા બલીરાય દોડીને, પ્રણમી અષ્ટ અંગ ઊભા હાથ જોડીને.
પખાળી પદ્મપાદ તીર્થ પ્રેમથી લીધું, વિરંચી ને સદાશીવ સમ ભાગ્યને કીધું.

( **यज्ञोदानंतपश्चैवपावनानिमनिषिणां** યજ્ઞ, દાન, તપ ને બુદ્ધિને પાવન કરે છે, ને તેમ થતાંજ પ્રભુદર્શન થાય છે, તે બલીરાજાને પ્રાપ્ત થયા. તેવોજ તે હજી મૂળ સ્વરૂપથી અજ્ઞાત છે, પણ વર્તન એવુંજ થઈ ગયું જાણે સુજ્ઞાત હોય. )

**ગીતિ.**

ઊન્નત આસન દઇને, પુજા સવિધિ પૂર્ણ કરી લઇને;
એ કર જોડી રહીને, બલી બોલ્યા મૃદુ વાકય નમ્ર થઇને.

**લાવણી** " તુને જાદુયે મેરે પર ડારા " **એ રાગ.**

ભલે ભલે પધાર્યા તપધારી, બ્રહ્મર્ષી મહા મનહારી. ભલે.

[ પહેલું બલીનું મન પ્રભુએ ચોર્યું સ્વીકાર્યું કારણ તે યજ્ઞાદિકથી વિશુદ્ધ થયું હતું, ને તેથી તેની પુંઠે હવે બધું ચાલ્યું આવવુંજ જોઇએ. મન ચોરાયાનું કારણ-'રૂપ'-'દર્શન' જન કલ્યાણ સારૂ સંસારાદિકમાંથી કાઢી પોતામાં લગાડવામાં 'રૂપ' એ મોટું પરમાત્માનું સાધન છે, એથી ઘણા જીવોનો ઉદ્ધાર કર્યાના અસંખ્ય દાખલા છે. ધ્યાન, પુજન તે એનુંજ ને એજ ઉપાય સંસાર તરવા ને એને વરવા મળવાનો છેજ. જુવો બલી કેવા થઈ ગયા છે તે તેની વાણીજ કહે છે. તે સત્યવાદી છે. જેવું હૈયે તેવું હોઠે આણે છે. વિવેકમાં નથી કહેતા-જેવું ભાસ્યું તેવું વાણીદ્વારા પ્રકાશ્યું—

પાવન કીધું આજ ભૂવન મુજ, પવિત્ર પદે પધારી. બ્રહ્મર્ષી.

પિતૃ તૃપ્ત થયા પરિપૂરણુ, જાતિ પુનિત થઈ મ્હારી. બ્રહ્મર્ષી.

ભગવાન દેવને ઘેર જાય ને દૈત્યને ત્યાં ન જાય તેમ નથી. પણુ અભાગી તેઓને જોતાંજ લઢવા ઉઠે છે ને સભાગી સેવવા માંડે છે. સત્કર્મ કરનારને સેવન સુઝે, ને કુકર્મીને લઢવું સુઝે. બુદ્દિકર્માનુસારિણિ આપ લોકોની પણુ વૃત્તિ સીમા, પરજ્ઞાનમાં તો પ્રભુ આવી ગયા છે તો હવે—

**" સેવો હુંપદ મદ ત્યાગી, હરિજન થઈ રહો સભાગી. "**

કારણુ સેવન એ સત્કર્મનું ફળ છે, બલીજ તે વાત બોલે છે.

આ દર્શન એજ યજ્ઞોનું ફળ, કીધો અમિત આભારી. બ્રહ્મર્ષી.
સેવ જણાવો ઇચ્છા સુણાવો, લ્હાવો અપાવો દયા ધારી. બ્રહ્મર્ષી.
જેજે માગો તેતે આપીશ, ધન ભૂ સમૃદ્ધિ ભારી. બ્રહ્મર્ષી.

હજી ભૂલ ત્યાં રહી છે, ' હું આપનાર ને મારૂં બધું છે ' એ ખામી રહી છે, ને તેથી તે ટાળવા તેને એવું બોલાવી પ્રભુ તૈયાર કરે છે, કે તેપર પછી શુક્રાચારીનો ઉપદેશ, ગુરૂઆજ્ઞા પણુ અસર ન કરી શકે, પ્રભુને જે આપે તેને પ્રભુ તે વધુ ગણું કરી સ્હામું આપે છે. તેણે પ્રભુને સ્તવ્યા તો પ્રભુ તેનેજ સ્તવે છે, તેમાં પોતાની પણુ હલકાઇ કરી નાંખે છે.

### લાવણી.

ધન્ય ધન્ય બલીરાય તને છે ધન્ય ધન્ય જનની તારી,
ત્રણુ લોકમાં ઉજ્વળ કીર્તિ સૂર્યકિરણુ સમ વિસ્તારી.
તુજ સમ દાની સુણ્યો ન શ્રવણે, ત્યાં દીઠાની વાતજ શી ?
કુળને ઉચિત્ કહ્યાં તે વચનો તેમાં નથી નવાઈ કશી.
નથી કોઇ અવતર્યા નમાલા પૂર્વજ તારા સહુ શુરા,
થયા ભૂપ પ્રલ્હાદ પ્રતાપી શશી સમાન વિમળ પૂરા.
હિરણ્યાક્ષના બળથી અવધિ કર્યો દિગ્વિજય પ્રતાપથી,
માંડ ઝીત્યો વિશ્નુ પણુ મનમાં ગર્વ ન લાવી શકયો રતિ.
હિરણ્યકસ્યપ તેના ભ્રાતા શુર ગિરિના કળશજ એ,
દેવો નામ સાંભળી થથરે ત્યાં બરાબરી કોણુ કરે.
વિશ્નુ પણુ વૈકુંઠ તજીને એના ભયે ગયો સટકી,
કપટ રચ્યો પણુ બળાથી સ્હામો સદ્ય ન આવી શકયો ટકી.
પિતા વિરોચન તારા એપણુ નહોતા એ કોઇથી ઓછા,
દેવ વેશ બદલીને આવ્યા બન્યા ભીખારી થઈ પોચા.
આયુષ્ય માગ્યું તે પણુ આપ્યું એવા દાની કોણુ થશે ?
સિંહ તણા તો સિંહ હવે નહીં કોઈ કદી તુજથી વધશે.
હિરણ્યકસ્યપથીએ વધ્યો તું કે તેં પથ લીધો સીધો,
કલ્પવૃક્ષ સમજીને તારો આશ્રય મેં પણુ છે લીધો.
વિપ્રો માગે હય ગજ ગામો એ તો બંધનકારી છે,
મારાં ત્રણુ પગલાં ભૂમિ મળવાની આશા મ્હારી છે.

**ગીતિ.**

તેજસ્વી પણ બાળક. ભણ્યો ઘણું પણ ગણ્યો નથી દીસે;
એવું ઊરે વિચારી. બલી બોલ્યા ધરી ગર્વ ઊરે અતિસે.

**" મોહની છે લાગી રે " એ રાગની ગરબી કે પદ.**

માગો વિપ્ર વ્હાલારે માગો વિપ્ર વ્હાલારે,
સુણીને તારા શબ્દ રસાળા રીઝયો છું રૂપાળારે. માગો૦ ટેક.
વૃદ્ધ બરાબર વાત કરો છો, પણ સ્વારથમાં બાળ ઠરો છો;
ક્ષુદ્ર માગણી શું ઊચરો છો, ફરી માગો શું દિલે ડરો છો. માગો૦
રીઝયો તમ પર હું જગસ્વામી, નવ રહેવી જોઇએ કંઇ ખામી;
ન યાચના કરવા કોઇ સ્હામી, દ્વીજ રાજ્ય લઈ રહો સુખ પામી. માગો૦
(આટલું બધું હુંપદ છે એજ ખામી છે. માટેજ કહ્યું–" **સેવો હું પદ મદ ત્યાગીરે હરી.**" )

**પદ " ડર માં તું દીલ સાથ " એ રાગ.**

ધન્ય બલી સાબાશ ! હરી કહે ધન્ય બલી સાબાશ !
તુજ સમ તુંજ છેજ, ખાસ હરિ કહે ધન બલી શાબાશ.
અપૂર્વ દાની રે, લીધો મેં માની રે;
પણ જેવો તું છે દેનાર મહારાજા, દ્વીજ હું તેવો ન મુકું તોષ માઝા;
ત્રણ ડગલે જો તૃપ્તી નથી થાવી, તો ત્રિલોકેએ તૃષ્ણા નથી જાવી;
નહીં કરૂં વધુ આશ પ્રકાશ, હરી કહે ધન્ય બલી સાબાશ.

**ગીત.**

બલી શોચે વાહરે દ્વીજ, ન લોભી એવો કદી નથી દીઠો;
અનુભવે સમજાશે, લોભી એવો કદી નથી દીઠો.

**શાખી. મરાઠી.**

બલીએ તે દેવા ઊત્સાહે ઝટ મંગાવી ઝારી,
પણ ચેતી ગયા શુક્રાચારી, હિત સ્વશિષ્યનું ધારી;
વધુ ન વિચારી, હાં હાં હાં હાં બોલ્યા પ્રકટ પૂકારી.

**લાવણી**

ઠેર ઠેર ઓ બલી પ્રતાપી શું કરવા માંડયું,
શું કરવા માંડયુંરે, આજ તેં ડાહાપણ કેમ છાંડયું.
બટુક ભિક્ષુકપર ભૂલીશ માં, છો જણાય નાનો;
વિશ્નુ કશ્યપ અદિતિને ત્યાં પ્રકટયો છે છાંનો.

ભગવાનને ઓળખ્યા પણ કેવા ? ' રૂપે ' ગુણથી નહીં. એને આપતાં તાત્કાળીક જાય,–દાન માત્રનું તેમજ–તુરત તો દ્રવ્ય ત્યાગ–પરંતુ અનંતને દેવાથી અનંત ગણું થાય. તેનો ખ્યાલ ન કર્યો. પોતા માટે દેતું પણ પ્રભુ માટે નહીં. એમ હું મ્હારાપણુંજ રાખવા ઊપદેશ કરે છે ને તે પણ ઇહાંસુધી કે પરમાત્મા જેનું છે તે માગે છે. તોપણ દેવાની ના પાડે છે. કેવળ 'કર્મવાદી મીમાંસક ' ઇશ્વિરકૃપાની દરકાર નહીં. ' ઇશ્વિરકૃપા ને મનુષ્ય યત્ન' એમ બે આંખ નથી એમ જોઇનેજ એક આંખ વાળા એક દ્રષ્ટી વાળા–

કાંણુા શુક્રાચારી કહેવાતા હશે. કારણુ હરીવિમુખ થવાજ ઊપદેશ કરે જાય છે. તો તેવા માટે શાણુા ને શાસ્ત્ર બેઊ કહે છે.

'તજ મન હરિ વિમુખનકો સંગ ' ને બલીને તો પ્રભુનો સાક્ષાતકાર થઇ ગયો છે. બુદ્ધિ વિમળ થઈ ગઈ છે, એટલે એજ સુઝતું છે કે, પ્રભુવિરૂદ્ધ ગુરૂ કહે તોપણુ ન માનવું. પરસ્પર કારણો ગુરૂ શિષ્ય બતાવે છે એટલે અમારે વધુ કહેવાનું નથી રહેતું.

મીઠીવાણી મધ ન સમજ એ અંદર છે ઝેરી,
સુરનો સાથી એજ સ્વભાવિક અસુરોનો વેરી;
ટુંક પગો જોઇ ટુંક સમજનો જોજે તું થાતો,
ત્રણ ડગતો ત્રણ લોકથી વધશે રખે ભૂલી જાતો.
એક પદે ભૂ બીજે નભ ને ત્રીજું બાકી રહેશે,
તું સર્વસ્વ દઇશ તોપણ શીર કરજ બન્યું રહેશે;
પૃથ્વીથી બન્યા નૃપતિ તે પૃથ્વી કેમ દે છે;
ધર્મ કરે પણ ધાડ ઊઠશે એ કેમ વિસરે છે.

(તું વિચારીશ કે જુઠું બોલે પાપ લાગે તો સામાન્ય ધર્મ કહે છે.)

**स्त्रीषुनर्मविवाहेषु वृत्यर्थप्राणसंकटे गोब्राह्मणार्थेहिंसायां नानृतंस्याज्जुगुप्सितं.**

'સ્ત્રી પાસે, મશ્કરીમાં, વૃત્તિ માટે, વિવાહમાં, પ્રાણ સંકટમાં, ગાય બ્રાહ્મણ સારૂ હીંસા અટકાવતાં જુઠું બોલવું ધિક્કારવા જેવું નથી' સારૂં છે, એમ તો ત્યાં પણ નથી કહ્યું. પણ વૃત્તિ અર્થે જુઠું બોલવા શાસ્ત્ર મના નથી કરતું. અસુરના ગુરૂ અસુર સારૂ એજ ' કલમ' ખોળી કાઢે !

કાળ ઠગાયો અમૃત માટે તોપણુ કેમ ભૂલે,
ફાડી નાંખશે પવન ભરે તેમ ફોકટ શીદ ફુલે.
ગજા ઉપરવટ દાન ન કરવું એજ ખરી નીતિ,
પાણી પહેલી પાળ બાંધવી એજ ખરી રીતી.
દીપ પકડીને કૂપ બતાવું છું તેમાં પડ માં,
ઘણો વિમાશીશ નૃપ બનીને તું વૃથા હઠે ચઢ માં.
તારૂં જાય ખમાય કદી પણુ શત્રુને દેશે,
એ સંખાશે નહીં પછી દુઃખ સદા બન્યું રહેશે.
થયો ભીખારી તને ભીખારી કરવાને સારૂ,
એ ખોટો છે પણુ તું સાચો થઇશ માન મ્હારૂં.
ચેત ચેત છે વખત હજી પણુ મગાવ માં ઝારી,
મેં તો મારો ધર્મ બજાવ્યો ખરી ખુશી ત્હારી.

( શ્રી વામને આનું ખંડન ન કર્યું, જે સત્ય હતું તે તેને જણાઇ ગયું; એ ઠીક થયું, હવે ભૂલ કરી હતી, સમઝફેર થતું હતું; એ વાંધો નહીં રહે. પ્રભુ પરથી ઠગવાનો આરોપ તો ગયોજ. કારણુ બલીરાજા અહા ! ચેતી ગયો છે, સત્ય શ્રેય સમજી ગયો છે. )

**દોહરો.**

અશ્રી ખરેખર તું બળી, નબળી ન કરી વાત;

સત્ય થકી ન ચળી વદ્યા, સદ્ગુ અંજળી સાથ.

### પદ રાગ કાફીંગુડો.

થવાકાળ તે થશેજ ગુરૂજી વૃથા ફિકર શીદ રાખો,
જવાનું છે તો જશે ગુરૂજી, નિશ્ચય છે મુજ પાકો;
ગજું વિચારી તે અનુસારે દાન દેવું એ સારૂં,
પણ હું થઇ પ્રલ્હાદતણો સુત વચન લોપું કેમ મ્હારૂં. ગુરૂજી.
ધન કરતાં ધર્મ છે વધારે તન કરતાં યશ વધતો,
યશ ને ધર્મ રહે તો બસ છે, ભલે ગમે તેમ હું થતો. ગુરૂજી.
સત્પુરૂષો સંપાદન કરતા સર્વ બીજાને માટે, (પ્રભુ કયાં પોતામાટે માગે છે)
અમર થવું સહેલું નથી સ્વામી યશ તો છે શીર સાટે ગુરૂજી.
જેને સારૂ યજ્ઞ યાગ આ સહુ સત્કર્મો કરીએ,
તે પોતેજ માગી લે ત્યારે પાછો પગ શીદ ધરીએ. ગુરૂજી.
કૃપા કરી બ્હાનું પોતે લે જાત જવાનું નક્કી,
લઠી પડાવી લેત પલકમાં એથી ઓતે ન જક્કી, ગુરૂજી (દાદાનો દાખલોયાદ છે.)
માલીક એ છે એનું છે ને એ પોતે લઇ લેશે;
તોપણ અંતે દયાજ કરશે, છેહ ન છેવટ દેશે. ગુરૂજી,
માટે દેવું તે દેવું છે, રે ઝટ લાવો ઝારી;
આવ વિપ્ર વામન તું આગળ, જણાવ કૃતિ એ ત્હારી. ગુરૂજી.

### દોંહી.

કહ્યું ગુરૂનું ન શિષ્યે કર્યું માન, દીધો શાપ તેથી માની અપમાન;
લોપી આજ્ઞા તેં ધારી મનમાં, ન, "લક્ષ્મી નષ્ટ થશે તારી યજમાન."

(ભુંડો ભુંડાનો ભાવ ભજવે-છેવટ કાંઈ ન ચાલ્યું તો કોપેનપૂરયેત. તેમ છેવટ કોપ કર્યો. બલકે પુરાણાંતરમાં કથા છે કે, ઝારી લઈ બળીરાજાએ જળ સાથે દાન દેવા માંડયું ત્યારે ઝારીમાં સૂક્ષ્મરૂપે-યોગસામર્થ્યથી પેશી જળ રોકી નાળવામાંથી એક આંખે જોવા લાગ્યા તેમાં દર્ભ-જળ સહજ અટકયું છે જાણી નાંખતાં તે આંખ ફુટી ગઈ જે પરથી લૌકિકમાં કહેવત ચાલી.

" દેવે કોઇ ઓર લેવે કોઇ, બીચમે શુક્રને દ્રષ્ટી ખોઈ. "

### શાર્દુલવિક્રીડિત છંદ.

એથી એ ન જરી ડરી હૃદયમાં, મંગાવી ઝારી વળી;
લાવી તે કર ધારી પ્યારી સગુણી, રાણી શ્રી વિંધ્યાવળી.
આપી ભૂ પ્રભુ પાદ તીર્થ લઇને, ધાર્યું શીરે જે પળે;
દેવે એ કૃતિ દેખી શેખી તજીને, વ્હા વ્હા ! વદ્યા તે સ્થળે.

હવે આંહીજ પરમાત્માના શરીરનો વિચાર કરવાનો છે કે, તેને કઇ જાતનું કેવડું સમજવું ? કારણ,

### ગજલ "એક ખુબસુરત" એ ઢાળ

લેતાંજ હાથમાંહે કે ઊદક શ્રીપતિ વદ્યા,

સુર ઊર સંશય અસુર ઊરે ભય વધ્યો તદા;
ભકતો નિમિત્ત ભીખ માગીને ખુશી થયા,
શું હર્ષથીજ પલકમાં પ્રભુ ફુલી ગયા !

પરતુ તે કેવડા ! ને કેવા ! જગત આખાને આંચ ન આવી ને સ્વરૂપ વધે ગયું એટલે બધું તેની અંતર્ગત હોય એમ—એક જગામાં બેઉ વાનાં—જેવું અર્જુનને દીવ્ય-દષ્ટી થતાં,—

**તત્રૈકસ્થંજગત્કૃત્સ્નં પ્રવિભક્તમનેકધા ॥ અપશ્યદ્દેવદેવસ્ય શરીરેપાંડવસ્તદા.**

ત્યાં એક ઠેકાણે રહેલું. પણ આખું જગત ને તે અનેક પ્રકારે વિભાગ પામેલું એવું ત્યારે પાંડવે દેવદેવના શરીરમાં જોયું તેમ અહીં બલી આદિ સહુ શું જુવે છે ?

વધ્યો શ્રીપાદ વ્યાપતો પાતાળમાં ગયો,
છવાઇ ભૂ પૂરો થયો ન સ્તંભી ને રહ્યો;
વધ્યો શ્રીપાદ અંગ એ રીતે વધે ગયું,
તમામ નભે વ્યાપ્યું માંહી આવી સૌ રહ્યું.
ઉપાડી અન્ય પાદને ઉંચો કર્યો જદા,
પિતામહના સત્ય લોકમાં ગયો તદા.
બે પાદમાંજ ચૌદ લોક માપીને લીધું,
સ્વ અંગમાં શમાવીને સુરક્ષિતે કીધું.

હવે વિચાર કરો કે પરમાત્માનું શરીર અદીતિના પુત્રનું અંગ શેનું કેવું ને કેવડું ! અચિંત્ય છે.

શ્રી શુકદેવજી જેવા નિસ્પૃહ ને સર્વજ્ઞ બ્રહ્મવેત્તા પરિક્ષીત રાજાને કહે છે કે—

**સર્વાત્મનીદં ભુવનંનિરીક્ષ્ય સર્વેઽસુરાઃ કશ્મલમાપુરંગ**
**સુદર્શનંચક્રમસહ્યતેજા ધનુશ્ચશાર્ગં સ્તનયિત્નુઘોષમ્**
**કૌમોદકી વિષ્ણુગદાતરસ્વિની વિદ્યાધરોસિઃ શતચંદ્રયુક્તઃ**
**તૂણોત્તમાવક્ષય સાયકૌચ સુનંદમુખ્યા ઉપતસ્થુરીશં**

હે રાજા ! સર્વાત્મા ભગવાનને વિષે આ જગત જોઇને સર્વ અસુરો મોહ પામ્યા. એટલામાં તો અસહ્ય તેજવાળું સુદર્શન ચક્ર, વિજળીના જેવા કડાકા કરતું શારંગ ધનુષ, મેઘના જેવા ગંભિર સ્વરવાળો પાંચજન્ય શંખ, વેગવાળી વિષ્ણુની કૌમોદકી ગદા, ચંદ્રમા જેવી ફુદડીઓવાળું વિદ્યાધર નામનું ખડગ, અખુટ બાણોથી ભરેલા બે ભાથાઓ ( એ રીતનાં આયુધ જેને કોઇ ઉપાડી લાવ્યું નથી, જે અદ્યાપિ ભગવાન પાસે નહોતાં કારણ—વામનરૂપમાં તો બે ભુજમાં છત્ર કમંડળ હતાં. )

અને સુનંદ વગેરે ભગવાનના મુખ્ય પાર્ષદો આવી હાજર થયા. ( એટલે પોતાની મેળેજ એવાં ભગવાનનાં આયુધ સચેતને—સર્વજ્ઞ સમર્થ છે. ભગવાન આ વખતે કેવા મોંજી મેખળા મૃગચર્મવાળાજ વધ્યા હતા શું ? તે વિષે પણ ત્યાંજ શ્રી શુકદેવજી ખુલાસો કરે છે. )

स्फुरत्किरीटांगदमीनकुंडलः श्री वत्सरत्नोत्तममेखलाम्बरैः
मधुव्रतस्रग्वनमालयावृतो रराजराजन्भगवानुरुक्रमः

હે રાજા ! શોભાયમાન કિરીટ, મુકુટ, બાજુબંધ, મકરાકાર કુંડળો, શ્રીવત્સ ચિન્હ, કૌસ્તુભમણિ, કટીમેખળા, તે નીચે પીતાંબર, ભ્રમરાથી ગણુગણિત પુષ્પની વનમાળાથી આવૃત; એવા ભગવાન ઉરૂક્રમ શોભતા હતા. ( આભૂષણો કઈ પેટીમાંથી આવ્યાં ? કોણે ધરાવ્યાં ? આવડા મોટા અંગને તે બંધબેસતા થાય એવાં મોટાં કયારે ઘડાવ્યાં ? કારણ ત્યાંજ બતાવે છે એ ભૂષણ ભૂષિત દેહ-શરીર દીવ્ય મંગળવિગ્રહ ભગવાનનું એ રૂપ કેવડું હતું ?

क्षितिंपदैकेनबलेर्विचक्रमे नभःशरीरेण दिशश्चबाहुभिः
पदांद्वितीयं क्रमतःत्रिविष्टपं नवैतृतीयाय तदीयमण्वपि
उरुक्रमस्यांघ्रिरुपर्युपर्यथो महर्जनाभ्यांतपसः परंगतः

એક પગલાથી બલીરાજાની પૃથ્વીને ભરી લીધી, શરીરવડે આકાશને પુરી દીધું, બીજા પગલાથી સ્વર્ગ પૂરી દીધું ને ત્રીજું પગલું ભરવા માંટે બલીરાજાની જરા પણ પૃથ્વી રહી નહીં. ( કારણ ) ઉરૂક્રમ ભગવાનનો ચરણ ઊપર ઊપર જતાં છેક જનલોક, મહર્લોક, તપલોક ને પણ ઓળંગી સત્યલોકમાં પહોંચ્યો.

હવે એ ભગવાનના રૂપ-ભૂષણનો વિચાર ફરી કરો. કારણ અર્જુનને દીવ્ય દ્રષ્ટીથી દીઠા ત્યારે પણ તે પોતે સ્વાનુભવ કહે છે.

किरीटिनंगदिनंचक्रिणंच तेजोराशिंसर्वतोदीप्तिमंतम्
पश्यामित्वांदुर्निरीक्ष्यं समंताद्दीप्तानलार्कद्युतिमप्रमेयम्

આપ ને હું કેટલાએ સૂર્ય-અગ્નિ એકઠા થયા હોય તોપણ માપ ન કરી સકાય એવા, ને જેના સ્હાંમી નજરે જોડવી કઠણ એવા કાંતિમય શું તેજના રાશી. ! જોઉં છું. હવે વિચારો કે એ પંચભૂતમાંથી શેનું શરીર ! ને તે વળી-કિરીટ-ગણાવી દીધો તેથી બધાં આભૂષણાદી સમજી લેવાં ને તે સાથે ગદા ચક્રવાળા કહેવાથી આયુધ પણ સમજી લેવાં બલકે આગળ કહી ગએલ છે.

दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम् सर्वाश्चर्यमयंदेव मनंतंविश्वतोमुखम्

એરીતે દીવ્ય માળા અંબર તો ઠીક, પણ દીવ્ય ગંધનું લેપન પણ અંગપર ને તે કેવડા અનંત વિશ્વતોમુખ-એટલે સર્વ પ્રકારે ' આશ્ચર્યમય '-એજ તેને માટે કહી શકાય તેવા-ને શ્રી અર્જુન કહે છે કે હું નીરખું છું.-સાક્ષાત અનુભવું છું ને તેથી ત્યાંજ કહે છે કે હવે માનુંછું કે,-જે નાના રથ હાંકતા કૃષ્ણ તેજ તમે—

त्वमक्षरंपरमंवेदितव्यं त्वमस्यविश्वस्यपरंनिधानम्
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वंपुरुषोमतोमे

પરમ જાણવા યોગ્ય [ જે માટે ઉપનિષદો બ્રહ્મને જાણો-જાણો કહે છે તે [ પરમ અક્ષર ] જે માટે આગળ રૂપ, રંગ, ઇન્દ્રિય વગરના કહી સ્વાત્મસ્વરૂપ વરણ્યું છે તેજ આવા રૂપવાળા એટલે ] તમેજ આ વિશ્વના પરમ આધારભુત-ને તે અવ્યયઃ [ એટલે

તમારૂં રૂપ નશ્વર નહીં-કારણ તે મૂળે ધર્મ સ્થાપન માટે તે ધારણ કરનાર એવા સનાતન પુરૂષાકાર ને શાશ્વત આપ છો એમ મેં માન્યું.]–આટલી વાર સાંભળ્યું હતું, જાણ્યું હતું. પણ હવે અનુભવસિદ્ધ થવાથી માન્યું કે કેવળ સ્વેચ્છાથીજ ન્હાના મારા સારથી તો દેખાઓ છો પણ મુદ્દે આપ આવા છો–તેજ રીતે અહીં વામન દેખાયા; પણ ત્રિવિક્રમ–એટલે પોતાનું રૂપ નાનું મોટું–જેવડું જેવું કરવું ચાહે તેવું તેવડું થઈ શકે. બલકે ભૂષણ પણ તેમ થઈ શકે એવા દીવ્ય તેજોમય રૂપવાળા પરમાત્મા એવડા કે જેના બે પાદમાં ચૌદ લોક સમાઈ ગયાં–આ તેનું રૂપ ! !

હવે તેનું મહાત્મ્ય જુવો–અસુરને તો મોહે થાય, જગતજનને ભ્રમથી પણ દેખાય; પરંતુ જગતના પિતામહ–વેદનાજ વક્તા, સાક્ષાત બ્રહ્મા તે આ રૂપને કેવું માને છે. આ રૂપ જોઈ તેના પર કેવી અસર થઈ ! તેના લોકમાં આખું રૂપ તો કયાંથી સમાય ! માત્ર એક શ્રી પાદ પહોંચ્યો છે. તે પરથી આગળ શું થયું ? તે અહીં શ્રીશુકદેવજીનાજ શબ્દો મુદ્દાના કહીશું—

**सत्यं समीक्ष्याब्जभवो नखेंदुभि र्हतस्वधामद्युतिरावृतोऽभ्यगात्**
**मरीचिमिश्रा ऋषयो बृहद्व्रताः सनंदनाद्या नरदेव योगिनः**

ભગવાનના ચરણારવિંદને સત્યલોકમાં આવેલો જોઈને બ્રહ્મા–કે જેમના લોકની કાંતિ ભગવાનના નખચંદ્રોથી નિસ્તેજ થઇ ગઈ હતી, (એવા) તથા પોતે પણ જેમના નખચંદ્રોથી વીંટાઈ ગયા હતા. ( એવડા તો જેના નખ તે શેના સમજવા ! એજ હીસાબ રૂપ–આખા શરીરનો સમજવો. દીવ્ય તેજોમય છે ) તે બ્રહ્મા મરીચામીશ્ર વિગેરે રૂષીઓ, સનતકુમાર વિગેરે નૈષ્ટીક બ્રહ્મચારીઓ ને બીજા યોગીઓ વગેરે તેમની પાસે ગયા. (જેમનાથી મોટા જ્ઞાની જગતમાં કોઈજ નથી, તેમાં પણ મુખ્ય બ્રહ્મા ) તેમણે—

**अथांघ्रये प्रोन्नमिताय विष्णोरुपाहरत्पद्मभवोऽर्हणोदकम्**
**समर्च्य भक्त्याऽभ्यगृणाच्छुचिश्रवा यन्नाभिपंकेरुहसंभवः स्वयम्**

પાસે જઇને–તે વિશ્નુના ચરણને નમસ્કાર કર્યા–તેને અર્ઘ્યજળ આપ્યું, તેની પુજા ને તેની સ્તુતિ કરી, જેના નાભિકમળથી પોતેજ ઊત્પન્ન થયા હતા. એટલે સિદ્ધ થયું કે. પોતાના પણ ઊત્પન્ન કર્તા–જગકર્ત્તાના પણ કર્ત્તાનો આ ચરણ હોઇને તેને સહુએ સેવ્યો–તેજ કરવાનું તમને કહ્યું છું–તેવાજ થવા વિનવું છું કે—

**“ સેવો હું પદ મદ ત્યાગીરે, હરિજન થઈ રહો સભાગી ”**

આ વાતની પ્રત્યક્ષ પ્રતીતી હજી પણ થાય તેવો તેનો પુરાવો પૃથ્વિ ઉપર કાયમ રહ્યો છે ને તે આ પ્રમાણે કે—

**धातुः कमंडलुजलं तदुरुक्रमस्य पादावनेजनपवित्रतया नरेंद्र**
**स्वर्धुन्यभून्नभसि सा पतती निमार्ष्टि लोकत्रयं भगवतो विशदेव कीर्तिः**

હે રાજા ! ભગવાનના ચરણારવિંદ ધોવાથી પવિત્ર થયેલું તે બ્રહ્માના કમંડલુંનું જળ આકાશમાંથી નિચે પડતી ગંગા નદીને નામે જગતમાં પ્રખ્યાત થયું છે, ને જે ગંગા નદી ભગવાનની નિર્મળ કીર્તિ રૂપ ત્રણ લોકનાં પાપનો નાશ કરે છે.

આ ગંગાજી-જે એ વિશ્નુના રૂપનાં સ્પર્શીત જળ છે-બ્રહ્માએ પુજન કર્યું તેથી પ્રગટયું. ભગવાન શ્રી શંકરે સદા શીર્ષે-પોતાનું પ્રિય ગણી ધારણ કર્યું, ને ભગીરથના સાઠ હજાર પૂર્વજને તેણે ઉદ્ધાર્યા. બલકે આજે ચોખુંટ હીંદુસ્તાનમાં મુઆ પછીનાં અસ્થિ પણ તેમાં ઊદ્ધાર થવા નાખવા લોક હજી લઇ ગયાજ કરે છે. એવું સર્વ કાળમાં, સર્વ દેશમાં દેવ, રૂષી, મનુષ્ય સર્વમાન્ય સત્ય-સૌના સમક્ષ આ કથાની સાબીતીરૂપ કાયમ છે, એથી વિશેષ સમજુને તો શું જોઇએ ? ને અણસમજુ-આસુરબુદ્ધિતો તે વેળા પણ સ્હાંમા તેને મારવા સજ થયા હતા.

## લાવણી.

આ દેખી અસુરો ક્રોધ કરીને ધાયા, પણ પ્રભુ પાર્ષદનાં શસ્ત્રો સર્વ રૂંધાયા;
બલી વધ્યા લઢો માં ભાઇ બની રઘવાયા, પાતાળે પેશી જાઓ હાલ થઇ ડાહ્યા.

## દુહો.

થાકી પાકી સાંખીને, અસુર ગયા પાતાળ, કર્યો પછીથી કેશવે, કેવો બલીથી તાલ !

### પદ "હે દેવા કેમ કરીને હું છુટું" એ રાગનું,

હરિ બોલ્યા પુરો કોલ કરી તોલ, બલી કેમ કાંઈ નભાખોરે. ટેક.
મારા બેજ પાદ માંહી ગયાં ત્રિલોક સમાઈ,
ત્રીજો બાકી રહ્યો ભાઇ હજી આખો, બલી.
કહ્યું તમેતો વધારે, જોઇએ ચહ્યું તેજ મ્હારે;
માત્ર ભૂમિ ગ્રહુ લઊં નહી લાખો. બલી.

## માલિની છંદ.

બલી નવ કંઇ બોલ્યા કે સ્મરી પક્ષી સ્વામી, પ્રબળ વરૂણ પાસે બાંધી લીધા સુનામી;
પછી હરિ ઉચર્યા કે પૂર્ણ આપીશ જ્યારે, કરીશ અસુર મુક્તિ બંધથી તેણી વારે.

## દુહો.

બલી બાંધ્યો ન ભલી કરી, શોચે સુર રૂષી સાથ; શું કયાંથી દેશે વધ્યો, ત્યાંતો તે ભલીભાત.

### પદ કલ્યાણ "ઇંદ્ર આવ્યા સુર સાથ" એ રાગ.

પ્રભુ સ્વામી સ્વતંત્ર ચાહે તેજ કરો.
નહિ વ્હેમ ધરો, બોલી નથી ફર્યો, રૂણી ખરેખરો. પ્રભુ. ટેક.
કહ્યું ત્રણ પગલાં ભૂમિ આપવા જ્યારે, ન'તાં પગલાં આવડાં પ્રભુજી ત્યારે;
આપવું મ્હારે, છે વિના વારે, હાં હાં હાં હાં. પ્રભુ.
બાકી તો છે પદ એકજ ભૂમિ દેવી, દેહ મ્હારી પૃથ્વીથી બની છે તેવી;
સ્વીકારી લેવી-વિનનિ છે એવી, હાં હાં હાં હાં. પ્રભુ.
તમે બાંધ્યો તેથી ન લેશ શરમાઊં, આત્મ સુદ્ધાં તન અરપી કૃતારથ થાઊં;
પાદ શીર સાહું, નિત છુટી જાઊં, હાં હાં હાં હાં. પ્રભુ.
બધું લીધું તે મોહ તોડવા સારૂ, કીધું બંધન તે સદા છોડવા સારૂ;
વાર શા સારૂ, કરો ઝટ સારૂં, હાં હાં હાં હાં. પ્રભુ.

[ કારણ-જે દેવોનું તે મંત્રથી આવાહન યજ્ઞમાં કરતો હતો તે બધા પ્રત્યક્ષ ત્યાં.-શ્રી શુકદેવજીએ કહ્યું છે કે—

**ब्रह्मादयोलोकनाथाः स्वनाथायसमाहृताः सानुगाबलिमाजह्रुः संक्षिप्तात्मविभूतये**
**तोयैः समर्हणैः स्रग्भिर्दिव्यगंधानुलेपनैः धूपैर्दीपैःसुरभिभि र्लाजाक्षतफलांकुरैः**

**બ્ર**હ્માદિ લોકનાથે-પોતાના નાથને ખુબ આદર કરી, પોતાના અનુચર સાથે-જળ, ભેટ, માળા, સુગંધી, ધુપ, દીપ, ધાણી, અક્ષત, ફળ, જુવારાથી સત્કાર-પુજન--કર્યું કે **પ્ર**ભુએ પોતાની આત્મવિભુતિને સંકેલી લીધી હતી-એટલે પાછા નાના રૂપમાં **થઇ** ગયા હતા-આવી રીતની તેની આત્મવિભુતિ છે, એજ તેનું રૂપ, એજ તેનું સ્વરૂપ છે, જેમાં હજી કેવડાએ થવાની શક્તિ છે, તે કહી શકાય નહીં-કારણ આહીં તો માત્ર બ્રહ્માંડ માપવાનોજ ખપ હતો, પણ કોટી બ્રહ્માંડ તેના રોમકુપમાં છે, એમ શાસ્ત્ર કહે છે. તેને દેવો, બ્રહ્માદિક પણ સેવે છે. **બ**લી પણ છેવટ તે કરે છે-નવાણું યજ્ઞ કરવાના પ્રતાપથી જે બુદ્ધિ ઉપજી-એ સત્કર્મોનું જે ફળ મળ્યું તેજ અમે કહીએ છીએ કે—

" તન ધન સહ આત્મા અર્પણ કરી, લ્યો સેવન સુખ માગીરે; "
" હરિજન થઇ રહો સભાગી, સેવો હુંપદ મદ ત્યાગીરે. "

કારણ-હવે **બ**લીરાજાજ એમ કહે છે કે-' હું ઇશ્વર, હું દાની ' એવો માની-મદાંધ થઈ હું સેવા કરતો હતો એજ મોટી ભૂલ હતી, ને તેથી કહે છે—

**त्वंनूनमसुराणांनःपारोक्ष्यः परमोगुरुः योनोऽनेकमदांधानां विभ्रंशंचक्षुरादिशत्**

આપ અમ અસુરોના પરોક્ષ રીતે મોટા ગુરૂ ને કલ્યાણકર્ત્તા છો-કારણકે આપ-અનેક મદથી અંધ થએલ અમ લોકોને ઐશ્વર્યથી ભ્રષ્ટ કરી જ્ઞાનદ્રષ્ટી દ્યો છો.

**तेनाहंनिगृहीतोऽस्मिभवताभूरिकर्मणा** આપ મોટા કામ કરનારે મારાપર મોટો અનુગ્રહ કર્યો છે. ને જે એટલા જોખમે, એટલા પ્રયાસે, એટલાં સત્કર્મના ફળમાં **થાય** તેનો આપણે હાલજ લાભ લેવો હોય તો—

" તન ધન સહ આત્મા કરી અર્પણ, લ્યો સેવન સુખ માગીરે. "

કારણ—

**દુહો.**

કથા સુણીને પૌત્રની, ત્યાં આવ્યા પ્રલ્હાદ; બોલ્યા પ્રેમે પ્રણમીને, પ્રાણપતિના પાદ.

**સાખી.**

સુરપતિ પદ પ્રભુ આપે આપ્યું આપે તે ફરી લીધું,
મોહકારી કશુંએ નવ રાખ્યું કૃપારૂપ એ કીધું.
જ્ઞાની મુની જેથી મોહે ત્યાં અસુર તણી શી વાત,
અખિલલોકસ્વામી નારાયણ, કૃપા કરો જગતાત.

**દુહો.**

સંકટ સમજી સ્વામીનું, વિંધ્યાવલી પ્રવિન, આવી પ્રભુપદમાં પડી, સ્તુતિ વદી બની દીન.

**પદ ભેરવી** " જઇને કહે હું સભામાંહે આવું " **એ દેશી.**

પ્યારા પ્રભુ મુજ પતિને છોડો, કર છોડારે નહીં કર છોડો. પ્યારા. ટેક.
હતું તમારૂં તે તો સમર્પ્યું, રહી નવ ખોડા હવે ન વખોડો. પ્યારા.
બંધનમાં સુખ હોય તો છો રહ્યું, નહીંતર છોડો નહીં તરછોડો. પ્યારા.

## ગીતિ.

બ્રહ્માએ પણ આવી, કરી શીપારસ બલીની મનભાવી;
વધા દયા દરશાવી, હરી અજ ભણી કૃપા નિ(ય)મ નભાવી.

પદ. " નારાયણ નરસિંહ નરોતમ " એ દેશી.

મંદમતિ મુજ કૃતિ નવ સમજે, હું છઉં સહુ હિતકારીરે;
કળે બળે પણ શ્રેયજ કરવું, એ રીતિ છે મ્હારીરે. ટેક.
પૂર્વ કર્મ અનુસાર જીવતો, લીધાં જાય અવતારરે;
આપોપી ન કરૂં કરૂણા તો, ક્યાંથી ઉતરે પારરે. મંદ.
કુળ ધન વિદ્યાના મદ વિધ વિધ, ભાંન એજ ભૂલાવેરે;
તે હું હરૂં એમ ચહીને કે, જીવ ઠેકાણે આવેરે. મંદ.
દુઃખ પડે તેમ મને વધુ વળગે, તેજ સભાગી સાચારે;
દુઃખ જોતાંજ મને મુકી દે, તેને ગણવા કાચારે. મંદ.
ભક્ત છતાં પણ ચહે જગત સુખ, તેનો તે મોહ જાવારે;
એ સુખનેજ કરૂંછું અળગાં, મનેજ કેવળ ચ્હાવારે. મંદ.
બલીરાજા મમપ્રિય મહા દુઃખમાં, જરીએ નવ ધભરાયોરે;
બધું ગયું બંધાયો તોપણ, મનેજ મનથી ચાહ્યોરે. મંદ.
હદ આવી રહી એનાં દુઃખની, હવે અચળ સુખ થાશેરે;
આ મનવંતર પૂર્ણ થતાં એ, ઇન્દ્રરાય કહેવાશેરે. મંદ.

( એક ઇન્દ્રના અમલમાં વચમાં બીજાથી નથી પડાતું તેણે સો યજ્ઞ કર્યા તો તે યોગ્ય થયો છે. જગ્યા ખાલી પડશે એટલે તેનેજ મળશે-ફળ પ્રભુ દે ત્યારે મળે-'કર્મમાં તારો અધિકાર છે, ફળમાં નહીં' એમ પ્રભુ ગીતાજીમાં કહેછેજ, તે સિદ્ધ કર્યું. )

ત્યાં સુધી પાતાળે રહેશે, ભોગવશે સહુ ભોગરે;
કદી કોઈ રીતે ફરી દુઃખનો, થશે નહીં સંજોગરે. મંદ.
હું શું ઝીતું મુજને ઝીત્યો, હવે ન કોઈથી હારેરે;
માટે એને દ્વાર વશી નિત, રક્ષણ કરવું મ્હારેરે. મંદ.

**रक्षिष्येसर्वतोहंत्वां सानुगंसपरिच्छदम् सदासंन्निहितं वीर तत्रमांद्रक्ष्यतेभवान्**

કારણ કે હવે બલીનું કાંઈ રહ્યું નથી-જે હતું તે હરિને અરપ્યું. તેનું થયું એટલે તે રક્ષેજ. એજ આત્માર્પણમાં મજા છે-માટેજ કહ્યું છે.—
" તન ધન સહ આત્મા અર્પણ કરી, લ્યો સેવન સુખ માગીરે. હરિજન "

### મંદાક્રાંતા.

એવું બોલ્યા પ્રિય જગપતિ કે બંધનો સર્વ તુટયાં,
હર્ષાશ્રુઓ બલી ગુણી જનના, નેત્રમાંથી વછુટયાં;
પુષ્પો વેર્યાં જય જય રવ ને દુંદભી ગાજી ઉઠયાં,
શ્રી સ્વામીના ગુણ ગણ ગણતાં વર્ષનાં વર્ષ ખુટયાં.

**રાગ પરજ પદ " મગ ચલત " એ દેશી.**

જય **શ્રી**વામન ઉપકારી, દુઃખકારી, સુખકારી, ભારી;
વારી વારી બલિહારી, જય શ્રીવામન.

પૂર્ણ કર્યા અદિતીના મનોરથ, કળ ને બળ જણવી ભારી. જય.
પદસ્પર્શે ત્રિભુવન કર્યું પાવન, કૃપા સરિત રાખી જારી. જય.
સુર અસુરો સુખી કર્યા બેઉને, વહેંચણ કરી આપી ન્યારી. જય.
યજ્ઞ કરાવ્યો સોમો પુરો, રક્ષક બન્યા છડી ધારી. જય.
સુરને સ્વર્ગ અપાવ્યું સ્નેહે, વશ્યા ઉપેન્દ્ર રૂપ ધારી. જય.

( એક રૂપે દેવલોકમાં ને બીજા રૂપે અસુરલોકમાં બીરાજ્યા-ત્યાં અદિતી પુત્ર કયા સમજવા ? હવે ન તો **વા**મન આકાર છે, ન **ત્રિ**વિક્રમ આકાર છે. એ રૂપ વળી અદ્ભુત ? અલગજ દેખાયાં હતાં. આ બે રૂપ ચતુર્ભુજ, શંખ ચક્રધારી, અદ્ભુતજ છે. એવું પરમાત્માનું શરીર છે, પણ તે શાસ્ત્રથી સાંભળ્યું છે; તેથી તે શાસ્ત્ર કરનાર ને એક રૂપ ધરનારનેજ કહું છું કે)

સહુ સંતોષ્યા પણ **અનુ** સ્વામી બાકી રહી મ્હારી વારી. જય.

તે માટે ઉપાય સૌને કહું છું. તેજ મારે પણ કરવાનો છે. મને સૌથી સારો લાગ્યો ત્યારેજ બીજાંને બતાવ્યો છે ને તે એજ કે—

**હરિજન થઈ રહો સભાગી, સેવો હું પદ મદ ત્યાગીરે;**
**તન ધન સહ આત્મા કરી અર્પણ, લ્યો સેવનસુખ માગીરે;**
**હરિજન થઈ રહો સભાગી.**

**શ્રી**હરિના સ્વરૂપ રૂપ વિષે તેણે કહેવરાવ્યું તેટલું આંહી કહ્યું. કારણ જે ઉપરથી આ આખ્યાન લખ્યું ત્યાં પણ છેવટ આ શ્લોક છે. જેને મળતી શ્રુતિ પણ **વિશ્નોર્તુયંવીર્યાણિ** કરીને છે આંહી એ શ્લોકથીજ સમાપ્તિ કરીએ.—

**पारंमहिम्नऊरुविक्रमतोगृणानो यःपार्थिवानिविममेसरजांसिमर्त्यः**
**किंजायमानउतजातउपै तिमर्त्यः इत्याहमंत्रदृगृषिः पुरुषस्ययस्य**

જે પુરૂષ શ્રીહરિના મહિમાનો છેડો પામવાની ઇચ્છા કરે છે તે પૃથિવી ઉપરના રજકણો ગણવાનો પ્રયત્ન કરે છે. મંત્રના દ્રષ્ટા વશિષ્ટ મુની કહે છે કે-જન્મનારો અથવા જન્મેલો માણસ શું તે **ભ**ગવાનના મહિમાના પારને પામે છે ? તે વાત અશક્ય છે.

**ૐ शांतिः शांतिः शांतिः**

॥ શ્રી હરિઃ ॥

# મારકંડેય મુનિને માયાદર્શન.

( શ્રીમન્મહાભારત તથા શ્રીમદ્ ભાગવત ઉપરથી. )

## પૂર્વરંગ.

પદ ‘ રાગ કલ્યાણ ’,

**સત્ સ્વામી શ્રીહરિ, બ્રહ્માથી સ્તંબ જીવ વશ છે;**
**માયા શક્તિ વડી, એ સત સ્વામી શ્રી હરિ. નમું સત.**
**કાળના કાળ પણ એ છે, એ ચહે તેવુંજ બને છે;**
**અંત સાર અનંત એ છે, ગમ શાસ્ત્રોથી પડી એ. નમું સત.**

ખરૂં તો સતજ છે. જ્યારે કોઈ આવું નહોતું ત્યારે પણ એ હતું-હાલે એજ છે, ને કોઈ આવું નહીં રહે ત્યારે પણ એ રહેશે. તે કોણ ?

‘ સ્વામી ’ માલિક પરમેશ્વર-પરમબ્રહ્મ જે કહો તે-તેનું કંઇ નામ ? ‘ શ્રી હરિ ’ સત્ સ્વામી શ્રીહરિ-એ “ **સત સ્વામી શ્રીહરિ.** ”

કોના સ્વામી ? ‘ બ્રહ્માથી સ્તંબ જીવ વશ છે ’ બ્રહ્માંડમાં સૌથી મોટા બ્રહ્મા ને સૌથી નાનો-દેહધારી-જીવ તેનું નામ સ્તંબ કહે છે; તે સર્વના સ્વામી-એવા નહીં કે તે કોઇ તેને ન ગાંઠે-અથવા વખતે બંડ પણ સ્હામું કરે--સર્વ તેના વશમાં છે; તે શાથી ?

‘ માયાશક્તિ વડી ’ તેની પાસે પ્રબળ માયા નામની શક્તિ છે-તે વડે તેણે તે સર્વને બાંધ્યા છે-એટલે તેની મરજીવિરૂદ્ધ કોઈ ચું ચાં કરી શકે તેમ નથી-માટે કહ્યું— “ એ સત્ સ્વામી શ્રીહરિ. ”

માયા તો કાળ પ્રમાણે બાંધે છે-કારણ દરેક વસ્તુ કાળે કરીને બંધાય-છુટે છે, બ્રહ્મા ત્રણસો વર્ષ પુરાં થએ છુટે છે એમ કહેવાય છે-એટલે-કાળના વશમાં વાત છે. હા-પણ તે કાળ કોના વશમાં છે ?

‘ કાળના કાળ પણ એ છે ’ કાળ કોણે ઠરાવ્યો ? સો વર્ષની મર્યાદા કોણે મુકરર કરી. કાળ પણ એ હદમાં કોનાથી બંધાયો ? એટલે ખરૂં એજ કે, કાળ એ તેની ઇચ્છાશક્તિ, ને માયા એ તેની ક્રિયા શક્તિ,-કરણ-પણ તેથી જીવ માત્રનું ને માયા કે કાળનું પણ ‘ એ ચહે તેવુંજ બને છે. ’ એટલે તેની ઇચ્છાને લઈને કાળ કરે છે **કહો** -માયા કરે છે કહો, જીવ કરે છે કહો-તેમાં ગમે તેને મોટાઈ-કર્તુત્વ આપો. નાનાં મોટાં બ્રહ્મા સ્તંબ ગણો પણ તે બધું એનાથી-એની મરજી લઇનેજ, એટલે ‘ **અંતસાર અનંત એ છે.** ’ એવડી મોટી વાતની-બ્રહ્મા સુદ્ધાંની તમને અલ્પ પ્રાણીને શી રીતે ખબર પડી કે, નાને મોંહે મોટી વાત કરો છો ! ‘ ગમ શાસ્ત્રોથી પડી. ’ ને તે એજ કે,

**" સત્ સ્વામી શ્રી હરિ, એ સત્ સ્વામી શ્રી હરિ. "**

ક્યાં શાસ્ત્ર-પ્રથમ તો વેદ, તેમાં પણ વેદાંત. તે એજ કહે છે ' સતજ હતું ' તે ' આદેશ ' પ્રશાષિતા—સ્વામી હતું, છે ને હશે-તેનું નામ વેદ વેદાંતના પહેલાંજ 'હરિઃ-ૐ' કરીનેજ પઠન થાય છે બલકે **ભ**ગવાન વેદવ્યાસ વેદ-વેદાંત-મહાભારત ને પુરાણોના મુખ્યાચાર્ય એજ સાર કહે છે કે,—

**वेदेरामायणेचैव पुराणेभारतेतथा । आदौमध्येतथाचांत्ये हरिःसर्वत्रगीयते ॥**

વેદ-રામાયણ-પુરાણ ને ભારતમાં-તે આદિ, મધ્ય ને અંતે સર્વત્ર શ્રીહરિનુંજ ગાન થાય છે તેથી-અમે કહીએ છીએ " **સત સ્વામી શ્રીહરિ.** "

બીજાનું પણ ગાન અનેક દેવરૂપીનું તેમાં છે, માત્ર હરિનું નથી-હા-તે ખરી વાત, પણ તેમાં સૌથી મોટા તો બ્રહ્મા ના ! તેને લઈ છેક સ્તંભ સુધી લ્યો તોપણ ' બ્રહ્માદિ સ્તંભ જીવવશ છે ' એમ ક્યાં કહ્યું-વેદ વેદાંતમાંજ-તેને **सर्वस्यवशी** સર્વને વશમાં રાખનાર **सर्वस्येशानः** સર્વનો નિયંતા એમ કહે છે-બલકે તેમને તો તેણે માયારૂપી બંધનમાં બાંધ્યા છે, ત્યારે તો ' એક જીવ બ્રહ્મા ને બીજો જીવ સ્તંભ ' એમ કહેવાય છે, નહીં તો જીવ તો સ્વરૂપે સહુ સરખા છે. બ્રહ્મા તો કર્ત્તા છે, તેને બાંધે શીરીતે ! બ્રહ્મા સૌના કર્ત્તા; પણ તેના કર્ત્તા એક છે; તેણે માત્ર બ્રહ્માને પ્રકૃતિ-માયાના શરીરમાં બાંધી પેદા કર્યા છે એટલુંજ નથી, પણ પેદા થયા પછી પણ તેણે કેમ ચાલવું તે માટે પોતાનો કાયદો 'વેદ' આપ્યા છે. ને તે પ્રમાણેજ બ્રહ્મા ચાલે છે. એમ ક્યાં કહ્યું છે ? એ વેદમાંજ-વેદાંતમાંજ-શ્વેતાશ્વતરમાં છેવટ વાતજ એછે કે **योब्रह्माणंविदधातिपूर्वंयोवैवेदांश्च प्रहिणोति** જે બ્રહ્માને પૂર્વે પેદા કરે છે, જે તેને વેદો આપે છે **એવો જેને ' જે ' સર્વ નામ લગાડયું છે તેજ " સત્ સ્વામી શ્રીહરિ. "**

એ વિષે ખુલાસે અહેવાલ ખુદ બ્રહ્માએ **નારદજી** આગળ કહ્યો છે-**શ્રીમત્** ભાગવત દ્વીતિય સ્કંધ-પાંચમા અધ્યાયમાં એ વૃતાંત છે-**નારદજીએ** બ્રહ્માને પૂછ્યું કે—

**नाहंवेदपरं ह्यस्मिन्नापरं नसमंविभो नामरूपगुणैर्भाव्यं सदसत्किंचिदन्यतः ॥**
**सभवानचरद्घोरं यत्तपः सुसमाहितः तेनखेदयसेनस्त्वं पराशंकांप्रयच्छसि ॥**

હે વિભો ! આપથી બીજો કોઈ આપના સમાન કે આપથી મોટો નામ, રૂપ ગુણમાં, સત્-અસતમાં નથી એમ હું જાણું છું; છતાં તેવા આપ બડી સાવધાનીથી ઘોર તપ આચરો છો, એ અમલોકોને બહુ ખેદકારક થાય છે; મોટી શંકા ( અમારા મનમાં ) ઉત્પન્ન કરે છે કે, શું આપથી પણ કોઈ મોટું છે ? ત્યારે બ્રહ્માએ ખુલાસો કર્યો કે, બેશક તમે લોકો મને કર્ત્તા દેખી ' હુંજ કર્ત્તા છું ' એમ માનો; પણ ખરી વાત એ છે કે-ખરો કર્ત્તા બીજો છે, બ્રહ્માનાજ શબ્દોમાં કહીએ-—

**सृजामितन्नियुक्तोहं हरोहरतितद्वशः**

હું ઉપજાવું છું પણ તેની પ્રેરણાથી તે હર સંહારે છે, તે પણ તેને વશ હોઇને-માટેજ અમે કહ્યું-' બ્રહ્માદિ સ્તંભ જીવવશ છે '-તે કોને, તે માટે બ્રહ્મા સ્પષ્ટ કરી કહે છે-તેના તપ ધ્યાનનો પ્રતાપ કેવો છે ?

**नभारतीमेऽङ्गमृषोपलक्ष्यते नवैकचिन्मे मनसोमृषागतिः**
**नमेहृषीकाणि पतन्त्यसत्पथे यन्मेहृदौत्कण्ठचवता धृतो हरिः**

'મેં ભક્તિના ઊભરાવાળા હૃદયથી ધ્યાન કર્યું છે, તેથી હે નારદ ! મારી વાણી અસત્ય થતી નથી, મારો સંકલ્પ મિથ્યા થતો નથી, તથા મારી ઇન્દ્રિયોની વૃત્તિઓ આડે માર્ગે જતી નથી !' તે કોણ ? 'સત્ સ્વામી શ્રી હરિ' ને તેને 'બ્રહ્માદી સ્તંભ જીવ-વશ છે' તે શાથી ? બ્રહ્મા પોતે આંહીજ કહે છે.—

**नाहंनयूयंयद्दतांगतिंविदु र्न वामदेवः किमुताऽपरेसुराः**
**तन्मायायामोाहितबुद्धयस्त्विदं विनिर्मितंचात्मसमंविचक्ष्महे ॥**

હે નારદ ! હું તમે મરિચિ વગેરે તથા શંકર પણ જેમના સત્યસ્વરૂપને જાણી શકતા નથી ત્યારે બીજા તો ક્યાંથી જાણે ! આવા પરમાત્માની માયાથી મોહિત થએલા આપણે પણ આપણા જ્ઞાન પ્રમાણે આટલુંજ જાણી શકીએ છીએ કે, આ પ્રપંચરૂપ વિશ્વ ભગવાનની માયાશક્તિથી રચાએલું છે. એવી 'માયાશક્તિ' વડી ને એ રીતે '**સત્ સ્વામી શ્રીહરિ.**'

ત્રીજા સ્કંધમાં બ્રહ્મા શ્રીહરિના નાભીકમળમાંથી પ્રકટ થયા તે વખતની કથા છે કે-પ્રલયમાં કમળ ઉત્પન્ન થયું તે એવું કે સ્વપ્રકાશ. અને તેમાં બ્રહ્માને શ્રી હરિએ ઉત્પન્ન કર્યા ત્યારે તેમણે આજુબાજુ કોઇ બીજો ન દેખવાથી વિચાર કર્યો કે—

**कएषयोऽसावहमकापृष्ठ एतत्कुतोवाऽब्जमदन्यदप्सु ।**
**अस्तिह्यधस्तादिहकिंचनैत दधिष्ठितंयत्रसतानुभाव्यम् ॥**

'હું જે આ કમળ ઉપર બેઠો છું તે કોણ છું ? આ એકજ કમળ પાણીમાં ક્યાંથી ઊત્પન્ન થયું ! વળી આ કમળ જેને આધારે રહેલું છે-તેની નીચેના ભાગમાં કાંઈ સત્ય વસ્તુ અવશ્ય હોવી જોઇએ.' આગળ કહે છે 'આવો વિચાર કરી બ્રહ્મા કમળના નાળના છીદ્રવાટે અંદર ઉતર્યા-ને સો વર્ષ મૂળ શોધવામાં ખોયાં, ત્યાંસુધી તો કાંઇજ ગમ ન પડી '-પછી પ્રભુની સેવા-તપ-કર્યું; તેથી પ્રભુ પ્રકટ થયા, વેદ વરદાન-એટલે સત્તા મળી, પણ તે બધું તેનાથી-ને તે પણ નિયમિત-કામ-સરજવાનું-નિયમિત જ્ઞાન-બ્રહ્માંડ અંદરનું-નિયમિત આયુષ સો વર્ષનું-એમ પોતાની માયાશક્તિની સત્તા ને કાળ-ઇચ્છા-શક્તિની સત્તાની અંદર તેને પરતંત્ર-આપેલ-વેદ કાયદા પ્રમાણે ચાલવાનું એટલે શ્રીહરિ ચહે તેમજ કરવાનું-મૂળ પુરૂષનેજ માટે એમ; પછી બીજાનું તો પૂછવુંજ શું ?

એકાદશ સ્કંધમાં બ્રહ્માદિ સર્વ દેવનું આ વચન છે કે—

**नस्योतगावइव यस्यवशेभवंति ब्रह्मादयस्तनुभृतो मिथुरर्द्यमानाः ।**
**कालस्यतेप्रकृति पूरुषयोः परस्य शंनस्तनोतुचरणः पुरुषोत्तमस्य ॥**

'કાળના, પ્રકૃતિના ને પુરૂષના નિયંતા પૂર્ણ પુરૂષોત્તમ, દ્વેષાદિકને લીધે પરસ્પર પીડાતા બ્રહ્માદિક પ્રાણીયો પણ નાકમાં નાથેલા બળદોની પેઠે જેમને આધિન એવા આપ-તેમનાં ચરણ અમારૂં કલ્યાણ કરો.'

આ વાત તો એક અંડના વડાની છે, પણ એવા અંડ કેટલાં, તે શેનાં ? પ્રકૃતિનાં-

એ શક્તિ કેવડી ! તે બધાં કાળવશ; તે કાળના નિયંતા **શ્રી**હરિ-**તેથી સત્ય એજ કે** સર્વના સદા સર્વત્ર—

" સત્-સ્વામી શ્રીહરિ-બ્રહ્માદિ સ્તંભ જીવવશ છે માયાશક્તિ વડી. "

' કાળના કાળ પણ એ છે ' અર્જુને નજરે જોયું કાળસ્વરૂપ-**થરથરી** ગયા ને તેથી પૂછયું-આ હું શું દેખું છું ? ત્યારે ઊત્તર મળ્યો-ગીતાજી એકાદશ અધ્યાય **कालोस्मिलोकक्षयकृत्प्रवृद्धो** ' કાળ છું ને લોકનો ક્ષય કરવા વધ્યો છું ' તે કહ્યું તેમજ નહિ પણ તેમ થયું-કાળ પ્રભુવશમાંજ રહ્યો-ને તેથી ખુદ શ્રુતિ કહે છે— **मृत्युर्यस्योपसेचनं** ' મૃત્યુ જેનું ખુરાક છે, અથાણું છે ' અરે ! બીજી શ્રુતિ **मृत्युर्धावतिपंचमः** જે તેની આજ્ઞા ઊઠાવી દોડતા ફરેછે, તેમાં-પંચમાં-કાળની પણ ગણતી છે એટલે-

' કાળના કાળ પણ એ છે. એ ચહે તેવુંજ બને છે. ' એકે સાથે સર્વનો પ્રલય ! એ કેવી સત્તા ! એ વાતની ખબર " ગમ શાસ્ત્રોથી પડી. "

જે શ્રુતિ કહે છે તેજ પુરાણો કહે છે. આ બાબત સર્વ સાત્વિક એકમત છે. રાજસ તામસની બુદ્ધિ-અયથાર્થ ગણાય છે. ભગવાન ગીતાજીમાં કહી ચુકયા છે—

**अयथावत्प्रजानाति बुद्धिस्सापार्थराजसी**

રાજસી બુદ્ધિ તે જે યથાવત્ ન જાણે અને વળી—

**सर्वार्थान्विपरीतांश्च बुद्धिःसापार्थतामसी**

સર્વ અર્થને વિપરીત જાણે તે તામસી બુદ્ધિ-એટલે શાસ્ત્ર શું, વેદજ-ત્રિગુણી શ્રુષ્ટી માટે **त्रैगुण्य** છે પણ અર્જુનને જેમ પ્રભુ કહે છે તું તો **नित्यसत्वस्थ** તેમ સત્વગુણી સ્મૃતિ પુરાણ ઇતિહાસથી અમને—

" ગમ શાસ્ત્રોથી પડી, એ સત સ્વામી શ્રીહરિ."

વ્યાસ જેના પ્રતાપથી પુરાણ કહેતા થયા તેવા તેમના પિતા ભગવાન પરાશર પોતાના રચેલા વિશ્નુપુરાણ-જેને **पुराणरत्न** કહે છે તેમાં આ સત્ય બહુ સ્પષ્ટ સમજાવે છે, તેતો વળી કહે છે પ્રથમ અંશ બ્રહ્માનું વચન દેવોને જ્યારે સંકટ આવ્યું ત્યારે તેમને બોધ દેતાં કહે છે.

**यंनदेवानमुनयो नचाहंनचशंकरः । जानंतिपरमेशस्य तद्विष्णोः परमंपदम् ॥**

જેને-દેવો મુનિઓ હું કે શંકર કોઈ નથી જાણતા એવું તે પરમ ઇશ-વિશ્નુનું પરમ પદ-મોટાઇ છે તેનું માપ જગતના આવી રીતના હીસાબથી આપે છે કે-**यस्यायुतायुतांशांशे विश्वशक्तिरियंस्थिता** ' જેના દસ હજારના દસ હજારમાં અંશના દસ હજારમા અંશમાં આ વિશ્વ શક્તિ તો રહી છે'-પુરાણો આવું કહે છે ને શું ઇતિહાસમાં બીજી રીતે છે ; તેનાં મુખ્ય બે શાસ્ત્ર શ્રીમત્-**વા**લ્મિકી રામાયણ ને વ્યાસકૃત **મ**હાભારત-તેમાં-શ્રી વાલ્મિકીમાં જ્યારે **રા**વણવધ થયો ત્યારે બ્રહ્માદિ દેવોને દશરથરાજા જે સ્વર્ગમાં હતા તેને લઇ **ભ**ગવાન શંકર પધાર્યા ત્યારે **શ્રી**રામે બ્રહ્માના મુખમાંથી કહાવવા કહ્યું. **सोहंयश्चयतश्चाहं भगवांस्तद्ब्रवीतुमे** ' તે હું જે હોઉ ને જેનાથી થયો હોઊ તે આપ ભગવાન કહો ' ત્યારે સર્વ દેવ ઋષી રાક્ષસ વાનરના સાંભળતાં **શ્રી** બ્રહ્માએ વિસ્તારે કહ્યું છે તેમાંનાં વચન છે કે—

**अब्रवीच्छृणुमेवाक्यं सत्यंसत्यपराक्रम**

**भवान्नारायणोदेवः श्रीमाँश्चक्रायुधः प्रभुः । अक्षरंब्रह्मसत्यंच मध्येचांतेचराघव ॥**

અને તેથીજ એવી "ગમ શાસ્ત્રોથી પડી, સત્ સ્વામી **શ્રીહરિ**"—

આ રીતે ઇતિહાસમાં રામાયણ સાથે મહાભારત કાંઇ બીજી રીતે બોલે છે? તે વેદની પેઠે સર્વાધિકારનું છે તેથી તેમાં સર્વ માટે સર્વ છે-મહાસાગર છે-પણ તેમાં પાંચરત્ન '**पंचरत्ना-निभारते**' તેમાં પણ શ્રીમત્-ભગવત્ગીત-જેને માટે શ્રી શંકર સ્વામીની પણ આજ્ઞા કે '**गेयंगीता**' ગાવી તો ગીતાજ-તેમાં શ્રીભગવાન પોતેજ કહે છે—

**नमेविदुः सुरगणाः प्रभवंनमहर्षयः**

'કોઇપણ દેવ ગણ કે મહર્ષી મારી ઊત્પતિ જાણતા નથી.' જાણે કયાંથી, ? હું "**पिता हमस्यजगतो**" 'આ જગતનો હું પિતા છું' અરે આ જગત તો શું હિસાબમાં **एकांशेनस्थितोजगत्** એતો તેના એક અંશમાં-એવું માત્ર પોતે કહ્યું તેમ નહીં પણ **શ્રી** અર્જુને નજરે તે પણ ચર્મચક્ષુથી નહિ પણ દીવ્યદ્રષ્ટીથી જોઇ કહ્યું—

**पितासिलोकस्यचराचरस्य** 'આ ચરાચર લોકનો હું પિતા છું.'-તે પ્રભુના આધારે રહેલ '**ब्रह्माणमीशं**' બ્રહ્મા ઇશ આદીને દીઠા બલકે આખા જગતને **तत्रैकस्थं जगत्कृत्स्नं** ત્યાં એક જગે-એક અંશમાં સમગ્ર જગત્ જોયું. તે **ભ**ગવાન **કહે છે** જેમ હું અનંત છું તેમ—

**नांतोस्तिममदीव्यानां विभूतिनांपरंतप.**

તે પણ અનંત છે.-તેનો પાર કોઈ શું પામે તેને ખુદને પણ—

**त्रिभिर्गुणमयैर्भावै रभिःसर्वमिदंजगत् । मोहितंनाभिजानाति मामेभ्यजमव्ययं ॥**

હું અજ ને અવ્યય એવો છું તેને લોકમાં કોઇ જાણતું નથી. કારણ આ જગત સર્વ ( કોઈ બાકી નથી રહેતું ) આ ત્રણ ગુણમય ભાવથી મોહીત છે એવી તેની માયા '**ममममायादुरत्यया**' મારી માયા તેનો પાર પામવો કઠણ છે એમ જે કહે છે, ને તે વચનને જગત-આર્ય માત્ર-શ્રીમત્ ભગવત્ગીતા **सर्वोपनिषद्** નું અમૃત ગણી માંન્ય રાખે છે-તેમાં કહ્યું છે, એટલે વધુ પ્રમાણુની હવે અપેક્ષા નથી. બસ એજ સિદ્ધ થયું કે " સત્ સ્વામી શ્રીહરી ' 'બ્રહ્માદી સ્તંભ જીવ વશ છે. માયા શક્તિ વડી "

" કાળના કાળ પણ એછે, એ ચહે તેવુંજ બને છે, "

" અંતસાર **અનંત** એછે, ગમ શાસ્ત્રોથી પડી. "

ગીતાજીમાં પણ અંતમાં શ્રીહરી એજ કહે છે કે—

**ईश्वरःसर्वभूतानां हृद्देशेर्जुनतिष्ठति । भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानिमायया ॥**

ઇશ્વિર સર્વના હ્રદયમાં-બેઠો છે. જયાં જ્ઞાન-જયાં જીવ-ત્યાંજ તેને વશ રાખીને બેઠો છે કાયમ ને તે જીવો માત્રને માયાના ચકડોળ એવા યંત્રપર ચઢાવ્યા છે, સર્વને ત્રિગુણમાં બાંધ્યા છે; ને પછી તે માયાશક્તિ વડેજ સર્વને યથાયોગ્ય ભમાવે છે. એમાં સર્વ શબ્દ છે--ને સર્વને ભમાવવામાં ઉપયોગ માયાશક્તિનો કરે છે. ભમનારા--જીવો--'ભૂતાનિ' પદ જે શ્રુતિયો વાપરે છે તેજ છે ને ભમાવનાર પોતા માટે **ईश्वर** 'ઇશ' ને ઉપનીષત્-સત્-સ્વામી-શ્રીહરી માટે વાપરે, તેજ વાપરે છે. બલકે તેનું ભાષ્ય કરતાં **ભ**ગવાન

શંકર ત્યાં લખે છે ઈશ્વરઃઈશનઃ શક્તિ નારાયણઃ કરીને સ્પષ્ટ સમજાવે છે એટલે જે ઉપર કહ્યું તેજ ગીતાનો–એટલે સકળ શાસ્ત્રનો સકળ શિષ્ટે કરેલ અર્થ પ્રમાણે એજ છે; ને અમે જાણ્યું તે પછીજ કહ્યું છે કે—

" ગમ શાસ્ત્રોથી પડી, સત્ સ્વામી શ્રીહરી. "

"બ્રહ્માદી સ્તંભ જીવ વશ છે. માયા શક્તિ વડી"–તેની ખુબી તેની અસંખ્ય શક્તિમાંથી એક માયા શક્તિથીજ બસ થઈ પડે છે. તે કેવડી છે ! કેવી છે ! તેનામાં શું શું કરવા કેવું કેવું થવાપણું છે ! પ્રભુની તો તે વસ્તુ–શક્તિજ છે, તેતો તેનો સ્વામીજ છે પણ તેની સેવા જે કરે તેને–તે પોતાની એ શક્તિનો અંશ આપે તો તે પણ શું શું કરી શકે છે ! બ્રહ્માદિ દેવોનાં ને વિશ્વામિત્રાદિ મહર્ષીનાં ચરિત્રનાં કેટલાં દ્રષ્ટાંત દઈએ. આપણા ગુજરાત દેશમાં ' બિંદુસરોવર '–સિદ્ધપુર–પાસે થએલ મહાત્મા કર્દમનોજ વૈભવ જુવો. શ્રીમત્–ભાગવત ત્રતીયસ્કંધમાં કથા છે કે,

ચક્રવર્તી મહારાજા મનુની મહાલાડકી પુત્રી દેવહુતી–ને પૃથ્વી જાતે ફરી શોધી વનમાં વસતા તપસી કર્દમ ને પરણાવી દીધી. સતીએ પણ ઘણાં વર્ષ સુધી સ્વામીની એવી સેવા કરી કે જેથી આખર મહર્ષીને એમ કહેવું પડ્યું કે—

**तुष्टोऽहमद्यतवमानविमानदायाः शुश्रूषयापरमयापरयाचभक्त्या ।**
**योदेहिनामयमतीवसुहृत्स्वदेहो नावेक्षितः समुचितःक्षपितुंमदर्थे ॥**

હે મનુરાજાની પુત્રી સન્માન આપનારી ! તારી પરમસેવાથી તથા પરમભક્તિથી હું આજે સંતુષ્ટ થયો છું. કારણ કે મનુષ્યને પોતાનો દેહ અત્યંત વ્હાલો હોય છે ને તેં મારે માટે ખપાવી નાંખવામાં જરાએ સંકોચ કર્યો નથી. " તો હવે–હું પણ વેરાગી છતાં પણ કંઈક કમાયો છું ને તે શું, તે કહે છે. "

**यंमेस्वधर्मनिरतस्य तपः समाधिविद्यात्मयोगविजिता भगवत्प्रसादाः ।**
**तानेवतेमदनु सेवनयावरुद्धान्दृष्टिं मपश्यवितराम्यभयानशोकान् ।**

' મેં જે સ્વધર્મમાં કુશળ રહી તપ, સમાધી, વિદ્યા ને યોગથી જે પ્રભુની કૃપાઓ મેળવી છે, તે તું પણ હવે દિવ્યદ્રષ્ટિથી ભય ને શોકોને તજી ભોગવ–કારણ–મારી સેવાથી તેં પણ તેજ મેળવી. '

પ્રભુ સેવાથી પ્રભુની માયાપર સત્તા મળે છે–માયાથીજ પ્રભુ પણ જગતનાં વિચિત્ર ભોગ–ભોગોપકરણ, ભોગસ્થાન કરે છે, ને તે સંકલ્પ માત્રથી–તેના વશમાં માયા છે–એટલે પ્રભુ ચાહે તેમ તેવું ત્યારે માયામાંથી થયાં જાય છે. એ માયામાં અનેક પ્રકારનાં થવાપણું છે, પણ તેના મુખ્ય બે વિભાગ પડાય, જેમ ' દૈવી ' ને ' આસુરી ' સંપત્તિ ભગવાન ગીતાજીમાં ગણાવે છે, તેમજ–માયા પણ દૈવી ને આસુરી બે પ્રકારની થાય છે. આસુરી તે મિથ્યા જેવી–માત્ર જેને માટે કરી હોય તેનાજ અનુભવમાં આવે, ને તે પણ અમુક કાળ–દેખાવ માત્ર–જેમકે ' સ્વપ્ન ' નિદ્રા તમોગુણનું પરિણામ. ને તેમાં ભગવાન જે પદાર્થો જીવને દેખાડે છે, ને તેનાજ અનુભવમાં ને સ્વપ્ન હોય ત્યાંસુધીજ આવે છે. એજ રીતે–શાસ્ત્રાનુગુણ હરિ સેવન કરી અસુરો તે સત્તા મેળવે છે, ને તે–બીજાઓ પર વાપરે છે, પણ તે સ્વપ્ન જેવી ' મિથ્યા ' ' ભ્રમણા ' તેથીજ કહેવાય છે. પણ તેની બીજી જાત જે દૈવી છે, તે તેવી નથી નિવડતી–તે પણ સંકલ્પ માત્રથી વિલક્ષણ વસ્તુ–

એ દેખાડે છે, પણ તે સાચી-સૃષ્ટિના પદાર્થ જેવી-સર્વના જોવામાં ને અનુભવવામાં આવે તેવી-તામસ-સાત્વિકનો એટલો ફેર છે. રજોગુણ તો બેઉમાં-મિશ્રણ માટેજ કામ આવે છે-આ વિષે દ્રષ્ટાંત વચન ઘણાં છે. આંહીજ જુવો કે, ભગવાન કર્દમને જે માયાપર સત્તા હરિ સેવનના પ્રસાદરૂપે મળી હતી તે 'આસુરી' મિથ્યા જેવી નહોતી.'

**પદ. 'પ્રેમનો કોલ દીજે રાજકુમાર' એ રાગ માફ.**

જણુવ્યો ઝટપટ મુનીએ ચમત્કાર,
વધ્યા જો સિદ્ધિ મુજ-નાર! હરી સેવનું ફળ એ ધાર. જણુવ્યો.
વિમાન ઝળહળતું બન્યું, સ્તંભ કરે ચળકાર;
બારી અગાશી છજાં ઝરોખા, સામન વિવિધ પ્રકાર;
ભર્યા ભંડારો હારોહાર. જણુવ્યો,
પતિ આજ્ઞાથી ધ્રો વિષે, ન્હાવા પડી ત્યાં નાર;
વાટ વણાઈ ગએલ વેણીની, તનપર મેલ અંબાર;
વસ્ત્ર મેલાં દેખાય અપાર. જણુવ્યો.
પેઠી જળમાં કે દીઠી, સહસ્ત્ર સ્ત્રી તે ઠાર;
લાગી ગઇ સેવામાં સઘળી, સાહિત છે તૈયાર;
સ્વપ્ન સમજે સતી ઉર મોઝાર. જણુવ્યો.
પરંતુ તેમ નહોતું-એ બધું ખરૂંજ ઉપજવું હતું.
નવિન વસ્ત્ર ભૂષણુ ધર્યાં, કર્યા સકળ શણગાર;
દર્પણુમાં મુખ જોતી મ્હોતી, ખીલ્યું રૂપ અપાર;
તેવી અંબર ભૂષણુની બ્હાર. જણુવ્યો.
સખીઓથી સેવાએલી, પતિ સમર્યા તે વાર;
પાસે બેઠેલાજ દીઠા, છે મીઠા મન હરનાર;
યુવાન ધર્યા અંગ અલંકાર. જણુવ્યો.

**भर्तुः पुरस्तादात्मानं स्त्रीसहस्त्रवृतंतदा । निशाम्यतद्योगगतिं संशयंप्रत्यपद्यत**

દેવહુતી પોતાને પોતાના પતિની સમક્ષમાં હજાર સ્ત્રીઓથી વિંટાએલાં જોઇને તથા તેનો યોગ પ્રભાવ જોઇને આ તે શું? એમ આશ્ચર્યમાંજ પડયાં! પરંતુ તે આશ્ચર્ય —પ્રભુ પુતાપ માયાપર મળેલ સત્તાથી—તેમાંથી બનાવેલા ઇચ્છિત ભોગ ખરાજ હતા. ને તેનો તેમણે **शतंव्यतीयुः शरदः** સો વર્ષ સુધી ઉપભોગ કર્યો ને તે કેવી રીતે!—

**प्रेक्षयित्वाभुवोगोलं पत्न्यैयावान्स्वसंस्थया, बव्हाश्चर्यं महायोगी स्वाश्रमायन्यवर्तत.**

મહાયોગી કર્દમ દ્વીપખંડ વગેરે રચનાવાળું જેટલું ભૂ મંડળ હતું તે સર્વ મહા આશ્ચર્યકારક પોતાની સ્ત્રીને દેખાડી—પાછા પોતાના આશ્રમમાં આવ્યા. શુકદેવજી મહારાજ અહીં ધ્યાન ખેંચી કહે છે.—

**किंदुरापादनंतेषां पुंसामुद्दामचेतसाम् । यैराश्रितस्तीर्थपद श्चरणोव्यसनात्ययः ॥**

જેઓ સંસારના દુઃખોને ટાળનારા, પવિત્ર ચરણવાળા **શ્રી** ભગવાનના ચરણનો આશ્રય કરે છે તે ધીર પુરૂષોને કઈ વસ્તુ દુર્લભ છે?

સાક્ષાત્ દશોપનિષતમાં—મોટું છાંદોગ્ય સ્પષ્ટ કહે છે કે, હરી કૃપાથી મારા તમારા

જીવને છેવટ એવા સમર્થ—હાલ માયાના વશમાં છે તે માયા—તે પણ દેવી-એવી તેમના વશમાં કરી આપે છે. બલકે તેમને ખુદને એવા સમર્થ બનાવે છે કે,

**यंकामंकामयतेसोऽस्यसंकल्पादेवसमुत्तिष्ठतितेनसंपन्नोमहीयते ॥**

જે જે કામના ચહે છે તે તેના સંકલ્પથી જ સામી આવી ખડી થાય છે, ને તે તે મહીમાવાળો થાય છે. બલકે પોતાનાં શરીરો જેટલાં ચાહે તેટલાં કરે છે. **सएकधाभवतित्रिधाभवति पंचधाभवतिसप्तधानवधाचैव** એમ ગણાવેજ જાય છે. આંહી કર્દમ-રૂષી માટેજ ભાગવતમાં વચન છે કે **नोधाविधायरूपंस्वं सर्वसंकल्पविद्विभुः** જે ચાહે તે કરી શકે, એવા મુનીએ પોતાનાં નવ સ્વરૂપ કર્યાં, તે ખોટાં નહીં. તેથી નવ પુત્રી થઈ, ને તેનો વંશ વિસ્તાર ચાલ્યો.

એવી 'માયાશક્તિ વડી' પણ "તેના સત્ સ્વામી શ્રી હરી" આંહી જ—આ 'દંપતી' જ સંસાર ભોગથી વિરમ્યાં, મુક્ત થવા ચહ્યું, પ્રભુ તેમને ઘેર પ્રકટ થયા—કર્દમ રૂષીએ તેમને પૂરા ઓળખ્યા કે—

**बहुजन्मविपक्केन सम्यग्योगसमाधिना । द्रष्टुंयतन्तेयतयः शून्यागारेषुयत्पदम् ॥**
**सएवभगवानद्यहेलनं नगणय्यनः । गृहेषुजातोग्राम्याणां यःस्वानांपक्षपोषणः ॥**

'યતિ લોકો એકાંતમાં વસીને—બહુ જન્મે સિદ્ધ થયેલ સારા યોગ સમાધી વડે જેનાં ચરણ નિરખવા માટે યત્ન કરે છે, તેજ ભગવાન આજે મારી લઘુતા ન ગણકારી સંસારી એવા—અમારા ઘરમાં અવતર્યા છો—તેનું કારણ પોતાના ભક્તોના પક્ષનું પોષણ કરવું એજ છે' એમ કહી ત્યાં જે તેમણે શ્રી હરિનો સાક્ષાત્કાર કરીને કહ્યું છે તે પણ એજ કે—

**परंप्रधानंपुरुषंमहान्तं कालंकविंत्रिवृतलोकपालम् ।**
**आत्मानुभूत्यानुगतंप्रपंचं स्वच्छंदशक्तिंकपिलंप्रपद्ये ॥**

પ્રકૃતિ—પુરૂષ મહતત્વ, કાળ, એ જેની મૂર્તિ છે, એવા ત્રિલોકમાં વ્યાપેલ ને ત્રિલોકના પાળક—પોતાના અનુભવે પોતામાં પ્રપંચ નથી પણ સર્વથી શ્રેષ્ટ તે જેની સ્વચ્છંદ શક્તિ છે-જે ચાહે તે કરી શકે છે, એવા કપિલ ભગવાનને શરણ હું આવ્યો છું—ને આવાં વૃતાંતોથી જ અમને ઠસ્યું છે—સુદ્રઢ થયું છે કે—

**" અંત સાર અનંત એ છે, ગમ શાસ્ત્રોથી પડી. સત્ સ્વામી શ્રીહરી. "**
તેને **' બ્રહ્માદિ સ્તંબ જીવવશ છે, માયાશક્તિ વડી '**

આ ભગવાન કર્દમને તો માયાનો અંશ-શક્તિનો કિંચિત્ લેશ-આપી તે ભોગવાવી-ને છેવટ તેનાથી છુટા કર્યા. પણ ભગવાન માર્કંડેયે તો-ઘણાં વર્ષ તપ કરી, પ્રભુ પાસે માગ્યું જ એ કે, તમારી માયા દેખાડો-ને તે વખતે જે અનુભવ તેમને થયો તે પરથી સાર એજ ઠર્યો કે—

**" સત્ સ્વામી શ્રીહરી-બ્રહ્માદિ સ્તંબ જીવવશ છે માયાશક્તિ વડી. "**

એ કથા શ્રીમારકંડેય મહર્ષીએ પોતે જ કહી-ને શ્રીમહાભારતમાં શ્રી વ્યાસે દાખલ કરી છે, તેમનાથી સાંભળી શ્રીશુકદેવજીએ ભાગવતમાં કહી છે, તે જ આંહી કહી બતાવીએ; જે આખ્યાનરૂપ ગણાશે.

॥ શ્રી હરિઃ ॥

# મારકંડેય મુનિને માયાદર્શન.

## આખ્યાન.

પદ ' રાગ કલ્યાણ. '

સત્ સ્વામી શ્રી હરી, બ્રહ્માદિ સ્તંભ જીવ વશ છે.
માયા શક્તિ વડી, એ સત્ સ્વામી શ્રી હરી. નમું સત.
કાળના કાળ પણ એ છે, એ ચહે તેવુંજ બને છે;
અંત સાર અનંત એ છે, ગમ શાસ્ત્રોથી પડી એ. નમું સત.

ભારત—જે પાંચમો વેદ કહેવાય છે, જેના કર્ત્તા સાક્ષાત વેદવ્યાસ-શ્રી હરીનો અંશાવતાર છે, તેના વનપર્વમાં કથા છે કે-જ્યારે—

શાર્દુલવિક્રિડીત છંદ.

પાંડુ પુત્ર પવિત્ર પાંચ પુરવે, જ્યારે પ્રવાસે હતા;
માર્કંડેય મુનિ મહાન સુમતિ મ્હેમાન વાસે હતા;
આવેલા અતિથી સ્વમિત્ર વળી ત્યાં, લક્ષ્મીનિવાસે હતા;
પુછ્યું પ્રશ્ન યુદ્ધિષ્ટીરે સહુ જદા, એહા અવાસે હતા.

શ્રી નારદ મહામુનિનું વચન છે કે—

**इदंहिपुंसस्तपसःश्रुतस्यवा स्वीष्टस्यसूक्तस्यचबुद्धिदत्तयोः**
**अविच्युतोर्थःकविभिर्निरूपितो यदुत्तमश्लोकगुणानुवर्णनम्.**

' પુરૂષને તપનું શાસ્ત્ર શ્રવણાદિનું દાન તથા સુંદર વાણીનું નિરંતર ફળ કવિ—જ્ઞાનીઓએ જ નક્કિ કર્યું છે કે, ઊત્તમ શ્લોક એવા ભગવાનના ગુણનું વર્ણન કરવું. ' અને તેથી જ્યારે એવીજ મંડળી સંત સમાજ મળે છે, ત્યારે શ્રીહરિના જ શબ્દોમાં—

**मच्चित्तामद्गतप्राणाः बोधयंतः परस्परम् कथयंतश्चमांनित्यं तुष्यंतिचरमंतिच ॥**

' મારામાં જેમનાં મન ને પ્રાણ ગયા છે. તેઓ પરસ્પર મારો બોધ, મારી કથાઓજ કર્યાં કરે છે તેમાંજ તુષ્ટ રહે છે. ને મોજ માને છે.' તેવોજ આ સમાજ હતો, તેમાં જેનામાં જે વિશેષતા તે-દતાત્રય સ્વામીએ ચોવીશ ગુરૂ કર્યા તેમ यथानुसारभागिनः ' સારભાગી લોક-સદ્ય ગ્રહણ કરે છે.' 'આગળ સતજ આ હતું' એ શ્રુતિએ કહેલ સત્યનો અનુભવ કોને ? ધર્મરાજાએ જોયું કે, માત્ર આ શ્રીમારકંડેયને છે-તેમણે જે મહા તપના ફળમાં મેળવ્યું તે જ્ઞાન આપણે એક પ્રશ્નથીજ મેળવી લઈ એ-જાતે અનુભવનાર હાજર છે, ત્યાં પદ-વાકય ને અર્થની કડાકુટમાં શું કામ પડવું ? ' સતજ હતું' તે કેવું, કોણ ! એ તે બધું કહેશે, બીજું કહેવાના નથી. અમે તેમનો જવાબ ખુબ વાંચી સમ-

જ્યાં ત્યારેજ કહ્યું છે કે, "**સત સ્વામી શ્રીહરી બ્રહ્માદિ સ્તંબ જીવ વશ છે—માયાશક્તિ વડી-એ સત.**' તે હવે આપ વિસ્તારે સાંભળો.

**સાખી—** માર્કંડેય પદે પ્રણમી પૂછે છે સુધર્મરાય,
પ્રલય સમયની કથા બધી અદ્દભૂતમય કહો મુનિરાય;
સ્થાવર જંગમ વિનાશ પામે ભેદ ન કંઇ સમજાય,
ન દિન નિશા શીત વર્ષ કાળ વિષમ મટી નિતસમ જાય.

હે મહર્ષી-તે વેળાતો-પ્રલયનું વર્ણન સાંભળ્યું છે તે આધારે રાજા કહે છે.

**ગીતિ—** તમ વિણુ હશે ન કંઈ પણ, તમ વિણુ હશે ન કંઈ પણુ તે વેળા;
તમ વિણુ કોઇ ન જાણે, તે તમામ કહો તમે મુની વ્હેલા.

**શ્રી** મારકંડેય સ્વામી ઉત્તર દે છે કે, આ વાત વિલક્ષણુ છે. જગતના વહિવટ જેવી નથી-માટે કદાચ ચિંતવનમાં ન આવે તો પણુ તે સાચીજ છે એમ માનજે-કારણુ—અચિંત્યનો અનુભવ પ્રભુ કૃપાથી થાય ને તેનેજ તે પુરો તો સમજાય-બીજાંએ તે સાંભળી શ્રદ્ધાથી માનવું-કારણુ તેણે જે મહાશ્રમે યોગ્યતા પ્રાપ્ત કરી પછી અનુભવેલ તે આપણુને માત્ર સાંભળતાંજ તેના જેવું કયાંથી દ્રઢ થાય ! તો પછી યોગ્યતા મેળવવાની જરૂરત શી !

**ગીતિ—** કરૂં શંકા **આ શમન**, પૂરણુ કરૂં ધરી જે **આશ મન**;
અશ્રદ્ધા કરીશ **નં મન**, કહું કરી હરિપદે પ્રથમ **નમન**.

**મહર્ષીને** જેના પ્રતાપથી આ જ્ઞાન અનુભવ પ્રાપ્ત થએલ તેનું તુરત સ્મરણુ થયું ને તેથી તે ઉપકારના બદલામાં પ્રથમ તેને 'નમન' એજ કામ કર્યું; પછી ઉત્તર શરૂ કર્યો, સ્મરણુ થતાં ઉપકારથી ઉર ઉભરાઈ ગયું ને બોલ્યા—

**पुरुषायपुराणाय शाश्वतायाव्ययायच अव्यक्तायचसूक्ष्माय निर्गुणायगुणात्मने**

એ 'સત' તે પુરૂષ છે. તે પુરાણો છે પણુ શાશ્વત ને અવ્યય છે. બેકશ તે વેળા તે અવ્યક્ત ને સૂક્ષ્મ છે તેથી નિર્ગુણુ કહેવાય; પણુ તે હકિકતમાં ગુણાત્મા છે તેમજ નિરાકાર કહેવાય, પણુ સાકાર છે એ વિષે કહે છે;—

**सएषपुरुषव्याघ्रः पीतवासाजनार्दनः एषकर्त्ताविकर्त्ताच भूतात्माभूतकृतप्रभुः**

તે પુરૂષ તે કલ્પનાથી ઠરાવેલ નહીં-પીતાંબરધારી જેને જનાર્દન કહે છે તેજ--એટલે પ્રલય કર્ત્તા તે પોતેજ છે. તેજ પાછો શ્રષ્ટી કર્ત્તા થાય છે ને તે કરવાપણું કુંભાર જેવું કરણુ કલેવરની મદદથી નહીં માટે 'વિકર્ત્તા' તે કાંઇ તેના શરીર જેમાંથી કરે છે તે ભૂતોથી ભિન્ન નથી તેનો આત્માજ છે. બેશક તે વખત તે 'શરીર' આવાં ભૂતો રૂપ નથી હોતું. સુસુક્ષ્મ હોય તે પછવાડેથી સ્થુળરૂપ કરે છે--માટે ભૂતકૃત કહેવાય છે. આ રીતે 'સતજ હતું' તેજ કર્ત્તા--ને કરણુ સર્વ પ્રકારનાં કારણુ છે ને તેથીજ તે 'પ્રભુ' મોટો સમર્થ એવો કે જેના જેવો બીજો કોઇ નહીં એટલે સાર એજ આવ્યો કે,—

"**સત સ્વામી શ્રીહરી**" હવે તે સત શી રીતે એકજ હતું એમ કહેવાય એવું થાય છે. તે માટે "બ્રહ્માદિ સ્તંબ જીવવશ છે માયા શક્તિ વડી" તે વિષે ખુલાસો કરતાં-"આ આગળ હતું" એમ કહેલ તે 'આ' આગળ કયા ક્રમમાં સંકેલાઈ નાશ પામી-લય થઇ-ગયું તે વિષે કહે છે. તેને માટે પણુ કર્ત્તાએ કાળ મુકરર કર્યો છે. દરેક

કૃત્ય માટે તેણે કયારે થવું ? કયાંસુધી રહેવું ? ને કયારે નાશ પામવું ?–એનો કાળ મુકરર–તેજ તેની ઇચ્છા–એટલેજ જે અમે કહ્યું છે કે—

**"કાળના કાળ પણ એ છે, એ ચહે તેવુંજ કરે છે, અંતસાર અનંત એ છે,"** તે શી રીતે. તે જુવો કે–કોઇને મરવું ગમતું નથી–છતાં બ્રહ્માદિકનાં પણ શરીર–શું–ટુંકામાં ભોગ–ભોગોપકરણ ને ભોગસ્થાન બધાંજ માત્ર પડાવી લેછે એમ નહીં પણ તેમનાં જ્ઞાન પણ સંકેલી લેછે. ને તે માટે કર્મ પણ આડાં આવી શકતાં નથી. ફળ દેતાં અટકી જાય છે–પછી તે ગમે તેટલાં ને ગમે તેવાં હો ! તે બધું શાથી કરે છે ? એકજ સમર્થ શક્તિને સંકેલવાથી તે શું 'બ્રહ્માદિ સ્તંભ જીવવશ છે' તે શાથી 'માયા શક્તિ વડી' એવા

"સત્ સ્વામી શ્રીહરી."

આપણું એક વર્ષ તે દેવોનો એક રાત્રી દિવસ તે હીસાબે તેનું વર્ષ લઇ શરૂ કરેછે.

**શાર્દુલ.**

જાતાં બાર હજાર વર્ષ સુરનાં, ચારે યુગો જાય છે;
એવી ચોકડીયો હજાર વિતતાં, દા'ડો પુરો થાય છે. (બ્રહ્મનો)
અંતે એકલી અંત માંહી વર્ષો, વર્ષા વિના જાય છે;
ભાનુ ભારી તપે સમુદ્ર સરિતા, સર્વેજ સૂકાય છે.
ભસ્મી ભૂત તમામ–કાષ્ટ તૃણથી, માંડી બધાં થાય છે;
ત્યારે આગ પ્રચંડ પેશી ભૂમિમાં, પાતાળમાં જાય છે.
ભૂતો ભૂમિ રસાતળો સહબધું, અગ્નિ રૂપે થાય છે;
તે પૂંઠે જળ મેઘ ભારી પડતાં, અગ્નિ શમી જાય છે;
મેઘોએ વરશી બધે જળ ભરી, ખાલી જદા થાય છે;
ત્યારે વાયુ પ્રચંડ મેઘ હણવા, સર્વે દિશે વાય છે.

**દોહરો**— વરસે છે વરસો સુધી, મહા વસમો વરસાદ;
વાયુ વાઈ વેગે વળી, વેરે વાદળ સાથ.

**ગીતિ**—વાયુ પણ શમી જાતો, એકાર્ણવમાં ભેદ ન સમજાતો;
નવ આશ્રમ દેખાતો, હું તરતો ફરતો ડુબકાં ખાતો.

મારકંડેય મુનિને પોતાને જે અનુભવ પ્રલયનો જે રીતનો પ્રથમ થયો તે વરણે છે. પોતે ચિરંજીવપણાનું વરદાન માગેલ તેથી તેમનું શરીર માત્ર નષ્ટ થયું નહોતું–બીજું બધું પ્રભુની માયાશક્તિએ નષ્ટ કર્યું–પ્રભુએ સંહાર્યું–હવે 'એકાર્ણવ' રૂપ માયાશક્તિ દેખાઈ–તે કેવડી, કેવી ! તેનો પાર પામવા મુનિ પ્રયાસ કરવા માંડ્યા !

**દીંડી.**

આવું અનુભવ્યું જદા પ્હેલી વાર, દીઠું કો ન તદા કરે કશી વ્હાર;
મુઆં પ્રાણી માત્ર મહાપ્રલયમાંરે, એકલોજ રહ્યો કરવું શું મ્હારે.

**શિખરિણી.**

તરૂં તે કયાં સુધી, અવધિ ન દિસે કયાંહી જળની;
ફરૂં તે કયાં સુધી, ઉર મહીં નથી આશ સ્થળની.
ધરૂં તે કયાં સુધી, ઉર મહીં ધૃતિ હું વિકળની;

વ્હલે તે શી થાશે, હદ પણ ખુટી બુદ્ધિ બળની.
**'એવી માયા શક્તિ વહી'** જેથી ઉલટા ધભરાયા-ને સોમ્યું—
**સાહરો**—કરી ચિરંજીવ જાત શિદ, સહુ સાથે **જીવ જાત;**
રહ્યો માત્ર જીવ જાતમાં, નથી અન્ય **જીવજાત.**
**શાખી**—ઘણું વિચારી મતિ હારી મેં ભૂલ કરી **આ ભારી,**
તપ કરી દુઃખી હરી શ્રીહરિને વૃથા ઠર્યો **આભારી;**
ન સુઝ પડી આ ઘડીની ઘડી મનસુખે ચહ્યું **આ શાને ?**
ભક્ષ કશું દશ દીશે તવ દિસે કંઇ પણ મુજ **આશાને.**

**ભુજંગી.**

અતી થાકો પાકી થયો **પાણીપાણી**, વીતી કેટલી વાર તે ના મ**પાણી;**
હલાવી હલાવી દુખ્યા છેક **પાણી,** ન પાણી તણી વાટ કેમે ક**પાણી.**

પ્રભુ જેમ રાખે તેમ રહેવું, એમાંજ મજા છે. કયાં આપણુ અલ્પમતિ પરતંત્ર ને કયાં તે અગાધ મતિ સર્વેશ્વર સ્વતંત્ર ! એમજ ધારવું કે—

સીતાવર જે કંઈ કરશેરે, તે કરશે સારૂં;
શીદ રાખું શીર હું જોખમરે, ફોગટ મ્હારૂં.
જેનાથી નહીં કોઈ ડાહ્યો, તેણે મ્હારો કર સ્હાયો;
શીદ થાઉં હવે રઘવાયોરે, કરશે સારૂં.

સકામ ભક્તિ ન કરવી પણ નિષ્કામ-તે આટલાજ માટે-કંઈ ન કરે તે કરતાં સકામી સારા છે, કારણ તે તેનું ફળ અનુભવે એટલે નિષ્કામી થાય છે, તે દરમીયાન કાંઈ પ્રભુ તેને તજી દેતા નથી नमेभक्तः प्रणश्यति એ પ્રતિજ્ઞા છે. આવો અનુભવ થયો તો હવે તે મુનિને સદા સંભરશે કે, તે પ્રભુથી ડાહ્યા થઈ મનથી કંઇ નહીં માગે પણ એજ કહેશે કે તને ગમે તે કર તે કહેવાને યોગ્ય સકામના આ ફળના અનુભવથી થયા-હજી ફળ અધુરૂં છે. આ માયા તેમણે જોઈ તેથી થાકયા ત્રાસ્યા તેનો પાર ન આવ્યો ને આવશે નહીં તેમ તેમાં કાળ ગાળવો ફાવશે પણ નહીં. એ અનુભવ્યું. 'ममामायादुरत्यया' નો અનુભવ થયો-પોતાના બળથી કદી સંસારનો પાર આવવાનો નથી માટેજ પ્રભુએ કહ્યું છે मामेवयेप्रपद्यंतेमायामेतांतरांतिते હાલતો મારકંડેય એ માયા તરવા પ્રયાસ કરે છે. શું પ્રયાસ કામ લાગે !

માયા મને નિત્ય ભૂલાવે, પ્રભુજી ઘડી ઘડી ધભરાવે;
વિધ વિધ વિષયી વેશ કરીને, મનડું મારૂં લલચાવે. હો માયા.

જુવો હવે વળી ઓર મજા આવે છે—

**मायांतुप्रकृतिंविद्यात् मायीनंतुमहेश्वरम् ॥**

આ એકલી પ્રકૃતિને જોઇ હવે તે માયાવાળા માયા યુક્ત દેખાય છે તે કેવા કે-વડામહર્ષીજ કહેશે.

**ઉપેન્દ્રવજ્રા.**

ફરી ફરીને ફરી ચાર **પાસે**, કરે કરીને કરી મેં ત**પાસે;**
વડે વડે તેજ વડે પ્રકાશે, દીઠું મીઠું રૂપજ છેક **પાસે.**

મુનિને વિચાર થવોજ જોઇએ કે આ વળી શું ? પોતાને ભૂલ્યા માયાને ભૂલ્યા ને એ રૂપમાંજ ફુલ્યા ! માલીકના રૂપની એજ ખુબી છે-તે જ્યારે આકાર દેખાડે છે ત્યારે

એવાજ કે ભક્ત આપોપી સમાધિસ્થની પેઠે તન્મય થાય, તેનાં દર્શનના દેવો ઉમેદવારજ રહે છે, તે એ મજા મેળવવા **नित्यंदर्शनकांक्षिणः** તે લાગ મળે દર્શન કરવા જાય છે.

જે રીતે **રાવણાદિના** કૃત્યોથી ભૂમિપર ભાર થવાથી તે ઊતારવા તેમની પ્રાર્થનાથી **રામરૂપ** ધરી તે ઊતર્યો તે વેળા બ્રહ્માદિ સર્વે એકઠા થઈ ઉપકાર માનવા ગયા હતા, તેમજ **શ્રી**કૃષ્ણ સ્વરૂપે દેવ કૃત્ય પુરૂં કર્યું ત્યારે પણ **શ્રી**શુકદેવજીના શબ્દોમાં સનકાદિક દેવો-

**अथब्रह्मात्मजैर्देवैः प्रजेशैराव्रत्तोऽभ्यगात् भवश्चभूतभव्येशो ययै भूतगणैर्वृतः**

થી ને પ્રજાપતિઓથી વીંટાએલા બ્રહ્મા અને ભૂતોના ગણોથી વીંટાએલા ભૂત ભવિષ્યના સ્વામી **શં**કર-( બીજા તમામ દેવ વર્ગ ) કયાં ગયા ? ને શા સારૂ શું જોવાનું હતું !

**द्वारकामुपसंजग्मुः सर्वेकृष्णादिदृक्षवः । वपुषायेनभगवान्नरलोकमनोरमः । यशोवितेनेलोकेषु सर्वलोकमलापहम् .**

**શ્રી**કૃષ્ણનાં દર્શન કરવાને **દ્વારકાં** આવ્યા-જે શ્રીઅંગ વડે મનુષ્યોના મનને રંજન કરનારા ભગવાને સર્વ લોકોનાં પાતકને નાશ કરનારો યશ લોકોમાં વિસ્તાર્યો હતો ' તેજ સર્વેશ્વરે આ વેળા વળી શ્રી અંગ એવું ધર્યું છે કે, જેથી **મા**ર્કંડેય મુનિ મોહીજ ગયા.

**પદ** "તેરો મુખ ચંદ" **એ દેશી સોરઠ.**

વટપત્ર ઉપર બાળક શું સુંદરરે, બાળક શું સુંદર ( ૨ ). વટ. ટેક.
કુમળું પત્ર સુંવાળું બીછાનું, તેવું રૂપાળું ઉપર છે અસ્તરરે. વટ.
મહા મસ્તક મણીસમ કાંતિ, શાંતિ કર ઉર શ્રીવત્સધરરે. વટ.
હસે જરી ન ખસે વિકસેલાં, કમળ નયન મીઠડાં રસભરરે. વટ.
જોઊં મોહું ચિત્ત પ્રોઊં ખોઊં સુધ, પાસ વાસ નવ નારી કે નર. વટ.

**ગીતિ**—રે આ પડયું આ પડશે, કયાંથી આવ્યું દેર્યું પત્ર **ઉપર શે;**
ઊગર્યું પ્રલય ઊપર શેં, ચહ્યું થવા મેં કૃતાર્થ તન **સ્પરશે.**

જેમ ચુંબક લોહને તાણે તેમ આ રૂપે મુનિને આકર્ષ્યા ! તેમને આશ્ચર્ય લાગ્યું કે મને એના પર આટલો બધો પ્રેમ કેમ ઊપજે છે, તે સારૂ તેમણે પોતાની જ્ઞાનદ્રષ્ટિથી.

**तपसार्चितयश्चापि तंशिशुंनोपलक्षये । भूतंभव्यंभविष्यंच जानन्नपिनराधिप**

**માર્કંડેય ધર્મ**રાજાને કહે છે કે, હું તપ પ્રભાવે ચિંતવન કરૂં તો ત્રિકાળજ્ઞ છું, છતાં આ બાળક કોણ ? તે ન જાણી શકયો-તપજ્ઞાન ત્યાં રદ ગયું.

**પદ રાગ માઢ**

અહા ! બાળ એ બોલ્યું, મુખડું ખોલ્યું મીઠડું શું હશી;
બોલ્યું મીઠડું શું હશી ! છબી નથી હજીએ ખશી. અહા ! ટેક.
ઓળખું છું ભૃગુપુત્ર તને હું, આવ્ય માર્કંડેય આમ;
થાકયો જાણી કરૂણા આણી, આપવા ચાહું વિરામ. અહા.
મન માને ત્યાંસુધી રહેજે, પેશ મારા તન માંહ્ય;
તુઠયો તારા પર માન યથારથ, કર સુખથી ધન્ય કાય. અહા.

**શિખરિણી.**

મને લાગ્યું ત્યારે, મનમહીં ખરે કષ્ટ ઘણું એ,
નથી જ્યારે મ્હારે, કહીં પણ કશું સ્થાન બણ્યું એ;
હસે છે એ બાળે, તવ મશકરી મારી કરીને,
હશે છો એ બાળે, શિશુભણી નહીં જાઉં ફરીને.

**શાર્દૂલ.**

મેં એવું ચહી ચિત્ત દૂર તરીને, જાવા ચહ્યું જે સમે,
ત્યાં ખોલ્યું મુખ બાળકે પરવશે, ખેંચાઈ હું તે સમે;
એના એજ શિશુભણી જઇ ચઢી, પેઠો મુખે ને પછી,
શું આશ્ચર્ય દીઠું અહા ઉદરમાં, શીશી લીલા છે રચી !!

**પદ " અબ મેરી રાધેને બંસી ચુરાઈ " એ રાગ.**

અહા ! જીવ આ શું વિચિત્ર જણાય, આતે જાગું કે સ્વપ્ન લેખાય. અ.
પેશી શકયો હું આવડો, એ બાળ તણા મુખ માંય;
આતે ઉદર કે જગત જબરૂં, એ તો હતી લઘુ કાય. આતે.
વિશાળ ભૂ પર દોડયો દીઠાં, નગર ગામ સમુદાય;
ગંગા યમુનાં આદિ નદીઓ, ગિરી ક્ષેત્ર વરતાય આતે.
ઘુઘવતો મહાસાગર દીઠો, ગગન શશી દિનરાય;
સુંદર વન જન ચારે વરણો, ધર્મ યથાર્થ પળાય. આતે.
હિમ-ગંધમાદન-મંદર-ને, મેરૂ ઝગમગ થાય;
પશુ પક્ષી નર દેવો દીઠા, ભોગ ભોગવે ત્યાય. આતે.
ફળાહાર કરતો ને ફરતો, ફર્યો ફેરી ન જરાય;
વર્ષ સેંકડો વિત્યાં તોપણ, પાર દીઠો નહિ ક્યાંહે. આતે.
દોડી રખડી-રખડી થાકયો, ધભરાયો મન માંય;
અંતે શ્રીહરીને સંભાર્યા, છેલ્લો સિદ્ધ ઉપાય. આતે.

**तत्स्तमेवशरणं गतोस्मिविधिवत्तदा ॥ वरेण्यंवरदंदेवं मनसाकर्मणेनचा ॥**

**માલિની છંદ.**

શરણ વરણ એવું, મેં કર્યું સત્ય **ભાવે**, મહત પવન ચાલ્યો, ત્યાં પ્રભુને **પ્રભાવે;**
મુખ મહીં થઈ પાછો, આવી ઉભો **બહાર**, હરી જળવડપત્રે એજ દીઠી **બહાર.**

**ગીતિ**—એજ પીતાંબર **વાળા**, ઉદરે સમસ્ત જગના રખ**વાળા;**
ઘનશ્યામ અતિ **વ્હાલા**, સુતા સુખેથી નિરખ્યા મત**વાળા.**

**પદ " મોરી કર પકરત ગઈ બંગરી " એ રાગ.**

હસી કહે બાળક એ મનહારી, ટેક.
કેમ મુની પ્રવેશી મુજ તનમાં, થાક ફરી સ્થિર લીધો ઉતારી. ? હશી.
કષ્ટ દઇ કનડયા તો ન કોઈએ, વાત કહો તમારી વિસતારી. હશી.
એ ઘડી ઠીક મજા પડી કે નહીં, કોઇ મળ્યું તો નથી દુઃખકારી. હશી.
આવવું નહોતું પેસાડયાં પરાણે, ના ગમ્યું કે ગમ્યું કહો તપધારી. હશી.

**ગીત**—કમળ ચરણ શીર **ધારી**, સુખદ શરણ માની ઊર ધીર **ધારી**;
કૃપા પણું અવધારી, વિનતિ કીધી ઊર આશ વધારી.

**પદ** "દીનનો દયાળ છોડી" **એ રાગનું.**

કમળ નયન દેવ કહો, કોણ આપ ! આ શું ?
કયાંથી અહીં કેમ આપ, ઉદરે શું ભાસ્યું ? કમળ.
જઠર માંહી જગત બધું, વસ્યું દીઠું ખાસું;
શી રીતે સમાયું સર્વ, એ ઊરે વિમાસું. કમળ.
લેવાને થાહ મેં, ફરી બધું તપાસ્યું;
થાકયો હાથેથી હૃદય, રખડીને ત્રાસ્યું. કમળ.
પેઠો મુખમાં શું ખુલ્લું, થાતાં એ ખાસું;
નિકળ્યો શું તેમ આ સ્વરૂપ શું પ્રકાસ્યું. કમળ.
જે છે તે તુંજ છેજ, તુજથી કયાં નાસું;
ભેદ ભાગ મોહ તોડ, જેથી હું ઉલ્લાસું. કમળ.

**પદ** "ઓધવજી કરમનકી ગતિ ન્યારી" **એ રાગ.**

વધ્યા હરી દેવ દેવ દુઃખહારી, મારી વિનંતિ સદ્ય સ્વીકારી. ટેક
દેવો પણ નથી જાણી સકતા, વાત યથારથ મ્હારી;
પણ તુજપર કરૂણા આણીને, સત્ય કહું તપધારી. વધ્યા.
પિતુ સેવા તેં બહુ કીધી છે, ભક્તિ મ્હારી પ્યારી;
બ્રહ્મચર્ય વ્રત પાળ્યું પુરૂં, તુષ્ટ તેથી છઊં ભારી. વધ્યા.
આ 'નાર' તે અયન છે મ્હારૂં, શ્રુતિ સ્મૃતિ એજ ઉચ્ચારી;
નારાયણ નામે છે ખાસ તો, કેવળ સંજ્ઞા મ્હારી. વધ્યા.

**अहंनारायणोनाम प्रभवःशाश्वतोव्ययः विधातासर्वभूतानां संहर्त्ताचद्विजोत्तम ॥**
**अहंविष्णुरहंब्रह्मा शक्रश्चाहंसुराधिप । यजंतेवेदविदुषो मांदेवयजनेस्थितम् ॥**
**ऋग्वेदःसामवेदश्च यजुर्वेदोप्यथर्वणः । मत्तःप्रादुर्भवंत्येते मामेवप्रविशंतिच ॥**
**सत्वस्थानिरहंकारा नित्यमध्यात्मकोविदाः । मामेवसततंविप्रा श्चिंतयंतउपासते ॥**

'નારાયણ' એ નામનો તે હું છું, સૌનું ઉત્પત્તિ સ્થાન—'સત્' રૂપ—ને તે વિકારી નહીં; તેમ બ્રહ્માની પેઠે એક કલ્પ માટે નહીં, પણ શાશ્વત—ને અવ્યય એટલે કર્તા–સંહર્તા બ્રહ્મા—હર કહેવાય, પણ તેમનો બલકે ભૂમિ માત્રનો કર્ત્તા–સંહર્તા હુંજ છું. હું વિશ્નુ, બ્રહ્મા, શક્ર, દેવપતિ [ અર્થાત્—તે બધામાં કરામાત મ્હારી. વહીવટદાર—ફોજદાર—બધા રાજા કહેશે હુંજ છું, તેમ—જેમ ગીતાજીમાં કહે છે—**तपाम्यहमहंवर्ष** ઈત્યાદિ તેમ ] ને તેથી જે વેદના જાણનાર છે, તે [ તે તે નામથી પણ ] મનેજ પુજે છે, કેમકે યજ્ઞમાં હું રહ્યો છું. [ જેમ ગીતાજીમાં કહે છે—**अहंहिसर्वयज्ञानांभोक्ताचप्रभुरेव च** ને લૌકિક પણ બોલે છે **सर्वदेवनमस्कारःकेशवंप्रतिगच्छति** તેમ ] એટલે બીજા શાસ્ત્રનું સર્વનું મૂળ વેદ તે ] રૂક્—સામ—યજુ ને અથર્વ—એ ચારે વેદ મારાથી પ્રકટ થાય છે, ને મારામાં પેશી જાય છે. [ જેમ ગીતાજીમાં તત્વરૂપ કહ્યું છે **वेदैश्चसर्वैरहमेववेद्योवेदांत-**

**કૃત્** પણ એ વાતને યથાર્થ સમજનારા-તેમજ વર્તનારા બીજાં નામ સાંભળી તેમાં ભૂલા ન પડનારા વિરલ છે-અધિકારીનેજ એ સુઝે છે, તે કાને જેમ ગીતાજીમાં કહે છે **येषांत्वंतगतंपापं** કરીને કહે છે, તેમ આંહી કહે છે ] સત્વગુણી, તેમાં પણ અહંકાર વગરના, તેમાં પણ નિત્ય અધ્યાત્મ શાસ્ત્ર જાણનારા તેવા વિપ્રો માફજ સદા ચિંતવન ને ઉપાસન કરે છે-[ મન વાણી કાયાથી સેવન કરે છે ] એથી અમે કહ્યું **'સત્ સ્વામી શ્રીહરી-બ્રહ્માદિ સ્તંભ જીવ વશ છે'** માયાના સ્વામી વધુ કહે છે કે—

બ્રહ્મા ઊઠે ત્યાં સુધી સુખથી, આંહી રહો મુની ભારી;
હુંજ ઉઠાડીશ જગ સરજાવીશ, એ દ્વારા વિસ્તારી. વધા.

એટલે સિદ્ધ થયું-કારણ તેમજ થાય છે તેથી કે—

**"કાળના કાળના પણ એ છે, એ ચહે તેવુંજ બને છે;"**
**"અંતસાર અનંત એ છે, ગમ શાસ્ત્રોથી પડી, એ સત્ સ્વામી શ્રીહરિ"**

ધભરાતો જોઇ તને પ્રલયમાં, ઊદરે દીધો ઉતારી;
તોપણ તું શાંતિ નવ પામ્યો, જોઇ લીલા સહુ મ્હારી. વધા.
ત્યારે બહાર ફરી મેં કાઢયો, માયા જણાવી સારી;
વર આપેલા પૂર્ણ કર્યા મેં, શીદ એ જાય વિસારી. વધા.

માયાની એજ ખુબી છે, તેમ માયાની બીજી જે આ ખુબી કે પ્રલયમાં આવડું બાળક તે વટના પત્રપર એકલું ને તેના ઊદરમાં વળી સમસ્ત જગત જીવતું. તે ક્ષણમાં જુવે ને હજારો વર્ષ વીતે જાય છે એમ અનુભવે ને મરી ગયા વિના એ બધાનો નાશ દીઠા વિના પાછા બહાર આવે, પ્રલય જુવે-એ અદ્ભૂત છે. પ્રભુ શીરીતે કરે છે, ધરે છે, સંહરે છે, જીવાડે છે, દેખાડે છે, એ બધું અચિંત્ય છે. એવી **"માયા શક્તિ વડી ને તેનો સત્ સ્વામી શ્રીહરી."**

તેનો પાર મુની શું પામે ? બહારે ન પાર પાંમ્યા ને માંહે પેઠા તોપણ થાકયા. શ્રષ્ટીવેળા પણ અપાર જણાય ને પ્રલયમાં પણ અપાર જણાય. બલકે કયારે ને કેમ આમાંથી છુટીશ ! એનો કોઇ ઉપાય રસ્તોજ ન જડે એતો એનેજ શરણે જાય. **'तमेवशरणंगच्छ' 'मामेवयेप्रपद्यंते'** એવાં ગીતાજીનાં વચન ને **मुमुक्षुर्वैशरणमहंप्रपद्ये** એવું શ્રુતિમાં કહ્યું છે તેમ અનુષ્ટાન કરે ત્યારેજ પાર પડાય. માંહેથી બ્હાર પણ ત્યારે નિકળાય ને બ્હાર નિકળ્યા છતાં જે મુંઝવણ હતી તેપણ તેની કૃપાથી મટી; ને હજી પણ ફરી એવી ભૂલવણીમાં ભ્રમણ ન થાય-તે વાત તે માલીકનેજ હાથ છે તે હવે કહે છે.

હવે કદી નહીં તને ભુલાવે, મમ માયા મોહકારી;
ઓળખ મ્હારી પૂર્ણ કરાવી, રાખ્ય સદા સંભારી. વધા.

## ગીતિ.

કરી એવો વર પૂરણ, શ્રીવર સત્વર અંતર્ધ્યાન થયા;
ફરી દીઠું જગ પૂરણ, જળ વડ કે જગજીવન ત્યાં ન રહ્યા.

કથા પોતાના અનુભવની પુરી થઇ-ને જે-એક પ્રલયનો હીસાબ તેજ અને પ્રલયનો, જે ન્હાનાનો તેજ મોટાનો, સર્વના નાશ થવા પછી બાકી રહે છે, તે તેજ છે. જે

સર્વનો નાશ કરનાર ને પોતે અવિનાશી છે, તે નાશ સ્વરૂપેજ તે તે વસ્તુનો નથી કરતો પણ પ્રથમ કહી ચુકયા પ્રમાણે પોતામાં સર્વને સંકેલી મુકી રાખે છે; ને તેજ 'સત્–સ્વામી–શ્રી હરિ' તે કોણ ? 'નારાયણ' એમ તે બાળ સ્વરૂપેજ કહ્યું. હાલ તે ક્યાં હશે ? કેવા રૂપમાં ? તેનાં તો અનેક રૂપ છે તે બધેજ છે. આ બ્રહ્માંડમાંજ બધે નહીં પણ કોટી બ્રહ્માંડમાં સર્વત્ર છે પણ **नाहंप्रकाशःसर्वस्ययोगमायासमावृतः** ભગવાન ગીતાજીમાં કહે છે. મારી યોગ માયાથી આવૃત રહી હું સર્વત્ર પ્રકાશ રૂપ–સૌના. દેખવામાં સર્વેશ્વર તરીકે નથી આવતો. જે માયામાં મોહ્યા છે તે લોકો—

**अवजानंतिमांमूढाःमानुषींतनुमाश्रितंः परंभावमजानंतो ममभूतमहेश्वरंः**

( હું તેમની ઉપર કેવળ કૃપા કરવા સાકાર તેમના અનુભવમાં આવી શકું તેવો પરિમિત દેખાઉં છું ત્યારે) તે મૂઢ લોકો માણસનો દેહ ધારણ કરેલ એવા મારો તીરસ્કાર કરે છે. [કારણ] હું ભૂતને મહાન્ ઇશ્વિર છું. એવો ને મારો જે મહાન્ ભાવ છે તેનાથી તે અજ્ઞાત છે–[ કારણ ] તે મૂઢ છે એ ભાન છે [શાથી] માયાથી–પરંતુ શ્રી માર્કંડેય તો માયા ઝીતી ગયા છે એટલે હવે પોતાની જ્ઞાન દ્રષ્ટીથી કહે છે.

### હીંડી.

સત્ય કહ્યું આ સમસ્ત ધર્મરાય, અનુભવેલું વિસારી ના જરાય;
દીઠા વટમાં જે સુતા કરી સેજ, કૃષ્ણ નારાયણ દીઠા આજ એજ.

ભગવાન **શ્રી** કૃષ્ણ સ્વરૂપે આ વખતે ત્યાં હતા. આગળ કહી ગયા છીએ 'સ્વમિત્ર વળી ત્યાં લક્ષ્મી નિવાસે હતા' ને તે પણ આ બધું સાંભળતા હતા તેમને જોઇ અનુભવી **શ્રી** માર્કંડેય મહાત્મા કહે છે.

### દોહરો.

આજ દીઠા મેં તે સમય, ફરી દીઠા તે આજ;
લાજ એજ તવ રાખતા, હતા તવ એકલાજ.

મૂળ શ્રીમન્મહાભારતનાં વચનમાંજ કહીએ–કારણ મુદ્દાથી વાતઆ છે. 'સત્–સ્વામી શ્રીહરિ' તે કોણ ? કેવા છે ! અહાહા ! ભક્તવત્સલ—

**यत्सदेवोमयादृष्टो पुरापद्मायतेक्षणः सएषपुरुषव्याघ्र संबंधीतेजनार्दनः**
**अस्यैववरदानाद्धि स्मृतिर्नमजहातिमाम् दीर्घमायुश्चकौंतेय स्वच्छंदमरणंमम**

જે દેવ મેં પૂર્વે 'કમળનયન દેવ' કરીને દીઠેલ તે [ તે વેળા શિશુરૂપે હતા ]–હાલ આજે પુરૂષ સિંહ–તારા સગા [કરીને તું માને છે તે ] જનાર્દનજ છે–એજ 'સત્ સ્વામી શ્રી હરિ' ને એવીજ 'માયાશક્તિ વડી' બલકે 'કાળ તણા કાળ એ છે' તે કયાં સુધી કે એણે મને વરદાન આપતા, હવે સ્મૃતિ જતી નથી, જ્ઞાન બન્યું રહે છે. માયા શક્તિ વિઘ્ન નથી કરી શકતી, બલકે કાળ પણ મારે વશ એણે કરી આપ્યો છે તે એ રીતે કે–' **હું ચાહું તેટલુ' જીવું ને ચાહું ત્યારે મરૂં** ' એવો કાળે તેના તાબામાં છે. એટલુંજ નહીં પણ તેના જનના તાબામાં. પણ તે માયા ને કાળ બેઉને કરી આપી

શકે છે; એઊથી નિર્ભય કરી શકે છે અને તે કોને ? જે એને શરણે જાય તેને માટે. હે રાજા ! આ બધું કહેવાનો સાર એજ કે, જો તારે પણ કાળ ને માયાથી નિર્ભય થવું હોય તો-જેમ ગીતાજીમાં કહ્યું છે **तमेवचाद्यंपुरुषंप्रपद्ये** તેજ આદિ પુરૂષને શરણે જા-તેજ આંહી મહામુનિ કહે છે. **गच्छध्वमेनंशरणं शरण्यंकौरवर्षभ**

શરણ થવા યોગ્ય એ છે, માટે હે કુરૂકુળના શ્રેષ્ટ ! તું પણ યોગ્ય અધિકારી છે, તાકડે પ્રભુ પાસેજ છે, ને પ્રસંગે તેને ઓળખવાનો ઊત્તમ-પોતાનાં દ્રષ્ટાંત—પૂર્વક આવી જવાથી કહ્યું 'એને શરણે જા' ને તેજ રીતે-શરણે જવું એટલે 'નમવું' તેમાં વાર શું કામ ? ફરી ગયો વખત ને તે આવો સર્વોત્તમ આવેજ નહીં તેથી—

**एवमुक्ताश्चतेपार्था यमौचभरतर्षभौ द्रोपद्यासहिताःसर्वे नमश्चक्रुर्जनार्दनम्**

એમાં કોણ પચ્છાત રહે—જેને કાળને માયાનો ડર ન લાગતો હોય તે; આપણને તો તે લાગે છે-મને તો ખાસ લાગે છે ને તેથી હું તો '**महाजनोयेनगतःसपंथाः**' તેમ આ કથાના સારરૂપ સર્વેશ્વરના આવા જ્ઞાન પૂર્વક નમન કરી કહું છું. તમે પણ માનોજ કે "સત્ સ્વામી શ્રી હરિ," "બ્રહ્માદી સ્તંભ જીવવશ છે."

'માયા શક્તિ વડી.' તેથી આજ સુધી બીજું કર્યું હશે તો પણ **न्यूनंसंपूर्णतां यातिसद्योवंदेतमच्युतं** માટે **श्रीकृष्णायतुभ्यंनमः** ( **इति** )

---

॥ श्री हरिः ॥

# શ્રીમત્ ધ્રુવાખ્યાન.

---

## પૂર્વરંગ.

### પદ રાગ પીલુ.

**ઊરે વશ્યા શ્રી હરિ દૃઢ ધ્યાઊં, કદા કૃતાર્થ થાઊં એ ચાહું. ઊરે.**
**ઊદ્યમ અવર મુકી અનુ મંડું, પામી પ્રભુ પુરમાં ન પુરાઊં. ઊરે.**

**શ્રી**હરિના ધ્યાન વિના કૃતાર્થ નહીં થવાય-પણ તે ધ્યાન એવું કે તેની પુંઠે મંડવું જ શા સારૂ ? ફરી જન્મ મરણ દેનાર એવો દેહ ન આવે-ખરી કૃતાર્થતા એમાંજ છે. હાલ સુધારાવાળા સ્વતંત્રતાનાં બણગાં ફુંકે-યુરોપ—અમેરીકાવાળા સ્વતંત્ર થયા માને તે ખોટું. ખરા સ્વતંત્ર-તે મુક્ત છે જે દેહરૂપી જેલથી સદા માટે છુટે-જેનાં સદા સારૂ માયાબંધન

તુટે, ને તે માટે ઉપાય કરવા ક્યાંહી જવું પડે તેમ નથી. " **ઊરે વશ્યા શ્રીહરિ દ્રઢ ધ્યાઊં.** "

**સૌ** કહે છે કે, મનુષ્ય દેહની વિશેષતા દુર્લભતાજ એ માટે છે. જેમ એક જગે અમે કહ્યું છે—

શ્રીપતિને સ્નેહે સેવે તેજ સાચાં માણુસ છે;
બીજાં તો પશુ પક્ષી સમાનજ ગણાતાંરે. ટેક. શી રીતે ?

અનેક ઊદ્યમ કરી પેટ તો પશુએ ભરે, દહાડે ફરે ચરે રાત પડે સુઇ જાતાં રે;
પતિ પત્ની ભાવ ધરે, પ્રજાને એ પેદા કરે, દુઃખ ટાળી સંભાળી પાળીને ખુશ થાતાંરે.
ઉદ્યમ કરીને ફરી ફરીને વસ્તુ સંઘરી, કુટુંબને કાજ માળા બાંધતાં દેખાતાંરે.
શરીર સંતાન માટે વૃથા કાળ પુરો કરે, મરે અવતરે એમ રહે અથડાતાંરે;
એ ઘટમાળથી છુટવાની દેહી માત્ર આ છે તે વૃથા ગુમાવે તે **અનુ** અંતે પસ્તાતાંરે.

માંટે હું તો " **ઊરે વશ્યા શ્રીહરિ દ્રઢ ધ્યાઉં.** "

અવધુતે યદુરાજાને દ્રષ્ટાંત દીધું છે કે મારા ચોવીશ ગુરૂમાં એક ગુરૂ કપોતનુ કુટુંબ છે–કપોતે સુંદર માળો સારી જગે બાંધી તેમાં કપોતી સાથે રહ્યો. સાથેજ રાત દિનસ હરી, ફરી, ચરી, વસી પરસ્પર ગાઢ પ્રીતિ કરી. કપોતી ગર્ભણી થઇ એટલે તેના પોષણનો બોજો કપોત પર પડયો, તેણે ઇંડાં મુકયાં, સેવ્યાં ને તેમાંથી બચ્ચાં થયાં એટલે બેઉને તેમને ઉછેરવાની કડાકુટ બહુ વધી પડી. પણ તેમનાં સુવાળાં અંગ, કાલાં ભાષણથી પોતાને કૃતકૃત્ય માની બેઉ બચ્ચાંની સેવા કરતાં ને આનંદ માનતાં. એક દિવસ બેઉ ચારો લેવા ગએલાં ત્યાં પારધીની જાળમાં બચ્ચાં ફસાયાં ત્યાં કપોતી આવી–ચારો લાવી પણ કોને ખવડાવે ? મા બચ્ચાં પરસ્પર મળતાં અતિ આતુર થયાં, છેવટ કપોતીથી ન રહેવાયું ને તે જાળમાં જઇ પડી; વાંસેથી કપોત તેથી પણ વધુ ખુરાક લઇ આવ્યો તેણે આખું કુટુંબ સપડાયું જોઇ છેવટ પોતે પણ જાળમાં ઝંપાપાત ખાધો. એટલે સર્વ પારધીનો ભોગ થઇ ગયાં. એ રીતે ત્યાંનાજ વચન પ્રમાણે—

**एवंकुटंब्यशांतात्मा द्वंद्वारामः पतत्रिवत् पुष्णनकुटंबंकृपणः सानुबंधोऽवसीदति**

" જે ચંચળ ચિત્તવાળો કુટુંબી મનુષ્ય સુખ દુઃખના પદાર્થોમાં આસક્ત થઇ રાંક બુદ્ધિથી કુટુંબનું પોષણ કરે છે, તે આ પંખીની પેરે પોતાના પરિવાર સાથે દુઃખી થાય છે. " કારણ પંખી કરતાં પણ મનુષ્યને તો ભગવાનનાજ શબ્દોમાં જે માત્ર સંસારીઓ છે તે—

**अनेकचित्तविभ्रांता मोहजालसमावृताः प्रसक्ताःकामभोगेषु पतंतिनरकेऽशुचौ**

મોહજાળથી વીંટાએલા અનેક વિષયમાં જેમનાં ચિત્ત ભ્રાંત થઇ રહ્યાં છે, ને સંસાર સુખ ભોગમાંજ આસક્ત છે, તે અશુચિ નર્કમાં પડે છે. ને તેનું ભાન તેમને ખરેખર મોત આવ્યું એમ ભાસે ત્યારથીજ થાય છે.

કહે છે કે મહમદ ગીજનવીએ મરતી વખતે હુકમ આપ્યો હતો કે, તેના " જનાજા " ઠાઠડી અગાડી–તમામ લશ્કર–વૈદ્યો–મોલવીઓ–તેનું ધન સામન ને સમૃદ્ધી કાઢવાં

ને છેવટ તેના બે હાથ જનાજા બહાર ખુલ્લા રાખવા-લોકોને એમ સમજાવવા કે-પરમેશ્વરના ઘરનું તેડું આવ્યું ત્યારે તેને પાછું વાળવામાં સેન, ઔષધ, મંત્ર જંત્ર, કે ધન, સાહીત કાંઇ કામ ન લાગ્યું! બલકે ત્યાં ગયા પછી શું હાલ થશે તેની તો ખબર નથી પણ હાલ તો મારી સાથે પણ કાંઇજ આવતું નથી. હું તો ખુલે હાથે એકલો જાઉં છું.

"બાંધી મુઠી આયેપે પસારી હાથ જાનોંહૈ" બહુ કઠણ કામ છે

" વિચાર કે ભૂલી જા પણ શીર એ ઘાંટી છે ભારે,
અહીં તો ચાર દિવસ ને ત્યાં તો સદૈવ રહેવું ત્હારે.
જીવડા જો તું ખુબ વિચારી સ્થિતિ થશે શી તારી. જીવડા.
ભણે ગણે જન ધંધો શીખે તે તો આ ભવ સારૂ;
પણ ખપ લાગે જે પરભવમાં તે સારૂ શું ધાર્યું. જીવડા!" એજ " ઉરે વસ્યા શ્રીહરી "

બીજા દેવ ઉપાય અનેક છે પણ ભગવાને ઉદ્ધવને કહ્યું તે પ્રમાણે ખુદ તે દેવોમાં પણ વડા એવા—

**लोकानांलोकपालानां मद्भयंकल्पजीविनाम् । ब्रह्मणोपिभयंमत्तो द्विपरार्धपरायुषः**
**कर्माणिदुःखोदर्काणि कुर्वन्देहेनतैः पुनः । देहमाभजतेतत्र किंसुखंमर्त्यधर्मिणः**

લોકો તથા લોકપાળો જેઓ એક કલ્પ સુધી જીવનારા છે તેઓને પણ મારો-ભય છે બલ્કે દ્વીપરાર્દ્ધ જેટલા આયુષવાળા બ્રહ્માને પણ મારો ડર છે [ કે મરવું પડશે ને તે પછી શું થશે! શ્રીહરી શું કરશે?] તો પછી કંગાલ મનુષ્યોનો શો આશરો? કે જે લોકો આ દેહ વડે પરિણામે દુઃખ આપનારાં એવાં કર્મ કરે છે ને તે કર્મવડે પાછો દેહ ધારણ કરે છે—આ નશ્વર દેહમાં મરણ ધર્મવાળાને કયું સુખ છે? કારણ જો વિચાર કરે તો દ્રષ્ટાંત સાવ સાચું છે કે—

**कोन्वर्थः सुखयत्येनं कामोवामृत्युरंतिके । आघातंनीयमानस्य वध्यस्येवनतुष्टिदः**

[ફાંસી દેવાનો હુકમ થઇ ગયો છે]—બલકે ફાંસી દેવા જેને લઇ જાય છે તેને ખાન પાન આદી કયું સુખ ગમે? તેજ રીતે કાળના મુખમાં પડેલાં મનુષ્યોને કયા વિષયો સુખ આપે? સુખે એક રાતે ઉંઘ ન આવવી જોઈએ. કારણ ફાંસીવાળાને તો દિવસ વારે નક્કી જણાય છે ને આપણને તો તેની પણ ખબર નથી તે ઉપર તો એક કવિએ કહ્યું છે—

શ્વાશ શ્વાસપે હરી ભજો, વૃથા સાસ મત ખોય;
કયા જાને ફીર શ્વાસકા, આવન હોય ન હોય!

અને તેઓ ભગવાનનું વચન છે કે—

**यंयंवापिस्मरन्भावं त्यजत्यंतेकलेवरम् । तंतमेवैतिकौंतेय सदातद्भावभावितः**

જેજે ભાવનું સ્મરણ કરતો જીવ દેહને છોડે છે તે ભાવથી ભાવિત એવો તે જીવ તેવા તેવા દેહને પામે છે તે વાત ભગવાને અરજુન કરતાં વળી ઉદ્ધવજી આગળ વધુ ખોલવી આ પ્રમાણે સમજાવી છે.

**यत्रयत्रमनोदेहि धारयेत्सकलंधिया**
**स्नेहाद्वेषाद्भयाद्वापि यातितत्तत्सरूपताम्**
**कीटःपेशस्कृतं ध्यायन्कुडयांतेनप्रवेशितः**
**यातितत्सात्मतां राजन्पूर्वरूपमसन्त्यजन्**

ભમરી કીડાને પકડી પોતાના દરમાં પૂરી રાખે છે, તે કીડો ભમરીના **ભયથી** તેનું જ ધ્યાન કરતો કરતો ભમરીરૂપ થઇ જાય છે, તેમ પ્રાણી બુદ્ધિપૂર્વક સ્નેહથી, દ્વેષ ભાવથી, અથવા ભયથી જે જે વસ્તુમાં પોતાના મનને એકાગ્ર કરે છે તે તે વસ્તુરૂપ પોતે થઇ જાય છે માટે—

હવે **ઉદ્યમ અવર મુંકી અનુ મંડું પામી પ્રભુ પુરમાં ન પુરાઊં;**
**ઊરે વશ્યા શ્રી હરિ દ્રઢ ધ્યાઊં, કદા કૃતાર્થ થાઊં એ ચાહું.**

લોકો વખતનાં બ્હાનાં કાઢે છે તેને તો ઉત્તર દઇ દીધો છે.

કયારે કરીએ હરિ સ્મરણ એ કહેવું છેકજ ખોટું રે. ટેક.
ખાવા પીવા વખત મળે છે, અવસર મળે સુવાનોરે;
ઘર ધંધાનો વખત મળે કેમ ન મળે હરિ ભજવાનોરે.
નવરાં ગપ્પાં થોડાં મારો, વખત ઘણોએ મળશેરે;
મોડાં સુવો વહેલાં ઉઠો, તો નિયમ બરાબર પળશેરે,

પણ તે માટે એ રીતે 'નિયમ રાખવો જોઇએ. બાળકપણાથી શિખ્યા છીએ—

"ચાર ચાર ગાઉ ચાલતાં લાંબો પંથ કપાય. ,,
'પોપટ પણ અભ્યાસથી શીખે બોલતાં બોલ,
કાયર થઇ આળસ કરે તે નર ખરને તોલ."

**ભ**ગવાને **અ**ર્જુનને એજ ઉપાય બતાવ્યો જયારે તેણે મનની ફરીયાદ કરી ત્યારે પ્રભુએ કહ્યું—

**असंशयंमहाबाहो मनोदुर्निग्रहंचलं**
**अभ्यासेनतुकौंतेय वैराग्येणचगृह्यते**

બેશક મનોનિગ્રહ કઠણ છે, તે બહુ ચંચળ છે પણ અભ્યાસ ને વૈરાગ્યથી તે પકડાય ને જ્યાં પકડાયું–વશ થયું કે—

**मय्येवमन आधत्स्वमयिबुद्धिंनिवेशय**
**निवशिष्यसिमय्येव अतऊर्ध्वंनसंशयः**

મારામાંજ મન રાખ ને મારામાંજ બુદ્ધિને રોક તો બેશક મને પામીશ એથી ઊંચી ગતિ છે એમાં શક નથી. ને તેથીજ હું પણ.

"**ઉરે વશ્યા શ્રી હરિ દ્રઢ ધ્યાઊં, કદા કૃતાર્થ થાઊં એ ચાહું.**"

તે માટે "ઊદ્યમ અવર મુંકી અનુ પંડું પામી પ્રભુ પુરમાં ન પુરાઊં." તેમ **થશે?** તો **શ્રી**હરિજ કહે છે. મંડયા રહીને જે મને પામે તે પછી—

**मामुपेत्यपुनर्जन्म दुःखालयमशाश्वतम्**
**नाप्नुवंतिमहात्मानः संसिद्धिंपरमांगताः**

મને પાંમ્યા તે ફરી અસ્થિર એવા દુઃખના ઘરરૂપ જન્મ મરણને નથી પામતા. ને તેવા બહુ મહાત્માઓ પરમપદ પામી પણ ગયા, તેથીજ ઉપનિષદ્ પણ એને પામવા સાક્ષાતકાર કરવાજ આજ્ઞા કરે છે **आत्मावाऽरेद्रष्टव्यः** એ પરમ પ્રભુ જગતાત્માનો સાક્ષાતકાર કરવો, કારણ તે થયે કે બીજી શ્રુતિ કહે છે—

**भिद्यंतेहृदयग्रंथी श्छीद्यंतेसर्वसंशयः**
**क्षीयंतेचास्य कर्माणितस्मिन्द्रष्टेपरावरे**

તે પ્રકૃતિથી પર એવા જીવથી પણ બીજો-પરમાત્મા તેને નીરખવાથી હૃદયની ગ્રંથી તુટી જાય છે. સર્વ સંશય છેદાઈ જાય છે ને તે જોનારનાં કર્મ સર્વ ક્ષય થાય છે તે માટે ઉપાય **श्रोतव्योमंतव्योनिदिध्यासितव्यः** શ્રવણ-મનન ને નિદિધ્યાસન. પણ તે કેવું-લૌકિક દ્રષ્ટાંત છે કે—

એક રાજાએ બીજા રાજાને સોનાની ત્રણ પુતળી કદ ઘાટ રૂપ રંગ તોલ-જાતઅલંકાર સર્વ પ્રકારે જોતાં કાંઇ પણ જેમાં ભિન્નતા ન લાગે એવી કિંમત કરાવવા મોકલી. બહારથી જોતાં તેમનું બધુંજ સરખું હતું, ત્રણેની સરખીજ કિંમત થાય; પણ તેમાં ખાસ યુક્તિ કરી હતી એ-એક ચતુરે ખોળી કાઢી ને તે એ હતી કે--

એકના કાનમાં જળ નાંખો કે બીજામાંથી નિકળી જાય એવાં કાંણાં એઉ કાંનમાં હતાં. તેતો ફુટી બદામની—કારણ આ કાને શ્રવણ થયું કે બીજામાંથી ચાલ્યું ગયું.

બીજીના કાનમાં રેડતાં મુખમાંથી નિકળી જતું તે સાધારણ ગણી કે તે સમજે છે શ્રવણ સાથે મનન કરે છે પણ માત્ર કહેતાં આવડે છે પોતામાં ઠેરાવી સકવા સામર્થ્ય નથી.

ત્રીજીના કાનમાં નાંખતાં પેટમાં ઊતરી ગયું. તે ઉત્તમ લેખી કે તે શ્રવણ પડયું તેનું મનન કરી નિદીધ્યાસન કરે છે. ભોગવે છે તેને કહ્યું સાર્થક છે તે સર્વોત્તમ-એ મૂળ—તેમજ આમાં પણ શ્રવણ મનન તે ધ્યાન માટેજ ને તેથીજ કહ્યું " **ઉરે વશ્યા શ્રી હરિ દ્રઢ ધ્યાઊં** "—

હવે સવાલ એટલોજ રહે છે કે ઊરમાં શ્રીહરિ વશ્યા છે ? કાળજું ફાડી તે તો જોવાય નહીં, ને દેખાડાય પણ નહીં. જોવાનો એ રસ્તો પણ નથી--શ્રુતિ તે એઊ માટે ખાતરી આપે છે. અમે કહી ગયા છીએ કે—આ પરમાત્મા માટેની વાતો બધી ઊપાય ને ફળ શાસ્ત્ર ગમ્ય છે.

આગળ ' આનંદ'ના વિષયમાં '**ब्रह्मविदाप्नोतिपरम्** ' એ મહા વાકયના ખુલાસા-
૧ ૨ ૩ ૪
માં જે શ્રુતિ-ચાર પદને સમજાવે છે તે પ્રથમ **ब्रह्म** માટે તો **सत्यंज्ञानमनंतंब्रह्म** એમ કહે છે પણ પછી આવતો **वित्** શબ્દ માટે **योवेदनिहितंगुहायां** જે ગુહામાં રહેલને ઉપાસે છે એમ-તેને પાંમવાના ઉપાય માટે કહે છે. એથી ઠરે છે કે તે હૃદયની ગુહામાં છે ત્યારેજ **तत्वमसि** તે તું છે એમ જેની ઇચ્છાથી આ જગત ઊપજ્યું-ચાલે છે ને

નાશ પામશે તે તુંછે એમ કહ્યું. એટલે કે ચોવીશ તત્વરૂપ પ્રકૃતિ તેની અંદર જીવ ને તેની અંદર તે પરમાત્મા છે એટલે ઉતરતો ઘર—જીવ સિંહાસન—ને તેમાં એ દરબાર બીરાજ્યા છે તેથીજ આખા ઘરને પણ દરબાર તે તુંછે એમ કહેવાય છે. એ વિષે 'આનંદ' પ્રકરણમાં વિસ્તારે કહ્યું છે. શ્રુતિ સૂત્ર એ વિષે ખુલાસો કરે છે. ને તે તે શંકા સમાધાન પૂર્વક.

'સદેવ' પ્રકરણમાંજ નદીયો સમુદ્રમાં આવે છે તેમ **एवमेवखलुसोम्येमाः सर्वाः प्रजाः सतआगत्यनाविदुः सतआगच्छ महइति** હે સોમ્ય આ સર્વ પ્રજા તેજ રીતે સર્વ (શુષુપ્તિમાં) સત પાસે આવે છે. અમે સત પાસે આવ્યા એમ જાણતા નથી. બાકી સત્ તેમની અંદરજ છે એ વાત સિદ્ધ છે. નદી સમુદ્રના દ્રષ્ટાંતથી જીવો ઘણા, પરમાત્મા એક, જીવો ક્ષુદ્ર પરમાત્મા અગાધ જીવો પત્ની જેવા પરમાત્મા પતિ તુલ્ય જીવો પામનાર પરમાત્મા પામવાની વસ્તુ છે. એવા ઘણા સંબંધ સિદ્ધ થાય છે–ને ત્યાં જેમ પછી નદીઓ જુદી ન કહેવાતાં તેપણ સમુદ્ર છે એમજ કહેવાય. તેમ તેજ તુંછે એમ કહેવાય છે પણ હકિકતમાં તું તે શરીર પરતંત્ર ને તે તારી અંદર સ્વતંત્ર છે, જે તને મળે છતાં તું જાણી શકતો નથી. તે જાણવા માટેજ પ્રયાસ કે–પાસે છતાં નથી પામતો તો હવે 'ઉરે વસ્યા શ્રી હરિ દ્રઢ ધ્યાઉં' ને તેમાં મુદો "**કદા કૃતાર્થ થાઉં એ ચાહું**"–

હૃદય ગુહામાં બે છે **गुहांप्रविष्टौ** કરીને એક શ્રુતિ કહે છે બીજી **एषसर्वेषुभूतेषुगुढात्मा नप्रकाशते** એ સર્વ પ્રાણીમાં ગુપ્ત રહ્યો છે તેથી જણાતો નથી એમ કહે છે. ત્રીજી.

**एषमेआत्मान्तर्हृदये ज्यायान्पृथिव्या ज्यायानंतरिक्ष्या**
**ज्जायान्दिवोज्यायानेभ्योलोकेभ्यः सर्वकर्मासर्वकामः**
**सर्वगंधसर्वरसः सर्वमिदमभ्यातः** ઇત્યાદિથી કહે છે કે—

એ મારો આત્મા જે હૃદયની અંદર છે તે પૃથ્વિથી મોટો, અંતરિક્ષથી મોટો, આકાશથી મોટો, આ લોકથી મોટો, ને તે સાથે સર્વ કર્મ કરી શકે, સર્વ કામના પુરી શકે એવો સમર્થ ને જાતે પણ સર્વ ગંધ, સર્વ રસ, રૂપ એવા અસંખ્ય કલ્યાણ–ગુણ–ખુબીઓવાળો તે જીવ ઉપાસના કરી શકે માટે—

**अंगुष्टमात्रः पुरुषो मध्यआत्मनितिष्टति इशानोभूतभव्यस्य नततोविजुगुप्सते**

અગાધ અપાર પ્રભુ તે ઉપાસકના શરીરમાં અંગુષ્ટ પરિમાણ દેખાય છે ( એટલે સાકાર–પરિમિત થાય છે ) પરંતુ તેજ ભૂત ભવિષ્યના સ્વામી સર્વેશ્વર છે. કેવળ કૃપાથી આવડો થયો છે એ વાત ભૂલી ઉલટી તેની જુગુપ્સ–અવગણના ન કરવી, એમ શ્રુતિ આજ્ઞા પણ કરે છે, વળી તેના વિષે ત્યાં વધુ ખુલાસો કરે છે.

**अंगुष्टमात्रः पुरुषोज्योतिरिवाधूमकः**

આત્મા–( જીવ ) છે ને પુરૂષ હજી કર્મ–મળ–પ્રકૃતિ–અજ્ઞાન–સંબંધયુક્ત છે, એટલે જેમ સધુમ અગ્નિ; ને આ તો અંગુષ્ટ માત્ર જે ઉપાસક સારૂ થાય છે, જ્યોતિ સ્વરૂપ

પણ સ્વચ્છ–નીર્ધુમ "ઊરમાં અજવાળાં આનંદ પાડે–આનંદ સ્વરૂપ આનંદ કોશમાંજ રહે છે, ને તેનો આનંદ અગાધ છે એ અમે આગળ સમજાવીજ ચુકયા છીએ. તે શ્રી કૃષ્ન કહે છે કે હું જ છું **सर्वस्यचाहंहृदिसंनिविष्टो** ને તેની ઈચ્છા ન થાય ત્યાંસુધી શુષુપ્તિમાં રોજ તેની પાસે જઇએ તોપણ તે દેખાતા નથી. કારણ ત્યાંજ કહે છે **मत्तःस्मृतिर्ज्ञानमपोहनंच** જ્ઞાન ઉઘાડવું–ઢાંકવું મારા હાથમાં છે, જે હાથમાં જે જોવા ત્યાં કાંઈ આંખ કામ ન લાગે. એ તો શ્રુતિનાજ શબ્દોમાં—

**नसदृशे तिष्ठतिरूपमस्यनचक्षुषा पश्यतिकश्चनैनम्**
**हृदामनीषा मनसाभिक्लृप्तःयएनंविदुरमृतास्ते भवंति**

તેનાજ ખુલાસામાં મહાભારતમાં પૂર્વાર્ધ એજ રાખી ઊતરાર્ધ છે કે—

**भक्त्याचधृत्याचसमाहितात्मा** એટલે એ 'રૂપ' કાંઇ કોઇને આંખથી દેખાતું નથી પણ અંતઃકરણની વૃત્તિથી દેખાય છે ને વૃત્તી પ્રીતિ ને ધૈર્યરૂપ સાવધાની પૂર્વકની હોવી જોઇએ. ને તેથીજ અમે કહ્યું છે—

**ઉદ્યમ અવર તજી અનુ મંડું, પામી પ્રભુ પુરમાં ન પુરાઊં.**

તે માટે શ્રુતિ અહીં કહેછે જ કે 'એને જે જાણે છે તે અમર થાય છે' ને તેથી સિદ્ધ છે કે—' ઉરે વશ્યા શ્રીહરિ દ્રઢ ધ્યાઊં.'

મનુસ્મૃતિમાં પણ **रुक्माभंस्वप्नधीगम्यं विद्यातंपुरुषंपरम्** સુવર્ણ જેવી કાંતિ ને સ્વપ્ન જેવી એકાગ્ર–સૂક્ષ્મ બુદ્ધિથી તે પરમ પુરૂષને જાણ એમ કહે છે. બ્રાહ્મણ માત્ર ત્રિકાળ સંધ્યા કરી ગાયત્રીથી **सवितु** જેવા તેજસ્વીને-દેવનેજ ધ્યાયે છે ને માગે છે કે **धीयोयोनःप्रचोदयात्** તેમાં તું સહાય કર. એટલે સર્વમાન્ય દ્વીજવર્ણ માત્રના નિત્યાનુષ્ઠાનથીજ ધ્યાનરૂપ ઊપાય સિદ્ધ છે ને વચનો લખેં પુસ્તકો ભરાય એટલાંથી સર્વમાન્ય વાત છેક–તે અમે કહી ચહી છે કે—

**ઉરે વશ્યા શ્રીહરિ દ્રઢ ધ્યાઊં, કદા કૃતાર્થ થાઊં એ ચાહું.**

ભગવાને પોતે અરજુનને ગીતાજીમાં ને ઉદ્ધવજીને ભાગવતમાં તેની વિધી પણ બતાવી છે. બલકે ભાગવતમાં તો કેવો આકાર ચિંતવવો તે માટે પણ ખાસ વચન છે કે.

**समंप्रशान्तंसुमुखंदीर्घचारुचतुर्भुजम्** ઈત્યાદિ ને તેની સહાયતા સારૂજ ઠામ ઠામ શ્રીહરિની તેવી મૂર્તિઓ દર્શન દેછે, બલકે એવાને ધ્યાયે તેને તેવા અંદર તો જણાય પણ બહાર પણ જણાય ને પછી જેવી જાતની કૃતાર્થતા માગે તેવી રીતના કૃતાર્થ કરી પણ આપે છે. તેવાં દ્રષ્ટાંત સેંકડો છે. જેમાંનું સર્વ પ્રસિદ્ધ શ્રીધ્રુવજીનું અહીં આપીએ; જેથી એપણ સમજાશે કે પ્રથમ શ્રવણ પછી મનન ને પછી નિદિધ્યાસન કરે તો તે દેખાયજ ને તે માટે કરવાનું તે ટુંકામાં કહીએ તો આમજ કહેવાય કે—

**ઉદ્યમ અવર મુકી અનુમંડું, પામી પ્રભુ પુરમાં ન પુરાઉં;**
**ઉરે વશ્યા શ્રીહરિ દ્રઢ ધ્યાઉં, કદા કૃતાર્થ થાઉં એ ચાહું.**

શ્રીમત્

# ધ્રુવાખ્યાન.

પદ રાગ પીલુ.

**ઊરે વશ્યા શ્રીહરિ દ્રઢ ધ્યાઊં, કદા કૃતાર્થ થાઊં એ ચાહું;**
**ઉદ્યમ અવર મુંકી અનુ મંડું, પામી પ્રભુ પુરમાં ન પુરાઊં. ઊરે.**

**पित्राभ्रातरमुत्तमासनगतं ह्यौतानपादिर्ध्रुवो ।**
**दृष्ट्वातत्सममारुरुक्षुरधिकं मात्राऽवमानंगतः ॥**
**यंगत्वाशरणंयदापतपसा हेमाद्रिसिंहासनं ।**
**ह्यार्तत्राणपरायणः सभगवान्नारायणोमेगतिः ॥**

દેખી ઊત્તમ ભ્રાત તાત નૃપના, ખોળા વિશે જે ધ્રુવ,
પોતે ત્યાં ચઢવા જતાં અપર મા, રોકી વઢી તે તવ;
પ્હોંચી જે શરણે કરી તપ લીધી, જેથી વડી સંપતિ,
આર્ત્તોદ્ધારક તે શરણ્ય ભગવાન્નારાયણો છે ગતિ.

કારણ. સકળ શાસ્ત્ર કહે છે—

**સાખી—** આદિ ઈશ શ્રીમન્નારાયણ અજ તેની નાભીથી,
તેથી થયા સ્વયંભુ મનુ સૌ પ્રજા જેમણે કીધી;
પ્રિયવ્રત-ને ઊત્તાનપાદ સુત તેના બેઉ પ્રતાપી;
તેમાં પણ ઊતાનપાદની કીર્તિ વધતી વ્યાપી.

તેમાં પણ ખરો વધારો તેમના પુત્રથી થયો જેને માટે આપણે એ પિતાને ઓળખવા પડ્યા ને પુત્રને એટલા માટે ઓળખ્યા કે તેમણે એજ શરૂ બાળપણુમાંજ એ નક્કી કર્યું કે—

**ઊરે વશ્યા શ્રીહરિ દ્રઢ ધ્યાઊં, કદા કૃતાર્થ થાઊં એ ચાહું.**

તેમ નાના બાળકને શાથી સુઝયું? અહા! હરકતથી.

હરકતમાં બહુ બરકત મનવા, ધરી નર તન ના ડરરે,
હરકતને તું હોંશે મળજે, બાહ્યરૂપ નવ જોતો;
ભીતર નીરખતાં પામીશ ખુબી, લાભ નહીં હોય છોટો. મનવા.

શી હરકત કોણે કરી? તે કહીએ—

સુનીતિ અને સુરૂચી નામની એ નૃપને બે રાણી,
તેમાં પણ સુરૂચી વધુ વ્હાલી સુનીતિ છે પટરાણી;

'ઉત્તમ' સુત સુરૂચીનો ને 'ધ્રુવ' સુત સુનીતિનો બાળ,
વ્હાલીનો વ્હાલો વધતો વધતી રાખે સંભાળ.

**શિખરિણી**—સુરૂચીને દેછે, નરપતિ સુખો એ સહસ્રધા,
સભામાં બેસે છે, સુખથકી પ્રિયા એસહ સદા;
મહીષી થઇ બેઠી, નિજ પદ વિચારે **નવ નવી**,
સ્વપુત્રે માણે છે, નિશદિન મજાઓ **નવનવી**.

**સાખી**—એક દિવસ નૃપ રાજ્યાસનપર બેઠા સુરૂચી સાથે,
ઉત્તમને અંગે બેસાડી રમાડતા આલ્હાદે;
રમતે રમતે ધ્રુવજી પણ આવી પહોંચ્યા તે સ્થાન,
સોખ તણા સુતને જોઈ સુરૂચી ઉરમાં બળી મહાન.

**ગીતિ**—પાંચ વર્ષનો બાળક, શું સમજે રાગ દ્વેષ એતે શું;
ભ્રાત જોઈ પિતુ ખોળે, ચઢવા લાગ્યો ખુદ પણ હેતે શું ?

**સંગાત્સંજાયતેકામ**: સંસારમાં મુશ્કીલ વાતજ એછે કે-આજુ બાજુ જ જુવો તેવું મન થઈ જાય તેથીજ અમે કહ્યું છે.

કંપુ હરી કુસંગત જોઇ, સાચું સહાયી ન તું વિણ કોઇ;
જે દેખું તે મોહ કરાવે, ખાલી એમાં વય બહુ ખોઇ.
એમાં રહી એનાથી બચવું, કઠણ એ અતિ થાવી સોઇ;

તેનો ઉપાયજ—**'ઉરે વશ્યા શ્રીહરિ, દ્રઢ ધ્યાઉ'** પણ કયારે ?
જે આવે તે તને ભૂલાવે, ભલે હોય સ્નેહી કે દ્રોહી. કંપુ હરી.

હાલતો ધ્રુવજીનો વારો આવ્યો. દેખ્યું તેવું મન થયું તે પુરૂ કરવા ચાલ્યું. ત્યાં સ્હામીજ દ્રોહી બેઠી હતી તેણે શું કર્યું ?

**પદ "માથાના મુગટ" એ રાગ.**

ઝટ સુરૂચીએ કર ઝાલી અટકાવ્યોરે,
નફ્ફટે સભાની વચ્ચે બાળને અડાવ્યોરે. ઝટ સુરૂચીએ. ટેક.

નિષ્પાપ ધ્રુવજી તો જોઇજ રહ્યા કે, આ શું થાય છે ? શા માટે ? ત્યાં તો
બોલી મન ખોલી ભોળી સુરતની સ્હામુંરે,
ગજા વિના મજા લેવાનું મન નકામુંરે. ઝટ. એમાં ગજું શું ?
અભાગણીને ઉદરે પાકયો તું અભાગીરે,
આ ઉત્તમ પદ યોગ્ય 'ઉત્તમ' સભાગીરે. ઝટ.

પણ શાસારૂ-મારા પણ પિતા તો છે કે નહીં તેથી શું ? તારી માતા અહીં કયાં ?
અભાગીનો સુત છે એ વાત ભૂલી જામાંરે,
સભાગીના સુત જેવું સુખ ચિત વ્હામાંરે. ઝટ.

સારૂં જોઇને મન તો સૌને થાય-રાજ્યાસન પર બેશી યુવરાજમાં ખપવું છે ?
પદવી આ મ્હોટી પણ આશા તારી ખોટીરે,
પાકયો નહીં શાને મારા પેટમાં તું લોટીરે. ઝટ.

હવે તેનું શું થાય? આ દેહ તો કામ ન આવે. કારણ તે તો ' પ્રારબ્ધ કરી ચુકેલ કર્મના ઠરાવ રૂપ પણ તેનો ઉપયોગ હવે પછી બીજી દેહ ધારી મેળવવામાં કરે તો કરી શકાય—કારણ જેમ પૂર્વની દેહે કરેલ કર્મના ફળરૂપ આ દેહ છે તેમજ આ દેહ કરે તે કર્મનાં ફળરૂપ હવેની દેહ થઇ શકે ? પણ તે કોણ આપે ? આપણી મેળે તો દેહમાં અવાતું પણ નથી ને જવાતું પણ નથી—તો જેના વડે-–અવાય જવાય છે તેને કહેવું -તે કહે તેવાં કર્મ—તેવા ફળ માટે કરવાં—તે વાત સ્પષ્ટ સમજાવે છે—

હજી હરિ ભજી ફરી જનમ પેટ મ્હારેરે,
તો તું પામે રાજ્યાસન રૂપ ભાગ્ય ભારેરે. ઝટ

તે તો જ્યારે થાય ત્યારે ખરૂં પણ હાલ તો મનોરથ પુરણ કરવામાં વિઘ્ન પડયું—કામના પૂર્ણ ન થઈ, ને તે ન થાય ત્યારે સાધારણ રીતે શું થાય છે.

**संगात्संजायतेकामः** તેમ તે પૂર્ણ ન થાય ત્યારે **कामात्क्रोधोभिजायते** તુરત ક્રોધ ઉત્પન્ન થાય છે—તે ઉપજ્યો પણ જોયું કે, તેના વશમાં કાંઇ ઉપાય હાલ નથી–પિતા છે, તે અપરમાની સ્હેમાં તણાઈ ગયા, હામહામ રામ નથી કે અપરમા ગમે તેવું અઘટિત કહે તોપણ શાંતિથી સ્વીકારે. જ્યારે આખા નગરે માન્યું તેમ શ્રીરામ અભિષેક સારૂ રાજ્ય દરબારમાં સુમંત સાથે આવ્યા પણ રાજા કૈકયીના પાસે હોવાથી ત્યાંતો જતાંજ વિચિત્ર સ્થિતિ જોઇને છેવટ કૈકયી બોલી—

**સવૈયા.**

થાય ભરત અભિષેક, જાય વન રામ ચતુર્દશ વર્ષ પ્રભાતે;
મેં માગ્યું ને આપ્યું પોતે, દેવ સાક્ષીથી આ ગઇ રાતે.
ગજ વાજી ધન ધાન્ય સમૃદ્ધી, ભરત કાજ રહેવા દ્યો જ્યારે;
દંડક વનમાં જટા ચીર ધરી જાઓ, સપુત્ર ગણાઓ ત્યારે.
વાત સુણી નિજ ઘાત સમી પણ, ચિત્ત ગમી રઘુનાથને ભારી;
કષ્ટ જરી ન ધરી ભયથી નડરી ચિતમાં, ઉચર્યા દૃઢ ધારી.
જાઉં વને હું પ્રસંન મને, ધરી ચીર જટા પિતુનો વર પાળી;
રાજ્ય થકી નિજ પ્રાણ થકી, પિતુ સેવ ગણું ચિતમાં વધુ વ્હાલી.
(પિતા તો બીચારા કંઈ એમ ચાહાતા નથી પણ માતાની શ્હેમાં તણાયા છે.)
તાત ભલે પણ આપ કહો કદી, તોપણ હું દઊં ભ્રાતને સંધુ;
નાર તજું ઘરબાર તજું, તમ કારણ તોએ ચિતે હું આનંદુ.
માતુલમાં દૂત મોકલીને, પ્રિય ભ્રાતને સત્વર માત તેડાવો;
દંડક ઘોર અરણ્ય વિશે, વિચરૂં છઉં હાલજ વ્હેમ ન લાવો.

સારાં કે માઠાં પણ પોતાનાં જે કહેવાયાં તેમના મનોરથ પૂરવાને જે આવા તત્પર છે એવો–જગ સ્વામીનો સ્વભાવ જાણીને આ વાતને સ્મરણમાં લાવી તે સાથે બીજું પણ તેવુંજ દ્રષ્ટાંત યાદ અપાવી જનકરાજાને યોગેશ્વર કહે છે.—

**त्यक्त्वासुदुस्त्यज सुरेप्सितराज्यलक्ष्मीं । धर्मिष्ठआर्यवचसा यदग दरण्यम् ॥**
**मायामृगंदयितयेप्सितमन्वधावत् । वंदेमहापुरुषतेचरणारविंदम् ॥**

હે મહા પુરૂષ! શ્રી હરી! રામચંદ્ર સ્વામી! આપ ત્યાગ કરી સકાય નહી એવી તથા દેવતાઓએ પણ ઇચ્છેલી–એવી રાજ્ય લક્ષ્મીનો ત્યાગ કરી પિતાના વચનથી ધર્મની રક્ષા કરવા આપ વનમાં પધાર્યા અને પ્રિય એવી સીતાએ ઇચ્છેલ માયાવી મૃગની પાછળ પણ પ્રિયાના ઉપરની પ્રીતિની ખાતર જે ચરણથી દોડયા તેને હું વંદુ છું. આવું ઇચ્છિત પણ પુરૂં કરવા આવા આતુર જે જણાયા છે તેની પાસે હું તો સદા તેની સેવમાં જોડવા માગું છું તે કેમ નહીં મળે? મળશેજ માટે

**ઉરે વશ્યા શ્રીહરિ દ્રઢ ધ્યાઊં, કદા કૃતાર્થ થાઊં એ ચાહું.**

ધ્રુવજી પણ તેનાજ જન થવાની યોગ્યતા વાળા છે તેથી માતાને શબ્દે સ્હામો ન કહ્યો, પણ હજી ભક્ત થયા નથી તેથી કામના પુરી ન થવાથી ક્રોધ આવ્યો તે કેવો? **दंडहतोयथांऽहि** 'સાપને જેમ લાકડીથી માર્યો.' **ऐश्वर्यमदमत्त** નજરમાં આવે તેમ પ્રલાપ કરી જાય છે પછીથી—

"છરા તણો છેદ રૂંપાય સુઝે, કુવાકયનો ઘાવ કદી ન રૂઝે;

ને તે જેટલો ઊંડો સુણનારના દિલમાં જાય તેટલી અસર એ બોલનાર વિરૂદ્ધ પરિણામ આણે છે. 'જેમ'—

સુવાકયથી સ્નેહ સદૈવ લાધે, 'કુવાકયથી કલેશ હમેશ બાધે."

કયારે કેવા રૂપમાં આ વચન પરાવર્તન પામી બોલનારને નડયું તે આગળ જણાશે. પણ બહુ બોલ્યું બાળ ને તે પ્રલાપ કરાવનાર ઐશ્વર્યનો મદ સૌથી મહા દુ:ખદાઈ છે; માટે તો હરીજન તે નથી માગતા પણ અહીંતો મામલો જુદોજ બન્યો—

**દોહરા—**
બાળનાર એ નારની, વાણી સુણતાં બાળ;
કાળ ચઢાવી નિકળ્યો, સભા થકી તતકાળ.
સાપ સમો ફુંફાડતો, દુ:ખે ફાડતો ચિત;
મા પાસે આવ્યો સ્મરી, માની રિત વિપરીત.

**રાગ માઢ.**

પૂછે ધ્રુવને માડી, ખોળે, બેસાડી કોપ્યો કેમ લાલ;
કહે કોપ્યો કેમ લાલ,? દિસે નેત્રો કેમ લાલ. પૂછે ટેક.
સાપ સમા શીદ મારે ફુંફાડા, નેત્રે ભરે કેમ નીર?
ફરકે અધર થયું મુખ રાતું, શાને તારૂં વીર? પૂછે.
કોણે તવ અપમાન કર્યું, કહ્યું કડવું કોપી કહેણ;
તાત તારા નૃપ જાણે છતાં, તને કોણ થયું દુ:ખદેન. પૂછે.

**રાગ વણઝારાનો.**

અંતરનો ઉભરો કહાડી, ધ્રુવ બોલ્યા સાંભળ માડી;
હું ગયો સભામાં જયારે, અપમાન થયું તવ ભારેરે;
છે એજ વેદના ધાડી. ધ્રુવ.
હોંશે ગયો પિતુની પાસે, ખોળે બેસવાની આશેરે;
થઇ સુરૂચી ત્યારે આડી. ધ્રુવ.
કર પકડી રોકી દીધો, મુજને અભાગીયો કીધોરે;

દુર્ભાગી તને કહી કહાડી. ધ્રુવ.
મુજ તાતે વધા ન લેશે, હું તપું છઉં એ કલેશેરે;
તુચ્છકાર્યો જનો અગાડી. ધ્રુવ.

ગીતિ— સુણી વિગતથી વાણી, માત સુનીતિ દુઃખમાં લેવાણી;
પણ ઝટ ધીરજ આણી, ઊચરી શાણી જરી ન ગભરાણી.

ભગવાન દતાત્રયે યદુરાજાને કહ્યું કે મેં ચોવીસ ગુરૂ જગતમાંથીજ કર્યાં. જેમ એક કવિએ કહ્યું છે—

ચારણી થોથાં રાખીને, કાઢી નાંખે સાર;
સુપડું સારજ સંગ્રહે, વરતો તે અનુસાર.

ગીતિ— લઘુ દોષે કહે મોટો, તેજ મિત્ર દે લાગ વિશુદ્ધ થવા;
લઘુ ગુણ વડો વખાણે, તેજ વેરી ફુલાવે મૂઢ થવા.

માતા કહે છે—

શાખી— સાચું વદી સુરૂચી ભાગ્ય શુભ પૂણ્ય કર્મથી થાતું,
ઉત્તમસમ ઉત્તમભાગી ઉત્તમ કૃતિ વીણ ન થાતું;
હીણ પુણ્યમય તેથી પ્રકટયો હીણભાગીને પેટે,
ઊત્તમ પ્રકટયો સભાગણી ઉર ઉત્તમ કૃતિને પેટે.
નથી દોષ ધરવાનું કારણ ઊરે વિચારો સાચું,
નથી રોષ ધરવાનું કારણ સ્વભાગ્ય ધારો પાછું;
પૂર્વ કર્મસમ ભાઇ જશે મારા તારો જનમારો,
હામ હોય તો હજી હરિ ભજ છે સારોજ ઈશારો.

લોકો પૂર્વ કર્મનું બ્હાનું કાઢી બાયલા રહે છે, તેમને નવાં કર્મ કરવાની કોણે મના કરી છે? પૂર્વે કર્યો તેથી એક રીતનું થયું છે, તો હાલ કરવાથી બીજી રીતનું કેમ નહીં થાય? उद्योगिनः पुरुषसिंह मुपैतिलक्ष्मीम् કર્મ કરીનેજ બધા નાના મોટા થાય છે, ને કર્મ પૂર્વનાં પુરતાં ન લાગે તો નવાં આ દેહે પણ કરી શકાય છે. તે ઉપર માતા ધ્રુવજીને પોતાનાજ કુળના દાખલા આપે છે. આદીદાદા અજથીજ આદિ કરે છે–ને તેમાં કયું કર્મ કરવું, તે પણ સુચવે છે–કારણ બીજામાં વખતે વિરોધી નડે ને આ તો ભગવાન કશ્યપના વચન પ્રમાણે—

(अमोघाभगवद्भक्तिर्नेतरेतिमतीर्मम ભગવતભક્તિ છે તે અમોઘ છે, બીજાં સાધન અમોઘજ ન કહેવાય એમ મારો મત છે.)

માતા કહે છે—

यस्यांघ्रिपद्मंपरिचर्यविश्वं विभावनायात्तगुणाभिपत्तेः ।
अजोध्यतिष्ठत्खलुपारमेष्ठ्यं पदंजितात्मश्वसनाभिवंद्यम् ॥
तथामनुर्वोभगवान्पितामहो यमेकमत्यापुरुदक्षिणैर्मखैः ।
इष्ट्वाभिपेदेदुरवापमन्यतो भौमंसुखंदिव्यमथापवर्ग्यम् ।

**तमेववत्साश्रयभृत्यवत्सलं मुमुक्षुभिर्मृग्यपदाब्जपद्धतिम् ।**
**अनन्यभावेनिजधर्मभाविते मनस्यवस्थाप्यभजस्वपूरुषम् ॥**
**नान्यंततः पद्मपलाशलोचना दुःखच्छिदंतेमृगयामिकंचन ।**
**योमृग्यतेहस्तगृहितपद्मया श्रियेतरैरंगविमृग्यमाणया ॥**

અંતઃકરણ ને શ્વાસને જીતેલ યોગીના વંદ્ય એવા બ્રહ્મા તે વિશ્વ કરવા જેવું કામ કરવા પરમેશ્વર જેવું પદ તે જે પ્રસિદ્ધ ગુણ ધારણકરનારના ચરણ કમળના સેવ- નથી પામ્યા છે.

તેમજ તમારા દાદા **મનુ** ભગવાન અનન્ય બુદ્ધિપૂર્વક પુષ્કળ દક્ષણાવાળા યજ્ઞથી યજન કરી બીજાને દુઃપ્રાપ્ય એવું ભૂમિનું સુખ દિવ્ય સુખને મોક્ષે પામ્યા છે. ( બ- લકે બીજા પણ )

તે ભક્તવત્સલની ચરણપંક્તિ તે મુમુક્ષુએ શોધે છે-અર્થાત્-ધર્મ અર્થ કામ મોક્ષ જે જોઇએ તે એનાથી એવાં મળે છે જેવાં બીજાથી કદી ન મળે. જગના વંદ્ય-ને દેવ- વંદ્ય મનુને બ્રહ્મા પણ પૂર્વે તારા જેવા કંગાલ હતા તે તેનું સેવન કર્યું ત્યારે તેજ દેહથી આવા મોટા થયા છે. તેમજ બીજા બધા મુમુક્ષુ પણ કરે છે ને તેનું કારણ કે તે ' ભ- ક્તવત્સલ છે' જે સેવે તેના થાય છે માટે કહે છે) હે પુત્ર સ્વધર્મ પૂર્વક અનન્ય ભાવથી મનમાં તે પરમાત્માને સ્થાપિને તેમનું ભજન કર (એટલે તું પણ કૃતાર્થ બેશક થઇશ) એજ વાત એજ રિતે કરવા અમે ચહ્યું ને કહ્યું છે કે—

**ઊરે વસ્યા શ્રીહરિ દ્રઢ ધ્યાઊં, કદા કૃતાર્થ થાઉં એ ચાહું.**

કારણ ત્યાંના શ્રીમાતા સુનીતિનાજ શબ્દોમાં હે દીકરા! જેને બીજા શોધે છે એવી લક્ષ્મીએ પણ તેના ચરણ ગ્રહણ કર્યા છે તે રાજીવલોચન વિના તારાં દુઃખને બીજો કોઇ હોય તેમ તું જાણતી નથી. ખરેખર! હૂં પણ જાણતો નથી ને તેથી.

" ઉદ્યમ અવર મુકી **અનુ** મંડું, પામી પ્રભુ પુરમાં ન પુરાઊં."

કારણ મ્હારે કાંઈ રાજ લેવું નથી.

રહ્યું નથી કંઇ નવું બાકીરે, જગત જોઇ મહીં મોહી રોઇ;
આખર ગયો થાકીરે, રહ્યું નથી કંઇ નવું બાકીરે.

લાકડાના લાડુ છે પણ **ધ્રૂવે** તો હજી ચાખ્યા નથી તેથી—

" એસી ચતુર નાર " **એ રાગ.**

માની માની વાણ, ધ્રૂવજી સુજાણ. ઉચર્યા ઝટ જોડી પાણ;
મા ભૂલ મારી મેં ભારી પીછાણી. માની માની. ૨૪.
નથી રહી દાઝ, સમજ્યો હૂં આજ, ભલે પામે ભ્રાત તાતનું રાજ;
નહીં ઇચ્છું એનું ધરમા ઉર આણી. માની માની.
પાકયો તારે ઉદર, નથી તેની ફિકર, જો કર્મ મારૂં તું ધીરજ ધર;
છે હજી સમય તું શીદ ધભરાણી. માની માની.
સેવું શ્રીકંથ, ઠરૂં ભાગ્યવંત, પામું પિતુથી પણ પદ મહંત;

નિશ્ચિંત રહે પ્રિય મા મુજ શાણી. માની માની.

શત્રુને પણ આવા મિત્ર ગણે તેના પણ આવા અદ્રેષ્ટા બણે ને ઉત્સાહ પૂર્વક ઉદ્યમ કરવા આવા તત્પર હોય તે હરિની ભક્તિ કરવાના અધિકારી છે. તેથી વિરૂદ્ધ વર્તન રાખી હરિ ભક્તમાં ઠરવા જાય તે કયાંથી કૃતાર્થ થાએ! માટેજ એક કવિએ કહ્યું છે—

**રામ** ભજન સબકો કરે, ઠગ ઠાકોર ઓર ચોર;
**ધ્રુવ પ્રલ્હાદ** તરી ગએ, સો કરનાં કછુ ઓર.

આંહી સંગ પ્રભાવે જોવાનો છે. અપરમાના ક્ષણુ સંગથી કામ ક્રોધ ને સપરમાના ક્ષણુ સંગથી હામ સંતોષ **सत्संगशेवधीनृणाम्** ખરો ખજાનો એજ છે. માતાને કવિએ કહ્યું છેજ કે—

'જનની જણુતો હરિભગત, કાં દાતા કાં શુર' તે પોતાનો પુત્ર ત્રણે ગુણનાં બીજ—યોગ્યતા ધરાવે છે એમ જોઈ—ભક્ત[૧]—ઉદાર[૨] ને મર્દ[૩]—તેને ઉત્તેજન દીધું.

## શાર્દુલ.

માતાએ સુણી વાણી ચાંપી હઇડે, વારી લીધાં વારણાં;
તેવો સદ્ય કુમાર બ્હાર નિસર્યો, ધારી ઉરે ધારણા;
રસ્તામાં શુકનો થતાં ત્યમ હ્રદે, વૃત્તી કરી આકરી,
પામું ઉત્તમ સ્થાન લક્ષ્મીવરની, ભારી કરી ચાકરી.

શુભ કર્મમાં **શ્રીહરિ** સદા સહાયક છેજ—આ દ્રષ્ટાંતમાંજ જોએ જાઓ—શુભ ઇચ્છાને તે માટે પ્રયાસ શુભ માર્ગે થવો શરત છે—તેમાં વાંધો તેટલો વાંધો !

**દોહરો—** પૂર બહાર જાતાં મળ્યા, **નારદ** ભક્તિ પૂર;
ઉર વિસ્મય થઇ જોઈ શિશુ, વદ્યા સમજવા ઉર.

શિષ્ય કરતાં પહેલાં ગુરૂઓ તેમની પુરી પરિક્ષા કરે છે, તે આંહી શરૂ થઇ—

**શાખી—** શીશુના વિચાર સુણીને ઉચર્યા શ્રી નારદ રદીઆમાં,
બાળબુદ્ધિ તજ બાળ કષ્ટ નવ ધાર ખાલી હ્રદીયામાં;
ખેલ ખેલવાની વયમાં શીદ દુઃખ માને અપમાને,
હરી ન દુઃખ હરિ દેતા ઝટ રૂપીનાં ધ્યાને ધ્યાને.

મોટા મોટા ઋષી વર્ષોથી વને વસી ધ્યાન ધરી મથે છે ત્યાં પત્તો નથી તે તું કહે છે.

"ઉરે વસ્યા શ્રીહરિ દ્રઢ ધ્યાઉં, કદા કૃતાર્થ થાઉં એ ચાહું, "

તે વાત તારાથી નહીં બની શકે. વળી—લોભ શામાટે જોઇએ ? બેશક નહીં. **નારદજી** કહે છે—

**परितुष्येत्ततस्तात तावन्मात्रेणपुरुषः दैवोपसादितं पावाद्विश्वेश्वरगार्तिबुधः**

હે તાત ! બુદ્ધિવાળા તો ઇશ્વિરની ગતિને જોઇને દૈવ ઇચ્છાથી જેટલું મળે તેટલાથી સંતોષ પામે છે. હું પણુ એજ કહું છું કે—

**"ઉદ્યમ અવર મુંકી અનુ મંડ', પામી પ્રભુ પુરમાં ન પુરાઉ."**

પણ ધ્રુવજી તેમ કહેવા હજી તૈયાર નથી,

કારણ તેના હૃદય પર પહેલી છાપ કુસંગની પડી છે-સત્સંગે તે ઉર્મીને અવળે રસ્તે જતી અટકાવી સવળે લગાડી પણ તેને તે ભુંશી નથી, પણ ઊત્તેજીત કરી છે-તે ભુંસાય તેમ પણ નથી, કેમકે તેનું બીજ પ્રકૃતિમાં છે-પૂર્વજન્મથી છે, ક્ષત્રી શરીરજ તેમાં પ્રાપ્ત થયું છે; એ વિષે આગળ કહેવાશે. અહીં તો—

**ગીતિ—** સુણી નારદની **વાણી**, ધૃતિ બાળની જરી ન લેવાણી;
સાચી દ્રઢતા જાણી, ઉચર્યા સંશય વિના વિણાપાણી.

**દોહરો—** અર્થ મેળવીશ બાળ તું, દીસે ખચિત સમર્થ;
વ્યર્થ ન જશે હરિ ભજન, અન્ય ઉપાયો વ્યર્થ.

**तत्तातगच्छभद्रंते यमुनायास्तटंशुचि पुण्यंमधुवनयत्र सान्निध्यानित्यदाहरिः**

દરેક કર્મના ફળમાં દેશકાળ વિધી-એ બહુ સહાય કરે છે, તે ગુરૂ તે વિષયના પાકા અનુભવથી પળમાં જણાય-તે શ્રીનારદજીએ તે બધું જણાવ્યું. ' શ્રવણ ' માતાથી. વધુ શ્રવણ ને મનન નારદજીથી થયું કે નિદિધ્યાસન કરવા ચાલ્યો. પહેલી હરકત-અપરમાથી તેથી બરકત-પ્રથમ માતાથી તેણે બતાવ્યા પ્રમાણે સદ્ય પ્રયાસ શરૂ કર્યો કે નારદજી મળ્યા. જેમ તુલસીદાસને ' ભૂતનસેં હનુવા મીલે હનુમાનસેં રામ. ' હરિજન મળે ને તેમનું કહેવું ગમે ત્યારે જાણવું કે હવે હરિનો મીલાપ પાસે છે-જેમ વિભીષણજીને લંકામાં શ્રીહનુમાનજી મળ્યા ત્યારે ગુસાંઈજી કહે છે-તે બોલ્યા.

અબ મોહે ભયા ભરોંસા હનુમંતા,
બીનુ હરિ કૃપા મીલહી નહીં સંતા.

મારે તો બધું થઈ ગયું છે, માટે હું તો "**ઉરે વશ્યા શ્રી હરી દ્રઢ ધ્યાઊં કદા કૃતાર્થ થાઊં એ ચાહું.**" એજ ઊતાવળ ધ્રુવજીને પણ હતી તેથી—

**શાખી—** ઉત્તમ વિગતે કરવું શું તે ઉચર્યા નારદ પ્રીતે,
તપમાં નિયમ પાળવા શા સેવન કરવું શી રીતે; !
મંત્ર અર્થ ને ધ્યાન વિધી કહી થાય કેમ સ્થિર ચિત્તે,
તે સઘળું સમજીને સેવક સોંડયો સાચી પ્રીતે.

શિષ્ય સુપાત્ર હતો તેથી શ્રવણ સાથે મનન કરવાથી નિદીધ્યાસન યોગ્ય થયો ને સુપંથે પડયો-કે બીજી ગમ—

**ચોપાઈ.**

કરી લાલને વને વિદાય, આવ્યા નારદ જ્યાં છે રાય;
સ્હામો જઇ નૃપ લાગ્યો પાય, પધરાવ્યા મુની મહાલયમાંય.
દીઠો નૃપતિ અતિ ઉદાસ, ફીકું મુખ મુકે નિશ્વાસ;
પુછ્યું મુનીએ શું છે કષ્ટ, નૃપે સઘ સમજાવ્યું સ્પષ્ટ.

**શાર્દુલ.**

દેવીએ દુભવ્યો કઠાર વચને, તેથી તપાને ભલો,
વ્હાલો પાંચજ વર્ષનો વન ગયો, રીસાઇને એકલો;
મેં દીધું નહીં માન ભાન મનમાં, આવ્યું અરેરે ! હવે,

ખોયો લાભ અમુલ્ય મૂઢ થઇને, દાઝું છઊં એ દવે.

**લલિત.**

ધિઃક કઠોર મેં નારીને લીધે, ભવિષ્ય શું થશે શોચ્યું ના ચિતે;
ગુમ થઈ ચુકયો રત્ન ને પછી, ઊર હવે તપું તાપથી અતિ.
ભટકતો હશે કયાં ભુખ્યો થઇ, વિલપતો હશે કયાં દુઃખી થઈ;
તરસ ટાઢથી એ ઠરી જશે, વનપશુ થકી એ મરી જશે.

**દોહરો—** મુખે વચન ધારા વહી, નયન ધાર વહી નીર;
તવ નારદે દયા ધરી, દીધી નૃપને ધીર.

**સવૈયો. નથી** લાભ હવે નૃપ શોચ કરે કરી ભૂલ તદા ન વિચાર્યું **રતી,**
**રતિ** તો પણ કષ્ટ ન રાખ્ય હદે સુતને ફળ એથી થશે કીમતી;
**મતિ** એની થઈ પ્રભુને ભજવા કરશે તન રક્ષણ વિશ્વપતિ,
**પતિ** આપ મળી અહીં મોકલશે ફરી સંશય એ મહીં લેશ **નથી.**

**ગીતિ—** મુનીનું વચન પ્રમાણી, ભવિષ્ય એમજ ઊરમાં અનુ**માની;**
વાત નૃપે **મન માની,** વ્યથા કરી કંઇ કમતી **મનમાંની.**

**લાવણી.**

મુની વચન પ્રમાણે ધ્રુવ મધુવનમાં આવ્યા,
થઇ શુચી સ્નાનથી ધ્યાન ધરે ઝટ ફાવ્યા;
મંત્રે મન શુદ્ધી થતાં તુરત લ્હે લાગી,
ભય ભૂખ તૃષા ઊંઘની પીડા ગઇ આઘી.

**નાર**દજીએ કાયા, વાચા ને મન ત્રણથી હરી સેવવા કહ્યું હતું, પ્રથમ કાયાથી, તે માટે શુચી દેશ મધુવન, તેમાં પણ કાયા વધુ શુદ્ધ થવા યમુનાં તટ; ત્યાં સ્નાનાદિક કરેથી કાયશુદ્ધિ થાય–તેથી વધુ શુદ્ધ કરવા મંત્ર આપ્યો. મનન કરનારને તારે તે 'મંત્ર' એ વાચિક સેવા–માનસિક સેવા એકદમ ન બને તેમ મનોજય થાય ત્યાંસુધી ખાવું પીવું પણ જોઇએ. તે જો પોતા માટેજ ખાય તો **ભ**ગવાનના વચન પ્રમાણે **તત્ત્વઘંભુંજતેपापायेपचंत्यात्मकारणात्** 'જે પોતા માટે રાંધે છે, તે તો પાપ ખાય છે.' **यज्ञशिष्टाशिनःसंतोमुच्यंतेसर्वकील्बीषैः** યજ્ઞ–યજન–પુજન કરી પ્રસાદી લે તો સર્વ પાપથી વિશુદ્ધ થાય, ને શરીર પોશાય તે તો પેટામાંજ—બલકે ધ્યાન કરવામાં પણ તેજ મૂર્તિ વ્યાપાર કામ લાગે—આમ ત્રણગણું કામ ચલાવે તો નારદજી કહે છે.

**एवंकायेनमनसा वचसाचमनोगतम् । परिचर्यमाणो भगवान्भक्तिमत्परिचर्यया ॥**
**पुंसाममायिनां सम्यग्भजतांभाववर्धनः । श्रेयोदिशत्यभिमतं यद्धर्मादिषुदेहिनाम् ॥**

આ પ્રમાણે અંતઃકરણમાં વસનારા **ભ**ગવાનની મનવાણી તથા કાયા વડે અને ભક્તિ સાથે સેવા વડે ઉપાસના કરે તો **ભ**ગવાન તે સારી રીતે ભજન કરનાર નિષ્કપટી ભકતોના ભાવને વધારે છે; અને દેહધારીઓને ધર્મ આદિક ચાર પુરૂષાર્થમાંથી જે ઈષ્ટ હોય છે ને પદાર્થ આપે છે.' ને તેથીજ તેવા તસરા પ્રયાસથી હું પણ "**ઉરે વશ્યા શ્રીહરિ દૃઢ ધ્યાઉં, કદા કૃતાર્થ થાઉં એ ચાહું.**" તેમાં પણ ધ્રુવની કૃતાર્થતાજૂદા

પ્રકારની હતી, તેથી શ્રીનારદજી ત્યાં પોતાનો અભિપ્રાય સ્પષ્ટ બતાવી દે છે કે, આટલું બધું કરે છે તો ફળ શું કામ નશ્વર માગે છે ?

**विरक्तश्चेंद्रियरतौ भक्तियोगेनभूयसा । तंनिरंतरभावेन भजेतद्धाविमुक्तये ॥**

પરંતુ મનુષ્યે મોટા ભક્તિભાવથી વિષયોની ઇચ્છા છોડી દઇ તેમાંજ નિરંતર પ્રીત રાખી મુક્તિ માટે સેવા કરવી જોઇએ, ને તેજ સાંભળી અમે ઠરાવ કર્યો ને આપને સંભળાવ્યો છે કે—

**" ઊદ્યમ અવર મુકી અનુ મંડું, પામી પ્રભુ પુરમાં ન પુરાઊં. ઉરે."**

નારદજીનું વચન પરમ પ્રમાણ છે, પણ તેમ થએલું હોય તેવું દ્રષ્ટાંત જોઇએ. તે મુક્ત તો કહેવા આવે, ને ન પણ આવે; પરંતુ જો ધ્રુવજી સકામી એ ઉપાયથી કૃતાર્થ થશે તો સહેલાઇથી સિદ્ધ થયું કે નિષ્કામી તો થાયજ. તે માટે જુવો—ઊત્તરોત્તર ધ્રુવજી જ્યાં હરી સેવવા મંડ્યા કે, સેવાની સિદ્ધિના પ્રતાપે ભૂખ, નીદ્રા જીતતા ગયા, તેમ કાયા વાચાની ક્રિયા ઓછી થતી ગઇ, ને મનની સેવા વધતી થઈ—તે કેટલી ઝડપથી—

**મંદાક્રાન્તા.**—પ્હેલે માસે ત્રણ ત્રણ દિને, છે ફળાહાર લીધો,
બીજે માસે ખટ ખટ દિને, પત્રનો ભક્ષ કીધો;
ત્રીજે માસે નવ નવ દિને, તીર્થ પીને ચલાવ્યું,
ચોથે બારે દિન ક્ષય થતાં, વાયુ ખાવા ઠરાવ્યું.

હવે તો સમાધી સિદ્ધ થઈ ગઇ તે બાર દિવસે ઉતરે ત્યારે શ્વાસ લેછે-એટલે કાયિક વાચિક મુર્તિ મંત્રની સેવાનો વ્યાપાર બંધ પડી ગયો, અંદર અજવાળું થવા માંડયું, ને તે આનંદની અસરથી—

**દોહરો—** માસ પાંચમે તો જીત્યા, ભૂખ પ્યાસ ને શ્વાસ;
એક ચિતે અપરાધતાં, અંતરમાં શ્રીનિવાસ.

અન્નમય કે પ્રાણમય બેઊ કોશ છોડયા તે મનોમયની મદદથી વિજ્ઞાનમય એવા પોતે અમારા આનંદમયનો અનુભવ કરવા માંડયો, કે તેની અસર આત્માને વિજ્ઞાનમય એવા પોતાના જીવને થઇ, દેહમાં છતાં દેહના ધર્મ અસર કરતા બંધ પડયા. ભૂખ તૃષા ઉંઘ ગયાં ને તે સાથે પોતાના આત્મા–જીવનો પ્રભાવ એટલો વધ્યો, કે તેણે દેહમાં અસર કરી દેહ ઊલટો–મહા પ્રતાપવાન થવા લાગ્યો, એવો કે—

**ભુજંગ.**

ઉભા થઈ રહ્યા પાદ અંગુષ્ટ ટેકે, ડગ્યા ના જરી સ્થીર સાચીજ ટેકે;
ડગી ભૂમિ તે દીશના પાદ ભારે, સુરો તેજથી બ્હી ગયા ચિત્ત ભારે.

પરમાત્માના સંગથી સમાગમ–સહવાસ–સામીપ્યથી પરમાત્માની શક્તિઓ તેનામાં આવવા માંડી–કાષ્ટમાંનો અગ્નિ પ્રકટ થયો કે કાષ્ટમાં તેના ગુણ આવવા માંડે, છેવટ કાષ્ટે અગ્નિજ થઇ જાય, તેમ કામ એવું વધી પડયું કે—

**હરિગીત.**

જ્યાં ફેરવે પદ બાળ કે તતકાળ તે ભણી ભૂ ડગે,
અચળો ચળે ખળભળે સાગર એક બાળકને ડગે.

હવે બાળક હું ધ્રુવ છું એમ રહ્યો નથી પણ ધ્યાતા ધ્યેયનું ઐક્ય થઇ ગયું છે. બેનો સંયોગ થવાથી પ્રભુનું ઘર તે ને પ્રભુ અંદર એટલે તે પ્રભુમય-પ્રભુનું રૂપજ થઇ ગયા સમજો. તત્ત્વમસિ એ વાત ખરી છે પણ તે 'હું' પણું છુટે ને 'તું' પણું 'તે' પણા સાથે જોડાય ત્યારે તે આંહી સિદ્ધ થયું. અંદર જે ખરા શરીરી છે, અરણી મથતાં અગ્નિ પ્રકટે તેમ ધ્રુવે સદાચાર્ય પ્રતાપ શુચીક્ષેત્રમાં દેશમાં શુભ કાયા વાચા મન કરી તેથી સવિધીયત્ન કરી પ્રભુ ઊરમાં પ્રકટાવ્યા. વાત ખરીજ છે કે--

'ઊરે વશ્યા શ્રી હરી.'

અરે તે દેહને દેહી જીવનો અંતરના પરમાત્માના પ્રાકટ્યથી એટલો પ્રભાવ વધ્યો કે-

દેવો સરવ ભેળા થયા ને ઇન્દ્રને વિનતિ કરી,
કોઇએ તપસ્યા આજ લગી એ બાળ જેવી નતી કરી.

પણ દેવોએ વિચાર્યું કે, 'તત્ત્વમસિ'નું પુરૂં જ્ઞાન હજી અનુભવસિદ્ધ નહીં થયું હોય; શરીરમાં હું તે ધ્રુવ છું-એમ જાણતો હશે માટે તેને છેડી જુવો, તપાસો, ડરાવો. તેથી.

**ગીતિ**— યામા ને કુષ્માંડા, મહા માયાવી સુરોનીજ જાત;
કરવા ભંગ સમાધી, આવ્યા દ્વેષી રીઝાવવા નાથ.

ઇન્દ્રને રીઝવવા આસુરી માયા ફોગટ માત્ર ભાસે, તેવી જાણનારાનો વર્ગ દેવમાં પણ છે, તેમનાં નામ યામા, કુષ્માંડા છે, તેમણે તોફાન શરૂ કર્યું;

**દોહરો**— અતિ કુનીતિવાન કોઇ, બન્યો સુનીતિમાત;
ધરી કુપ્રીતિ દિલ પ્રતિ, ઊચર્યો પ્રીતિ સાથ,

**શિખરિણી**

બની માતા રૂપે, કરી વર્ણો મુખે સાદ સરખો;
વદ્યો પાસે આવી, ન અવર થકી જાય પરખ્યો.
અરેરે ! ઓ વ્હાલા, દુઃખ અતિ ધરે અંગ શીદને,
કરે યત્નો હાલા, ફળ ચિત્ત ચહ્યું આથી ન બને.
દીધું મ્હેણું શોખે, દિલ શિદ ધર્યું આવું વસમું;
મને નાંખી શોકે, ક્રુર નવ દિસે કોઈ તું સમું.
ઉભો છે શું આવી, દુઃખમહીં મુકી મા તફડતી;
શકે શું તું ફાવી, હઠ તજ મુકો વાત પડતી.

**શાખી**- પાંચ વર્ષના લાલ લાડકા શું બેઠો વન આવી,
રમવું ભણવું સ્વધર્મ મુકી ક્રીયા કરે શું અહાવી;
દયા કરી ભર ઉરમાં તું ઉલ્લાસ તુરત **આ માંની,**
નહીંતો પાડીશ પ્રાણ જોઈશ તું લાશ તુરત **આ માની.**

આ રીતે રૂપ, સાદ ને કથન પ્રસંગાનુસાર કરી ધ્રુવનું ધ્યાન ખેંચવા બનતું કર્યું પણ તે સાંભળ્યું છેજ કોણે ! અસર તો તે પછીના. કારણ—

**દોહરો**— ધ્રુવ હરિ રસ મીન છે, સુણે ન સુર બકવાદ;
રોઈ કળકળી કરગરી, થાક્યો કરી બકવાદ.

" ઉરે વસ્યા શ્રી હરિ દ્રઢ ધ્યાઉં, કદા કૃતાર્થ થાઉં એ ચાહું." તે ધ્રુવ આ પળે કૃતાર્થ છે, કારણ ઉરમાં વસેલ હરીના અનુભવમાં અમારા આનંદના રસમાં ડુબેલા છે. વૃત્તિ અંતરમુખ થઇ—આત્માની જ્ઞાન રશ્મી બધી તેનો અનુભવ કરે છે. અરે! અણુ આત્માનો અનુભવ થાય તો ભગવાન કહે છે—

**यंलब्ध्वाचापरंलाभं मन्यतेनाधिकंततं । यस्मिन्स्थितोनदुःखेन गुरुणापिविचाल्यते ।**

"જે આનંદ મેળવ્યાથી પછી બીજો તેથી અધિક આનંદ છે, એમ માનતો નથી." ક્યાંથી માને ? સંસારના આનંદ માત્ર—જે તેણે માનેલા—અનુભવેલા તે અલ્પ તુચ્છ ભાસે છે. બલકે તેનો અનુભવ એવું એકતાન કરી દે છે, એવી તેમાં તલ્લીનતા બનાવી દે છે કે, " જેમાં સ્થિર થએલો મહાન કષ્ટથી પણ ચળાયમાન થતો નથી." જ્યાં મહાન કષ્ટ અસર નથી કરી શકતું, ને તે અણુ આનંદને અનુભવતાં તો અનંતના આનંદને અનુભવતાં બહારનો ખળભળાટ શું ? ગમે તેટલો ખભડાટ કે ગગડાટ થાય તોપણ તે શું અસર કરે ! ને ન કરે તો પછી શરીર ભલેને પ્રારબ્ધ ભોગવે, તેની મઝામાં શી રીતે ભંગ કરે ! ને ન કરે તો તે તે વખતેજ કૃતાર્થ થયો છે એમ શું કામ ન ગણાય ! તે માટેજ આ દેહે માગ્યું કે, આ " ઉરે વસ્યા શ્રી હરિ દ્રઢ ધ્યાઉં, કદા કૃતાર્થ થાઉં એ ચાહું." કારણ જુવો ધ્રુવજી આગળ હજી વધુ ગડબડ તેમણે કેટલી કરી !

નારાચ— વધ્યા ફરીથી બુમ પાડી બાળ હાય હાયરે,
ચહુ દીશાથી ઘોર રાક્ષસો આ ધાય ધાયરે;
કહ્યું ન માન્યું પુત્ર જો તું લાગી લાય લાયરે,
વિનાશ થાય નાશ નાશ ખાય ખાય ખાયરે.

સવૈયા— ત્યાં પ્રકટયા દશ દીશ નીશાચર અંગ પ્રચંડ અતિ ભયકારી,
બુમ કરી કર શસ્ત્ર ધરી ધ્વસતા કરતા તન ઘાવજ કારી;
ગાજી રહ્યું વનને નભ ભૂ ધમકી રહી તો પણ લાગી ન કારી,
શ્રીવર માંહી નિમગ્ન ધ્રુવે નવ આ ધુમધામ જરી ગણકારી.

ગીતિ— શીઆળ થઇને ભૂંકયા, ગરજ્યા બનીને સિંહ—કરી—હારે ?
થાકયા અધ્રુવ લોભી, હરિ ચિત રત ધ્રુવ કેમકરી હારે ?

પદ " આજ સ્યામ મોહેલીની " એ રાગ.

થાકીને સુરો ગયા, તમામ ઇન્દ્રની પ્રતિ;
ગર્વ છોડી હાથ જોડી, કીધી પાછી વિનતી. થાકીને૦ ટેક.
બાળ તેજ વધે જાય, આંચ હવે ન સ્હેવાય;
નવ રહ્યો ઉપાય હારી, કૃતિ ને મતિ ધૃતિ; થાકીને૦

ગીતિ— જે હરીને ઉર ધારે, તેના અરી સુર સુરપતિ પણ હારે;
અંત તેજ હરી શરણે, ગયા વધ્યા ત્યાં વિનતિ સુપ્રકારે,

**देवदेवजगन्नाथ परेशपुरुषोत्तम । ध्रुवस्यतपसातप्ता स्त्वांवयंशरणंगताः**

જુવો ઉરે વસેલ હરી જ્યાં પ્રકટયા—ધ્યાતા ધ્યેયનું ઐકય થયું કે પછી દેવોને પણ દુઃસહ તેમની કરામાતે રદ. બલકે તેના શરીરનું તેજ પ્રભાવ—

**दिनेदिनेकलाशेषैःशशांकःपूर्यतेयथा** એમ ચંદ્રની કળા પેઠે ખુબી વખત જતાં વધતીજ જાય છે. જો એ ક્રમ જારીજ રહેતો છેવટ—

" **પામી પ્રભુ ન પુરે** પુરાણી " એમજ થાય. પરંતુ ધ્રુવને તો આ શરીર રૂપી પુર તો શું ? પણ પોતાના પિતાના પુરમાં ને માતાના ઘરમાં પણ જવાનું હજી મન હતું; તેથી—તે તેમની ધારણા પ્રમાણે કૃતાર્થ થશે તેથી વધુ વધારો ન થતાં હવે આટલેથી એ વૃદ્ધી આંહી અટકવાની. તુરતજ—

**પદ " દઇએ સુમતિ મતિ. " એ રાગ.**

દેવોનું દરદ સુણી શ્રીહરિ; આપી આપ દિલાસો ખાસો, થયા ગરૂડપર સ્વાર;
ન કરી વાર, જગદાધાર, ચાલ્યા હરખ ધરી. દેવોનું.
નાથ કરવા સનાથ,ધરતો ધ્યાન જે મન સાથ, તે સાક્ષાત ભલિભાત;
આવી પાસે ઉભા ઉચર્યા, માગ માગ ધ્રુવ માગ,
ખોલ્યાં ભાગ, આપ્યો લાગ, અનુરાગ ધરી. દેવોનું.

જે ધ્રુવના ઉરમાં હતા તેજ દેવની દ્રષ્ટિએ પડયા. પણ એક રૂપ પૃથ્વીપર ધ્રુવના ધ્યાન માટેજ પ્રકટેલ ને બીજું દેવોનું દરદ ટાળવા પ્રકટેલ; તેથી દેવોને તમારૂં દરદ કેટલી ઝડપથી ટાળું છું એવું બતાવવા તેજ રૂપ જાણે ગરૂડારૂઢ થઇ પધારે છે અને ધ્રુવ પાસે આવીને કેર્યું. તેમ બીજીગમ ધ્રુવને ધ્યાનનું ફળ આપવા કાળ આવી ચુક્યો એટલે હવે અંતરમાં દેખાતા હરિ અંતરધ્યાન થયા-તેવુંજ લાગ્યું. ને પછી શું થયું ? ઉરમાં વસ્યા તે બહાર આવ્યા, મનથી કલ્પતાં ધ્યાનમાં ગોઠવાતાં હવે સાક્ષાત થયા. તે હાલતા ચાલતા બોલતા એ રૂપ રંગ શબ્દ શોભા સુગંધ અલૌકિક છે ! ! એટલા તપવાળા ને એવા શુચિનાજ અનુભવમાં આવે છે. એથીજ સાધારણ રીતે આંખ કાનનો વિષય નથી અને છે એમ બેઊ વાતો તેના અનુભવ વિષે કહેવાય છે. સગુણ નિર્ગુણ વાદ ઊઠે છે, પણ બેઊ સાચા છે. તેનો અનુભવ અજ્ઞાનીને નહિ પણ આવા શુચિ-જ્ઞાનીને થાય છે. ધ્રુવજીને થયો ! કેવો ?

**અભંગ.**

એવી મીઠી વાણ, કેરૂં સુધાપાન, પડયું જેવું કાને જાગ્યો જયોતે;
ખોલી નેન જોયું, તેવું મન મોહ્યું, જેમાં ચિત્ત પ્રોયું તે એ પોતે.
ગરૂડની સ્વારી, શંખ ચક્ર ધારી, ભુષણો છે ભારી કાંતિમાન;
ઊદયા કોટી ભાન, આનંદ નિધાન, એને એ સમાન શ્રેમ ખાણ.
વંદ્યા ઝટ પાદ, ઉભર્યો આલ્હાદ, ટળ્યા બધા બાધ થયા ધન્ય;
સ્તુતિ તણી વૃત્તિ, થઇ ચિત્ત પ્રતિ, પણ નથી મતિ (ન) ગતિ અન્ય.

ગીતિ—કશું ન સુઝયું ત્યારે, ફરી પદે પડી ઊચર્યા અલ્પ **મતી,**
મને મને મતિ આપો, કરૂં સ્તુતિ જેથી તમને ગ**મતી.**

જે કહેવાય છે **मूकं करोति वाचालं पंगुंलंघयते गिरिम् ।**
**यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥**

તે આંહિ દ્રષ્ટાંતથી સિદ્ધ થયું, ભગવાન પરાસર મૈત્રેયને કહે છે—

**शंखप्रांतेनगोविंद स्तंपस्पर्शकृतांजलीम् । उत्तानपादतनयं द्विजवर्य जगत्पतिः**

**શાખી**—શંખ મુખ તણો સ્પર્શ પ્રભુએ બાળકને મુખ કીધો,
સ્તવનકાર મહામતિ જનોમાં શીશુને પ્રમુખ કીધો;
તનનો મેલ મોહ સહુ મનનો ક્ષણમાં વિમુખ કીધો,
સન્મુખ વદે સ્તુતિ જાણે કે અવર ચતુરમુખ કીધો.

**વસંતતિલકા.**

જેને સ્તવી ન શકતા સુર ઇન્દ્ર જેમ. જેને સ્તવી ન શકતા સુર ગૌર તેમ;
જેને સ્તવી ન શકતા અજ શંભુ શેષ, તેને સ્તવ્યા શીશુ ધ્રુવે સહુથી વિશેષ.

**દોહરો**—હરિ વદ્યા દુઃખ દર્શ હરી, મુખથી વર વર માગ;
શ્રીવરને વરવા તદપિ, ભાગ્ય ન આવ્યું ભાગ.

**શાખી**—સર્વ જાણનારને શું જણવું જણવું તદપી નાથ,
દુર્લભ પણ તું દે નથી દુર્લભ તુજને કોઇએ વાત;
રાજ્યાસન શું માગું પામે ઇન્દ્રે તમથી રાજ,
અનુચ્છીષ્ટ ઊત્તમ પદ આપો એવું ચહું મહારાજ.

સંસારી દ્વેષથી એક બીજાનું ચાહે છે. ધ્રુવજીને ભાઇ સાથે તકરાર હતી. પણ શ્રીહરિના સાચા જન જેના ઊરમાં હરિ આજ સુધી વસ્યા હતા, ને હાલે જેના સ્હામા દેખાય છે તે એવી માગણી કેમ કરે? પ્રભુ અન્યાયી દ્વેષીને સહાય પણ કેમ કરે ! તેણે જે પદ કોઇનું પણ આજ સુધી ન ઠર્યું હોય, એટલે કોઇએ ભોગવ્યું ન હોય. તેમ તે એવું મોટું હોય, કે જેથી માતાનું મહેણું ભાગે, પોતે સભાગી તેના મુકાબલામાં ગણાય; એ રીતે તેમણે તો અપરમાને ઉત્તમ ભાઇ બેઊનું જે હોય તે આબાદ રહે, ને પોતાને તેથી સારૂ પણ નવુંજ પદ મળે એમ ચાહ્યું. એરીતે સંસારી દ્વેષી, માની લોકોને મુકાબલે એ માગણી સારી-તેથી તે કૃતાર્થ થયા માને. પણ બેશક ખરા કૃતાર્થ તો નહીંજ. કારણ **'પામી પ્રભુ પુરમાં ન પુરાઊં'** એમ માગ્યું હોત તો મળત. ન માગ્યું તેનું કારણ અહીં પ્રભુજ ઉઘાડું પાડે છે.

**શાર્દુલ.**

ઇચ્છા બાળ તણી સુણી હરી વદ્યા. ધાર્યું બધું એ થશે,
પૂર્વે તું દ્વીજબાળ ભૂપ ભુવને, જાતો લીલાને મસે;
ભક્તિમાં ચિત્ત હોય ભૂપ સુતની, દેખી બધી સમૃદ્ધી,
તૃષ્ણા એ ઊરમાં રહી તન ગ્રહી, આજે ચહી તે વદી.

આ રીતે-ક્ષત્રી-રાજકુમારનો દેહ—જન્મતાંજ ઊગ્ર ભક્તિ—ને તેના ફળમાં રાજ્યાસનની આસક્તિ-એ બધાનું મૂળ પૂર્વ જન્મની શેષ રહેલ વાસના રાજકુમારના સંગને લીધે થએલ તે હતી. નહિ તો ભગવાને ત્યાંજ જણાવી દીધું છે કે—

**मामाराध्यनरोमुक्ति मवाप्नोत्यविलंबितम्**

મારૂં આરાધન કરીને નર સદ્ય મુક્તિ પામે છે. એ તો પ્રભુ ઝટ આપે છે. પણ

ધ્રુવે તે માગ્યું નહીં. કારણ તેમને પૂર્વ વાસનાનું બંધન હતું; પૂર્વ જન્મે ભક્તિ કરી રાજકુમારનું રાજ્યનું સુખ મેળવવા મન કર્યું હતું. આપણે તે ઊપરથી બોધ લઇ ઊપરનું વચન સ્મરી આ ચહીએ છીએ તે બરાબરજ છે કે—

**પામી પ્રભુ પુરમાં ન પુરાઊં, ઊરે વસ્યા શ્રી હરિ દ્રઢ ધ્યાઊં.**

ભક્તે તો અપરમા ને ભ્રાતાનું મંગળ ચાહ્યું, પણ તેને કષ્ટ તો તેમના નિમિત્તે મળી ચુકયુ હતું. તે અપરાધ પ્રભુએ માફ ન કર્યો, તેમનું ભવિષ્યે ત્યાંજ કહી દીધું કે જેની માતા આવી ગર્વીષ્ટ ને અવિચારી છે, તેનું શિક્ષણ પુત્રને પણ તેવુંજ; ખરી અભાગીણી તે દુર્બુદ્ધિજ, ને તેથી તેનો પુત્રજ ખરો અભાગી આખર ઠરવાનો છે. કેવી રીતે તે કહી દીધું--

**વસંતતિલકા.**

જા તું ભલે ધ્રવ પ્રતિ અતિ**માન થાશે**, આજેથી મોહ ફરીથી મતિ**માં ન થાશે;**
ભ્રાતા શીકાર રમતાં વનમાં મરાશે, માતા વિખુટી રખડી દવમાં દઝાશે.

એટલે જે પિતાના આસને બેસવાને મનોરથ કરેલ તે પણ સફળ થશે. તેકેવી રીતે—કે ભાઇને અપરમાનું તો આવે હાલે સમાધાન થવાનું તેમ—

**તોટક.**

તજી રાજ્ય પિતા વન નિસરશે, સરશે તવ અર્થ ભૂમી વરશે;
વરસે છતરીશ હજાર થશે, નભશે તુજ રાજ્ય યથેચ્છ થશે.

**सुर्यात्सोमात्तथांभौमा त्सोमपुत्राद्बृहस्पतेः । सर्वेषामुपरिस्थानं तवदत्तंमयाध्रुव ॥**
**केचिच्चतुर्युगं यावत्कोचिन्मन्वंतरंसुराः । तिष्टंति भवतोदत्ता मयावैकल्पसंस्थितिः॥**
**सुनीतिरपितेमाता त्वदासन्नतिनिर्मला । विमानेतारकाभूत्वा तावत्कालंनिवत्स्यति ॥**

સૂર્ય-ચંદ્ર તો શું? પણ સૌથી ઊંચું સ્થાન તે પણ આ કલ્પ પર્યંતનું ને વળી ત્યાં માતા-જેના પ્રતાપે આ પ્રભુદર્શન થયાં તે પણ સાથે-પોતે માને સભાગી કરવા સંકલ્પ કરે તે પણ છેક સુધી-એ રીતેવર મળ્યો ને કૃતાર્થ થયા. તેજાણીનેજ કહ્યું છે કે-

" ઊરે વસ્યા શ્રીહરી દ્રઢ ધ્યાઊં, કદા કૃતાર્થ થાઊં એ ચાહું " તે પછી જે વધુ કહ્યું " ઊદ્યમ અવર મુકી અનુ મંડું, પામી પ્રભુ પુરમાં ન પુરાઊં " તે શા માટે? આંહિજ જુવો—

**ગીતિ**—વર આપી શ્રીવર તો, ધ્યાન-દ્રષ્ટી-થી અંતરધ્યાન થયા;
ભાન આવ્યું તવ ધ્રુવજ, અંતે રાજી અંતરમાં ન થયા.

કારણ જે ઊરમાં પ્રભુ પ્રકટયાનો આનંદ અનુભવ ને તેની સીમા રૂપ જે પ્રત્યક્ષ દર્શનનો લાભ, તે હવે દ્રષ્ટી ને હૃદય બેઉમાંથી ગયો; ત્યારે સમજ પડી કે—

**દોહરો**— જગ સુખની લાલચ કરી, ઝટ ન ચહ્યું હરિધામ;
એ ધ્રુવને સાલ્યા કર્યું, ઊરમાં આડું જામ.

કારણ તે નશ્વર ને દુઃખમીશ્ર—પ્રાકૃત સુખ લેશવાળું કયાં ને અખંડ બ્રહ્માનંદ કયાં? અનુભવ મેળવીને ગુમાવ્યો. પસ્તાવાના ઘણા શ્લોક છે, **મૈત્રેય** વિદુરજીને **કહે** છે કે, કાંઈ બધા ન મારા જેવા ભાગ્યશાળી હોય કે જે એમજ ચહે ને કરે કે—

**ઊત્તમ અવર મુંકી અનુ મંડું, પામી પ્રભુ પુરમાં ન પુરાઊં.**

તાત્પર્ય કહેવાનું કહેવાઇ ગયું; પણ ઊપસંહાર કરી લઇએ—

**શાખી**—ધ્રુવ વિયોગથી નૃપ પસ્તાતો સુખે ન પીતો ખાતો,
હરિ મળ્યા સુતને એ તેણે સુણી લોકથી વાતો;
મરતાં જીવાડવા વદતા માંન્યું પહેલું મનમાં તો,
નારદજીએ પુરી શાખ તવ ઉઠ્યો હરખથી ધાતો.

**શાર્દુલ**—ચાલ્યા સત્વર ભૂપ સંગ શૌર્બોકા, માંહી એઊ નાર છે;
સેના ને પુરલોક થોક ગરજે, વાદીત્ર ગાનાર છે;
દેખી દૂરથી દીવ્ય પુત્ર ઝગતો, ભેટયા ધસ્યા ભાવથી'
ત્યાં ઝંખાઇ ગઇ સુરૂચી શું મળું, પાપીષ્ટ શા ભાવથી !

**માલિની**— પિતુ પદ શીરનામી, ધ્રુવજી સદ્ય ધાયા,
પ્રથમ સુરૂચી કેરા. પ્રેમથી પાદ સાહ્યા;
તુજ વચન વડે મેં, જાત મારી સુધારી,
ગણું ગુરૂ નર્થો ચિત્તે, લેશ મા રીસ ધારી.

**હરિગીત**— વનમાં ગુમાવેલ વત્સની મા દીન ગૌ સમ દુબળી,
આજે અચાનક તેજ સુતને સભાગી થઇને મળી;
દુર્ભાગીને કીધી સભાગી સભાગી સુત સાંપડયો,
પદમાં પડયો તેને ઉપાડી છાતીની સાથે જડયો,

**પદ રાગ 'ખમાચ.'**

માના મનમાં મોદ ના માય. ટેક.

ફરી દાબે ઉર ફરી જુવે મુખ, કર શીર ધરી ધરી ના ધરાય. માના.
ચુંબન કરે ભરે નયને જળ, ગણે સ્વપ્ન સત્ય ન મનાય. માના.
વને વાઘ વરૂમાં વિચરેલો, કયાંથી કુશળ ફરી જણાય. માના.
ન્હાંનો આવ્યો વહ્યો બાળ શીર, અભિષેક એ દુધે થાય. માના.
ધન્ય માત એ ધન્ય સપૂત એ, સુર જન હજીએ ગુણો ગાય. માના.

**શાર્દુલ**—ભ્રાતા મિત્ર ગુરૂ જનો પુર જનો. ભેટયા પછી ભાવથી,
ચાલ્યા સ્વારી કરી ફરી પુર પ્રતી, ભૂપાલના લ્હાવથી;
શૃંગારી નગરી વધાવી કુસુમે, લે વારણાં સુંદરી,
આનંદે ઊભરાઇ સર્વ નીરખે, ધ્રુવને ઉમંગે કરી.

**વસંત.**

જેને ન કોઈ કરતું પુરમાં પ્રણામ, જેનું ન માત પિતુએ પણ રાખ્યું માન,
તે એજ મા પિતુને પુરથી પુજાય, શ્રીકંથ સેવી તરણું પણ મેરૂ થાય.

**શાખી**— શ્રીવર રીઝે શી બાકી રહે પામ્યા ભૂપર રાજ્ય,
મુઆ પછી મળ્યું સર્વ દેવના સ્થળથી ઉપર રાજ્ય,

પ્રલય સમય તે ક્ષય થાતાં પણ દર્શેજ ધ્રુવ નારાજ,
શ્રીવૈકુંઠમાં સંગ રાખશે સદૈવ જગના રાજ.

એ રીતે માતા નારદથી શ્રવણ-પછી મનન ને તેનું ધ્યાન—નિદીધ્યાસન કર્યું, તો પરમાત્માનું દર્શન પણ થયું. તે કયાં ? પ્રથમ પોતાનાજ ઊરમાં. તે શાથી ? બહાર પોતાની બનાવેલ મૂર્તિની પુજાથી, તે અંદર પ્રકટી ત્યારે વિશેષ પ્રાદુર્ભાવ થયો. તન્મેમય થઇ ને—તે પાછી જ્યારે બહાર દીઠી ત્યારે જાણ્યું કે જે ઊરમાં વસ્યા છે તે મૂર્તિમાં રહેલ હાલતા ચાલતા બોલતા ચતુર્ભુજા ઘનશ્યામ ઇત્યાદી રૂપરંગ આકાર વસન ભૂષણ આયુધવાળા શ્રીહરિજ છે, ને તેથી તે તું છે કહ્યું તે પણ ખરૂં છે. આપણે તેનું મંદર ને અંદર તે મૂર્તિ છે, જે બહાર પણ છે, બધે છે, બધું છે.

આ રીતે ઉપનિષદ્ પુરાણ અનુભવ ઇતિહાસ બધું એકકંઠ છે ને તેનો સાર ખેંચી જે ગ્રહણ કરવાનો તે આદી મધ્યે ને અંતે એજ કે—

**ઊરે વશ્યા શ્રીહરિ દૃઢ ધ્યાઊં, કદા કૃતાર્થ થાઉં એ ચાહું;**
**ઊદ્યમ અવર મુંકી અનુ મંડું, પામી પ્રભુ પુરમાં ન પુરાઊં.** ઊરે.

**સમાપ્ત.**




## પૂર્વરંગ.

**પદ રાગ સોરઠ " એકપલ નીંદીયાં ન આઇ " એ દેશી.**

**સજ્જન શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઇ,**
**શીદ રહો છો સંસારમાં લોભાઈ લોભાઇ.** શ્રીહરિનેજ. ટેક.
**સહેલો સમરવો, દેવ અમરનો,**
**સંકટે સંભારે આવે ધાઈ, સુખદાઇ.** તમે શ્રીહરિનેજ.

સજ્જન પ્રત્યે પ્રશ્ન છે કે—" શીદ રહો છો સંસારમાં લોભાઇ ? "

સંસારમાં સૌ છીએ પણ ' લોભાઈ ' રહીએ છીએ તે ઠીક નથી કરતા. કારણ लोभमूलानिपापानि ભગવાન શ્રીકૃષ્ને પણ નરકના ત્રીપોળીઆમાં कामःक्रोधस्तथालोभः એમ છેલ્લે તેને ગણાવ્યો છે, ને તેને द्वारंःनाशनमात्मनः એમ મહા અનર્થકારી કહ્યો છે કવી કહી ગયા છે ' બે લોક બુડાડે લોભ ' એટલે આ લોકમાં પણ તે નુકસાન કરનાર છે. પછી તેને શામાટે ધારવો ? તેને છેક છોડી દેવાથી કાંઇ સંસાર બગડી જતો નથી, સુધરે છે. ખુદ શ્રીકૃષ્ન કહે છે—

**यदृच्छालाभसंतुष्टो द्वन्द्वातीतोविमत्सरः ॥**
**समःसिद्धावसिद्धौ च कृत्वापिनानिबध्यते ॥**

'સહજ મળે તેથી સંતોષી, સુખ દુઃખથી બેદરકાર, મત્સર વિનાનો, અને ઈચ્છિત વાત સિદ્ધ થાએ કે અસિદ્ધ એ તેના મનથી સરખુ' છે, તે કર્મ કરે તોપણ બંધાતો નથી.' એમ માલીકેજ કહ્યું છે, છતાં તેમ ન કરીએ એમ શા સારૂ થવું જોઇએ ? માટે કહ્યું. "શીદ રહોં છો સંસારમાં લોભાઈ."

'સમજ્યા છતાં નથી સચવાતુ' તેનું કારણ કુસંગ છે. બીજાને તેમ કરતાં જોઇ જોઈ કરાઇ જવાય છે, તે માટે એક 'સીકંદર' જેવા જગ વિજયી મહારાજાને ઉદ્દેશી કવિ કહે છે—

"યહ ધુમ ધડક્કા સાથ લીયે, કયોં ફીરતા હૈ જંગલ જંગલ,"
"એક તીનકા કામ ન આવેગા, મઓકુફ હુવા જબ અંન ઓર જલ,"
"ઘર બારી અટારી ચૌ બારી, કયા ખાસા તન સુખ ઓર મલમલ,"
"કયા ચિતવન પરદે ફરશ નયે, કયા લાલ પલંગ કયા રંગ મહલ,"
"સબ ઠાઠ પડા રહેજાવેગા, જબ લાદ ચલેગા બનજારા."
"મગરૂર ન હો તલવારોં પર, મત ભૂલ ભરોંસે ઢાલોં કે;"
"સબ પટા તોડકે ભાગેંગે, મુંહ દેખ અજલકે ભાલોં કે,"
"કયા ડબ્બે મોતી હીરે કે, કયા ઢેર ખજાને માલોં કે,"
"કયા બુચકે તાશ મુજફ્ફરકે, કયા તખ્તે શાલ દુશાલોં કે,"
"સબ ઠાઠ પડા રહેજાવેગા, જબ લાદ ચલેગા બનજારા."
"કયા સખ્ત મકાંન બનાતાહૈ, ખમ તેરે તનકાહે પોલા,"
"તુ ઊંચે કોટ ઉઠાતાહૈ, વહાં તેરી કબરને મુંહ ખોલા."
"કયા રેની ખંડક રૂંડ બડી, કયા બુર્જ કંગુરે અન મોલા,"
"ઘટ કોટ રાહ તોંપે કિલ્લે, કયા શીશે ઓર દારૂ ગોલા,"
"સબ ઠાઠ પડા રહેજાવેગા, જબ લાદ ચલેગા બનજારા."

કહેવાય છે કે મહમદ ગીજનવીએ મરતી વખત નસીયત કરી હતી કે મારો 'જનાજો' અમુક રીતે કાઢજો; ને તેજ પ્રમાણે તેને કાઢયો, ત્યારે સૌથી આગળ 'લશ્કર' પછી 'વૈદ્યો' પછી 'મંત્રી જંત્રી,' પછી 'સગા સ્નેહી,' પછી 'બધો ખજાનો," ને છેવટ પોતે જનાજામાં સુતેલ. તે આખું શરીર ઢાંકેલું પણ બે હાથ બેઊ તરફ બહાર ઉઘાડા ! ! તાત્પર્ય કે કશું કામ ન આવ્યું ને છેવટ—

"બાંધી મુઠી આનો પેં પસારી હાથ જાનો હૈ."

તે પર બીજો કવિ કહે છે—

धनानिभूमौपशवश्चगोष्टे भार्यागृहद्वारिजनःश्मशाने ॥
देहश्चितायांपरलोकमार्गे कर्मानुगोगच्छतिजीवएकः ॥

ધન ભૂમિમાં, પશુઓ તેમના ગોષ્ટોમાં, સ્ત્રી ઘરના બાર સુધી ને જનો શ્મશાન સુધી, છેવટ દેહ ચીતામાં પુરો થાય છે, એટલે પરલોકને પંથે પડતાં જીવ પોતાનાં કર્મને લઇને એકલોજ જાય છે. આ કાંઈ અજાણી વાત નથી, માત્ર યાદ રાખવું જરૂરતનું છે. તે માટે પણ જોઇએ છીએ કે—

## ગિરધારીના ગરબાનો રાગ.

' મરવું છેરે, એ નવ ભૂલી જાવું, શરણું શ્રીવરનું સ્હાવું. ટેક.
ન પ્રમાણુ વડા નાનાનુંરે, નથી નક્કી રોગી સાજાનુંરે;
આવતું અચાનક છાનુંરે, તે માટેરે, જલદી સજ થઈ જાવું. શરણું.
જન નિત્ય જાય છે ચાલ્યાંરે, બહુ ગયાં આપણાં વ્હાલાંરે;
જેમણે વૃથા વય ગાળ્યાંરે, તે સહુનેરે, પડયું હશે પસ્તાવું. શરણું.
સહુ સ્મશાન જ્ઞાની થાતાંરે, પણ ક્ષણમાં ભૂલી જાતાંરે;
એ મૂરખમાં લેખાતાંરે, નવ એવાંરે કદી આપણે થાવું. શરણું.

અર્થાત્ યાદ આપુ છું કે—

" **શીદ રહો છો સંસારમાં લોભાઇ ભાઇ ભાઇ, તમે શ્રી હરિનેજ સ્મરી લ્યો ભાઈ.**"

કારણ પરલોકનું ઓસડ—

**जादीनपरेगोकाम जमकेजसुसनतें ॥ तादीनतीहारेकाम रामनामआवेगो ॥**

સૌ જાણે છે કે તે વેળા—**विश्नुपोतंविनानान्यत्किंचिदस्तिपरायणं ।**

અરે ! પ્રત્યક્ષ વહીવટ જોઇએ છીએ કે, તે વખત સંસારથી વિરક્ત કરી, પાસે વાલની વીંટી પણ ન રાખી, ક્ષૌર સ્નાન કરાવી, તીલકમાળા ધરાવી, તુલસી તીર્થ આપી. છેવટ રામ નામ સંભળાવે છે, ને તેનું મોટેથી સ્મરણ કરી તે જીવને કરાવે છે. તેનો પડઘો તે દેહ છોડી જાય તોપણ છેક તે દેહને સ્મશાને પહોંચાડતાં સુધી હરિ સ્મરણ જારી રાખે છે. ને તેથીજ સૌ આ રહસ્ય સમજે છે, એ સિદ્ધ થાય છે. પણ એનો ઉપયોગ ' આગ લાગ્યાં પછી કુપ ખોદાવે ' એવો થાય છે. માટે સંસારમાં રહીને કર્તવ્ય કરે જાઇને ભગવાનનાજ શબ્દોમાં—

**तस्मात्सर्वेषुकालेषु मामनुस्मरयुध्यच ॥**
**मय्यर्पितमनोबुद्धि र्मामेवैष्यस्यसंशयम् ॥**

તેટલા માટે સર્વ કાળમાં મારૂં સ્મરણ કરે જા ને યુદ્ધ-કર્તવ્ય કર્મ-જે વખતે જે જાતનું હોય તે-તેપણ કરે જા-કેમકે ફળ સ્મરણથી છે. તેમાં કામ મન બુદ્ધિનું; તે માટે જ હરિ પોતે કહે છે. મારામાં જેણે મન બુદ્ધિ અર્પણ કર્યા તે મને પામે છે એમાં શક નથી. ખુદ માલીક નિઃસંશય આજ્ઞા—વચન છે માટે એ—

**' શ્રીહરિને સ્મરી લ્યો ભાઈ.'**

આમે પણ મન નવરૂં તો રહી શકતુંજ નથી.

એની મેળે ઉઠયાં કરે જગના વિચાર,
એક પછી બીજો કેમે આવે નહીં પાર;

તેને એવા ફોગટના વ્યાપાર—ટેવ—થી વાળી—

નવરાશમાં કુતર્ક કર્યાની ટેવ સમૂળી ટાળોરે, અને છેવટ
**અનુ** તમામ વખત ફુરસદનો હરિભજનમાં ગાળોરે. તો એમાં

કઠણ શું છે ? કવિ કહે છે—

नारायणेति शब्दोस्ति वागस्ति वशवर्तीनी ॥
तथापि नरके घोरे पतंति ह्येतदद्भुतं ॥

"નારાયણ" એવો સરલ શબ્દ છે, વાણી પોતાના વશમાં છે—તેમ છતાં ઘોર નર્કમાં લોક પડે છે, એ અદભૂત છે ! તેનું કારણ એજ—

" શીદ રહો છો સંસારમાં લોભાઈ ? ભાઇ ભાઈ !" તેમ ન કરો તો—આ વાત સહજ બને કે " શ્રી હરિનેજ સ્મરી લ્યો ભાઇ. "

એ શ્રમ સાર્થક છે, એમાં સંદેહ ન કરવા ઉપર શ્રીહરિનુંજ વચન છે, ને તેથીજ ઠરે છે કે, "સહેલો સમરવો દેવ અમરનો"
સૌથી મ્હોટા તે જેમ શ્રીમન્ તરીકે તેમ મનથી પણ મોટા છે-કેવો કે—

**'સંકટે સંભારે આવે ધાઈ સુખદાઇ, તમે શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઇ.'**

દેવતાઓને સંકટ પડ્યું ને તેમણે બ્રહ્મા દ્વારા પ્રાર્થના કરી ત્યારેજ મથુરામાં પ્રકટ્યા-તે વેળા બ્રહ્માએ સ્તુતિ કરતાં કહ્યું છેજ કે—

सत्वंविशुद्धंश्रयतेभवान्स्थितौ शरीरिणांश्रेयउपासनंवपुः ॥
वेदक्रियायोगतपःसमाधिभिःस्तवार्हणंयेनजनःसमीहते ॥

'આપ શુદ્ધ સત્વમય શરીર-જગતની રક્ષા કરવા વેળા ધારણ કરો છો, ત્યારે લોકો-વેદ, ક્રિયા, યોગ, તપ, સમાધિ વગેરેથી આપનું યોગ્ય સેવન કરી ફળ મેળવી શકે છે.' પણ બીજા શ્લોકમાં ત્યાંજ કહે છે કે, જો તેવી કૃપા ન કરો તો-આપ છો એવી પ્રતિતી અમને સ્વબળે કયાંથી થાય ! તો પછી વિશેષ આપના ગુણસ્વભાવની તો વાતજ શી? પરંતુ

' હીત કરનાંહિ સ્વભાવ પ્યારે, લક્ષ્મીવરકા હીત કરનાં હિ સ્વભાવ."

કેટલી પ્રકરે હિત કરે છે એ ગણ્યું ગણાય તેમ નથી. તો પણ કહ્યું છે કે—

शास्त्रैरनादिनिधनैःस्मृतिभिस्त्वदीय दीव्यावतारचरितैःशुभयाचदृष्टया ॥
निश्रेयसं यदुपकल्पयसिप्रजानां सात्वत्कृपाजलधि तल्लजवेल्लितश्री ॥

અનાદિ નિધાન એવાં વેદ શાસ્ત્ર સ્મૃતિ વગેરે, ને આપના દીવ્ય અવતાર, ને ચરિત્રોથી દયાળ દ્રષ્ટી વડે આપે જે જે પ્રજાનાં કલ્યાણ કર્યાં છે તે આપના કૃપાના સાગરની છોળો છે. સમુદ્રની છોળોનો પાર, તો પરમાત્માની ચેતનો પ્રત્યેની કૃપાનો પાર તે જેમ પરંપરા બીજા દ્વારા તેમ જાતે કરવામાં પણ કચાશ નથી રહેતી, બલકે તેમાં નાનું મોટું જોવામાં નથી આવતું. એતો 'દેખા કલ્પ તરૂ' એવા છે. શ્રીમત્ ભાગવત દશમસ્કંધમાં કથા છે કે છેક દ્વારકાંથી મુદામ ચાલી સાથે સાત્વિક મહર્ષીમંડળજ જનકપુરમાં પોતાના ભક્ત રહેતા હતા. તેમને દર્શન દેવાસારૂજ ત્યાં પધાર્યા ને ત્યાં પણ એક રાજાને એક રાંક બ્રાહ્મણ એ સરખા ભાવવાળા ભક્ત હતા તો પોતે—

भगवांस्तदभिप्रेत्य द्वयोःप्रियचिकीर्षया ॥ उभयोराविशद्देह मुभाभ्यांतदलक्षितः ॥

એઉનો અભિપ્રાય જાણીને એઉનું ઇચ્છીત કરવા એકે ન સમજે તેમ પોતાનાં તથા બધી સંગની મંડળીનાં બેવડાં રૂપ કર્યાં ને એઉને ધામે એકે સાથે સ્વારી ચાલી ! ને સાથે સેવા પણ લીધી ! ! અરે ! ગોપી માત્ર માટે એકે એકેક થયા ! તે તો રાસ વેળાજ, પણ નારદજીએ નજરે જોયું કે દ્વારકાંમાં સોળ હજાર એક સો આઠ ભુવનમાં—

" એક હરિને અનેક ધામે એકજ વખતે દીઠા, "
" સઘળે સમાન સોહામણા લાગ્યા મનને મસ મીઠા; "
" નારાયણ નર ચેષ્ટા કરતા પુરે સૌની આશ, "

અહા! પણ તેમાં પણ શું વિશેષ છે ईश्वरःसर्वभूतानांहृद्देशेर्जुनतिष्टति બલકે नतदस्ति-विनायत्स्यान्मयाभूतंचराचरं એના વિના ક્યાંહી કશું નથી. ને ત્યાં પણ ' પૂર્ણ ' છે. એટલે આખા વિશ્વનું ભરણ એરીતે કરવાથી ' વિશ્વંભર ' નામ છે. पचाम्यन्नंचतुर्विधं એમ પોતે માંહે વશીને વગર કહે ગુપ્ત પણ કૃપા કરે છે–પાળે છે. તો પછી સમરે તેને માટે તો શું આશ્ચર્ય કે " સંકટે સંભારે આવે ધાઈ સુખદાઇ. " એટલે કે તેવી ચેષ્ટા કરતાં દેખાઇ સ્વજનને સંતોષેજ. માટે ' **શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઇ** ' અને તે સ્મરણનું મહાત્મ્ય એટલું બધું છે કે—

**आर्त्ताविषण्णाशिथिलाश्चभीता घोरेषुचव्याधिषुवर्त्तमानाः ।**
**संकीर्त्यनारायणशब्दमात्रं विमुक्तदुखाःसुखिनोभवंति ॥**

" આર્ત્ત હોય, ખેદ યુક્ત હોય, શિથિલ હોય, ભયભીત હોય, મહામંદવાડમાં પડયો હોય; પણ માત્ર " નારાયણ " શબ્દનું સંકીર્તન કરે કે તે દુઃખોથી છુટેછે–એટલુંજ નહીં પણ સુખી થઇ જાય છે. " અજામેલની સ્થિતિ એવીજ હતી–એક નહીં પણ આ બધાં લક્ષણ હતાં; ને તેણે માત્ર ' નારાયણ ' શબ્દજ, તે પણ ભાવથી નહીં પણ ઊચ્ચારજ કર્યો, તો તેનાં દુઃખો જઇ સુખો થયાં- એટલે તે કૃત્ય દુઃખ જવાનું ને સુખ થવાનું બીજ થયું; ત્યારથી ચેત્યો ને પછી મંડયો તે છેવટ સદા સારૂ છુટી ગયો. વળી તેથી પણ વધુ સારો દાખલો–વધુ દુઃખમાં હોઇને વધુ સુખમાં ને સદાજ જનાર એવો ને તે વળી મનુષ્યનો પણ નહીં; અજામેલ તો મનુષ્ય, મૂળે બ્રાહ્મણ દેહ, પૂર્વના સારા સંસ્કાર. કઇક વર્ષ સ્વધર્મ પણ શ્રેષ્ટ પાળેલ; ને તેનીજ નારાયણ નામ પર એવી પ્રીતિ રહેલ કે પોતાના વ્હાલા પુત્રનું તે નામ પાડયું; ને અંતે કાંક તે કારણ ને કાંક પ્રભુ પાર્શદ દર્શન એ કારણ એમ બસરી મદદ થઇ–પણ આજે જે દ્રષ્ટાંત દેવાનું છે, તે તો ભણે ગણે શું ? પશુ દેહ સુધી પહોંચી તેમાં વૃદ્ધ થઇ ગએલ, જેને કોઇની કશી મદદ તો નહીંજ, પણ જે સંસારીનો વડો હતો તે પણ એકે એકે બધાં તજી ગયાં, ને પોતે પણ છેક બળ પરવારી સમય પણ એટલોજ બાકી કે—

" છીનભર સૂંઢ રહી જલ બાહેર, તબ હરિ નામ પૂકાર્યો; " પણ તુરત
" નાથ કેસે ગજકો બંધ છુડાયો ? " તે ઉપર કહ્યાં તેવાં બધાં દુઃખવાળો તે હતો ને તેણે માત્ર નારાયણનું સંકીર્તન–એટલે બેશક રૂડી રીતે કીર્તન કર્યુ–તો સદા દુઃખમાંથી તેને છોડવા ને સદાના સુખમાં જોડવા—

" સંકટે સંભારે આવ્યા ધાઇ સુખદાઈ, માટે હરિનેજ સ્મરી લ્યો ભાઇ. " આખરે કોઈ કામ નહીં આવે, એ પણ એ ઉપરથીજ સમજશો કે—

" શીદ રહોછો સંસારમાં લોભાઈ બઈ ભાઇ, તમે શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઈ" કથા પરમપ્રમાણભૂત છે–કારણ ભારતમાં પાંચમો વેદ, તેમાં પણ એ સાગરમાં પાંચ રત્ન તેમાંનું એક " **ગજેન્દ્રમોક્ષ** " શ્રી ભાગવત પણ એ રીતેજ વર્ણન આપે છે તે વાંચો ને પછી એજ સાર કે—**તમે શ્રીહરિનેજ સ્મરી લ્યો, ભાઈ.**

# —શ્રી ગજેન્દ્રમોક્ષ આખ્યાન.—

## મંગલાચરણ.

**नक्रग्रस्तपदंसमुधृतकरं ब्रह्मादिदेवासुराः पाल्यंतामितिदीनवाक्य करिणं देवेष्वशक्तेष्वयः माभैषीइतितस्यनक्रहनने चक्रायुधःश्रीधरो आर्तत्राणपरायणःसभगवान्नारायणोमेगतिः**

### શાર્દુલ વિક્રિડીત છંદ.

સુંડે ઝાલી લીધો પગે ગજ જદા, બ્રહ્માદિ દેવો બધા;
રક્ષો એમ રડયો બની દીન છતાં, કોઈ ન ધાયા તદા;
ના બ્હીજે કહી નક્ર–ચક્ર કરમાં, ધારી હણ્યો તે પતિ,
આર્તત્રાણુ પરાયણુ **પ્રભુ** તણા, નારાયણો છે ગતી.

એ દ્રષ્ટાંત સંભારીને—

### પદ રાગ સોરઠ.

**સજ્જન શ્રીહરિને જ સ્મરી લ્યો ભાઈ,**
**શીદ રહો છો સંસારમાં લોભાઈ બાઇ ભાઈ. તમે  શ્રીહરિને જ. ટેક.**
**સહેલો સમરવો દેવ અમરનો,**
**સંકટે સંભારે આવે ધાઇ, સુખદાઇ.** એવા શ્રીહરિને જ.

શી રીતે? એ બનાવ કયાં બન્યો? તે વિષે કથા ચલાવીએ.

( શ્રીમહાભારત દાન ધર્મ શાન્તિ પર્વ. શ્રીમત્ ભાગવત સ્કંધ ૮. )

### ગરબી રાગ " અમદાવાદ નામે " એવો.

એક ઉત્તમ ગિરિવર મહાન, ક્ષીરસાગરની માંહેરે;
જેનું ત્રિકુટાચળ છે રૂડું નામ, ત્રેણુ શિખર દીપે ત્યાંહેરે.
કનક ચાંદી ને લોહ વરણુ, ત્રણુ ઢગો ઝળહળતા ભાસેરે;
ધાતુ વૃક્ષ વેલ નદી સરો ઝરણુ. ભર્યાં મહીં ને ચોપાસેરે,
ધશી અડી હશી લપશી ખશી, જાય, ક્ષીર સાગરની છોળોરે;
સદા ઉમંગી તરંગી દેખાય, એ શ્રીરંગનો હીંચોળોરે.
સિદ્ધ ચારણુ કિન્નરો દેવ સ્ત્રીઓ, નિત્ય રમવાને આવેરે;
ગીત વાદ્ય નાદ કરતાં આલ્હાદ, વનો ઉપવનો ગજાવેરે.

### દોહરો.

અસુર મદ્ય પી ગરજતા, કરે સુર સુધાપાન;
ષટ્પદ પરાગ ચૂસતા, સૌ સૌમાં મસ્તાન.

સિંહ વાઘ રીંછ વરૂ હાથી મસ્ત, ઉંડી ગુફાઓ ગજાવેરે;
પક્ષીવૃંદ વદીને સ્વચ્છંદ, રમ્ય ત્યાં આનંદ ઉપજાવેરે,

જળ સ્થળ મૃદંગ ગરજતી, ભાવ કરે તરૂ ડાળ;
મયુર થન ગન નાચતા, કોયલ ગાય રસાળ.
ડાળ કરે ગ્રહી ફળો હાલે ખુબ વૃક્ષ, જનને લલચાવેરે,
લતા છોડ પુષ્પ સુગંધી સદૈવ, ભૂમી ઉપર વરસાવેરે.
ઝુલે પંખી ડાળપર, જળચર તરંગ માંહ્ય;
સુર નર ઝુલે ઝુલતાં, ઉર ઊમંગ ન સમાય,
વડા વૃક્ષ તણી ઘટા બની ઘટ્ટ, રવી કિરણ જયાં ન ફાવેરે;
ફળો પડી સડી ચઢી જતા ઢેર, કામ ખાતરમાં આવેરે.
મેનાં કોયલ ને કીર કરે શોર, ઢેલ મોરને નચાવેરે;
ફરે મનહરણાં હરણાંનાં વૃંદ, બપૈયા પીયુ સ્મરાવેરે.
નદી કીનારાને ટપી વધી જાય, તરૂ તીરનાં પડાવેરે;
ઘણાં ઝરણાં સુખ કરણાં સોહાય, નાદ મધુરા સુણાવેરે.
પડે ધોધ કરી ક્રોધ શ્વેત અંગ, પાછું જળ બહુ ઊડાવેરે;
ફેલી જાય ઘુમરી ખાય, માંહ્ય માંહ્ય ઘાટ વિધ વિધ ઊપજાવેરે.
ભર્યું સર વચમાં મનહર વિશાળ, ઘણું નીરમળ છે પાણીરે;
ચારે તીર છાએ તરૂ સર્વ કાળ, ભેટ પુષ્પ ફળો આણીરે.
માંહે કંચનનાં કમળ ખીલે ભવ્ય, જેની પાંખડી હજારોરે;
ફરી ભોગી ભ્રમરો ત્યાં ચોગમે, કરે ગણ ગણ ગુંજારોરે.
ચારે કાંઠે જળ છોળો લેહેરાય, મંદમંદ ધ્વની કરતીરે;
હંસ કારંડવ જળચર સમુદાય, શોભા સઘળી મન હરતીરે.

તે સર કેવડું હતું. ( મહાભારતનું વચન છે. )

**शतयोजनविस्तीर्णं दशयोजनमायतं पंचयोजनमूर्धानं सरमेतत्प्रमाणतः ।**
**हिमखंडोदकोराजन् सुस्वादममृतोपमं त्रैलोक्येदृष्टपूर्वंच यत्तत्सरमनुत्तमम् ॥**

**છપ્પય**—જળચર સારૂ જળાશયો જળથી છલકાતાં,
પક્ષી કાજે સફળ તરૂ નવ ગણ્યાં ગણાતાં;
પશુઓ માટે ગુફા સફા નદી નાળાં પાસે,
વેલો સારૂ તરૂ ઊભાં અડતાં આકાશે.
જનને માટે મનહર જગા, સુર સારૂ એકાંત છે;
ભોગી માટે ક્રીડા સ્થળો, જોગી કાજ સ્થળ શાંત છે.

**સવૈયો.**

**ભારી** ગિરિ મહિં એક કુટે ભમતાં નિશચારી સ્વવેશ સુ**ધારી,**
**ધારી** ઉમંગ બીજી કુટમાં રમવા નિત આવતી દેવ સ**વારી;**
**વારી** તણું સર ભારી ભર્યું હતી તેજ ત્રીજી કુટ સર્વથી **સારી,**
**સારી** કૃતિ મતિ વાન જુવે જીવ અન્ય ન જોઇ શકે પર**ભારી.**

( આંહી એક શાસ્ત્રનું રહસ્ય સમજાય છે કે પૃથ્વી ઉપર અમુક પદાર્થ ) ( ગીરી-નદી-પણુ ) એવા દ્રવ્યના બનેલા છે કે પાપી દ્રષ્ટીવાળા તેને જોઈ શકે નહીં. જેમ શ્રીહરિનું દર્શન છેક દીવ્ય દ્રષ્ટીથી અર્જુનને થયું હતું તેમ તેનાથી ઊતરતા પણુ આપણુાથી ચઢતા દેવ રૂ ષી આદીનું તેમના સ્થળ આશ્રમનું દર્શન પણુ આપણે છીએ તેવા રહીશું ત્યાં સુધી કદી થવાનું નથી. પણ આપણી સ્થિતિમાં દ્રષ્ટીમાં સુધારો કરશું ત્યારે બનશે. તે માટે છેક છેવટ સુધી કામ લાગે એવો ઉપાય તો એજ કે-**" શીદ રહો છો સંસારમાં લોભાઇ, બાઇ ભાઈ, તમે શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઇ."** કારણુ તે વિના મતિ નિર્મળ નહીં થાય, ને તે વિના ખરી મજા મળવાની નથીજ. અહીંજ લખ્યું છે કે—

**त्रतीयंब्रह्मसदनं प्रकृष्टंश्रृंगमुत्तमं पद्मरागसमप्रख्यं तारागणसमन्वितम् ।**
**नैतत्कृतघ्नापश्यंति ननृशंसाननास्तिकाः नातप्तपसोलोके येचपापकृतानराः ॥**

તેવા તો આપણે છીએજ नानाराधितगोविंदाः शैलंपश्यंतितेनराः તેમાં પણુ ગોવિંદ આરાધન છેવટ કહ્યું છે. કારણુ જેમ તન શુદ્ધ કરૂવાની પુન્નમાં જરૂર તેથી વધુ મનની શુદ્ધીની. તે અશુદ્ધ સંસારમાં લોભાયેલાને કયાંથી થાય, માટે હરિ ભજવા માટે પણુ પ્રથમ સંસાર લોભ મુકવો ને પછી **' શ્રીહરિનેજ સ્મરી લ્યોને ભાઈ '**

**પદ રાગ ધનાશ્રી.**

વસે મહા ગજરાય, એ સ્થળે વસે મહા ગજરાય;
જોડી જેની ન જણાય, એ સ્થળે વસે મહા ગજરાય. ટેક,
ગિરિ ચાલતો ગગનવરણુ એ, હૃષ્ટ પુષ્ટ દેખાય. એ સ્થળે.
વડા દંતુસળ ઝગે શશીસમ; કરણે પંખા થાય. એ સ્થળે.
અનેક હાથીણી સંગ લાડતો, વડો વંશ સમુદાય. એ સ્થળે.
મદ ઝરતો રહે સદા વિફરતો, નાલ નયન લહેરાય. એ સ્થળે.
કેળ નેતરો પગે ચગદતો, ધક્કે તરૂ ઢળી જાય. એ સ્થળે.
રમતાં તોડે તરૂની ડાળો, નાદ નભે ફેલાય. એ સ્થળે.
મદ ગંધે નાસે છે સિંહો, વાઘ રીંછ મહાકાય. એ સ્થળે.
સસલા હરણાદિ સંગ વસતાં, નિર્ભય સદા જણાય. એ સ્થળે.
સુંઢ ફેરવે સ્ત્રી બચ્ચાંપર, અંગ બીડે ઘસાય, એ સ્થળે,
ગજરાજ એ વનમાં રાજા, અદ્વિતીય સમજાય. એ સ્થળે.

**સાખી.**—રમતો ભમતો જમતો રંગે થયા ખરા મધ્યાન્હ,
તપ્યો તને ને તૃષા લાગતાં પેઠું જળમાં ધ્યાન;
પરશેવે ન્હાતો મલકાતો ધાતો સહપરિવાર,
આવ્યો મહા સુંદર સર તીરે લાગી ન જરી વાર.

**પદ ભૈરવ રાગ.**

જળમાં ગજરાજ પડયો હરખી. ટેક.
શીતળ જળ નિર્મળ પ્રિય લાગ્યું, લાગી હતી તનમાં તડકી. જળમાં.

મચ્છ કચ્છ જળચર તે સ્થળથી, ભાગી ગયાં આઘાં ભટકી. જળમાં.
પીધું જળ બચ્ચાંને પાયું, ન્હાઇ સંગ હથીણી સરખી, જળમાં.
સૂંઢ જળે ભરી છાંટે ખેલે, લડાવતો પ્યારી પરખી. જળમાં.
તોડે કમળ ઉછાળે ઝીલે, ગાજે મસ્ત બની કડકી, જળમાં.
આજુ બાજુ પશુ પંખીનાં, નાદે જાય હૃદય ફડકી. જળમાં.
પ્રજાની પ્રજા સંગ રમે છે, લાડ કરે બરકી બરકી. જળમાં
બહુ વર્ષોથી મજા ભોગવે, પણ આજે ન વિશેષ ટકી જળમાં,

ભાઈઓ! સંસાર સુખ કેવું ક્ષણીક છે! કેટલી ઝડપથી જતું રહે છે! કે તેને વિજળી ચપળતાનું દ્રષ્ટાંત આપે છે, તે આવા પ્રસંગેજ સ્પષ્ટ સમજાય છે. ત્યાં સુધી બરાબર ગમ નથી પડતી, તેથીજ મૂઢ રહેવાય છે પણ અહો યાદ કરો!

**"શીદ રહો છો સંસારમાં લોભાઇ બાઈ ભાઇ"** કારણ

**ગીતિ**—કયારે કયાંથી કેવી, વિપતિ આવશે એ કોઈ નવ **સમજે**; (અહીંજ જુવો)
જળમાં બળમાં મગરે, ગ્રહ્યો હાથીને પગે, હતો **સમ જે**;

શેરને માથે સવાશેર કરી રાખેલ છે, ગજ તો ભૂમિપર રાજા હતો, પણ જેવડું તેનું વન-રાજ્ય તેવડુંજ મકરનું સરોવર રાજ્ય હતું. તેની મોજ મજાઓ જુદીજ પ્રકારની તે સરોવરમાં હતી. તે ગજ જેમ સેહેલ કરવા પાણીમાં પડયો, તેમ તે પણ કદી સહેલ કરવા પૃથ્વિપર આવે, પરંતુ પોતપોતાનું જોર પોતાનાં સ્થાનપર કહ્યું છે—

"ઘરમાં ઘરબારી બજારે વેપારી,
દરબારે દરબારી ને વગડે રબારી."

બીલાડી ને બગલાની મૈત્રીમાં બગલે જમણવાર કરી ત્યારે સુરાઈમાં ખીર ભરી ત્યાં બીલાડીનું ન ચાલ્યું; પણ પાછી બીલાડીએ મીજમાની આપી ને થાળીમાં ખીર પીરસી એટલે બગલાના એજ હાલ! સઘળે સર્વનું કાંઇ ચાલતું નથી, બલકે સ્થાન ભ્રષ્ટ થયો કે—

**स्थानभ्रष्टानशोभंते केशादंतानखानराः**

ઊલટા પતીત—અધમ ગણાય ને તેથી બીજાથી ઝટ પરાસ્ત થાય તેમજ પ્રસંગ આંહી આવ્યો. પણ એથી સમજવાનું એ કે આપત્તિ કયાં જળમાં છુપી રહી હતી? તેમ ગમે ત્યારે ગમે ત્યાંથી આવી પડી માણસને પલકમાં લાચાર—કંગાલ બનાવી દે છે. સેંકડો દાખલા સાંભરશે ને તેમને પછી પસ્તાયા જોયા પણ હશે. તેવું ન થવા હાલથીજ **"શીદ રહો છો સંસારમાં લોભાઈ, બાઈ ભાઇ તમે શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઇ."** જુવો ગજના હાલ! જયાં મકરે પગ પકડયો—કે જેવો સાઠમારીમાં કાંટાવાળા હોય છે તેવા સાંણસે જકડયો માત્ર મુખથી પકડ નહીં પણ અંદર ખીલા જેવી ડાઢો તે પગમાં પેશી જાય ને ખેંચે તેમ વધુ પ્રવેશે તેથી તેણે—

**માલિની**—અરરરરર એવી, કારમી ચીસ પાડી,
ભરરરરર નાઠાં, સૌ સગાં ડોટ કહાડી; (સંસારી સગાંની ખુબી જોજો)
"જેની પંચાતોમાં કાઢી નાંખો બધો કાળ, ખરી વેળા કોઇએ તે નહીં લે સંભાળ.'

જહાંગીરશાહ પોતાની 'તુજકે જહાંગીરી' નામની કીતાબમાં લખેછે કે, એકવેળા શેરના શીકારમાં તેની ગોળી ખાલી ગઈ ને શેર જેવો ધશી તેની મંડળીપર ધાયો, તેવા બધા તેના સોબતી જીવ બચાવવા તેને મુંકી તેતો નાઠા પણ હડફટમાં તેને પાડી નાંખ્યો ને કોઇતો તેનું અંગ પણ ચગદી ગયા. મોતનો ભય લાગે તે વેળા પોતાનો સ્વાર્થ એવો સચવાય છે. પ્લેગ થાય તેની ચાકરી કોણ પ્રીતિથી કરે છે તે તપાસવું ! સાચું એજ છે કે—' શીદ રહોછો સંસારમાં લોભાઇ ' સારાં સગાં હોય ભોગ આપવા તૈયાર હોય તોપણ શું ? કહ્યું છે કે—

' ખરાં દુઃખોતો જાતે ખમવાં જનતો રહે છે જોઇ, જગતમાં કામ ન આવે કોઇ.'

સ્નેહી સગાં હોય સાચાં પણ, ખરી આફતે નકામાં;
દુઃખી થઇને દુઃખ વધારે, બેસી રહીને સ્હાંમાં.

કોઇ ઊછીનું બદલે વેચાણ કે કોઇપણ પ્રકારે રંચ પણ કષ્ટ ઓછું કરી ખરીવેળા સહાય કરી શકે એમ છેજ નહીં. એટલે—

ખરી અડચણમાં સરવકો નકામ છે,

અનુપતિ માત્ર તારી ખરી હામ છેજો. પ્રભુ આપવિના કોઈ અમારૂં નથીજો. ને તેથીજ કહ્યું કે—' શ્રીહરીનેજ સ્મરી લ્યો ભાઇ ' જુવો હવે ગજરાજની વીતી.

થરરરરર કંપ્યાં, શું થયું એ વિમાશી. ચરરરરર દાઝયું, ચિત્ત કષ્ટેથી ત્રાસી.

**ઊપેન્દ્રવજ્ર.**

ધણી તીણી દાઢ ગઈજ પેશી, ગ્રહી મુખે પાદ રહ્યો ન બેશી;
ઊંડા જળે ખેંચી જવા અરીને, દીધું ઘણું જોર ગ્રહે ફરીને.

**હરિગીત.**

પહેલાં ન કોઈ સમજયા બની આ બીના તો પાણી મહીં,
હાથી પુકારી વદ્યો ત્યારે વાત એ જાણી તહીં;
ત્યાંતો દીઠું કે મકર ખેંચી જાય છે પાણી મહીં,
મંડયાં તદા ગજ અને મંડળ ધૈર્ય ઊર આણી તહીં.

આપણા સ્વાર્થ કરતાં પોતાનો સ્વાર્થ આપણા મરવાથી જશે એમ જાણીને થોડીવાર સગાં વહાલાં દોડ ધામ કરે છે પણ તેનો વેગ જેમ કાળ જાય તેમ મંદ થાય છે. બધાના પ્રેમની કસોટી કાળ કરી આપે છે ને અંતે એમજ કબુલ કરવું પડે છે કે—

**' શીદ રહો છો સંસારમાં લોભાઇ બાઈ ભાઇ, તમે શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઇ.'**

**પદ " ઓધવજી કરમનકી ગતિ ન્યારી " એ રાગ.**

ચાલી સર તીરમાં જબર લઢાઈ, ગયું નિર્મળ જળ ડહોળાઇ. ચાલી.
પગ છોડાવવા જોર કરે તેમ, ડાઢો પેસે વધુ માંહી;
દારૂણ વેદના એથી ઊઠે તે, જાય ન કેમે ખમાઈ. ચાલી.
મારે પછાડા બીજા પગે સૂંઢે, પાડે બુમો ધબરાઈ;
મકરે પછાડી સ્વ પૂછને ખેંચે ! કાયા શી મોટી દેખાઈ! ચાલી.

એક તરફથી ખેંચે પગ શત્રુ, બીજી તરફથી વીંટાઈ;
સગાં બધાં સૂંઢ ભેરવી ખેંચે, બહાર કાઢવા ચાહી. ચાલી.

સગાં સહાય તો કરે પણ અંગ કોનું ખેંચાય ? શેઠની નવી નીચે રહે ને જુની મેઢી ઊપર રાતે ઉપર સુવા જતાં નવી નીચેથી પગ પકડીને ખેંચે ને જુની ઊપરથી ચોટલી પકડી ખેંચે, શેઠ દાદરપર ખેંચાતાં પણ કષ્ટાય ને એ છોડી દે તો પટકાય. એવી હાલત ખરી વિપત્તિમાં થાય છે. ચોળવું, ચાંપવું, શેક, પ્લાસ્ટર બધું એજ અંગપર ! ! |

તન ખેંચાય હાથીનું એઊગમ, જોર ન જાય સ્હેવાઇ,
થાય હાડકાં સાંધા જુદા, જાય ઘણોજ મુંઝાઈ. ચાલી.
મગર માને જળમાં ખેંચી જઇ, તુષ્ટ થાઊં ભક્ષ ખાઈ;
સગાં સમજે એ શરીર બચાવી, સંગ રહીએ હરખાઇ. ચાલી.
એના સ્વાર્થમાં આ બાપડાના, ભોગ વધુ મળે ભાઈ;
અર્થ એકેનો સરે ઝટ ક્યાંથી, કર્મની છે કઠણાઇ. ચાલી.
જળમાં બળ કોઇનું નવ ચાલે, બને શી રીતે સહાયી;
ગજ બળ મંડળબળથી મગરની, બળમાં છે અધિકાઇ. ચાલી.
કાળ બની આવ્યો મકર શેં છોડે, થાકે ક્યાંથી દુઃખદાઈ;
દિવસ ને રાત ગયા કંઇ વીતી, તોએ ચાલી એ લઢાઇ. ચાલી.
ભૂખ્યાં થાકયાં બાળ બચ્ચાં બીચારાં, અંતે ગયાં અકળાઈ;
માસો વિતે મોટાં પણ પછી થાકયાં, વેળા ન કોઇથી વળાઈ. ચાલી.
આવે જાય લે ખબર તોએ અહીં, પાર ન આવે કાંઇ;
આશ મુંકી અંત સરવ છોડી ગયાં, જાતે રહ્યો કષ્ટમાંહી. ચાલી.

મહા વ્યાધી વળગે ને મંદવાડનો પાર ન આવે ત્યારે, સંસારીના સારાપણાની સાચી સમજણ ને શરીર મળવાથી સાહેબી નથી પણ શી શિક્ષા છે તેની પુરી પરિક્ષા થાય ! તે અવલજ )—

" શ્રી હરિનેજ સ્મરી લ્યો ભાઇ, શીદ રહો છો સંસારમાં લોભાઇ; બાઇ—"

## લલિત છંદ.

નવ રહ્યાં સગાં, કોઇ સંગમાં, ભૂખ દુઃખો સહે, ભારી અંગમાં;
પગની એ પીડા, જાય છે વધી, સુખી સ્થિતી મટી,રે ગઇ બધી.
હથણી યુથમાં, હાલવું વને, સ્વપ્રિય સંગમાં, ચાલવું વને;
સકળ શત્રુને, સાલવું વને, અરર શું નહીં, કોઇ દી બને ?

( પછી તો ગીત ગાવાનું કે—ઘડપણ કોણે મોકલ્યું.
જાણ્યું જોબન રહેશે સહુ કાળ. ઘડપણ કોણે મોકલ્યું. )
" સુખનું સ્વપ્નુ વહી જશે, પછી ન બનશે કાંઈ;
" સહુ સગવડ છે ત્યાં લગી, કંઈક કરી લ્યો કમાઇ. " તે શું ?
" શ્રી હરિનેજ સ્મરી લ્યો ભાઈ, શીદ રહો છો સંસારમાં લોભાઈ બાઇ ભાઇ. "

જુવો હવે ગજરાજના હાલ.

**પદ " એડો ભાઇ બુડતા તારો " એ રાગ.**

શોચે ' ગજરાજ વિચારી, સ્થિતિ આશી થઇ ગઈ મ્હારી;
જેને માટે દિન રાત મેં ચિંતા, રાખ્યા કરી મનમાંહ્ય;
તે સરવે મને છેક વિસારી, મોજ માણે વન માંય. શોચે.
જેને ખવાડયા મેં ખાઈ ન જાતે, મીઠા મેવાના અહાર;
તે મને નજરે જોવાએ ન આવે, ક્યાંથી કરે કશી વ્હાર. શોચે.
દેખું સ્હામું વન ફળ ગજ સંયુત, પણ ન હુંથી ત્યાં જવાય;
દેખવું ને દાઝવું રહે મ્હારે, એ તે શી રીતે સ્હેવાય. શોચે.
ખાય પીએ સહુ મારૂંજ ભોગવે, મારે પીડાવું આ ઠામ;
પાર તેનો પણ કેમે ન આવે, રહેતી નથી હવે હામ. શોચે.

( પોતાની હામ છુટે પછી બીજા તો બોલેજ ના કે " દાદા તો મરતાએ નથી ને માંચો મુકતાએ નથી" હવે તો છુટે તો સારૂં !!

" બહુને દીઠાં રડતાં સડતાં, બડબડતાં મુંઝાતાં; "
" કેમ તારૂં નહીં થાએ એવું, જગમાં ગોથાં ખાતાં. "

માટે " ભાઇ ભાઇ શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઇ. " જો એ હાલત નહીં આવે ને આશાના ભર્યા પૂરા જવાનીમાંજ મરવાના વારા આવ્યા તોતો તોબાજ !

" સરવ રહ્યાં ને જવું પડે મ્હારે કયાંથી આવી મ્હારી વારી, "
" એ સંકલ્પ ઘણોજ સાલશે વ્હેશે નયનથી વારી. "
" ઓસડ વેસડ આવી રહેશે ને દુનિયાં મેલશે ઠેલી, "
" તે સમે ઓ હરિ તારા વિના મ્હારી એકે ન ઓથ રહેલી. "

એમ સમજી—**" શીદ રહો છો સંસારમાં લોભાઈ, ભાઈ ભાઇ, તમે શ્રીહરિનેજ. "**

( હવે ગજરાજનો વિચાર ચલાવીએ. )

ઘણા સહ્યા ટાઢ તડકા ને વૃષ્ટી, ભૂખ ને થાક અપાર;
આશ આશામાં વર્ષ વીતાડયાં, સંખ્યાનો તે શું વિચાર ! શોચે.
જાય સમય તેમ થાય વધુ વધુ ભય, શ્રમ શું થશે સહુ ફોક;
જળમાં ખેંચાઇ મરી શું જઇશ ? શું થઇશ મકરનો ભોગ- શોચે.
જગમાં આધાર રહ્યો નહીં કોઇનો, નિજ બળ ખુટયું છેક;
શત્રુ ખેંચી જાય જળમાં વધારે, હવે નથી રહેતી ટેક. શોચે.

**શિખરિણી**—વિચારે એવું ત્યાં, બળ વધુ કર્યું શત્રુ મકરે !
અરે ! ચાલ્યો તાણી, જળ મહીં હવે હાથી શું કરે !
ડુબ્યો રે ડુબ્યો ! મરી મરી મથી માંડ ઊગરે,
સુઝયું ત્યાં તો ચિત્ત, જગપતિને જાચુંજ ખરે !

પણ આવે વખતે સુઝયું તેનું કારણ ? ત્યાંજ લખ્યું છે.

**શાખી**—'હાહા' 'હુહુ' નામ હતા બેઊ ગાયન ઉત્તમ**કાર;**
રાગ રાગણી સઘળી બંને ગાતાં શ્રેષ્ટ **પ્રકાર;**
સુરપતિ સમીપે બેઊંએ ગાયું પામ્યું હ્રદય **વિકાર,**

કોણુ શ્રેષ્ટ એ પુછયું ઇન્દ્રને કરી બેઉએ અહંકાર.
ઈન્દ્ર કહે હું નિપૂણ ન પૂરણુ નિરણુય આપું શાથી,
દેવલ રૂષી પુરા જ્ઞાતા છે જાઓ બેઉ ત્યાં સાથી;
ગાઓ મુની પાસે ને પૂછો પછી ત્યાં ખુલાસાથી,
આવ્યા બંને દેવલ મુનીને આશ્રમ શુભ આશાથી.
મુની મગ્ન છે ધ્યાન વિષે પણુ ગાંધર્વે કરી વાત,
આમ એઉ માંહે કુશળતા કારણુ મુનિવર પડયો વિવાદ;
શ્રેષ્ટ ખરો જે લાગે તેને કહેજો ઉમંગ સાથ,
એમ વદી બંનેએ ગાયું ખેંચીને બહુ સાદ.

ગીતિ

ગાઇ ચુકયા તવ પૂછયું, પણુ ધ્યાનસ્થ મુની શું ઉત્તર દે;
તવતો બંને બોલ્યા, મૂર્ખ—પરસ્પર—ધારી—કોપ હૃદે. ?

**તોટક.**

અતિ મૂઢ મુની સમજે ન કશું, કરીં કુટ વૃથા મહા મુરખશું;
ખર આખર સાકરને ન લહે; વિણુ સ્વાદ લહે શું જવાબ કહે. !

**અભંગ.**

બહુ બકવાદ, સુણી મુનીનાથ, જાગી કોપ સાથ, બોલ્યા શાપ;
ધર્યું અભિમાન, કર્યું અપમાન, ચુકાવ્યું સુધ્યાન. કીધું પાપ.
હુહું તુતો ખરે, મગર થા સરે, હાહા દેહ ધરે; ગજપ્રાણી;
પડો પૃથ્વી માંહ્ય, ધરો એવી કાય, એવું મુનીરાય, બોલ્યા વાણી.

**ભુજંગી.**

સુણી શાપ કંપ્યા બેઉ ત્રાસ પામી, વધા હાથ જોડી કૃપા માગી સ્હામી;
ક્ષમા ધારીને છૂટવાનો ઉપાય, કરો સ્વામીજી લાગીએ બેઉ પાય.
રૂષીજી વધા કે ત્રિકુટે તમે બે, અનાયાસ ભેળા થશો જે સમે બે;
થશે યુદ્ધને હારશે હાથી જ્યારે, પ્રભુ તારશે ત્યાં થઇ સાથી ત્યારે.

રૂષીએ પ્રથમ સ્થુળ દ્રષ્ટીથીજ હુહુનું પુણ્ય ઓછું જાણી તેને મકર થવા કહેલ ને હાહાનું તેજ વધુ જોઇ ગજ થવા કહેલ, પણુ તેમની સ્તુતિ ઉપરથી વધુ તેમના તેના પણુ પૂર્વ જન્મની તજવીજ જ્ઞાન દ્રષ્ટીથી કરી તો જણાયું કે, હાહાના વધુ તેજનું કારણુ ને ગાયનના અંત શોકમાં ગાંધર્વ જન્મ્યો છે પણુ પૂર્વ—

**શાર્દુલ.**

ઇન્દ્રદ્યુમ્ન નૃપાળ દેહ દ્રવીડે, પ્હેલી સભાગી મળી,
ત્યારે શ્રીવરની પુજા કમળથી, કીધી અતિ નિર્મળી,
તે દીઠાં કમળો તદાજ સ્થિતિ એ, સર્વે ગઇ સાંભરી,
તે લાગી ગઇ કામ તેથી સ્તુતિએ, કીધી સુભક્તિ ભરી.

આ ભવિષ્ય મુનિએ જોયું ને જાણ્યું કે દૈવેજ મને પ્રેરી, તેને ગજરાજ થવાનું વચન કહાવ્યું છે તેથી જરૂર તેને પ્રભુ પ્રાપ્ત થશે. ને તેજ પ્રસંગ ખરો વખત આવ્યો એટલે ખડો થયો; સ્તુતિ કરવા મન થયું. પરંતુ ગંધર્વ દેહમાં સ્વર્ગનો ઠાઠ તો જોયો હતો

તેથી દેવોમાંથી રૂચી ઊઠી હતી. એટલે હવેતો તે સર્વ દેવોનો દેવ જે હોય તેને શરણે જવાનું ધાર્યું, કારણ દેવનાદેવ ઇન્દ્ર આગળ ગાયાનું તો ઇનામ ઉલટું મળ્યું તે ભોગવતાજ હતા, તેથી બોલ્યા કે—

**પદ "લક્ષ્મીના પતિરે" એ રાગ.**

જે હોય જગપતિરે, તે મુજ વ્હારે વેગે ધાજો;
સુણી મુજ વિનતિરે, આ સંકટ હણનારા થાજો, ટેક;
સગાં સંબંધી હતાં ઘણાંએ, પણ તે ઠર્યાં નકામાં;
જે માટે વય કાઢી તેતો, ગયાં તજીતે સ્હામાં. જે હોય.
મુજ બળપર મદ. ધરતો તેપણ; હવે રહ્યું નવ લેશે:
બાપ આપ નહીં સ્હાય કરો તો, વેળા મારી વળે શેં. જે હોય.

જગરાજની સ્થિતિ ગૃહસ્થરાજનેજ મળતી છે, પટાંતરે રાજાધિરાજનીજ કથા છે. વનરૂપી રાજ્ય ને મકરરૂપી મંદવાડ લંબાય ત્યારે–વૃદ્ધાવસ્થા થઇ અંત આવીજ લાચારી થાય છે. સ્વપ્ન સદ્રશ સુખ–યૌવન તો ફરી નથી સાંપડતું; આપણા દેખતાંજ આપણું બીજા ભોગવે છે ને આપણને તુચ્છ ગણી તીરસ્કારે છે, પણ તે વખતે પછી તે બધાં અનુકુળ હોય તો પણ ન–ગઇ જવાની આપી શકે કે ન અસાધ્ય વ્યાધી કાપી શકે ? બલકે તેમાંથી મરેજ છુટકો. તેપણ—

કયાં જાવું ને ત્યાં શું કરવું કોણ મદદ ત્યાં દેશે; કેમકે
આ કંઈ તો કંઈ કામ ન લાગે સર્વે અહીંજ રહેશે. જે હોય.

તે સારૂજ ભારતનાં પાંચરત્નમાં ગજેન્દ્રમોક્ષ પસંદ કરી તે રત્નમાં એક એમ મહાત્માઓએ ગણેલ છે ને તેમાંથી સાર એજ નિકળે છે, જે અંતે સાર કાઢયો કે—

**શીદ રહોછો સંસારમાં લોભાઈ, ભાઇ ભાઈ તમે શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઈ**

હવે સ્તુતિ કરતાં વળી બાઈ સાર કાઢે છે, ને તે એજ **શ્રીહરિનેજ** સ્મરી લ્યો ભાઇ. કારણ જગતપતિ એક છે એમ ત્યાં ઠર્યું છે. ગજે તે કોણ છે તે ઠરાવવાજ મોગમ સ્તુતિ કરી.

કારણ તેણે જગતનો રાજાપણાનો દેવ થઇ ગાંધર્વપણાનો, પશુ થઈ ગજરાજપણાનો, બધા સ્વાદ ચાખ્યા એકમાંથી છુટતાં બીજામાં સપડાયા, ને તેમાંથી ત્રીજામાં સપડાયા, ચઢવાને બદલે પડયા, ને તે એવા કે જેમાંથી હવે છુટાતું પણ નથી, તેથી નક્કી કર્યું કે, હવે તો એનેજ વળગું; જેના હાથમાં દેવ રૂષી સર્વનાં બંધન છે—બંધન માત્રનું મૂળ માયા--તેનોજ સ્વામી છે. તે કોણ એ નક્કિ તો થઇ ગયું છે. રહસ્ય જેમ શ્રુતિએ **માયાંતુપ્રકૃતિંવિદ્યાત માયીનંતુમહેશ્વરઃ** એમ ખોલી નાંખ્યું છે. તેની પણ તકરાર-શંકા— છેવટ ઉપનિષદનાં અમૃત શ્રી ગીતાજીમાં પ્રભુ વેદપ્રદાતાએજ ચોખ્ખાળી બતાવી કે—

**દૈવીહ્યેષાગુણમયી મममાયાદુરત્યયા ॥ मामेवयेप्रपद्यंते मायामेतांतरंतिते ॥**

તે ઉપાય ગજરાજ જાણતા હતા માટે આદર્યો, પણ ગીતાપ્રદાતાજ તે માયાના માલીક બંધછોડના હેતુ છે. એ સ્પષ્ટ નહોતો જાણતો--ગીતાજી નહોતાં સાંભળ્યાં તેથી મોઘમજ પણ સત્ય સ્પષ્ટ કરવાને સ્તુતિ કરવા લાગ્યો કે—

**સર્વ દેવના દેવ હોય જેનો, ન હોય ફરી ઈશ;**

જડચરનું જે આદિ કારણ; વ્યાપક છે દશદીશ. જે હોય.

**यस्मिन्निदंयतश्चेदं येनेदंयइदंस्वयम् ॥ योस्मात्परस्माच्चपर स्तंप्रपद्येस्वयम्भुवम् ॥**

દેવ મનુષ સહુ નાશ પામતાં પણ, જે રહે અવિનાશ;
પ્રથમ હતા ને પછી એ રહેશે, તે પુરો મુજ આશ. જે હોય.
દેવ રૂષી પણ નથી જાણતા, જેનું સ્વરૂપ ખાસ;
એવા એક અચિંત્ય અગોચર, કહું છું તેની પાસ. જે હોય.
સદા સુરી જેને સેવે છે, આ અંડ તણી પાર;
જેનાં નામ ગુણો કર્મો ને, નથી પ્રાકૃત આકાર. જે હોય.

આ પ્રમાણે પરમતત્વ નિર્ણય કરવા તેણે ચાહ્યું, ને તેનાથીજ મદદ માગી. જેમ તુલસીદાસજીએ કહ્યું હતું કે— "બને તો રઘુવરસેં બને કે બીગડે ભરપૂર,"
"ઓરનસેં જો કુછ બનેં વા બનવેમેં ધુર."

( આ સ્તુતિ વખત આકાશમાં દેવોની મંડળી ભરાઈ–કારણ તે પરતત્વને પુકારવા માંડયો–પણ તેમાં નિશ્ચય આ દોહરા પ્રમાણે જોયો તેથી )—

**દ્દોંડી.**

સુણી સ્તુતિ દીનતણી એવી **દેવો**, વદ્યા લાભ એને આપણે ન **દેવો**;
સ્તુતિ આપણી નથી કરતો **ભાઇ**, રહ્યો છે અચિંત્ય ઈશમાં લો**ભાઇ**.

( તે જોઇએ હવે તેના ચિંતવનમાં આવે છે ? તેનું કષ્ટ ટાળે છે ) તેમ થયુંજ. પૂર્વજન્મના સેવન પ્રકારે કમળ સ્હમું જોતાંજ કમળનયન અને કમળસેવા સાંભરી!!

**શાખી—** ગજે ધ્યાન શ્રીવરનું ધારી કરી માનસીક સેવ,
ભેટ ધરે શું કશું ન વશમાં સ્મરણ થયું તતખેવ;
કનક કમળ સરમાંથી સૂઢે તોડીને ધરી રાખી,
અતિદીન આતુર ઊરથી દૂરથી સ્તુતિ સ્મરી ભાખી. (હવે સ્પષ્ટ થયું)

**રાગ. પીલું શ્લોક.**

**नमोनमःकारणवामनाय नारायणायामीतविक्रमाय ॥**
**श्रीशारंगचक्रासिगदाधराय नमोस्तुतस्मैपुरुषोत्तमाय ॥**

આકૃતિ વિશેષમાં ચિત્ત ગયું કે પરમાત્માને તેજ આકારે દર્શન દેવા જાણે આકર્ષ્યા કષ્ટ વિના આર્તી નથી ને આર્તી વિના દીનતા પૂર્વક–હૃદયની આર્દ્રતા નથી, તેવી સ્તુતિ વિના પરમાત્માનું ખેંચાણ નથી,–ખરો ભાવ ત્યારેજ પ્રકટે છે ને જે ભાવના ભૂખ્યા ભગવાન છે તે ભાવ એમ પ્રસંગવિના પેદા નથી થતો, તેથીજ કહેવાયું છે.—

"રામ નામ સબકો કહે, ઠગ ઠાકોર ઓર ચોર;"
"ધ્રુવ પ્રલ્હાદ તરી ગયે, સો કહેના કછુ ઓર."

અરે ગજરાજ માટે પણ કવિએ એજ કહ્યું—

"નાથ કેસે ગજકો બંધ છોડાયો, રામા યેહી અચરજ મોકું આયો."

પણ તેમાં આગળ પાછળની તે વખતની હકિકત પુરી સમજી દરેકનો સકારણ વિચાર કરવાથી એ ચરિત્રમાં ઘણું દેખાય, ઘણું સમજાય; ઘણું ગ્રહણ કરાય, ને ઘણુંજ

ઉપયોગી થાય એવું છે. જુવો હવે દેવ નિર્ણય થતાંજ તે માટે અધિકારી ને ઉપાય, અધિકારીમાં હૃદયની આર્દ્રતા પછી તે પશુ પણ કાં નહોય! ઉપાયમાં માત્ર 'પુષ્પ' જે જયારે હાજર તે ત્યારે હજુરને બોલાવવા બસ, ને તે સાથે સાચા મનની કરગર તે પણ કાંઈ બનાવવી–ગોઠવવી ન પડે સ્વ વીતી કહી જવી. !! ગજરાજ કહે છે. ધ્યાન પૂર્વક કરમાં કમળ ધરી કહે છે! હાથ જોડે કયાંથી! હાથીને તો એકજ હાથવાળો માટેજ–હાથી! તે ઊંચો કર્યો છે! કરવોજ પડે તેમ છે. કારણ નહી તો પાણી તેમાંથી પેસે તો પ્રાણ જાય! કારણ એજ એનું નાક–શ્વાસની નળી છે. તેમાંથી મોત ન પેસે માટે ઉચું રાખી તેમાંજ પ્રભુને અર્પવા કમળ ધર્યું એટલે તેના પ્રાણ યમ ન લે પણ ત્યાં પરમેશ્વરને તેડે છે. તે તો તેડે પણ પ્રભુ આ વેળા શું કરે છે તે જોવાનું છે. કારણ આપણા આ આખ્યાનનો મૂખ્ય વિષય પરમાત્માના ગુણ સમજવાનો છે તે કહેવા કરતાં તેના વર્તનથી વધુ સમજાય, પણ તે પ્રસંગે! પ્રસંગ આવ્યો! દીન દુઃખી તૈયાર છે તે પ્રાર્થના કરે છે.

**પદ રાગ આશાવરી "પ્રારથું પ્રારથું" એ દેશી.**

પ્રારથું પ્રારથું હે અસુરારી, ધાઓ ધાઓ ઝટ હે ચક્ર ધારી;
ટગર ટગર સહુ જુવે દેવ મળી, કોઇ કરે ન સહાયજ મ્હારી. પ્રારથું.
ખેંચે મગર ડુંબુંછું દેવા, આવી ચુકયું સૂંઢ સુધી વારી. પ્રારથું.
શક્તિ સાધન કશું ન મુજમાં, દીન અકિંચન સ્થિતિ વિચારી. પ્રારથું.
આતુર ઊર ભક્તિપૂર મ્હારૂં, કેવળ કમળ ધરૂં લ્યો સ્વીકારી. પ્રારથું.
અન્ય ન સૂઝે ધ્રુજે તન થરરર, આવ્યો શરણ કહું એ પોકારી. પ્રારથું.

**नमस्ते पुंडरीकाक्ष भक्तानामभयंकर ।**
**सुब्रह्मण्यनमस्तेस्तु त्राहिमांशरणागतं ॥** પછી શું થયું. તેજ કહે છે.
**तावज्ज्वलन्तिमेंदुःखं चिंतासंसारसागरे ।**
**यावत्कमलपत्राक्ष न स्मरामिजनार्दनः ॥** કારણ

**પદ ખમાચ રાગનું.**

સુણતાં ગજરાજ તણો પુકાર. ધાયા સત્વર શ્રી જગદાધાર. સુણતાં.
સુખે સુતેલા શ્રીવૈકુંઠમાં, ઉઠી ધસ્યા સુરીના સરકાર. સુણતાં,
પુછે શ્રી ઉત્તર દેવાની પણ, નવ પૂરી કરી વાર. સુણતાં,
ન પાદુકા પણ પગમાં પહેરી, ન કહ્યું ગરૂડ થાઓ તૈયાર. સુણતાં.
અડવાણા ધાયા જગરાયા, કરવાનેજ કમળ સ્વીકાર. સુણતાં.
પહોચ્યાં પુંઠે ગરૂડ પાદુકા, પહેરી થયા તવ આપ સ્વાર. સુણતાં.
ગરૂડ ઉપર પણ સાથળ હલવે, ઉતાવળ દીસે અપાર. સુણતાં.

**પદ રાગ કલ્યાણ.** "ઓ આવે હરી હસતા" **એ દેશી.**

આવી પહોંચ્યા જગરાયા, અહાહાહા! દૂરથી ઝળળ જણાયા. અહા.
સરરરરરરરર પવન વેગમાં, સુર નભમાંહે તણાયા. અહા.
ફરરરરરરરર પાંખ શબ્દ સુણી, શ્રવણ એ સ્વરથી પુરાયા. અહા.
ઝળળળળળળળ દીવ્ય જ્યોતિથી, સુરવર સરવ અંજાયા. અહા.

થરરરરરરરરર કંપ્યા અસુરો, રૂષી મુની નીરખવા ધાયા. અહા.
ખરરરરરરરરર ઊતર્યા નિચે, જ્યાં ડુબે ગજકાયા. અહા.

**શાખી**—ગજે કમળ ફેંક્યું છે સ્હામું આવ્યા પ્રભુ વિલોકી,
તે સ્વીકારી કરૂણા ધારીને રીઝયા નાથ ત્રીલોકી;
ચલવ્યું ચક્ર ગયું જળમાંહી વિદારી મકરની કાયા,
હરી સમરતાંવેંત ગજપતિ ગ્રાહ થકી મુકાયા.

**ગીતિ**—પડી ગ્રાહની કાયા, તેવું દેવ તન પ્રકટ થઈ નિકળ્યું;
ગજ તન પણ પ્રભુ સ્પર્શે, થયું દેવ તન ન જાય કશું કળ્યું !

કળ્યું શું જવું છે ? ભગવાને ગીતાજીમાં કહ્યું છે કે—

**वासांसिजीर्णानियथाविहाय । नवानिगृह्णातिनरोऽपराणि ॥**
**तथाशरीराणिविहाय जीर्णान्यन्यानिसंयातिनवानिदेहि ॥**

તેમાં પણ મકરને તો માત્ર રૂષી વચનથી શિક્ષારૂપ કેદખાના જેવો પોશાક મળેલ તે ચક્ર સ્પર્શથી તુટી તેથી છુટી પોતાના ગંધર્વ સ્વરૂપમાં તે હતો તેવો થયો. પણ ગજરાજ તો મૂળે ભક્ત ને શેષ પ્રારબ્ધ આ દેહે મકર દ્વારા ભોગવી પરમ વિશુદ્ધ થએલ એટલે સુખે કરીને જુની દેહ તુટી છુટી ને નવી દીવ્ય દેહમાં દીપી રહ્યા, તેવીજ. સ્તુતિ શરૂ કરી.

**પદ " દઈએ સુમતિ " એ રાગનું.**

બોલ્યા શ્રીગજ જય જય જગદીશ;
આપ અનુગ્રહ કર્યો દાસનો, જણવી કૃપા અમાપ,
ટળ્યાં પાપ, મા ને બાપ, પ્રણમું નમાવી શીશ. બોલ્યા.
તાત, જગતના નાથ, છો સાક્ષાત, ભલિ ભાત, સિદ્ધ કરી આજ વાત,
સ્મરણ કર્યું કે આવી ઉભા, શંખ ચક્ર ધરનાર,
કરી વ્હાર, વિના વાર, તે ન કદી વિસરીશ. બોલ્યા.

**ગીતિ**— હવે પરમપદ આપો, પાપો કાપો સમસ્ત સુખદાઈ;
સદા સેવમાં સ્થાપો, થવા ન દ્યો ક્ષણ પણ પદથી જુદાઈ.

**પદ ધનાશ્રી અથવા ગમે તે રાગમાં.**

મુક્ત થયા ગજરાય, ગ્રાહથી મુક્ત થયા ગજરાય;
રીઝયા સુર સમુદાય, ગ્રાહથી મુક્ત થયા ગજરાય.
બ્રહ્માદિ આવી નમી પદમાં, નીરખે ને હરખાય. ગ્રાહથી.
દેવ કરે કુસુમોની વૃષ્ટી. ગાંધર્વો ગુણ ગાય. ગ્રાહથી.
પરથી પર હરી આપથી પછી પર, કોઇ ન કયાંહીં જણાય. ગ્રાહથી.
નિર્ગુણ સગુણ જે કહો તે એ, નારાયણ સિદ્ધ થાય. ગ્રાહથી.
ગજ કાજે અડવાણા ધાયા, કીર્તિ જગે ગવાય. ગ્રાહથી.
એજ કથા સંભારી ભારી, અનંત પ્રણમું પાય. ગ્રાહથી.

એ ઉપરથી સાર રૂપ શ્લોકે આ પ્રમાણે છે કે—

**विश्वंधियैवविरचायनिध्वायभूयः संजहुषस्सतिसमाश्रितवत्सलत्वे ।**
**आजरग्नुषस्तवगजोतमबृंहितेन पादपराममृषुषोपिचकामनीषा ॥**

" સંકલ્પ માત્રથી આખા જગતને ઉપજાવી પાળીને ફરી સંહારો છો, છતાં એક હાથીને માટે ( અડવાણા ધાયા ) જેવા દેખાઓ ત્યારે તેથી આપમાં આશ્રિત પ્રત્યે વત્સલત્વ કેટલું બધું છે, એજ વિચાર હોવો જોઇએ–બીજો કોઈ હેતુ નથી. " તે ભક્ત ને આશ્રિતને પુરો સંતોષવો, ને બીજાને પ્રોત્સાહ દેવો કે, " જુઓ હું તમારા માટે જાતે કેટલી કાળજી ને લાગણીથી તસ્દી લઉં છું ! એવા મારામાં ગુણ છે. " એટલે જે ગુણો શ્રુતિમુખે કહી બતાવ્યા છે, તે અવતાર રૂપે કરી સમજાવ્યા છે; ને તે ઉપરથીજ જે લોકો અસાર સંસારમાં હવે વધુ ન ધુંચાઇ એનેજ ચિત્ત ચાહી તેનેજ સમરશે, તેને આ કથા યાદ આવતાં વધુ સ્પષ્ટ થશે કે—

**" સહેલો સમરવો દેવ અમરનો, સંકટે સંભારે આવે ધાઇ સુખદાઇ."** તમે.
**શીદ રહો છો સંસારમાં લોભાઈ, બાઈ ભાઈ; તમે શ્રી હરીને સ્મરી લ્યો.**

એજ કહેવું–ને એવાજ થઇ રહેવું—સૌ ચાહો ને તેમજ થાઓ ! ! તથાસ્તુ ! !

---

**॥ શ્રીહરિઃ ॥**



# શ્રી કૃષ્ણ જન્મ મંગળ આખ્યાન.

## પૂર્વરંગ.

---

પદ રાગ સોરઠ.

**જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે, શ્રીકૃષ્ણ સદારે એવા ન કોઈ સુખદારે;**
**દેવોનાં પણ દુઃખ એ ટાળે, પોતે પ્રકટી પ્રજાળે વિપદા રે. જાણો.**

**શ્રી**કૃષ્ણથી કોણ અજાણ્યું છે ? સૌ જાણે છે. ને માને છે, કે અમે જાણ્યા છે. ઠીક છે પણ કોણ છે તે ? માણસ, દેવ કે પરબ્રહ્મ ? માણસ જાણ્યા હોય તો તે નશ્વર નથી સદા છે એટલે— 'જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે.'

દેવ જાણ્યા હોય તો—" દેવોનાં પણ દુઃખ એ ટાળે, " ને નિરંજન નિર્ગુણ નિરાકાર—પરબ્રહ્મ જાણ્યા હોય તો " પોતે પ્રકટી પ્રજાળે વિપદા રે " એટલે એરીતે મનુષ્ય, દેવ કે નિર્ગુણ બ્રહ્મ નહીં પણ—

**શ્રીકૃષ્ણ સદારે એવા ન કોઈ સુખદારે,** એ રીતના.
**જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે.**

**જાણ**વા સાથે વખાણવુંજ એટલા માટે કે-**' એવા ન કોઇ સુખદારે '** ને તેથી " જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે."

અમે તેવાજ જાણીએ છીએ, માનીએ છીએ, વખાણીએ છીએ, પછી પણ તમે કેમ કહો છો કે "જાણો ને વખાણો.' અરે ભાઈ! એના વિષે તમે શું જાણી માની શકો! શ્રુતિ કહે છે. **यदिमन्यसे सुवेदेतिदभ्रमेवापिनूनंत्वन्वेत्थ**

હું સારી રીતે જાણું છું એમ તું જો માનતો હોય તો તું અલ્પ જાણે છે. કારણ—

**यस्यामतं तस्यमतं मतंयस्यनवेदसः अविज्ञातं विजानंतो विज्ञातमविजानताम् ॥**

જેણે માન્યું કે મેં પુરો માન્યો તેણે નથી માન્યો જેણે માન્યું કે મેં પૂરો નથી માન્યો, તેણે માન્યો છે. એજ રીતે જાણવામાં પણ છે, કારણ કે તે અનંત અપાર છે. તેના રૂપ, સ્વરૂપ, ગુણ, વિભવ, ચરિત્ર; પ્રત્યેક અપાર છે એટલે તે વિષે જાણવાનું પણ તેટલુંજ છે. અર્જુને ગીતાજીમાં કહ્યું જ છે—**नहितेभगवन्व्यक्तिंविदुर्देवानदानवा** "

તમારી વ્યક્તિને હે ભગવાન દેવ દાનવ કોઈ જાણતા નથી ત્યાં અલ્પ મનુષ્ય માને કે મેં જાણ્યા એ કેટલી મૂર્ખાઈ! માટે—" જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે " શ્રુતિ પણ એજ સમજાવે છે કે આ લોકમાંજ જાણવાનો લાગ છે તે ખોયો તો ગયો!

**इहचेदवेदीदथ सत्यमस्ति नचेदिहावेदीन महतीविनष्टिः ॥**

સારાંશ કે જે આ દેહમાં છે ત્યાં સુધીમાં તેને જાણી ગયા તે સત્ય હરી ગયા, જીતી ગયા, ને જે ન જાણી શકયા તે મરી ગયા. એટલે નાશ પામી ગયા તેમનો અવતાર એળે ગયો માટે— **"જાણોને વખાણોને શ્રીકૃષ્ણ સદારે "**

જાણવાથીજ વખાણશો ને તે સાથે અનુભવશો કે—

" શ્રીકૃષ્ણ સદારે એવો ન કોઇ સુખદારે' માટે જાણો ને વખાણોને "

ગીતાજીમાં શ્રીહરિનું વચન છે **अज्ञश्चाश्रद्दधानश्चसंशयात्माविनश्यति** અજ્ઞ, અશ્રદ્ધાવાળો ને સંશયાત્મા નાશ પામે છે. એટલે જાણવુંજ માત્ર જરૂરતનું નથી, પણ એવું જાણવું, એટલે સુધી જાણવું, કે તે પર શ્રદ્ધા આવે ને તેપણ એવી કે જેમાં પછી સંશય ન ઉઠે તોજ નાશથી બચે? જે જાણે ને દૃઢ શ્રદ્ધા આણે તેજ વખાણે ને તેથીજ જાણો સદા એનેજ વખાણો એવા થાઓ તે સારૂ કહ્યું. "જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે." વસ્તુમાં એટલી યોગ્યતા ન હોય તો તો સદા ન વખાણાય પણ આતો જેમ જાણશો તેમ માનશો કે--

" શ્રીકૃષ્ણ સદારે એવા ન કોઈ સુખદારે,' માટે ' જાણો ને વખાણોને."

શારીતે જાણવા જેથી વખાણીએ? શ્રદ્ધાવાન સંશયહીન તેને સર્વ સુખદા સમજીએ તે પર દૃષ્ટાંત છે. 'શ્રીકૃષ્ણ' એ વસ્તુતો તમે જાણો છો, તમે તેનું નામ લઇ શકો છો, પણ તેની ખરી ખુબીની પૂરી ખબર પડવાને હજી તમારાથી ઘણા વધુ વધુજ્ઞાતાથી તમારે જાણવું જોઇએ. દૃષ્ટાંતથી આ વાત ઠીક સમજાશે. આપ તે જાણતા હશો તો યાદ અપાવું છું.

એક રબારીને રત્ન જડયું પ્રથમ કાચ ગણી બકરીની કોટે બાંધવા ધાર્યું. ગામમાં બતાવતાં મૂર્ખ પણ મોદીએ તેને બે આને માગ્યું. એટલે તેણે વિચાર બદલ્યો-મોટા ગામમાં જઈ તેથી મોટા ને કાંક સમજુ વાણીઆને તે બતાવ્યું. બે રૂપીએ તેણે માગ્યું એટલે તેને મણીમાં શ્રદ્ધા થઇ કરબામાં ગયો, ત્યાંથી શહેરમાં, ત્યાંથી છેવટ મોટા શહેરમાં ગયો ઉત્તરોત્તર તેના યોગ્ય પરિક્ષકોને બતાવતો ગયો તેમ પોતે મહા મૂલ્યવાન વસ્તુનો સંપાદક

થયો છે એમ સમજતો ગયો. તેની એ શોધ-શ્રમ–યોગ્ય રસ્તે ને યોગ્ય પુરૂષો પાસે તે મણિ વિષે જાણવાની કોશિશથી થયો, તેથી તે કોટીપતિ છે એમ સમજ્યો ને તેવીજ શ્રદ્ધા તેની તે હીરામાં થઈ. તે તેનું સર્વસ્વ હવે થયું. ને તેથી પછી તેનાં વખાણ કરવામાં ને તેને સુખદા ગણવામાં શું ન્યુનતા તે રાખે ? એ રીતે ઊત્તરોત્તર પ્રભુને પીછાણનારાથી તેના વિષે જાણ્યા જવાથીજ તેની કિંમત જણાશે, કદર સમજાશે. ને ત્યારેજ તેનાપર સુદૃઢ શ્રદ્ધા જામશે. એટલે તેનો ઇચ્છિત લાભ પણ લઇ શકાશે. ને તે વખતે આ વાક્ય બરાબર અનુભવ સિદ્ધ થવાથી આપ બીજાઓને પણ કહેતા થશો કે—

"જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે, શ્રીકૃષ્ણ સદારે એવા ન કોઇ સુખદારે."

તેમાં એટધું બધું જાણવાનું છે કે શ્રુતિનાજ શબ્દોમાં "**एकविज्ञातेनसर्वविज्ञातं भवति**" તે એકને જાણવાથી સર્વ જ્ઞાત થાય છે "**यज्ज्ञात्वानेहभूयोन्यज्ज्ञातव्यमवशिष्यते**" તે જાણવાથી ફરી કાંઇ જાણવુંજ બાકી રહેતું નથી માટેજ શ્રુતિ પણ—

**तद्विजिज्ञासस्व** તેને જાણ ! "**आत्मावारेद्रष्टव्यः श्रोतव्योमंतव्यो निदिध्यासितव्यः**" એમ શ્રવણ મનન, નિદિધ્યાસન, તેને જોવાને સાક્ષાત જાણવાને સારૂ, કરવા આજ્ઞા કરે છે. વેદાંત સૂત્રની પ્રવૃતિજ "**अथातोब्रह्मजिज्ञासा**" બ્રહ્મને જાણવા માટે છે, કેમકે તે વિના સ્થિર ને અનંત આનંદ પ્રાપ્ત થવાનો નથી, ને તેથી વેદ માત્રથી પણ એ શ્રી કૃષ્ણનાજ શબ્દોમાં **वेदैश्चसर्वैरहमेववेद्य** "સર્વ વેદથી વેદ્ય હુંજ છું" એમ સમજાય છે. કારણ વેદો પણ કહે છે **सर्वेवेदायत्रचैकीभवंति** સર્વે વેદ તેમાં એક થાય છે, "વેદ" શબ્દજ જાણવાનો ધાતુ ધારે છે ને વિદ્યા એ પણ એ ઉપરથીજ, તેમાં પણ અમે વિદ્વાન—જ્ઞાતા છીએ, એવો મદ ધરનારા ઘણા છે, પણ સાચી વિદ્યાથી સુજ્ઞાત **શ્રીપ્રલ્હાદજી** પોતાના સોબતીઓને તે શીખવતાં કહે છે—

**यदर्थइहकर्माणि विद्वन्मान्यसकृन्नरः । करोत्यतोविपर्यास ममोघंविंदतेफलम् ॥**
**सुखायदुःखमोक्षाय संकल्पइहकर्मिणः । सदाप्नोतीहयादुःख मनीहायाःसुखावृतः ॥**
**कामान्कामयतेकाम्यै र्यदर्थमिहपूरुषः ॥ सवैदेहस्तुपारक्यो भंगुरोयात्युपैतिच ॥**
**किमुव्यवहिता पत्यदारागारधनादयः । राज्यंकोशगजामात्य भृत्याप्ताममतास्पदाः ॥**

"વિદ્વાનનું માન ધરાવનારો મનુષ્ય આ લોકમાં જે ફળ ધારીને કર્મ કરે છે, તેનાથી ઉલટું ફળ તે અવશ્ય મેળવે છે—કર્મ કરનારાનો વિચાર સુખ મેળવવાનો અને દુઃખમાંથી છુટવાનો હોય છે. પરંતુ કર્મ કરવાથી સદા દુઃખ મળે છે ને ન કરવાથી તે પુરૂષ સુખી રહે છે. આ લોકમાં પુરૂષ જેને માટે કામ્ય કર્મો કરીને કામનાઓની ઇચ્છા કરે છે તે દેહ તો પારકો, ક્ષણભંગુર, અને નાશ થનારો તથા ઉત્પન્ન થનારો છે. આ પ્રમાણે જ્યાં અહંતા મમતાના સ્થાનરૂપ દેહ પણ પારકો છે, ત્યાં સંતાન, સ્ત્રીઓ, ઘર, ધનાદિક, રાજ્ય, ભંડાર, હાથી, મંત્રીઓ, ચાકર તથા સંબંધીઓ જેઓ તો દેહથી જુદાં હોઇને મમતાને પાત્ર છે, તેઓ પારકાં હોય તેમાં શું કહેવું ?" એટલે જાણી જાણીને વખાણી વખાણીને અનુભવના દરિઆ થઈ જાય—"**જગમાં ગણાયા ડાહ્યા, લોકો માંહે વખણાયા, તે થાય રઘવાયા જ્યારે તેડું આવે રામનું.**" કારણ તેઓ આ વિષયમાં છેક અજ્ઞાન હોય છે, ને તેથીજ કહ્યું કે "જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ." ઉપનિષદોમાં પણ સાક્ષાત્ યમે નચિકેતાને ઉપદેશ દેતાં એજ કહ્યું છે કે—

**अविद्यायामंतरेवर्तमानाः स्वयंधीराःपंडितमन्यमानाः ।**
**दंद्रम्यमाणा परियंतिमूढा अंधेनैवनीयमानायथांधाः ॥**

પોતાને બુદ્ધિમાન ને પંડિત માને, પણ વરતે સદા અવિદ્યામાંજ, એવા વિષયાસક્ત લોકો મૂઢ કુટાતા ફરે છે. ને બીજાને પણ અથડાવે છે. જેમ આંધળાને આંધળા દોરીને અફળાવે તેમ ને તેથીજ અવિદ્યામાંથી છોડાવવા વિદ્યામાં પણ રાજા એવી રાજ્ય વિદ્યા–આપણા શ્રીકૃષ્ણેજ અર્જુનને કહી છે તેમાં સ્પષ્ટ જણાવ્યું છે—

**अवजानंतिमांमूढा मानुषींतनुमाश्रितम् । परंभावमजानंतो ममभूतमहेश्वरम् ॥**
**मोघाशामोघकर्माणो मोघज्ञानाविचेतसः । राक्षसीमासुरींचैव प्रकृतिंमोहिनींश्रिताः ॥**

મૂઢ લોકો જે મને મનુષ્ય દેહમાં દેખીને મારી અવગણના કરે છે, તેનું કારણ તે મારા પરમભાવને હું ભૂતોનો મહાન ઇશ્વર છું એ વાતને નથી જાણતા. ને તેથી તેમની આશાઓ કર્મો જ્ઞાન–તે મુર્ખ રાક્ષસી આસુરી પ્રકૃતિવાળા મોહના આશ્રિત એવાનાં બધાં અફળ થાય છે. અરે જાણીને પણ બીજા દેવ સમાન જાણો તો પણ **अंतवत्तुफलंतेषां-तद्भवत्यल्पमेधसाम्** તે અજ્ઞાનીઓનું ફળ વિનાશી થાય છે, બલકે **नतुमांमभिजानंति-तत्वेनातश्च्यवंतिते** મને તત્વે કરીને તે નથી જાણતા તેથી પડે છે. અને જાણવાનું મહાત્મ્ય તેનાથી લાભ એટલો બધો બતાવે છે કે—

**योमामेवमसंमूढो जानातिपुरुषोत्तम । ससर्वविद्भजतिमां सर्वभावेनभारत ॥**

જે જ્ઞાની મનેજ પુરૂષોત્તમ જાણે છે તે 'સર્વજ્ઞ' ને તે મને સર્વ ભાવે ભજે છે આટલું બધું તેને જાણવામાં રહ્યું છે તે કોણ છે ! તે પોતેજ જણાવે ગયા છે—

**पिताहमस्यजगतो माताधातापितामहः । गतिर्भर्ताप्रभुःसाक्षी निवासःशरणंसुहृत् ॥**

આવા છે ને તેથી તેવાજ—

" જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે, શ્રીકૃષ્ણ સદારે એવા ન કોઈ સુખદારે. "

આવું સાંભળી માણસોને જે સાધારણ શંકા થાય તે શ્રીઅર્જુનેજ કરી હતી. ક્યારે કે જ્યારે શ્રીકૃષ્ણે આ ગીતાજીમાંજ કહ્યું કે જે તને હું આજે કહું છું તે મેં વિવસ્વતને કહેલ હતું. એટલે તુરત તેણે પ્રશ્ન કર્યો હતો કે—

**अपरंभवतोजन्म परंजन्मविवस्वतः कथमेतद्विजानीयां त्वमादौप्रोक्तवानिति**

આપનો જન્મ તો હાલ છે ને વિવસ્વતનો જન્મ થયે તો વર્ષો વહી ગયાં. છતાં આદિમાં આપે તેને આ કહ્યું હતું ( એમ જે કહો છો ) તે હું શી રીતે જાણી શકું ? શ્રીકૃષ્ણાવતાર તો છેક છેલો થયો છે ને જગત તો કેટલા કાળથી છે માટેજ કહ્યું કે તેના વિષે ઘણું જાણવાનું છે ને તે—" જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે. " તે શી રીતના જાણવા તે માટે પોતેજ જણાવે છે કે—

**बहूनिमेव्यतीतानि जन्मानितवचार्जुन । तान्यहंवेदसर्वाणि नत्वंवेत्थपरंतप ॥**

મારા ને તારા હે અર્જુન ! બહુ જન્મ થઈ ગયા પણ તે હું બધા જાણું છું, ને તું પરંતપ (છતાં) નથી જાણતો. " તેનું કારણ તારા જન્મ તારી મરજી પ્રમાણે નથી થતા, પણ મારી મરજી પ્રમાણે થાય છે–વળી તારા જન્મ કર્મના બદલામાં એટલે

તદનુગુણુ જ્ઞાનના પ્રસાર પૂર્વકજ થાય છે, ને તે મારી માયાના પ્રભાવથી થાય છે. તે માયા ક્ષણિક તું બદ્ધ ને મને પરતંત્ર તેથી તને યાદ અપાવું-રખાવું તેટલું તને યાદ આવે કે રહે, ને હું જન્મું છું તે—

**अजोपिसन्नव्ययात्मा भूतानामीश्वरो पिसन् प्रकृतिंस्वामधिष्टाय संभवाम्यात्ममायया॥**

" હું બદ્ધ ચેતન નથી કે જન્મ મરણુ ધર્મને પામું-કારણુ અનાદિથીજ અજ છઊં અને કદી કોઇ કર્મ લેપતું નથી, કે જેથી મારા જ્ઞાનનું આવરણુ થાય-એ રીતે હું અવ્યય આત્મા છઊં-અને મને જન્મ આપનાર કે જ્ઞાન આવરણુ કરનાર કોઇ છેજ નહીં, કારણુ જે ભુતો છે તેમનો હું ઇશ્વર છું-મારો કોઈ ઇશ્વર નથી. જે બંધન કરનાર, જન્મ મરણુ આપનાર ને જ્ઞાન ઢાંકનાર પ્રકૃતિ તે મારી વસ્તુ મારાજ તાબામાં છે, હું ચાહું તેવી તે થાય છે, એટલે બીજાના જન્મ માત્ર મારી ઇચ્છા પ્રમાણે થાય છે, તેમજ મારા જન્મ મારીજ ઇચ્છા પ્રમણે થાય છે. તેમાં હું મારી પોતાની પ્રકૃતિ-સ્વભાવ-તેને લઇનેજ મારી આત્મમાયા-એટલે ઇચ્છાથી હું પ્રકટ થાઊં છું-તેથી જેવો જન્મ લીધા અવલ તેવોજ જન્મ લીધા પછી-પણુ પોતાની ખુબી શક્તિયુક્ત ને ઇચ્છામાં આવે તેમજ વર્તન કરવાને સમર્થ રહું છું. તાત્પર્ય કે જન્મ લેવાથી તમને માણસ જેવો, તમારા જેવો, કે દેવને દેવ જેવો દેખાઊં તેથી હું તેવોજ થઈ ગયો છું, અથવા તેવોજ છઊં એમ સમજવાનું નથી. હું તો સર્વજ્ઞ સર્વશક્તિમાન સર્વેશ્વર છઊં તેવોજ છઊં— એટલે ત્યારે પણ જે ચાહું તે કરી શકું છું-મારી એવી ખુશીથી અવતરૂં છું તેમાં હેતુ માત્ર 'મારી મોજ' 'મારી મરજી' 'એમજ નહીં'-તેવી મોજ, તેવી મરજી, આપની શું કામ થાય છે, એમ પણ કોઇ મર્યાદા મુકી મને સ્વતંત્ર સર્વેશ્વરને પણ મારો પરતંત્ર-અલ્પ કીટપ્રાય પ્રાણી પ્રશ્ન કરે તો ( જેમ અર્જુને કર્યો તો ) ઉત્તર ત્યાંજ છે કે-

**परित्राणायसाधुनां विनाशायचदुष्कृताम् । धर्मसंस्थापनार्थाय संभवामियुगेयुगे ॥**

"મુખ્ય તો સાધુના પરિત્રાણુ માટે ને તે સાથે દુષ્ટકૃતિવાળાનો નાશ પણ કરવા"- તાત્પર્ય એકજ કાઢીએ તો ધર્મના સંસ્થાપન માટે-તેને ટેકો આપનારને ટેકી રાખવા, ને તેને હલાવનારને હઠાવી દેવા, દરેક યુગે-એટલે જ્યારે તેવો પ્રસંગ આવે, તેમ મારી જાતે પ્રકટી કરવાની જરૂરત જણાય ત્યારે હું પ્રકટ થાઊં છું." એટલે કાંઈ હાલ તનેજ દેખાયો ત્યારે પ્રકટયો છું, એમ નહીં પણ સદા સર્વની સંભાળ લઊં છું. એવો નિસ્વાર્થ પરોપકારી સાધુ માટે દયાળુ-તેમનો ત્રાતા ને ધર્મનોજ પ્રતિપક્ષી છઊં એમ વારંવાર વર્તનથી-સમજાવું છું તો આપણે પણ તેવો

" જાણો ને વખાણોને શ્રીકૃષ્ન સદારે, " " શ્રીકૃષ્ન સદારે એવો ન કોઈ સુખદારે. "

સુખદા તે કયાં સુધી કે પોને અધર્મીને પણ એકદમ મારી નથી નાંખતા, પણ ધર્મીને જેમ જાતે મળી પોતાની પરિક્ષા-આપે છે તેમજ તેને માટે પણ કરે છે-ધર્મી સાધુ તો તેને ઝંખતા હોય તે મળે એ વ્યાજબી, પણ દુષ્ટોતો તેને નિંદતા, તેના અસ્તિ-ત્વનેજ ન સ્વીકારતા, સ્વીકારે તો પોતા જેવા તેને કંગાલ સમજતા હોય, એવો તેનો અનાદર થવાનો સંભવ, ત્યાં પણ પોતે તેના શ્રેય માટે વગર તેડયા ને અપમાનની પરવા ન ધરી જાય છે. મહાભારતનો પ્રસંગ આવ્યો ત્યારે દૂર્યોધનાદિની પણ દયા આણી, એ

થવાની લડાઈ અટકાવવા વગર નિમંત્રણે જાતે ચાલીને શત્રુ સભામાં ગયા, ને ત્યાં સર્વે શિષ્ટ રૂષીની રૂબરૂ દુર્યોધનને ચેતાવ્યો, સમજાવ્યો, છેવટ તેનાં માતા પિતા દ્વારા પણ બહુ ઉપદેશ ઊગારવા કરાવ્યો, પણ તેમ છતાં તેણે તો પ્રભુને પામરજ ગણી સ્હામા બાંધીને કેદ કરવા ચાહ્યા-ત્યારે શ્રી મહાભારત ઊદ્યોગ પર્વમાં કથા છે કે, પોતે "કૃષ્ણ" એટલે જેવો તે ધારે છે તેવો પ્રાકૃત દેહધારી યાદવ નથી, પણ સર્વેશ્વર જે ચાહે તે એજ દેહમાં કરી શકે, બતાવી શકે એમ છે. એમ તેને સાક્ષાત્ ખાતરી કરી આપવા તેને ના ચહ્યા છતાં પોતા વિષે ચાહત ઊપજાવવા-લાલચ-સમજણથી ન માને તો ભય આપીને પણ ઠેકાણે લાવવા પોતે-એજ દેહમાં જે ચમત્કાર દેખાડયો તે વિષયમાંથી થોડું નિચે ઊતારીએ છીએ.

### ચોપાઈ.

" એમ વદી કીધું ઊચ્ચહાસ, થયો દશે દિશ દિવ્ય પ્રકાશ. "
" વિજળી જેવી દીપી કાય. નખશીખ તેજ થકી ઊભરાય, "
" તણખા જાણે તનથી ખર્યા, અંગુષ્ટ માત્ર સુર નિસર્યા. "
" બ્રહ્મા લીલાટથી તે વાર, શીવ છાતીથી તેજ પ્રકાર. "
" લોકપાળ ભૂજમાંથી થયા, મુખથી અગ્નિ ભભકી રહ્યા. "

× × × ×

### હરિગીત.

" જોતાંજ જોતાં કર હજારો આયુધો ધારી થયા. "
" આંખે અને કાનેથી ભડકા તેજના જારી થયા. "
" પ્રત્યેક રોમે રવી દેખી હામ સૌ હારી ગયા. "
" બીજા બીડી તેજે સ્વલોચન ભાન વિસારી ગયા. "

માયાના સ્વામીનો આ ખેલ, કાંઇ સહજનો નહોતો-તે દર્શન દિવ્ય હતું, પાપીને અસાધ્ય હતું-એટલે આસુરીમાયા નહીં પણ " આત્મમાયા " કહ્યું છે તેવું હતું, ને તેની પરિક્ષા તે સભામાંજ તેજ વેળા થઇ—

**तंदृष्ट्वाघोरमात्मानं केशवस्यमहात्मनम् ॥ न्यमीलयतनेत्राणि राजानस्त्रस्तचेतसः ॥**
**ऋतेद्रोणंचभिष्मंच विदूरंचमहामतिम् ॥ संजयंचमहाभाग मृर्षीश्चेवतपोधनान् ॥**

" મહાત્મા કેશવના આત્માને એવા ઘોરરૂપ જોઇ રાજાઓ થરથરી જઇ આંખો બંધ કરી ગયા-પણ તેમાં દ્રોણ, ભીષ્મ, મહામતિ વિદુર, સંજય ને તપ જેમનું ધન એવા રૂષિઓ-શિવાય "-એટલે જે પરમ પવિત્ર મતિ કૃતિથી હતા તે તેને નીરખી શક્યા-બલકે ત્યાં પોતાની ખુબી એ પ્રકટ કરી કે જ્યારે જન્મઅંધ ધૃતરાષ્ટ્ર રાજાએ—

### ગીતિ.

દુદંભીઓ સાંભળીને, ભળી સજ્જનમાં વળી ધૃતરાષ્ટ્ર વદ્યો;
ભગવાન ભલી ભાતે, ભલા થઇને મુજને દર્શન દ્યો.

ત્યારે જેને જગતમાં કાંઈ ન દેખાય તેને પણ તેજ ક્ષણે—

સ્તુતિ અંધની સ્વીકારી, કરી દીધાં બેઊ નેત્ર ચમત્કારી;
દીઠા હરિ અવિકારી, દેહ અવિકારી થઇ ભૂ-ભયકારી.

આવા શત્રુનું આટલું બધું શ્રેય કરવા આટલા બધા ઊદ્યુક્ત-એમ જે તેનાં ચરિત્રથી સમજાયા એવા સ્વભાવવાળા તે છે તેથીજ કહ્યું—

" શ્રીકૃષ્ણ સદારે એવા ન કોઇ સુખદારે, "

અને તેને દુષ્ટ દૂર્યોધને જાણ્યા છતાં ન જાણ્યા જેવા, કારણ પુઠે પણ વખાણ્યા નહીં પણ નિંદ્યા તો તેના સકુટુંબ સપરિવાર શા હાલ થયા ? તે વિચારી ને યાદ રાખીને-

" જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે. "

મનુષ્યનાજ આવા હિતકર છે-એથી દેવમાંહેના કોઇક હશે એમ નથી, બ્રહ્માદિક તેમના અંગમાંજ છે, એમ આંહી સ્પષ્ટ બતાવ્યું છે, બલકે-અમે ગાયું છે, તેમ "દેવોનાં પણ દુઃખ એ ટાળે. " " પોતે પ્રકટી પ્રજાળે-વિદારે, " તે કાંઈ એક વાર ! અનેક વાર ! ! એ પણ આ શ્રીકૃષ્ણ સ્વરૂપેજ હજારો શિષ્ટોની વચમાં-દૂર્યોધન કરતાં પણ ઘણી મોટી સભા જે રાજસૂયના પ્રસંગપર મળી હતી ત્યારે સિદ્ધ કર્યું છે-ને તેથી એવાં ચરિત્ર એવાં પ્રમાણિક ઠેકાણામાંથી કાઢી વાંચી—

" જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે," ત્યારે તમને સુદૃઢ થશે કે—

" શ્રીકૃષ્ણ સદારે એવા ન કોઇ ઉમદારે." જે કથા શ્રીમત્ ભાગવતમાં પણ વિસ્તારે છે, ને આપ સૌથી પણ મુદ્દે અજાણી વાત નથી તોપણ જરા જણાવીએ. ત્રણ લોકના દેવ રૂષિને નૃપતિ એવા વડાની વચમાં જ્યારે સહદેવની દરખાસ્તને નારદજીના અનુમોદનથી શ્રીકૃષ્ણનું પ્રથમ પુજન શ્રી યુધિષ્ટીર મહારાજાધિરાજે અતિ આદર ને આનંદથી કર્યું ને તેને દેવ રૂષી ને સાત્વિક શિષ્ટોએ અભિનંદન આપ્યું, ત્યારે ચેદીરાજા શિશુપાળે ઉભા થઈ ગડબડ મચાવી ઉપરા ઉપર સો ગાળ શ્રીકૃષ્ણને દીધી, ને તલવાર ચલાવવા ચાહ્યું તેવુંજ શ્રીકૃષ્ણે સ્વરૂપ પ્રકાસ્યું, એટલે કે—

### માલની છંદ.

ઊચરી સ્વમુખ એવું, ચક્રને ત્યાં ચલાવ્યું; સરરરરરર તેવું, ચેદીની પાસ આવ્યું;
સડડડડડ તેણે, શિર્ષ તેનું ઉડાવ્યું, ધડડડ ધડ તેનું, ત્યાં પડયું ને ન ફાવ્યું.
થરરરરર થાતી, ભૂ ગઇ સર્વ હાલી, ધરરરરર ઉડી, લોહીની ધાર ચાલી;
અરરરરર બોલ્યાં, લોક ત્યાં તેજ તેનું, ઝળળળળળ પેઠું કૃષ્ણમાં તે મજેનું.

તે વિષે શ્રીમત્ ભાગવતમાં સપ્તમ સ્કંધમાં ધર્મ રાજાનો શ્રીનારદજી પ્રત્યે પ્રશ્ન છે કે-

**अहोअत्यद्भुतंह्येतत् दुर्लभैकांतिनामपि । वासुदेवेपरेतत्वे प्राप्तिश्चैद्यस्यविद्विषः**

અહો ! એકાંતિક ભકતોને પણ દુર્લભ એવી પરમ તત્વરૂપ વાસુદેવ ભગવાનની પ્રાપ્તી તે મહાદ્વેષી એવા શિશુપાલને પણ મળી એ અતિ અદભૂત છે ! !

ત્યારે નારદજીએ ખુલાસાથી જણાવ્યું છે કે આ શ્રીકૃષ્ણ હાલના નથી પણ જેની નાભીમાંથી બ્રહ્મા થયા તે સાક્ષાત્ શ્રીમન્નારાયણ છે ને આ શિશુપાળ તે તેનો પાર્ષદ નૃસિંહ—રામ ને કૃષ્ણ ત્રણે અવતાર તેનેજ માટે તે એકજ શ્રીહરીના એટલે શ્રીનારદજીનાજ ત્યાંના શબ્દોમાં—

**ससवा अयंब्रह्ममहद्विमृग्य कैवल्यनिर्वाणसुखानुभूतिः**
**प्रियः सुहृद्वः खलुमातुलेय आत्माऽर्हणीयोविधिकृद्गुरुश्च ॥**

જે શ્રીકૃષ્ણ તમારા પ્રિય સંબંધી, મામાના દિકરા, આત્મ તુલ્ય પુજવા યોગ્ય તમારી આજ્ઞા ઊઠાવનારા તથા તમને હિતનો ઉપદેશ આપનારા તથા ગુરૂ છે તેજ આ શ્રીકૃષ્ણ મહાત્મા પુરૂષોએ શોધવા યોગ્ય, ઉપાધિ રહિત, પરમાનંદ અનુભવ રૂપ તથા પરબ્રહ્મ મૂર્તિ છે. અને તે પાંડવ માટે તેમનો સંસારમાં જય કરાવી હીત પણ કરનારા ને ચેદી માટે સંસારમાં શીક્ષા દઇ શુદ્ધ કરીને પણ ખરૂં શ્રેય કરનારા, એમ ચરિત્રથી સમજાય છે. તેની કૃપા ને કોપ બેઊમાં કલ્યાણ છે. શેનાં ભાગી થવું તે આપણી કૃતિ ઉપર આધાર રાખે છે. પણ એવાત તો સિદ્ધ છે કે " શ્રીકૃષ્ણ સદારે એવા ન કોઈ સુખદારે " તે દેવ શું પાર્ષદનાં પણ ' દુઃખ એ ટાળે પોતે પધારી પ્રજાળે વિપદારે ' એવા જાણો. જેમ પાર્ષદથી કોઇ ચઢે નહીં તેમ અસુર તેમાં પણ પીશાચથી કોઇ ઊત્તરે નહીં, તેનું પણ શ્રીકૃષ્ણ તો શ્રેયજ કરે છે. એ બાબત—

**पुतनालोकबालघ्नी राक्षसीरुधिराशना ॥ जिघांसयापिहरये स्तनंदत्वापसद्गतिम् ॥**

" પુતનાં જાતે રાક્ષસી, ધંધો—લોકોનાં બાળક મારવાં ને લોહી પીવું, ને તે આવી પણ હરીને હણવા, પણ તે નિમિત્તે—વિષ ચોપડીને પણ સ્તન આપ્યું તો સદ્ ગતિને પામી. ". એટલે " અસુરોનાં પણ દુઃખ એ ટાળે પોતે પ્રકટી પ્રજાળે વિપદારે. "

" એવા જોણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે, " વખાણવા માટે દ્રષ્ટાંત આથી સરસ બીજું શું જોઇએ ! એમ કહેવુંજ પડે કે " શ્રીકૃષ્ણ સદારે એવા ન કોઇ સુખદારે " પણ તેમાં જાણવા ને વખાણવામાં બે વાત ધ્યાનમાં રાખવાની. આ ચરિત્રમાં પણ છે કે, ચેદીને મારતાં તો મોટા સમર્થ ભણ્યા ગણ્યા હતા, પણ પુતનાં મારતાં છેક બાળક; એટલે કાંઇ મોટા થવા પછી મોટાઈ પ્રકટ થાય છે એમ નથી--સદા એક સરખીજ મોટાઇ છે, ને તેમાં દુષ્ટને શિક્ષા દઈ શુદ્ધ કરે છે, એ ભૂલી ન જાઇ.

" જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે, " મૂળ પાઠ તો એનો છે કે—

" દેવોનાં પણ દુઃખ એ ટાળે પોતે પ્રકટી પ્રજાળે વિપદારે. "

અવતારનું પ્રયોજને એજ છે ને તેની ખુબી પ્રાકટયના પ્રસંગથીજ પુરી સમજાશે, તેમ એ પણ સમજાશે કે જન્મતાં સિદ્ધી શરીરના યોગથી મળી, કે શરીર પણ ત્યારે સ્વીકાર્યું એમ નથી—તે તો અનાદિથી—એવાજ છે જે એવાજ રહેવાના છે. એટલે અવતારથી ખુબી વધે ઘટે છે, ને તે આગળ પાછળ બીજી રીતે હોય છે, એમ નથી; તેનાં ચરિત્રથી તેનો સ્વભાવ વધુ સુસ્પષ્ટ થાય છે, ને તે માટે આંહી આપણે " જન્મમંગળ " જ કહેવા ધારીએ છીએ. બાકી તે તો સદા—

**पवित्राणांपवित्रंयो मंगळानांचमंगळं ॥**
**दैवतंदेवतानांच भूतानांयोऽव्ययःपिता ॥**

તે કેવો કે—**यतःसर्वाणिभूतानि भवंत्यादियुगागमे ॥**
**यस्मिंश्चप्रलयंयांति पुनरेवयुगक्षये ॥**

એમ જેને શ્રી ભીષ્મ અંતવેળા સર્વ મહર્ષી સમક્ષ જગનો કર્ત્તા ભર્ત્તા સંહર્તા તરીકે ઓળખાવી હજાર નામથી વખાણે છે ને તેથીજ પોતે તેના પદને પામે છે-તે એજ છે, એટલે સર્વ જગેથી સાર એજ આવવાનો કે—

" જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે, શ્રીકૃષ્ણ સદારે એવા ન કોઇ સુખદારે"
" દેવોનાં પણ દુઃખ એ ટાળે પોતે પ્રકટી પ્રજાળે વિપદારે. "

એ વિષે જરા વિસ્તારે શ્રીમન્-ભાગવત્ દશમ સ્કંધનાજ અવલંબનથી આખ્યાન રૂપ કહીએ.

# શ્રીકૃષ્ણ જન્મમંગળ આખ્યાન.

**પદ રાગ સોરઠ.**

**જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે, શ્રીકૃષ્ણ સદારે એવા ન કોઇ સુખદારે. જાણો. ટેક.**
**દેવોનાં પણ દુઃખ એ ટાળે, પોતે પ્રકટી પ્રજાળે વિપદારે. જાણો.**

શી રીતના જાણીએ ? ક્યારે શાસારૂ થયા ?

**પદ " એસી ચતુર નાર " એ રાગ.**

ભૂમિ ઉપર ભાર, જવ થયો અપાર, તવ ગઊ આકાર-
ધરી થઇ લાચાર, ગઈ દેવો પાસે, પૃથ્વિ એ બીચારી. ભૂમિ. ટેક.

આપણા શાસ્ત્રમાં દરેક મોટી નાની વસ્તુના અભિમાની જીવ છે એમ જણાવ્યું છે, જળમાં પણ એક અભિમાની જીવ છે. ને અગ્નિમાં પણ અભિમાની જીવ છે. તેને દેવ કહે છે, તેનું રૂપ સ્થાન કુટુંબ વૈભવ બધું વર્ણન કરે છે, બલકે તેનું ઉપાસન તેના મંત્ર વિધિ ને તેથી તે પ્રત્યક્ષ થાય છે એમ પણ તેમાં બતાવ્યું છે-બલકે સૂર્ય-ચંદ્ર શની મંગળની માનતા આજે ઘેર ઘેર ચાલે છે, ને અગ્નિ સૂર્ય તો બ્રાહ્મણનાજ દેવ તેમજ જળ પણ તર્પણ માટે છેજ. એ રીતે પૃથ્વિ તત્વ અભિમાની દેવી ગણાય છે. પરિક્ષીત રાજાએ તેને ગઊ રૂપે છેવટ દીઠી હતી, ને પૃથુરાજાએ તે તો તેને શિક્ષા કરવા ઠરાવી પોતાની પુત્રી ગણી તેથીજ પૃથ્વી કહેવાય છે. તેના ઊપર સહુ વસે છે પણ જ્યારે કોઇ તેને અણગમતું કામ કરે ત્યારે તેને તે બોજા રૂપ ગણે છે. આપણી ગાડીમાં એક પણ અણગમતો માણસ બેસે તો કહેશે બળદને ભાર લાગશે. અણગમતા પોટલાનો પણ ભાર ને ગમતાને આપણે ઉપાડીને પણ આનંદ પામીએ, તેમ જ્યારે પૃથ્વિપર પ્રમાણમાં પાપી વધી જાય છે ત્યારે તેને તે ઘણા અકારા થઇ પડે છે. એ બોજ-ભારરૂપ-ગણી તેને તે દુઃસહ લેખે છે, ને તે ક્યારે પોતાપરથી દૂર થાય-એમ તે ચાહે છે. એવો એવો ભાર ન થવા દેવા કે વધવા દેવા પૃથ્વિના અમુક અમુક ભાગપર સાચા પૃથ્વિનર પતિના પ્રતિનિધી **नराणांचनराधिपम्** એમ રહે છે. તેનું કર્તવ્ય તો એજ છે, કે પૃથ્વિપર તેવો બોજ ન થવા દેવો, બલકે ગામ ધણીને ઘર જેટલી ભૂમિના ધણીને પણ ફિકરતો એજ રાખવી ઘટે. પણ જ્યારે તે રક્ષકજ ભક્ષક રાજાઓજ દુષ્ટ નિકળે ત્યારે તેમના ઉપરી અધિકારી દેવો છે તેથી તેની પાસે પૃથ્વિ ફરિયાદ કરવા જાય છે, તે ગઊનું રૂપજ બહુધા

ધારણ કરે છે તેમાં અનેક કારણો છે. આંહી ભાર માટે આટલું બસ છે.

દેવો હારી હામ, શોચે તમામ, નહીં આપણુથી આ થાય કામ,
દુઃખ આપણુનેજ થાય નિત ભારી. ભૂમિ ઉપર.

( કારણ જે દુઃખ દેનારા પૃથ્વિપર ભેગા થયા હતા તે દેવથી પણ વધુ બળવાન મૂળે અસુરનાજ અવતાર હતા, ને તેમણે પૃથ્વિપર રહે રહે દેવોને નબળા કરી નાંખ્યા હતા. માણસ શું ન કરી શકે ' સુલટું કરે કે ઊલટું પણ દેવથી વધી જાય ! એવી કૃતિ કરી સામર્થ્ય મેળવવાની યોગ્યતા મનુષ્ય દેહમાં છે, ને તેથીજ દેવથી પણ વધી જવા–દેવને જાણવા કરતાં તેના પણ દેવ એવાને—

" જાણો ને વખાણોમે શ્રીકૃષ્ણ સદારે, " કેમકે " શ્રીકૃષ્ણ સદારે એવો ન કોઇ સુખદારે. " જુવો આ વખતે પૃથ્વિનું કાર્ય દેવોથી ન સર્યું.

" મહાદેવ પાસ ગયા રાખી આશ. તે તેડી ગયા બ્રહ્માની પાસ. "
" કહે બ્રહ્મા શક્તિ એવડી નથી મ્હારી. " ભૂમિ ઉપર.

જેમ રાજાના રાજ્યમાં અધિકારી માત્રનાં કામ, અધિકાર, નિયમિત છે, તેને ઉલ્લંઘી તેઓ વિશેષ જરા પણ કરી જયી દરી શકતા નથી, તેમજ જગતના રાજાએ વ્યવસ્થા રાખી છે. બ્રહ્માનું કામ તો શ્રજવાનુંજ, ને આ તો રક્ષણ–પાલનનો ખપ છે–તે માટે વિષ્ણુજ મુકરર છે, પરંતુ જેમ બીજા અધિકારી પોતાના કામપર હાજર રહે છે, તેમ તેને રહેવાની પરવા નથી જણાતી, તે તો સુખે અમુક સ્થળ જેને " ક્ષીરસાગર " કહે છે, એટલે શુદ્ધ સાત્વિક દ્રવ્ય–વરણથી, સ્વાદથી, ગુણથી ને તે અવિકૃત–કદી દહીં નથી થઇ ગયો એવો–તેમાં પોતાના દિવ્ય ધામમાં મોજ માણે છે, તે એટલો બધો દેવોના પ્રમાણમાં મોટો છે કે, દેવો તેની પાસે પણ ચાહે ત્યારે જઈ તેને જોઇ શકતા નથી–બલકે ક્ષીરસાગરમાં પણ પગ મુકતા નથી, બ્રહ્મા–જેનાથી આ બ્રહ્માંડમાં કોઈ મોટું નથી, જેનું સ્થાન સૌથી સારૂં ને સૌના ઉપર આ બ્રહ્માંડમાં છે તે પણ બોલ્યા કે—

" ક્ષીરસાગર તીર, ચાલો ધારી ધીર, ત્યાં સ્તવીએ હરીને સર્વ વીર.
" શ્રીકંથ ધણી શીર છે દુઃખહારી. " ભૂમિ ઉપર.

માટેજ અમે અગાઉથી નિર્ણય સમજી કહ્યું છે કે—

" જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે, " " શ્રીકૃષ્ણ સદારે એવા ન કોઇ સુખદારે. "
" દેવોનાં પણ દુઃખ એ ટાળે પોતે પ્રકટી પ્રગળે વિપદારે. જાણો. "

પણ તે કાંઈ બીજા દેવની પેઠે પોતાના પાલક અધિકાર માટે બંધાએલો નથી–જુવો–

**ગીતિ**—ક્ષીરસાગરને તીરે, સ્તવે સુરો સુરપતિ ને અજ **જાતે.**
પુરૂષ સૂક્તની સાથે, (પણ) પ્રકટયા ન પ્રભુ બહુ સમય **જાતે.**

ધણીનો કોઇ ધણી નથી, તે કોઇનો બંધાએલો નથી, એ સિદ્ધ કર્યું, પણ તે સાથે બીલકુલ બેપરવા એટલે નિર્દય, અભિમાની, નથી એમ બ્રહ્મા જાણે છે, તેથી તેમણે એક સૌથી બની શકે તે રસ્તે–કામ ન સર્યું, ત્યાં વિશેષ માર્ગ લીધો–માત્ર સ્તવને ન રીઝયા ત્યારે પોતે જાતેજ કાયર થઇ ધ્યાન આદર્યું.

**ગરબી " પુનમચાંદની " એ ઢાળ.**

પ્રેમે બ્રહ્માએ સમાધી સાધી લીધીરે,

ધ્યાવા લાગ્યા ખંતે સાચા જગના બાપ;
તોએ દર્શન તો શ્રીપતિએ ત્યાં દીધાં નહીંરે,

( અમુક ઉપાયના પણ તે બાંધેલા નથી. પોતાની મેળે ચાહે તેવી કૃપા કરે એ સિદ્ધ કર્યું, તેમ એ પણ સિદ્ધ કર્યું કે ઉપાય છેક નકામા નથી, પણ **कर्मण्येवाधिकारस्तेमाफलेषुकदाचन** કર્મમાં આપણો અધિકાર ! કયા કર્મનું કયારે કેવું ફળ દેવું તે આપ જાણે. )

શાખી— ગગન વાણી થઇ ઘોરતી—હાં—આં સુણતા બ્રહ્મા માત્ર,
પ્રકટીશ હું પૃથ્વી પ્રતી—હાં—આં-છે પિતુ માતા પાત્ર,
મથુરાં ગોકુળમાં ગોઠવણી મેંછે કીધીરે. ધ્યાવા લાગ્યા.

આ રીતે જે ક્ષીર સાગરમાં બ્રહ્માને પણ અસાધ્ય તે પણ કાંઈ બ્રહ્માદિકના કહેવાથીજ નહીં, પણ પોતાની ઇચ્છાથીજ. કયાં કયારે કેવી રીતે જન્મ લેવો તે નક્કી કરી તેજ પ્રમાણે જગતમાં જણાયા, તે શ્રીકૃષ્ન ગણાયા. એવા સ્વતંત્ર ને સમર્થ—

" જાણો ને વખાણોને શ્રીકૃષ્ન સદારે. "

તે કહેવાની વાટ ન જોતાંજ પોતાની પ્રજાની પીડા ટાળવા તજવીજ કરેજ જાય છે. માટે કહ્યું " એવા ન કોઈ સુખદારે."

માત્ર પ્રભુની ગોઠવણપરજ બધું રહેતું નથી, તે જીવોને જેમ ભોગવાવે છે તેમ તેમની પાસે કામ કરાવે પણ છે. તેમાં દાખલો છેક પોતાના પ્રિય પાર્ષદોથી પાડે છે કે કોઇને સારૂં, માઠું. વ્હાલું, અળખામણું, કહેવાનો પ્રસંગ ન આવે—

પહેલા વ્હાલા શેષજી પ્રકટ થશે ભૂ માંહ્ય, (ત્યાં બીજાનો શો હીસાબ !)
દેવો ને સુર નારીઓ પ્રકટો સહુ જઇ ત્યાંહ્ય.
આજ્ઞા એ થઇ તે બ્રહ્માએ લક્ષે લીધીરે. ધ્યાવા.

પહેલું ચેતન કૃત્ય ને પછી ઇશ્વર કૃત્ય-કૃપા-એ ક્રમ સમજી લેવો-તેથી કહ્યું-
" જાણો ને વખાણોને શ્રીકૃષ્ન સદારે, " તો સમજાશે કે
" શ્રીકૃષ્ન સદારે એવા ન કોઇ સુખદારે, " માટે 'જાણો ને વખાણોને' જુવો આ પ્રસંગે પણ—

" કંથ બીન હુઇ તું અકેલી " એ રાગનું પદ.

માન્યો બહુ ઊપકાર, પ્રભુનો માન્યો બહુ ઊપકાર;
પ્રણમી વારંવાર, પ્રભુનો માન્યો બહુ ઊપકાર. ટેક.
દેવ સરવ તો રહ્યા ટગમગી, જાણ્યો કાંઇ ન ભેદ
બ્રહ્માએ પછી સૌને જણુવ્યું, જેમ જણાવે વેદ. પ્રભુનો.
શ્રીવર પ્હેલાં શેષ પ્રકટશે, પોતે પૃથ્વી માંહ્ય;
તમે સહુ સ્ત્રી સાથે પ્રકટો, એ સુખ લેવા ત્યાંહી. પ્રભુનો.
દર્શન પણ દુર્લભ છે મુજને, તે વસશે તમ સાથ;
દુઃખ હરશે સુખ કરશે પૂરણ, સુણી હરખ્યો સહુ સાથ. પ્રભુનો.

એવો બ્રહ્માદિકને દુર્લભ તે તેના કહ્યામાં ચાલે તેને સુલભ થાય. ધણ તે સ્વર્ગમાંથી, પૃથ્વીમાં મોકલે તો ત્યાં જવું. એ રીતે "જાણો ને વખાણોને શ્રીકૃષ્ન સદારે."

પદ રાગ કલ્યાણ "ગજલ"

" લગ્નની ધુમધામ શ્રી મથુરાં નગરમાં થઇ રહી. "
" ખુશી તેમાંપણ અતિ દંપતિ ઊરમાં થઈ રહી. " ટેક.
" વર યુવાન ગુણી રૂપાળા શુર શ્રીવસુદેવજી. "
" દેવકી કન્યાએ તેવી શુભ ઉમરમાં થઇ રહી. " લગ્નની.
" કંસ બેઠો હાંકવા રથ સ્નેહ જણવી બ્હેન પર."
" વળાવા ચાલ્યો ક્રિયા પૂરી સ્વઘરમાં થઇ રહી." લગ્નની.
વાજાં ગાજાં વડી સ્વારી ચઢી એ વહુ વર તણી "
" જોડી જોતાં ખુશી અકળિત નારી નરમાં થઇ રહી" લગ્નની.

કારણ માત્ર પિતા તરફનો જે " દાયજો " દીકરીને આપેલ તેજ કહ્યું છે કે—

**चतुः शतंपारिबर्हं गजानांहेममालिनाम् ॥ अश्वानामयुतंसार्द्धं रथानांचत्रिषट्शतम्॥ दासीनांसुकुमारीणां द्वेशतेसमलंकृते ॥ दुहित्रेदेवकः प्रादाद्याने दुहितृवत्सलः ॥**

" દીકરી ઉપર વત્સલ રાખનારો દેવક રાજા ( કંસના કાકા )એ દીકરીને-સાસરે વળાવતી વેળા પહેરામણીમાં સોનાની માળાવાળા ચારસો હાથી, પંદરસે ઘોડાઓ, અઢારસેં રથો, અને શણગારેલી સુકુમાર બસેં દાસીઓ આપી. " એ ઉપરથીજ સ્વારીના ઠાઠનો ને તેમની સાહેબીનો વિચાર કરી લેવો ! કે કેવડા મોટા ભભકાથી લગ્ન થયાં હશે ? ને કેવા ધનપતિ લોકો હશે ! પરંતુ **संपदःस्वप्नसंकाशाः** એમ સંપત્તિને સ્વપ્ન જેવી કહી છે, ક્ષણમાંજ તે ખશી જાય છે, એમ કહેવાયું છે તેવોજ બનાવ આંહી બન્યો. શાથી ?

પદ.

દીવ્ય વાણી, થઇ અજાણી;
વાજાં ગાજાંના નાદે ડુબાવી, સૌને નાંખ્યા જાણે થથરાવી;
દેવે વાત તે આ શું જણાવી. દીવ્ય વાણી.
સાખી— કંસ શું લાડે એમનો, ગર્ભ આઠમો થાય;
તેજ કાળ તુજ જાણજે, પ્રકટ થશે ભૂમાંહ્ય ! ! દીવ્ય વાણી.

**क्षणंचित्तंक्षणंवित्तंक्षणंजीवितमानवाः** એમ જે કહેવાય છે, તે આ પ્રસંગે પ્રત્યક્ષ થયું. દેવકીનું પ્રસન્ન ચિત્ત, પિતાએ આપેલ અઢળક વિત્ત, ને પરમેશ્વરે આપેલ લાંબું જીવીત-પણ હાલ તો ક્ષણમાં નષ્ટ થઇ જશે, એમજ દેખાઈ ગયું, ને જો પ્રભુની ગોઠવણ ન હોત તો તેમ નિવડતજ ! ! કારણ-આ વાણી કંસે જાણી ! તે અસુરનો અવતાર હતો, તેથી તેનો-લાભ લેવાને બદલે તેથી હાની વધારવા-ઝટ ઊદ્યુક્ત થયો ! કેમ ન થાય ? શું હાથે કરીને મોતને ઊછેરે ? અરે ! તે ઉછેરે કે ન ઉછેરે, મૃત્યુ કોઇનું ટાળ્યું ટળે છે ? સૌએ દ્રઢ જાણી તેથી લઢવાની તજવીજ મુંકી તે દ્વારા પાર પડવાની ગોઠવણમાં મંડવું જોઇએ, તેમાં પણ જેને ચોક્કસ જણાય તો ધાર્યું કરી શકે-પરિક્ષીત રાજાને સાત દિવસ અવલથીજ સમજ પડી તો તુરત રાજપાટ છોડી-તિર્થ તીરેજ આવી બેઠા ને દેવતા અમૃત લઇ આવ્યા, તો પણ તે ન સ્વિકારી જન્મમરણથી છેક છુટવાનો ઊપાય એવો એક ચિત્તે આરાધ્યો કે અંતે એ મૃત્યુદ્વારાજ પાર પડી ગયા. સ્ત્રીઓ સતી

થવા જાણીનેજ કૃતિ કરે છે, શુરા સેંકડો ધૃતિ ધરી દેહને જતી કરે છે તે શા સારૂ ! પરલોક સુધારવા આ દેહના ભોગે ઊત્તમ યોગ-મેળવવા-તો આતો તેમ કરવાનું પણ નહોતુ. પરંતુ મૂઢ પ્રાણીઓ હમેશાં મોત મટશે નહીં એમ તો જાણે છે, પણ જેમ બને તેમ તેને આઘું ઠેલવા પ્રયત્ન કરે છે, તેમાં ખરી તક ખુવે છે. આપણે તેમ ન કરવું-કારણ-

" યેહી દ્વારસેં રાહજાનેકા, મુકામ જહાં અપના હૈ; "
" કયા દરકાર કરત જીનેકી, જીંદગી તો સપના હૈ. જીયરા.
" મરને સેં કયા ડરના, જલદી પાર ઉતરના જીયરા મરને સેં !

ને તે માટે ન ડરે તેજ આ કામ બરાબર સાધી શકે- " **જાણે ને વખાણે** "

પણ કંસ તો તેને પ્રકટજ થતા અટકાવવા, આ વાણી સુણતાંજ જે બેનને માટે આટલું બધું કરતો હતો તેનેજ પોતાના સ્વાર્થની હાનીકારક જણાતાંજ—

**ઝુલણા.**

" ઊછળ્યો અબુધ આ વાણી પડતાં શ્રવણ, મૃત્યુ રૂપીજ નિજ બેન જાણી; "
" સતિ સુકુમારનો ચોટલો સાહીને, બળ કરી ખેંચી રથ બ્હાર આણી. "
" ત્રાહિ ત્રાહિ મુખે બાળ બોલી રહી, ખોલીને ખડગ ત્યાં અસુર ધાયો; "
" થરથર્યાં સર્વ જન ભાન ભૂલી ગયાં, વરે જઇને તુરત હાથ સાહ્યો. "
" ગુમ થયાં હર્ષ ને ગીત તો પલકમાં, બંધ થઇ ગયાં ઝટ વિવિધ વાજાં; "
" ધબકતી છાતીએ ઉભાં નિસ્તેજ જન, વીજળી પડવાથી જેમ હોય દાઝયાં. "
" કુપિત મહા સિંહના હાથમાં ગાય છે, ખાય ! ઓ ! ખાય ! એ ખેલ આંહી; "
" મ્હોતને મ્હાય તે જાય ત્યાં સાહ્યમાં, ધાય તે કોણ મહા લાહ્ય માંહી. "

કવિએ કહ્યું છે-' સજજન સબ જગ સરસ હૈ, જબ લગ પર્યો ન કામ; '
' હીમ હુતાશન પારખે, પીતલ નીકસે શ્યામ. '

પરંતુ કંચન તે કંચન ! શ્રીવસુદેવજીએ એવો કંસનો હાથ પકડયો છે કે ત્યાંજ ઠરી ગયો.

**ગીતિ—** નિજ બળથી અટકાવી, અતિ વિનયતા વળતી દરસાવી;
અરીને કહેવા લાગ્યા, વસુદેવજી કષ્ટથી સમજાવી.

**પદ** " કંઈ ચેટક લગાડયું " **એ રાગ.**

અરે આતે ! (૨) કરો શું રાય, જરા શોચો હૃદયની માંહ્ય. અરે.
બેન તમારી કયાં નાસશે બીચારી, પડેલ છે પદ માંહ્ય. અરે.
ગાયને મૂંકો ધર્મને ન ચૂકો, રળેલ યશ ધુળ થાય. અરે.
મૃત્યુ તો કહીંએ નહી છોડે, એનો ન હોય ઉપાય. અરે.

**પદ** " મે ન માનું ન માનું મનાય. " **એ રાગ.**

નહિ નહિ માનું ન માનું એ વાત, યાદવ-જાઓ હઠોજી (૨) માનું નહીં એ વાત.
બેન નથી પણ મોતનું મૂળ છે, ભલે મારે આવ્યું વખતસર હાથ. યાદવ.
પૂરી કરી નિર્ભય રહું જગમાં, અરે પછી રહે ન કશી પંચાત. યાદવ.

**પદ** " ગુલશન બન બીન ખારકે નહીં કોઇ જહામે "

મુઆ વિના કોઇ નહીં રહે, વસુદેવજી કહે છે; (૨)

पृथविर्दहतेयत्र मेरुश्चापि विशिर्यते सुशोषेत्सागरजलं शरीरेतत्रकाकथा ॥

( જ્યાં આવડી મોટી પૃથ્વિ પણ આખર બળી જાય છે, ને મેરૂ પર્વત પણ વીખરાઈ જાય છે–અરે ! સાગરનાં જળ પણ સુકાઇ જાય છે, ત્યાં રાંક મનુષ્ય શરીરની શી વાત ? )

દેવ વાણી સાચીજ શું જાણી, શત્રુ હર્ષ આ શેં સહે ! વસુદેવજી.
કાળું મુખ એ કપટે કરાવે, તું પણ એવું શું ચહે. વસુદેવજી.
ભય નથી અબળાથી તો કંઇ, એને તો છોડીજ દે. વસુદેવજી.
પુત્ર થશે તો સોંપીશ સઘળા, સૌ સમક્ષ મુજ કોલ છે. વસુદેવજી.

( દેવની ને મોતની લઢાઇ છે–દેવ કંસને મારવા ચાહે છે, ને કંસ દેવને–એઉનો ભેટો કરાવી આપવાનું વચન વસુદેવેજ આપ્યુંજ–" જબરૂં હશે તે ઝીતશે–પણ હાલ તો અણી ચુકાવો. " જેથી કહેવત ખરી પડે કે " અણી ચુકયો સો વર્ષ જીવે. " )

( જુવો જગતના ખેલ–પ્રથમ કેવો રંગ ! તેમાં કેવો ભંગ ! તેમાં આ શો વળી નવો ઢંગ ! જગત એવુંજ અસ્થિર ને અશાશ્વત છે માટેજ કહ્યું, " જાણોને વખાણોને શ્રીકૃષ્ણ સદારે. " )

**દુહો.**

વચન આપી વસુદેવજી, છુટયા તેણી વાર; પણ ન દુષ્ટ ગાફલ રહ્યો, કરવા સુત સંહાર.
પ્રથમ ગર્ભ સતીને રહ્યો, થયો પુત્ર સુપ્રકાશ; મહા ભયે વસુદેવજી, લાવ્યા કંસની પાસ.

( સત્યની કસોટી થાય છે–કંચન હોય તો પ્રભુ તેના પુત્ર કહેવાય ! વસુદેવજી કંચન ઠર્યા. )

સુંદર રૂપે મોહીને, જવા દીધા તે વાર; કહ્યું હું તો સુત આઠમો કરીશ નક્કિ ઠાર.
શાંત રહીને તે સમે, આવ્યા દેવકી પાસ; પણ નવ આવ્યો હૃદયમાં, દુર્જનનો વિશ્વાસ.

( કંસ કથીર નિવડયો. નારદજીએ આવી તેને જેવો હતો તેવો ઉઘાડો પાડયો કહીતો સાવ સાચી વાત. પણ દુષ્ટે તેનો દૂર ઉપયોગજ કર્યો. નારદજીએ બોધ તેની કૃતિ મતિને યોગ્યજ દીધો તે બોલ્યા. )

**પદ " બાગો મેં બાદે બહારી ખીલી " એ ઢપ ભેરવીની.**

ભારી કરેરે ભૂલ ભારી કરે, નારદ આવી કંસથી ઉચરે; "
" ગોપ ગોપીયો યાદવ સહુ સુર છે, તને મારવા તૈયારી કરે. " નારદ.
" દેવકી ઉદરે વિશ્નુ પ્રકટશે, ચેતી રહે ન ઘાત તારી કરે. " નારદ.
ચેત વખતસર હજી છે અવસર, કાં ન તજવીજ દીલ ધારી કરે ! " નારદ.

( સહુ સગા સાત્વિક સમજી તેમનાથી સ્નેહ વધારવાને પોતે સુધરી ઉગરવા કે ભવતરવાનો ઉપાય લેવાને બદલે તેમનાથી ઉઘાડો ઊંધો ઉઠયો. કૃતિ પ્રમાણે મતિ ને પાછી મતિ પ્રમાણે સંગતિ ને તેવીજ કૃતિ જેવા ને તેવો જોગ મળી રહે છે. પ્રભુ મેળવે છે. દાનતનો બદલો છે માટેજ ચેતાવ્યા કે—

" જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે "

**શાર્દૂલ.—** " એવો બોધ સુણી સક્રોધ પિતુને, પ્હેલા કરી કેદ ને, "
" તેડાવી વસુદેવના સુત હણ્યા, નાંખ્યા બેઊ બંધને; "

" ભેળા દુષ્ટ ઘણા કર્યા કનડવા, સારા જનોને વળી, "
" નાઠા યાદવ સુજ્ઞ જીવ લઇને, થોડા બચ્યા ત્યાં બળી. "

દોહરો— " ચોકી સોંપ્ત વસુદેવ પર, પ્રકટ થાય જ્યાં બાળ; "
" ત્યાં પોતે જાતે જઈ, આણે તેનો કાળ "
" ૭ પૂત્રનો દૂષ્ટે કર્યો, એજ રીતે સંહાર; "
" ત્યારે વરતાયો અતિ, ચહુદીશ હાહાકાર. "
" ભરાઇ બેઠા દેવ તો, સહુ મન ગમતે સ્થાન; "
" તવ તત્પર સત્વર થયા, શ્રીવર દયા નિધાન. "

જે રીતે શત્રુ પોતાનું બગાડે તે રીતે દુષ્ટ પોતેજ પોતાનું બગાડે છે. શત્રુ આવી રીતી સગાંવ્હાલાંને ભગાડે, ભાઇ બેન કે તેનાં બચ્ચાંને વણસાડે, ને પોતે તેનું જે હોય તે ભોગવે ! કંસને પણ પિતા બેન બનેવી કેદ ! ભાણેજ મરતા જાય ! સગા વ્હાલા ત્રાસતા ભરાય ! ને પરાયાં માલ લૂટી ખાય છે ! ને તદુપરાંત એ બધી મોત ઝટ આવે તેની ગોઠવણ થાય છે ! પછી દુષ્ટને શિક્ષા તે શી હોય ! તે હાલ ન માને પણ અંતે સમજશે. સુજ્ઞો હાલ સમજી શકે છે ! આ બધું શાસારૂ ! સંસારમાં વધુ જીવું ! મોતને આઘું ઠેલું ! એટલીજ ફોગટ આશામાં ! એમ ભૂલવણી છે. માટેજ એને ભૂલીને 'જાણો ને વખાણોને શ્રીકૃષ્ન સદારે.' કારણ મોતનો ભય થાય તોપણ તે ઓછો કરનાર અથવા એથી હાની નહીં, પણ લાભ આપવો એ તેનાજ હાથમાં છે. તેને મુકી જે ઉપાય કરો તે અપાય છે, તેથી તે રીતે પણ 'જાણોને વખાણોને શ્રીકૃષ્ન સદારે,'

મોત કોનું થાય છે, જન્મ થયો હોય તેનું ! જન્મ શું ! જીવનો માયાના અમુક આકારમાં સંયોગ–જીવ તો એનો એ, પણ માયાનાં ખોળીયાં બદલાય છે, તે છોડતી નથી, છુટે એટલે જન્મ મરણ ખુટે–તે કોના વંશમાં ? શ્રીકૃષ્ન તો જન્મવાનાજ છે, શરીર ધરવાના છે; પણ તેથી શું તે માયાના વશમાં આવવાના છે ? એમ નથી. એ સિદ્ધ કરવા પોતે પ્રકટ થતાં પહેલાંજ જગતને આ પ્રકરણમાંજ બતાવ્યું કે **मायांतुप्रकृतिंविद्यात् मायीनंतुमहेश्वरं** કરીને માયાના માલીક શ્રુતિ સર્વેશ્વરને ઓળખાવે છે તે હું છું-માયા·· જડ અચેતન કહેવાય છે. પરંતુ ઉપર પૃથ્વિ માટે શરૂમાંજ સમજાવ્યું છે, તેમ તેની અભિમાની પણ એક દેવી છે–જીવ–ચેતન વિશેષ છે તેનેજ પોતે પછી " **मममाया** " કરીને કહ્યું છે. એ 'માયા' તે શ્રીકૃષ્નના વશમાંજ છે, જગતને જન્મ આપનારી તેને પણ પ્રભુ ગર્ભમાં મોકલી જ્યાં જન્મ આપે ત્યાં જવું પડે છે, ને તેની આજ્ઞા મળે તેમ કરવું પડે છે. બલકે તેમ વર્તવાથીજ માલીક રીઝે, ત્યારે તેને તે સાટે ઇનામ પણ તે સમર્થ શ્રીકૃષ્નજ આપે છે ! ને જગત તે પ્રમાણેજ વરતે છે–તેને માને છે, ને મોટી દેવી ગણે છે. એ પ્રસંગ–પોતાના પ્રાકટય પહેલોજ બતાવી દીધો છે એટલેથીજ સમજી શકાશે કે, માયાજ એના વશમાં. એટલે તેમાં બંધાવું, ને બંધન સુખરૂપ કરવું; અથવા તેનાથી છુટવું, એ બધું માયાના સ્વામીના વશમાં છે, ને તેથી હાલ બંધનમાં છો ત્યારે કે છુટવું હોય તોપણ; માયા પણ તેની દાસી--તેને પરતંત્ર–તેનાથીજ બધું પામનારી છે, માટે સાચું મૂળ, સાચો સ્વામી, સાચો સુખદાતા, એવો "જાણો ને વખાણોને શ્રીકૃષ્ન સદારે " જુવો એ શ્રીકૃષ્ન નામ ધરતાં અવ્વલ પોતાના દીવ્ય સ્થાનમાં તે મહાપ્રભુએ માયાદેવીને બોલાવી આજ્ઞા આપી કે--

**પદ "બેઠા શું આંહી પ્યારારે મુકી સુંદર" એ રાગ.**

માયા રે! બોલ્યા શ્રીવર સદગુણગ્રામ તું જા વૃજમાંહી. ટેક.
વસુદેવની બીજી રાણી રોહણી જેનું નામ, વસે નંદને ધામ. તું જા.
ગર્ભ દેવકીનો લઈ કર રોહણી ઉદરમાં ઠામ, થશે એજ બળરામ. તું જા.

( જીવોને ગર્ભમાં મુંકવા એ જેનું કામ છે, એવી માયાને સિદ્ધ કરી તેનેજ પાછું કહે છે, તારે પણ ગર્ભમાં જવું એટલુંજ નહીં–જન્મવું. બલકે તે દેહ કાયમ રાખવો ને તેના બદલામાં તે દેહથીજ તને સુખ હું મારા જગતજનોથી અપાવીશ ને. )

તુંજ પ્રકટજે યશોદાથી એ કરજે સેવા કામ, રહેશે જગમાં નામ. તું જા.

**अर्चिष्यंतिमनुष्यास्त्वां सर्वकामवरेश्वरीम् ॥**
**दुर्गेतिभद्रकालीति विजयावैष्णवीतिच ॥**

( માયીક સુખ માયાદ્વારાજ મળે પણ તે માયારૂપ છે, એ ન ભૂલવું જોઈએ. )

ખાસ કરીને મુમુક્ષુ-જે તેનાથીજ છુટવા માગે છે, તેણે-એ સમજી રાખવું કે માયાને સત્તા મળી છે, તે માયાવી સુખ આપવાનીજ! નહીં કે સંસારથી છોડવાની તે માટે તો એજ— "જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે"
આજનો વિષય શ્રીકૃષ્ણ જન્મમંગળ–પ્રભુનું પ્રાકટજ છે, એટલે બીજી બાબત તો એટલુંજ કે—

**ઉપેંદ્રવજ્રાછંદ.**

ગયો ઊડી ગર્ભજ દેવકીનો, થયો જઇ તે સુત રોહીણીનો;
પછી મુદ્દાની કથા પાછી—
પ્રભુ પ્રકાસ્યા પ્રીય તાત ચિત્તે, પછી સ્વમાતા ઊર એજ રીતે.

જગતમાં 'જન્માષ્ટમી' કહેવાય છે એટલે અમે 'જન્મ મંગલ' નામ રાખ્યું છે, પણ જે સર્વ જગે પરીપૂર્ણ છે તેને અમુક જગે આવવું એજ નથી બધ બેસતું, તો સર્વેશ્વરને વળી ગર્ભવાસ લઇ જન્મવું એતો સમજાયજ કેમ? આ વિષે શ્રીમત્ ભાગવતના મૂળ શ્લોક ઊપર ચાલશું ને સમજશું.

**भगवानपिविश्वात्मा भक्तानामभयंकरः ।**
**आविवेशांशभागेन मन आनकदुन्दुभेः ॥**

પહેલી ઓળખ 'ભગવાન' શબ્દથી છે 'ભગ'–ઐશ્વર્ય–જ્ઞાન શક્તિ બળ ઐશ્વર્ય વિર્ય ને તેજ-તે વાળા તે કયાં રહે છે! **विश्वात्मा** આખા વિશ્વના આત્મા એવા ષડૈશ્વર્ય સંપંન છે. આખું વિશ્વ તેનું શરીર સર્વમાં સઘળે સંપૂર્ણ ઐશ્વર્ય યુક્ત વસ્યા છે–પણ તે તેવા સૌને જણાતા નથી? જ્યારે ભકતોને ભય ભાસે ત્યારે તેમને અભય કરનાર હું તમારામાંજ છું એમ બતાવે છે–એમ સુચવનાર **भक्तानामभयंकरः** પદ છે ભય કોને હતો? વસુદેવજીને–તેમના મનમાં વિશ્વાત્મા તરીકે તો હતાજ **ईश्वरःसर्वभूतानांहृद्देशेऽर्जुनतिष्ठति** ઇશ્વર સર્વ ભૂતના હૃદય દેશમાં રહે છે. બીજા ભાગમાં નથી એમ નહીં, પણ ત્યાં 'છઊ' એવી પ્રતિતી આપે છે. કયારે? કોને? પ્રસંગ પડે ત્યારે તેને. આંહી પ્રસંગ પડયો એટલે વસુદેવજીના મનને પ્રતિતી આપવા માટે ત્યાંજ પ્રકાશ કર્યો. ત્યાં

પ્રાકટય બતાવ્યું તેનું નામજ **आविवेशांशमानेन** લાકડામાં તો અગ્નિ હોય પણ દેખીયે અનુભવીએ ત્યારે જાણીએ કે અગ્નિ આવ્યો પ્રકટયો હતોજ પણ તેટલા અંશ પૂરતો આવ્યો તેમ લાગ્યું. કારણ તે સાતગર્ભ જવાથી હવે અતિ આતુરતાથી આ કષ્ટ-કેદથી છુટવા વાટ જોતા હતા. ' અંશ 'કહીને જ્યાં તે છે ત્યાં 'અંશ' કહો તોપણ પૂર્ણજ છે. કારણ સ્વરૂપેજ છે. સ્તંભમાંથી પણ પૂર્ણજ પ્રકટયા. બધે છે એ જણાવવા 'અંશ,' વળી તેટલા ભાગમાંજ વિશેષ સ્વખુબી પ્રકટી તેથી ' અંશ ' પ્રકટયો એમ કહેવાય છે. **अनेनजीवेनात्मनानुप्रविश्य** એ શ્રુતિનું પ્રકરણ જોવાથી ( આનંદના વિષયમાં ) પ્રવેશ શું તે વધુ સમજાયા માણસ તો પોતે અનુભવે ત્યારે આવ્યા એમ જાણે તેમ આ 'પ્રવેશ' 'અંશ' એ બધું પિતાની અપેક્ષાથી-પરમાત્માની અપેક્ષાથી નહીં તેને તો ' ભગવાન વિશ્વાત્મા ' કહ્યા ને ' અપિ ' કહીનેજ ખુબી બતાવી છે કે ' મનમાં પ્રકટયા ' જેમ સર્વાત્મા યોગી ને અંતર્યામી જણાય છે તેમ તે જન્મ લેતો અંનમાંથી વીર્યમાં આવે આતો 'મનમાં' કહે છે એટલે તેજ તેની જગ્યા કાયમની છે, ઈશ્વર ત્યાંજ રહે છે. વળી બધા હૃદયમાં પ્રકટ ન જણાતાં કયા હૃદયમાં આવ્યા એમ જણાય છે, જે વિશુદ્ધ છે એવું વિશુદ્ધ કે જેનું નામ **आनकदुंदुभि** છે. જેના જન્મ વખતે દેવનાં દુંદુભી વાગ્યાં હતાં, એટલે કે જેનો જન્મ દેવોએ પણ ધન્ય ગણ્યો હતો. વળી એથી એપણ સમજાયું કે આવું પ્રકટવું પણ પોતે માલીકેજ આગળથીજ ઠરાવી, દેવો સુદ્ધાંતમાં સુપ્રસિદ્ધ કર્યું હતું. તે દેવોએ તે ઢંઢેરાથી પ્રસિદ્ધ કર્યું હતું, કે પરમાત્મા કાંઈ કોઇના વશમાં કે કર્મથી પ્રકટવાના નથી પણ કેવડા. કૃપાથી પોતે ચાહશે ત્યાં ને ત્યારે ને તે માટેનું સ્થળ તે આ છે. એરીતનો ભવિષ્યનો પ્રસિદ્ધ કરેલ જગ પ્રસિદ્ધ સંકલ્પ-આ વેળા પાર પડયો, તેની શરૂવાત થઈ. પ્રકટ થયા કે આગળ કામ ચાલ્યું. નિરાકાર તે સાકાર, અપરિમિત તે પરિમિત, અદ્રશ્ય તે દ્રશ્ય, અગમ્ય તે ગમ્ય, પહેલા તેજોમય પિતાનેજ પોતાના હૃદયમાં પધાર્યા એમ લાગ્યું તેથીજ તે પિતા કહેવાયા. કારણ તે નર જાતી હતા ત્યાં તે પિતાના અનુભવ વેળાં વળી શ્રીશુકદેવજી-વ્યાસજી-વધુ બોલે છે.

**सविभ्रत्पौरुषंधाम भ्राजमानोयथारविः ॥ दुरासदोऽतिदुर्धर्षो भूतानांसंबभूवह ॥**

કોઇ પણ નર વિર્ય ધારણ કરવાથી કાંઇ વધુ તેજવાળા જણાતા નથી, પણ આ "વિર્ય" તે અન્નનું બનેલ નહીં પણ પરમાત્મરૂપ તેનુંજ વિર્ય કહો કે તેજ કહો, આહીં ' પૌરૂષધામ ' જે પુરૂષ સૂક્ત પ્રતિપાદીત પરમતત્વ છે, તેનું ' તેજ ધારણ કરવાથી વસુદેવજી - સૂર્યના જેવા પ્રકાશવાન થયા. " આનકદુંદુભી " વિશુદ્ધ તો હતાજ ને તેમાં " પૌરૂષતેજ" પ્રકટયું પછી પૂછો શું ? ઉપમા યોગ્ય છે. જેમ સૂર્યમાં પ્રભુનું તેજ છે, તેમ સૂર્ય પણ વસુદેવજી જેવું પાત્ર છે, ને તેમાં પ્રભુનું તેજ હોવાથીજ તે પ્રકાશે છે. પ્રભુ બધે હોવા છતાં જેમ આકૃતિ વિશેષમાં પ્રકાશે છે, તેમ આ વેળા તદુપરાંત વસુદેવજીમાં પ્રકટયા. એટલે સૂર્યની પેઠે તે પણ પ્રકાશવા માંડ્યા-એટલુંજ નહીં એથી પણ તેમનામાં વિશેષ વાત જણાઇ-માલિકના અસંખ્ય ગુણ છે. જયાં જેટલા પ્રકાશ કરે તેટલા થાય-આ તેજ માત્ર અંધકાર કાપનાર નહીં પણ બીજાને " દુરાસદ્ " તેની પાસે જતાં તમ્મર છુટી જાય ને " અતિદુર્ધર્ષ " ને તેવા અતિ પ્રચંડ-રોબદાર " ભૂતાનાં " પ્રાણીમાત્રને તેવા ભાસે

એવા થઇ પડયા ! પણ કેટલી વાર ! એ પ્રાકટ્ય તેમનામાં રહ્યું તેટલી વાર ! પિતા ગણાવાને તે બસ હતું. ખરા બોલમાં, તેમને અભય કરવા, હું આવી પહોંચ્યો છું, એટલી ઉમરમાં પ્રતિતી આપવીજ પુરવી હતી, છતાં જગતને જેમ તેમના જન્મથી પ્રતિતી આપી હતી તે ખરી કરવા આ આ વખતે તેમનામાં પ્રકટીને તેમને પોતે પ્રતિતી આપી, અને ત્યાંથી "માતા" કહેવરાવવાનું જેનું મહાભાગ્ય હતું તેનામાં તે પ્રાકટ્ય થયું–તે માટે ત્યાં વચન છે—

**ततोजगन्मंगलमच्युतांशं समाहितंशूरसुतेनदेवी ।**
**दधारसर्वात्मकमात्मभूतं काष्टायथाऽनंदकरंमनस्तः ॥**

વસુદેવજીમાંજ શું કામ ન રહ્યું. આખર શુર સુત માણુસ તેણે ચાહ્યું કે મારી સ્ત્રી દ્વારા પુત્ર રૂપે પ્રકટે તો ઠીક, તેથી તે તેના મનમાં ગયું તેનું શું નામ ? અહીં "દેવી" શબ્દ પ્રયોગ કરે છે, ને તેણીએ પણ મનમાં ધાર્યું, નહીં કે ઉદરમાં ! તે મન "દેવીનું" એટલે વિશુદ્ધ હોયજ–તેને પણ ભય હતો એટલે અભય કરવા જરૂરત હતી–બલકે જગતને ભય હતો ને તેનું મંગળ કરવા આ પ્રાકટ્ય થવા માંડયું, પ્રકટ થઇ ગતિમાન થયું, તેથી **जगन्मंगलमच्युतांश** નામ પાડયું છે. અંશ તો ખરો–પણ અચ્યુતનો એટલે અંશ માટે અવિનાશી, એમ કહીજ ન શકાય. તેપણ અચ્યુતજ, એમ ત્યાંજ **सर्वात्मकादि** શબ્દ લગાડી બતાડી દીધું છે. દેવીનું ઉર કેવું ? જેવી પૂર્વ સંધ્યા–મહા નિર્મળ, ને તેમાં આ તેજ કેવું ? જેવું 'ચંદ્ર' 'આનંદકર' જે અતિ દુર્ધર્ષ–સૂર્ય તુલ્ય તેજ–અતિ આનંદકર ચંદ્રતુલ્ય એમ એકમાં અનેક ખુબી છે. 'યદુકુળભાન' તેજ 'ગોકુળચંદ્ર' કહેવાયા છે. અર્થાત્ તે ઉત્તરોત્તર પોતાની એકેક ખુબી વધારે પ્રકાશતા ગયા; તેનુંજ નામ પ્રાકટ્ય–જન્મ ગણાતું ગયું. જીવને ગર્ભમાં બંધન વધતાં જાય, તે મલીન વસ્તુ માર્ગદ્વારા મલીન સ્થળમાં જાય; ત્યારે આ બધે રહેનારે પ્રાકટ્ય શુદ્ધ માર્ગદ્વારા શુદ્ધ સ્થળમાં વધુ વધુ ખુલતા જતા હતા, કંઇ ઢાંકયા રહ્યા ? ચંદ્ર જેવા દેવકીને લાગ્યા પણ બીજાને તો કેવા લાગ્યા ? અરે ! ખુદ કંસ-જે શોધતો ફરતો હતો તેને જ્યાં– ( હવે લંબાણુ થવાના ભયથી આખ્યાનના ક્રમમાં ચાલવું પડે છે. )

**ચોપાયા.**

થાય પ્રકાશિત ફાનસ દીવે તેવું તેજ પ્રકાશ્યું,
દીવ્ય તેજ દેવકી ઉદરમાં જતાંજ દેવી ભાસ્યું.
અદભૂત કાંતિ જોઇ બેનની કંસ ગયો ઝટ ચેતી,
ધુળ ઊડે પગની મુખ જોતાં હામ નથી ઉર રહેતી.

( જ્યારે આકાશવાણી સાંભળી ત્યારે તો ચોટલો પકડી માથું કાપવા સજ થયો હતો, પણ જ્યારે સાક્ષાત્ તેના અંગમાં આવ્યા એમ માન્યું ત્યારે તો ચક્રાજ છુટી ગયા ! ! હજી જન્મની વાત કયાં ? આ તો 'ગર્ભવાસ' કહેવાય તેનીજ ખુબી છે ! !

કાળ થશે એ બાળ જરૂરજ ઝાળ એવી ઉર લાગી,
ખાનપાન ને સુખની નિંદ્રા તેજ સમયથી ત્યાગી.
કયારે પ્રકટે ને સંહારૂ રહે ઉર એજ વિચાર, ( હજી એ આશા જતી નથી ).
જહાં જાય ત્યાં જુવે હરીને વિશ્વ દિસે ભયકાર. ( તેમ છેજ તે બધે છેજ )

ઝબકી ઝબકી ઊઠે ઊંઘથી પાસવાનને પૂછે,
બોલોરે ઝટ શું કંઇ બાળક દેવકીને પ્રકટયું છે ?

આ રીતે પ્રભુ પ્રાકટયથી અસુરને ભય છે, તેમજ સુરભક્તને આનંદ છે. જેમ દુષ્ટે જાણ્યું કે દેવકીમાં પ્રભુ પ્રકટયા છે, તેમજ દેવોએ પણ જાણ્યું-તેજ ત્રિલોકમાં ફેલાયું-સૂર્ય ઊગ્યા અવલ ઊજાસ બધે પ્રસરે છે, તો આ તો કોટી ભાનનો ભાન પ્રકટ થવા ચાહે છે, તે પણ સુરોનેજ સારૂ, તે સાત્વિક દ્રષ્ટિને કેમ જણાયા વિના રહે ? ને જાણે એટલે પોતાની સ્તુતિ સફળ થઇ એમ માની તેને વખાણ્યા વિના કેમ રહે ?

બ્રહ્મા શીવ નારદ ઇન્દ્રાદિક થયા સર્વ સુર ભેળા.
આવ્યા દેવકી સમીપ પ્રેમે સ્તુતિ કરવા શુભ વેળા.

શ્રીમત્ ભાગવત્માં પરમાત્માની ઠામ ઠામ સ્તુતિઓમાં પણ દશમસ્કંધમાં પ્રારંભમાં ગર્ભસ્તુતિ, ને છેવટમાં 'વેદ સ્તુતિ' એ બે મુખ્ય ને ઉત્તમ ગણાય છે. જ્યારે બીજા જીવ ગર્ભમાં આવે ત્યારે ત્યાં મહા કષ્ટ પામી તેમાંથી જેમ બને તેમ જલદી છુટવા પરમાત્માને સ્તુતિ કરે છે, ત્યારે પરમાત્મા ગર્ભમાં આવ્યા એમ દેવોએ જાણ્યુ ત્યારે વેળાસર પ્રભુને બહાર પ્રકટવા સ્હામા બ્રહ્મા શિવ સુધાંત ત્યાં આવી તે શ્રીહરિની સ્તુતિ કરે છે ! ને તે સ્તુતિ પ્રમાણેજ જીવ-ઇશ્વરના જન્મનો તફાવત. "જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે," આંહીજ સિદ્ધ છે. કારણ દેવોને એવી આશા છે કે તે અમારૂં શ્રેય કરશેજ એટલે ખરૂંજ છે કે—

**"દેવોનાં પણ દુઃખ એ ટાળે, પોતે પ્રકટી પ્રજાળે વિપદારે."**

તે માટેજ દેવો તેને ઓળખી કરે છે તેમ—"જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે." દેવોની સ્તુતિ લાંબી છે, બહુ અર્થવાળી છે, તે તો મૂળ સટિક જોવાથી મજા આવે તો પણ તેમાંના મુદ્દાના એક બે શ્લોક નમુના તરીકે અહીં મુકીએ, બ્રહ્મા કહે છે.

**बिभर्षिरुपाण्यवबोधआत्मा क्षेमायलोकस्यचराचरस्य ।**
**सत्त्वोपपन्नानिसुखावहानि सतामभद्राणिमुहुःखलानाम् ॥**

આપ જ્ઞાન સ્વરૂપ આત્મા છો તે ચર અને અચર સર્વ લોકના કલ્યાણ માટે રૂપો ધારણ કરો છો (તે કેવાં શેનાં ?) શુદ્ધ સત્વ યુક્ત (ત્રિગુણ પ્રકૃતિનાં નહીં તેને સત્વગુણી ઓળખે ચાહે એટલે તેમને) સુખનાં દેનારાં (અને ખલ તમો રજોગુણી પ્રકૃતિવાળા યથાર્થ ન જાણે તેથી લાભ તો નજ લે પણ ઉલટાં અણગમતાં ગણી દુર ઉપયોગ કરવા ધારે એટલે તેવા) ખળોને વારંવાર અભદ્ર કરનાર થાય છે. તેનું કારણ તે લોકોની પ્રકૃતિ છે, રૂપ તો શુદ્ધ સત્વગુણી છે, તેથી તો જ્ઞાનને સુખજ મળે પણ કોને ? સત્વગુણીને. ખળને તે લાભ ન મળે, તો પણ તેના પ્રસંગમાં જે આવે તેનું ક્ષેમ તો એથી થાયજ. તેની પ્રકૃતિ-બંધન-છુટે, ફુટે, તુટે; તે તેને તે વખત ન ગમે પણ પછી પરિણામે સમજે કે-

"ગયું તે ગયું જે હતું એ નઠારૂં, થયું તે થયું છે ખરેખાત સારૂં."

કારણ પરમાત્મા જ્ઞાનાત્મા-નિરાકાર હોઇને સાકાર-સચરાચરના ક્ષેમાર્થેજ થાય છે. બીજો કાંઇ ઉદ્દેશ નથી. ને તે સત્ય સંકલ્પ છે, તેથી તેનો મૂળ ઉદ્દેશ પારજ પડે છે. પણ જે તેનો વધુ લાભ લે એટલે બ્રહ્માનાજ બોલમાં—

शृण्वन्गृणन्संस्मरयंश्चचिंतय न्नामानि रूपाणिचमंगलानिते ।
क्रियासुयस्त्वच्चरणारविंदयो राविष्टचेतानभवायकल्पते ॥

જે પુરૂષ તમારાં મંગળકારક નામો તથા રૂપો-સાંભળે છે, ગાય છે, સંભારે છે, વિચારે છે તથા પુજન કરતાં પણ તમારા ચરણારવિંદમાં મન રાખે છે, તે તેથી ફરીને જન્મતા નથી, માટેજ અમે કહ્યું જેને એવી મતલબ હોય તે—

**"જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે, શ્રીકૃષ્ણ સદારે એવા ન કોઇ સુખદારે."**

જે લોકોના શ્રેય સારૂ બ્રહ્મા કહે છે, આપ અવતરશો-પ્રકટ થશો તેથી બહુજ સારૂં થશે. શું ! કોનું ? જેને જેને દુઃખ છે તેનું પહેલું, પૃથ્વીનું પછી, અમારૂં શી રીતે ? તે કહે છે—

दिष्ट्याहरेऽस्याभवतःपदोभुवो भारोऽपनीतस्तवजन्मनेशितुः ।
दिष्ट्यांऽकितात्वत्पदकैःसुशोभनै द्रक्ष्यामगांद्यांचतवानुकंपिताम् ॥

" હે શ્રીહરિ ! આપ ઇશ્વરના જન્મ વડે આ ભૂમિનો ભાર તો હવે ઊતર્યોજ ! એ બહુ સારૂં થયું, તેમજ એ પણ બહુ સારૂં થયું કે, આપના નાજુક તથા સુંદર ચરણોથી અંકિત થએલ પૃથ્વીને તથા આપના દયાપાત્ર થયેલા સ્વર્ગને અમે જોઈએ." અર્થાત્ બેઉ લોકનું કલ્યાણ આપ આપની દયાથી કરશો. નહીંતો ત્યાંજ કહે છે—

नतेऽभवस्येशभवस्यकारणं विनाविनोदंबततर्कयामहे ॥

" એ જન્મ મરણ સહિત ઇશ્વર આપ અજન્મ છતાં જન્મ ધારણ કરો છો તેમાં લીલા વિના બીજું કારણ હોય એમ અમે ધારતા નથી." કારણ આપને કોઈ વાતની સ્પૃહા તો નથીજ. પરંતુ છતાં અવતાર લેશો તેથી અમે તો ન્યાલ થયા ! એવા ઘણી વાર ન્યાલ કર્યા છે, એ ત્યાં વિસ્તારે ગણાવેલ છે, ને તેથીજ અમે કહ્યું છે. " દેવોનાં પણ દુઃખ એ ટાળે પોતે પ્રકટી પ્રજાળે વિપદા રે."

એવો તેને સ્વાશ્રિત કાજે સ્વાભાવિક સુહૃદ સમજી ' જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે.' દેવ સ્તુતિ કરીને ગયા કે—

**દોહરો—** સર્વ વિધિ શુકનો થયા, આઠમની મધ્ય રાત;
શ્રાવણ કૃષ્ણ થયો સમય, જીવ માત્ર રળિયાત.

પુર્ણીમાના મહિના પ્રમાણે ભાદ્રપદ ગણી એકંદર એક કવિએ ગોઠવ્યું છે કે—

**હરિગીત.**

' વિશ્વાવસુ 'વત્સર લીધું ગાંધર્વ વિદ્યા પ્રિય ગણી;
' વર્ષારૂતુ ' ચાહીજ લાવવા જગત જીવક લાગણી,
' ભાદ્રપદ ' તે કલ્યાણ ધર વર્ષારૂતુ વિશ દીન પછી,
નવ ઉષ્ણ શિતળ સુખદ મધ્ય પ્રધાન વિશ્નુ તે થકી.

( વર્ષારૂતુના સાઠ દિવસમાં ત્રણ ભાગ વિશ વિશ દિવસના, તેમાં મધ્ય તેજ પ્રધાન, તેજ બ્રહ્મા વિશ્નુ મહેશમાં વિશ્નુ-એમ સૂચન કરે છે. )

' કૃષ્ણપક્ષે ' જણવ્યું સ્વનામ તણોજ પક્ષે સ્થાપશો,
' અષ્ટમી ' શીવ તીથિ-ભક્ત પ્રિય-પંદરે મધ્યજ આપ છો;

'રાત્રી' જણાવવા ચંદ્રવંશી મધ્ય શાંતિનો સમય,
'ચંદ્રોદયે' આલ્હાદ દેવા ને થાવા તમનોજ ક્ષય.
'મેઘ પડતાં'–જગજીવન થાશો એ વધામણી કાળ છે,
'નક્ષત્ર રોહીણી'–સખી પ્રિય શશી ભ્રાતપર પણ વ્હાલ એ;
'બુધવાર'–સુંદર રૂપ–બુધભંડાર બુધ કરનાર એ,
હેતુ બધા–'હેતુ' 'સદા છે' જણવતા અવતાર એ.

કોઇ સદ્‌ભાગી પૃથ્વીપર પ્રકટે ત્યારે સર્વે પ્રકાર શુભ શુકન થાય તો આતો સર્વેશ્વર પ્રકટયા, પછી શું બાકી રહે ! આખા વિશ્વમાં આનંદ ઉભરાયો–પણ એથી વિશેષ તે વેળાએ થયું કે—

ગીતિ.

જન્મ્યા નથી એ જન સમ, અજન્મનો જન્મ છે વિચિત્ર ખરે;
જ્ઞાનાનંદ સ્વરૂપી, ભૂષણ ભૂષીત પ્રકટયા એમ ઠરે.

જે દસ્તાવેજ ઉપરથી તે શ્રીકૃષ્ણનો જન્મ થયો એમ જાણીએ છીએ તે શ્રીમત્ ભાગવતમાં લખ્યું છે કે તેમનો જન્મ થયો એટલે કે જેમ દેવકી માતાએ બીજા પુત્રો જગતની રીતે જણ્યા હતા તેમ ન થયો. વસુદેવજી અતિ આતુરતાથી વાટ જોતા હતા ત્યાં તેમણે સુતિકા ગૃહમાં એકદમ પ્રકાશ થયોજ જાણ્યો, ને આવીને શું જુવે છે ? ન દાઈનો ખપ ! ન કાંઈ અભડછેટ ન બાળક કે તેનું રોવું. જે કાંઇ ત્યાં પ્રકટ થયું, તેને દેવકી ઉદરથી આવ્યું કહો કે તે જગે જે પરમ તત્વ હતું તેજ તેવા રૂપમાં દેખાયું કહો, બેશક દેવકીનું ઊદર ખાલી થયું. ને રૂપ બહાર દેખાયું. એટલે દેવકી ઊદરથીજ આવ્યું. પણ તે કેવું ! 'દીશામાંથી ચંદ્રની પેઠે' બેઊને સંબંધ ખરો ને નહીં. અહા માતાના ઊદરમાં તો શરીર પાકે, પણ કાંઇ ભૂષણ ને વસ્ત્ર પુષ્પ ને ચંદન પણ હોય ? શું ? તેમ જે ઊદરથી પણ મોટો આકાર તેવો બાળ આતો પ્રકટયો. કેવો ? શ્રીવસુદેવજીએ તે દીઠા તેવાજ શ્રીવ્યાસે વરણવ્યા છે કે—

तमद्भुतंबालकमम्बुजेक्षणं चतुर्भुजंशंखगदार्युदायुधम् ।
श्रीवत्सलक्ष्मंगलशोभिकौस्तुभं पीतांबरंसांद्रपयोदसौभगम् ॥
महार्हवैदूर्यकिरीटकुंडलत्विषा परिष्वक्तसहस्रकुंतलम् ।
उद्दामकांच्यंगदकंकणादिभि र्विरोचमानंवसुदेवऐक्षत ॥

પદ "ઓળખી ગયો છું પ્યારી સબુર સબુર" એ રાગ. *

કમળ નયન પ્રગટયા હરી ઝમક ઝમક ઝમક ઝમક. ટેક.
ચતુર્ભુજા શ્યામ નાથ, શંખ ચક્ર ગદા હાથ;
શ્રીવત્સ કૌસ્તુભ ચળકે, ચમક ચમક ચમક ચમક. કમળ.
મોતી મણી તણા હાર, કુંડલની બણી બ્હાર;
કંકણ ને કાંચી કરે, દમક દમક દમક દમક. કમળ.
પીતાંબરના ધરનાર, સ્મીત કટાક્ષ તણી બ્હાર,
પદ ધરતાં નુપુર થાય, ઠમક ઠમક ઠમક ઠમક. કમળ.

અજ્ઞાની 'જન્મ' એ શબ્દથી ભૂલ કરે પણ તે સૂઝતો જન્મ થયો જોતાંજ સમજ્યા

**अथैनमस्तौदवधार्यपूरुषं परंनतांगःकृतधीःकृतांजलिः ।**

**स्वरोचिषाभारतसूतिकागृहं विरोचयंतंगतभीःप्रभावविद् ॥**

કે એ પરમપુરૂષ છે-( કારણ તે ) શુદ્ધ બુદ્ધિવાળા હતા, ( ને વળી તે ટાણે દૃષ્ટિથી જોયું કે ) તેના તનની કાંતિથી સુતિકાગૃહ પ્રકાશિત થઇ રહ્યું હતું; (એટલુંજ નહીં પણ) તેના પ્રભાવને જાણતા હતા. ( તેથી તેમણે શું કર્યું ? ) નીડર થઇને હાથ જોડીને સ્તુતિ કરી–જાણીને વખાણ્યા–તેજ રીતે તમે પણ—

"જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદા રે." "શ્રીકૃષ્ણ સદારે એવા ન કોઇ સુખદારે.'

એમ પણ ત્યાં તેમણેજ કહ્યું–પહેલા કેવા જાણ્યા તે કહ્યું--

**विदितोऽसिभवान्साक्षात्पुरुषः प्रकृतेःपरः केवलानुभवानंदस्वरूपःसर्वबुद्धिदृक्** ઇત્યાદિ

"જાણી લીધા સાક્ષાત્ આપ છો પ્રકૃતિ થકી પુરૂષ પર એવા,'

"જ્ઞાનાનંદ સ્વરૂપજ કેવળ સકળ બુદ્ધિપ્રદ અચિંત્ય દેવા."

ને પછી વખાણ્યા તે આ રીતે—

**त्वमस्यलोकस्यविभोरिरक्षिषु र्गृहेऽवतीर्णोसिममाखिलेश्वर ।**

"અખિલેશ્વર આ લોક રક્ષવા વિભુ અવતર્યા છો મુજ ધામે,"

"જનથી સુણીને આવી પહોંચશે દુષ્ટ કંસ હમણાં આ ઠામે."

તેથી તેનો પણ ફેંસલો થઇ જશે. એમ વસુદેવજીએ તો માન્યું, પણ શ્રી દેવકી માતાને એ વાતનું સ્મરણ થતાંજ પ્રભુની સર્વેશ્વર તરીકે સ્તુતિ કરીને પણ કહ્યું—

"મમ કંઠ સુકાઇ જાય" **એ રાગ.**

"ઉર ધબક ધબક પ્રભુ થાય ! રખે કંસ વાત આ જાણી જાય ! ઉર ધબક.
"પ્યારા ! મારા ! આવી સારી દેહ તારી, રખે કંસ દે વિદારી !"
"એજ ફિકર મનમાંહ્ય ! ! ઊર ધબક ધબક પ્રભુ થાય ! ! ટેક.
"તું સમર્થ છે પણ હું ડરૂં છું ! આ રૂપ સંહરવા ઉચરૂં છું !"
"બાળક થાઓ, છુપી જાઓ, જરૂર જરૂર, ! !"
"જગરાય, શું ઉપાય, કરૂં હાય ! કેદ માંહ્ય ! ! ઊર ધબક.

ભગવાને જેમ અર્જુનને કહ્યું છે કે મારા તારા બહુ જન્મ થયા પણ તે તું નથી જાણતો પણ હું જાણું છું તે વાત આંહી પ્રભુએ તેમના જન્મ તથા પોતાના અવતાર ત્રણે વેળાના ગણાવી તેમને ચેતાવ્યાં. તોપણ જ્યારે જોયું કે દેવકી ડરેજ છે. તે તો ચાહે છે કે 'છુપી જાઓ આ રૂપ કંસની નજરે ન પડો' તો પોતે ભાવ પ્રમાણે બદલો દેવા–ત્યાંજ લખ્યું છે કે–આ પ્રમાણે કહ્યું--

**यदिकंसाद्बिभेषित्वं तर्हिमांगोकुलंनय मन्मायामानयाशुत्वं यशोदागर्भसंभवाम्**

"જો તમે કંસથી બીહતાં હો તો મને ગોકુળમાં લઈ જાઓ અને યશોદાના ગર્ભથી ઉત્પન્ન થયેલી મારી માયાને ઝટ આંહી લાવો. કારણ પ્રભુ પ્રત્યક્ષ થયા છતાં ને તેણે પોતે પોતાનું સ્વરૂપ સમજાવ્યા છતાં પણ ભય ન ગયો તો પ્રભુને અલગ કરો એટલે કે માયાનો સ્વીકાર કરો એજ રસ્તો રહ્યો. ભગવાને કૃપા કરી દીવ્ય રૂપમાં દર્શન દીધાં

હતાં છતાં દેવકી માતાએ તો કહ્યું હતું કે—

**उपसंहरविश्वात्मन्नदो रूपमलौकिकम् शंखचक्रगदापद्म श्रियाजुष्टंचतुर्भुजम् ॥**

જાણે છે ને કહે છે કે–'**હે** વિશ્વાત્મા!' તમે તમારૂં આ અલૌકિકરૂપ કે જે ચાર ભુજા વાળું તથા તે ભુજાઓમાં ધરેલાં શંખ, ચક્ર, ગદા, પદ્મની શોભાથી શોભાયમાન છે તેને પાછું સંકેલી લ્યો. તો પ્રભુ પણ **पित्रोःसंपश्यतोःसद्योबभूवप्राकृतःशिशुः** પિતાતો બીચારા જોતાજ રહ્યા ને પ્રભુ સદ્ય પ્રાકૃત શિશુ થઇ ગયા. આ રીતે ભક્તાધિન ભગવાન અલૌકિક તે લૌકિક રૂપ પણ ક્ષણમાં ધરી શકે છે તેને પાછું અલૌકિક પણ કરી શકે છે. એવો તેમનો જન્મ છે. એ રીતે—

**જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે, શ્રીકૃષ્ણ સદારે એવા ન કોઈ સુખદારે;**
**દેવોનાં પણ દુઃખએ ટાળે, પોતે પ્રકટી પ્રજાળે વિપદારે.**

ત્યાંજ પોતે તેજ માત પિતાને ત્યાં ત્રીજીવાર તે દેવોનાંજ દુઃખ ટાળવા પ્રકટ થયા એમ ગણાવ્યું છે. ને તે ચરિત્રો માંહેનું **વામન ચરિત્ર** તો આપણે વિચારી પણ ગયા છીએ ને **શ્રીકૃષ્ણ ચરિત્ર** સમગ્ર માટે તો વિચારતાં હજારો પાનાં લખે પણ પાર આવે તેમ નથી, એટલે એના જન્મ મંગળ માટે આટલું મુદ્દાસર કહીને બીજા વિષયોને પણ અવકાશ આપવા ઉપસંહાર રૂપે પણ એજ કહેવું પ્રાપ્ત થાય છે કે--

"જાણો ને વખાણોને શ્રીકૃષ્ણ સદારે, શ્રીકૃષ્ણ સદારે એવા ન કોઇ સુખદારે."

આપને માટે બાકીનું કામ રાખ્યું છે તે જાણશો એટલે વખાણશો ને માનશો કે-"દેવોના પણ દુઃખ એ ટાળે, પોતે પ્રકટી પ્રજાળે વિપદારે. જાણો ને વખાણોને," અને એ જાણવામાંજ તેના સ્વભાવનું વધુ વધુ જ્ઞાન થતું જશે તેમ વધુ વખાણશો તેમ અનુભવ થશે કે '**એવા ન કોઈ સુખદારે.**' સહુને તેવોજ અનુભવ જાણનાર તથા વખાણનારને થયો છે ને તેમજ આપને પણ થાઓ એમ માગવું ને કહેવું કે તથાસ્તુ.

---

# અમૃતપાન આખ્યાન.

## પૂર્વરંગ.

**પદ રાગ સોરઠ "કુંવરીને જાદુ ડારા" એ દેશી.**

પ્રભુ અકળિત શક્તિ ત્હારી, શ્રીપતિ સદા હિતકારી. હે પ્રભુ! ટેક.
સુમતિ વારી ગયા કુમતિ હારી ગયા, થયા અનેક આકારી. હે પ્રભુ.

પ્રભુનું નામ જાણીએ છીએ પણ તેને દીઠો નથી એટલે તેનામાં શક્તિ છે કે નહીં? ને છેતો કળિત કે અકળિત એ શી રીતે કહેવાય? તેમ તે શક્તિઓ હિતકારી છે નહિ એપણ કેમ ગવાય?

પ્રભુને દીઠો નથી પણ અક્કલથી ઓળખાય છે, ને તે અક્કલથી તેની કૃતિનો વિચાર કરવાથી ! ઘર દેખવાથી બાંધનારની શક્તિનો વિચાર આવે તેમ, ઈંગ્રેજી પહેલી ચોપડીમાંજ વાકય છે કે 'માણસ પેટી બનાવી શકે પણ તે કાંઇ ઝાડ બનાવી શકે ? માણસ ઘર બાંધી શકે પણ તે કંઇ પથ્થર બનાવી શકે છે ?" તેમજ ગુજરાતી ચોપડીયોમાં શીખ્યા.

'ધરતી દરીયો ને આકાશ, તે તારી કીર્તિ પ્રકાશ;'
'જયાં દેખું ત્યાં ભારી કામ, તુજ વિણ નહિ કોઇ ખાલી કામ,'

બીજી જગે વળી—

'ઓ અવિનાશી વિશ્વના ! ઊંચું જો આકાશ,'
'ત્યાં ગોળા છે તેજના, ઝળહળ જયોતિ પ્રકાશ;'
'પુરૂં અચરજ પામીને, વળી વળી ખૂબ વિચાર,'
'તું તેના કિરતારને, પુજ પુરો ધરી પ્યાર.'

અરબી ઉપરથી ઉરદુમાં ભાષાંતર થએલ કુરાનની સુરત છે કે—

'ખુદા યા તું ખાવિંદ સબસેં બડા,'
'ઝમી આસમાન તુંને પેદા કીયા;'
'સજાવાર હે તુજકો તારીફ સબ,'
'તુંહે સારી આલમકા ખાવિંદ રબ.'

અંગ્રેજી બીજીજ ચોપડીમાં કવિતા નાંખી હતી કે—

'ઇશ્વરે સૂર્ય બનાવ્યો જે આવો સ્વચ્છ ચળકે છે,'
'ઇશ્વરે ચંદ્ર બનાવ્યો જે રાતે પ્રકાશે છે;'
'પ્રભુએ આકાશ બનાવ્યું જે આવું સુંદર દેખાય છે,'
અને આ બધા તારા બનાવ્યા છે જે ત્યાં ઝગમગે છે.

આપણા મહાત્માઓ કહે છે—

**मेघोदयःसागरसन्निवृत्ति रिंदोर्विभागस्फुरितानिवायोः ॥**
**विद्युद्धिभंगोगातिरुष्णमरश्मे विष्णोर्विचित्राःप्रभवंतिमायाः ॥**

આઠ માસ સુધી કોણ જાણે તળાવ–નદિઓઆદિનું જળ સોસાઈ કયાં એકઠું ગુપ્ત થઈ રહે છે કે, તે ચોમાસા વખત એકદમ વાદળના ડુંગરના ડુંગરરૂપ થઇ ઉપડી આવે છે, તે ક્ષણમાં 'રેલછેલ' ને ક્ષણમાં પાછું 'ગેપ' એક જગે 'ડુબાડુબ' ને બીજી જગે 'સુકુંસટ.'

એજ રીતે 'ઊદધીરાજ'ની ભરતી ઓટની ખુબીનો જેણે અનુભવ લીધો છે, અગાધ જળ મધ્યમાં 'સ્ટીમર'માં જેણે મુસાફરી કરી છે તેજ તેના વૈભવને સમજી શકે છે. શું નિયમીત ભરતી ને ઓટ ? શું રૂતુના ફેરફારથી તેમાં મસ્તી ને શાંતિ ? કેવડું તળાવ ! કેટલું જળ ! કોણ ખોદી કે ભરી શકે ને તેમ છતાં બીજાં જળ માત્ર શાંત ત્યારે–આ શું નિયમિત–વધઘટ–આણીગમથી તેણી ગમ, ને તેણી ગમથી આણી ગમ ! તેમાં જળચરનો કેટલો કેવડો સંસાર ? એ વિચારનો પારજ આવે તેમ નથી. ને એટલું બધું જળ તે તોફાની છતાં કેવી મર્યાદામાં !

ચંદ્રની ગતિ–તેનું નિયમિત વધવું ને ઘટવું–એવડા મોટા ગોળાઓ આકાશમાં નિરા-

ધાર રહે. એટલુંજ નહીં પણ પાછા નિયમિત ફરે ને નિયમિત પ્રકાશની વધ ઘટ કરે એ કેટલું ને કેવું આશ્ચર્ય છે !

સર્વ ઠેકાણે નજરે ન દેખાય ને બળથી ભીંત ને મોટા વૃક્ષને ધકેલી પાડે એવો અગાધ વાયુ સમુદ્ર ને તેમાં જળ સમુદ્રની પેઠે કદી શાંતિ ને કદી તોફાન ! સૂક્ષ્મ એટલો કે નજરે પણ ન દેખાય, ને બળવાન એટલો કે નજરવાળા સેંકડોને ઢોળી પાડે ! તે કયાંહી તેની અતિ હાજરીથી રાડ પડાવે ને કયાંહી મંદ હાજરીથી મુંઝાવી નાંખે, કયાંહી કાન ફોડી નાંખે ને કયાંહી પતું પણ ન હાલે ! બલકે તેનોજ ઘડીમાં ધમધમાટ ને બીજીજ ક્ષણે સુનસાન. એ કોણ કરે છે ?

અમુક કાળે ને અમુક આકારામાંજ વિજળીના ઝપાટા ! શું તેનું તેજ ! ને શી તેની ચપળતા ! કેટલી ક્ષણમાં ઉત્પત્તિ ને તેટલીજ કેવી ઝડપથી નાશ ! શાથી થાય છે ?

સૂર્યનારાયણનાં કીરણો, તેજનો ગોળો, અધર લટકતો ! કયાંહી સીધાં કીરણ ને કયાંહી આડાં ! કયાંહી ૭ માસ રાત ને કયાંહી ૭ માસ દિવસ ! કયાંહી પાણી પણ સદા ઠરી બરફજ રાખે, તો કયાંહી વરસાદનું ટીપું તો શું વાદળ પણ ન આવી શકે, એવો તપ્યાંજ કરે ! ! ને તે બધું પાછું એવું નિયમિત કે ગણિતથી સિદ્ધ થઇ શકે એવા અકળિત નિયમમાં એવડા મોટા સત્વને કોણ રાખે છે !

એ બધાં ઉપરથીજ કહેવાઈ સકાય; સૌ કહેછેજ અમે માત્ર યાદ અપાવીએ છીએ તે તેવી અસંખ્ય વાતોને ટુંકામાં કહી બતાવીએ છીએ કે—

**પ્રભુ અકળિત શક્તિ ત્હારી, શ્રીપતિ સદા હીતકારી. હે પ્રભુ !**

સ્થુળ દૃષ્ટીથી જુવો તો પૃથ્વી, સમુદ્ર, વાયુ, વરસાદ, વિજળી, સૂર્ય, ચંદ્ર બધાં અચેતન છે. છતાં ચેતનવાળાં હોય તેમ કૃતિઓ કરે જાય છે. ને તે એવી નિયમિત કે જેમાં કદીજ ભૂલ નથી થતી, એથીજ બુદ્ધિમાન અનુમાન કરી શકે છે, કે આ બધી કૃતિ અકળિત છે ને તે વિશેષ એટલા માટે કે પૃથ્વી કયાંહી ને સૂર્ય કયાંહી છતાં બધેજ નિયમિતપણું ને તેનો નિયંતા–કે તેની તરફનાં કરણ–કાંઇ દેખાતાં સમજાતાં નથી; કે એ અચેતનોમાં એવી નિયમિત ગતિ–એટલાં બધાંમાં ને એવડાં મોટાંમાં ! ખગોળ શાસ્ત્ર ભણનારાને તેની અસંખ્યતા, અનંતતા, નિયમિતતાનું ઘણું ભાન છે, તેવા આવા વિચાર જેમ વધુ કરે છે તેમ આશ્ચર્ય પામી કહે છે.

**પ્રભુ અકળિત શકિત ત્હારી.**

પણ ભૂગોળ ખગોળ શાસ્ત્રના હાલના જ્ઞાતા કરતાં કોટી ગણા જ્ઞાતા જે તેમના ગ્રંથથીજ સમજાય છે, તેવા રૂષી મુની પણ પોતાના ગ્રંથોમાં એજ કહે છે, કે "પ્રભુ અકળિત શક્તિ ત્હારી," અને તેજ રીતે તેઓ તથા તેમણે બતાવેલે માર્ગે ગએલા બીજા, જેમણે પ્રભુને જાણ્યો છે જોયો છે, તે પણ આ વિષયમાં તો એજ કહે છે કે—

**"પ્રભુ અકળિત શકિત ત્હારી."**

આર્ય શાસ્ત્રને માનનારા અમારા આનંદના ભાગી જ્યારે ખુદ આદિ પુરૂષ 'પિતામહ' બ્રહ્માની ઉત્પત્તિ વિષે શાસ્ત્રમાં જુવે છે ત્યારે વાંચે છે કે પુરૂષાકારની નાભીમાંથી કમળ તે કેવડું ? કેવું તેજસ્વી ! ને તેમાં કેવડા મોટા જ્ઞાન–બુદ્ધિ શક્તિ–આયુષ્યવાળા પુરૂષનું બીજા કોઇના તો નહીંજ પણ તેના પોતાના પણ જાણવામાં ન આવે તે રીતનું પ્રકટવું ? તેને વળી ચાર મુખ ને તેનું મન એવું કે જેમાં વિચાર થતાંજ સૃષ્ટિઓ થાય–વાણી એવા

કે જેમાંથી શબ્દ નીકળતાં સૃષ્ટી થાય તે ॐ બોલ્યા ને ભૂમિ થઈ. તેણે પૂર્વે સૂર્ય ચંદ્ર કેવા હતા તેનું ચિંતવન કર્યું ને તેવા સૂર્ય ચંદ્ર તેના સંકલ્પથી થયા. તેણે જુદાં જુદાં તન છોડી દીધાં ને તેમાંથી ચર અચર એવી જુદી જુદી વસ્તુ થઈ–એટલે બ્રહ્મા શું જગત માત્રનું બીજ–જેના મનના મંથનથી સંસાર થયો તે પાછો એવો કે ભગવાનનાજ શબ્દોમાં

**भूतग्रामःसएवायं भूत्वाभूत्वाप्रलीयते । राज्यागमेवशःपार्थ प्रभवत्यहरागमे ॥**

આ ભૂતોનું ગામડું રાત આવી કે પરાણે થઇ થઇને લય ને પાછો તે બ્રહ્માનો દિવસ આવ્યો કે તેમાંથી પાછું નિકળી પડે છે. એ રીતે એકજ કમળ–ફુલ–(ફળ પણ નહીં–પછી તે ખાનાર મનુષ્યની તો શી વાત!) તેમાંથી જગતબીજરૂપ આવા બ્રહ્માને ઉત્પન્ન કર્યા છે એ પ્રકરણજ કાઢી જોતાં કહેવું પડે કે 'પ્રભુ અકળિત શક્તિ ત્હારી."

માણસની કલ્પનામાં આ વાત ન આવે તેવી છે, તોપણ તે યુક્તિથી–દૃષ્ટાંતથી સાચી છે–સંભવિત છે, એમ સુદૃઢ કરી શકાય છે. આગળ વટ વૃક્ષના બીજનું દૃષ્ટાંત બતાવી ગયા છીએ, તેમ આંબાની કેરીનોજ વિચાર કરો. તે જમીનમાં જઈ માત્ર જળ ને માટી જે આપણને સદા પરિચિત છે, જેમાં પ્રત્યક્ષ દૃષ્ટિથી આપણે કશું વિશેષ જોતા નથી, તેના સંયોગથી તે કેરીની ગોટલી શું વિકૃતિ પામે છે? પ્રથમ કેવું રૂપ, પછી શું થડ! શું કંગાલ નાની કુંપળો, ઉત્તરોત્તર શું વિચિત્ર વૃદ્ધિ! શું મોહોર? ને શું કેરી? ને તેમાં પણ કાચી ને છેવટ 'પાકી' તે કેટલી? બલકે એજ ડાળોમાંથી ખરી પડી એટલે આંબો ખાલી! ને વળી બીજી સાલ તે અમુકજ કાળે, અમુક ક્રમમાં શું પાછા ટોપલે ટોપલા! તે કેટલી વાર! ક્યાં કેરીની ગોટલી ને ક્યાં આ વિસ્તાર–કેરીનો તો હીસાબ રાખે છે પણ પાંદડાંનો કોણ ખ્યાલે કરે છે! ને તેમાં પણ તેની બનાવટ? તે વૃક્ષની એકંદર બનાવટ! તેના પોષણની રીત! એ બધું વિચારતાં બ્રહ્મારૂપી બીજની પેઠેજ ચારમુખ નહીં પણ કેટલાંએ ડાળાં ને ચાર હાથ નહીં પણ કેટલાં પાંખડાંવાળા હાથમાં કેટલાંએ પાંદડાં ને કેરીઓ તેના શરીરના અવયવો બદલાતા જાય છે. ને થયાં જાય છે. ક્યાં મૂળનું રંગ, રૂપ, રસ, આકાર, ને ક્યાં ડાળ! ક્યાં પાંદડાં! ક્યાં મોર! ક્યાં કાચી કેરી! ને ક્યાં પાકી કેરીનું? ને ક્યાં તે બધાનુ મૂળ એવી ગોટલીનું? શેમાંથી શું? ને એકમાંથી કેટલું? ને તેમાં તેની મદદ મેળવણી માટે ક્યાં પાણી પૃથ્વી ને વધુ લ્યો તો ખાતર! કશુંજ મનુષ્યની ગોઠવણથી બંધ બેસે તેમ નથી મનુષ્ય આંબો વાવ્યો, ઉછેર્યો, જાળવ્યો, એમ દાવો કરે, તેનો ભોગ લે, તેની ક્રીયાના પરિણામ પરથી કેવું કેટલું ક્યારે ફળ થશે તે કલ્પે, પણ તેની બનાવટ શીરીતે! ને શા સંજોગ ને મીશ્રણથી શું વિચિત્ર પરિણામ શીરીતે આવે છે? એ માટે તો એજ કહેવું પડે કે 'પ્રભુ અકળિત શક્તિ ત્હારી!' ને શું તેની સાથે જ્યારે એ વિચાર કરશે કે એક કંગાળ ગોટલી, જેની પાઇ પણ કીંમત નહીં તેમજ એક બે કે ચાર હાથ જમીનને તેને જોઇતું અમુક માસ કે વર્ષ સુધીજ પાણી રેડવું કે ખાતર ગેરૂ વાડ કાંટાની તજવીજ, તેમાં કેવડું મોટું વૃક્ષ! તેના રક્ષક માટેજ નહીં, પણ પશુ, પંખી, મુસાફર, જીવજંતુ સર્વ માટે! ને તે ઉપરાંત કેટલાં વર્ષ સુધી કેટલી કેરીઓ! છેવટ છેક વૃદ્ધ થાય તોપણ તેનું લાકડું પણ તેને કેટલું ઉપયોગી!! ને તેનો વંશ વધારે તો ક્યાં વાત જાય! આ રીતે એક ગોટી ક્યાં ને તેમાંથી સહજ મહેનત જાળવણના બદલામાં કેટલાં

ને કેટલો લાભ મળે એવું પરિણામ ફળ કયહાં? ત્યારે એજ કહેશે કે—

**"શ્રીપતિ સદ, હિતકારી રે, પ્રભુ અકળિત શક્તિ ત્હારી."**

એકમાંથી બીજી વાત, કૃતિમાંથી પરમાત્માની સુમતિ–અથવા પરોપકાર વૃત્તિ, પણ નિકળી પડી તેમાં વધુ ફળ આંબાના માલીકની પેઠે તેની આજ્ઞા પ્રમાણે ઉદ્યમ કરનારને એજ આંબાની માલીકી એકની, ને તેની કેરી બીજો લેવા જાય તો માર ખાય કે કેદ પણ થાય. અથવા માલીક પણ તેની આજ્ઞા–નિયમ પ્રમાણેજ ન વરતે તો મહેનત અફળ જાય. અ-થવા ક–મોસમે કે મંદવાડે કાચી કે પાકી કેરી ખાય તો હેરાન પણ એમાંથીજ થાય. એટલે એ વાત પાછી આવે છે કે—

"સુમતિ વારી ગયા, કુમતિ હારી ગયા."

ને તેમાં પણ જયારે વધુ વિચાર કરે ત્યારે એપણ સમજે કે આ બધું કામ કરનાર, ન આંબો, ન ગોટલી, ન પાણી, ન ભૂમિ, ન ખાતર, ન માલીક, પણ તે પ્રભુની અકળિત શક્તિ! એટલે ખરા બોલમાં તેજ!! કારણ શક્તિ હમેશાં તેના ધારકની સાથેજ રહે છે. એટલે શક્તિ અમલમાં આવી કહો, ફળી કહો કે–શક્તિવાળો તેમ ઠર્યો કહો, એકજ વાત છે. વેદાંત વિચારથી એ સુદ્રઢ છે કે—

**"अनेनजीवेनआत्मनानुप्रविश्य नामरूपेव्याकरवाणीति"**

જેટલું જગતમાં બને છે તેમાં જીવને પરમાત્મા બેઉ છે. આંબામાં પણ તેમજ–સજીવ નીર્જીવ–આંબો ઓળખાય છે. તેનું જીવન બંધ થાય અથવા તેથી વિરૂદ્ધ પદાર્થના સંપ-ર્કમાં તે આવે તો તે મરી જાય છે, સુકાઇ ઠુંઠો થઈ જાયછે, એતો પ્રત્યક્ષ દેખાય છે ને જીવ પોતાની મેળે એકલો છેજ નહીં **मयीसर्वमिदंप्रोत** એ વિષે પુષ્કળ કહ્યું છે એટલે ખરો શરીરી તેજ છે જેની તે કૃતિ છે **एकोहंबहुस्याम्** માંહેનું આ એક રૂપ છે અને તેથી સિદ્ધ છે કે એજ રીતે—

**"થયા અનેક આકારીરે, પ્રભુ અકળિત શક્તિ ત્હારી."**

આતો કોઇના પણ કહ્યા ચહ્યા વિના અનેક આકારી થાય છે. સર્વને સામાન્ય એવા અક-ળિત શક્તિથી હિતકારી થાય છે. પરંતુ તેની ખરી ખુબી તો જયારે સુમતિ ખાસ તેની સહાય માગે છે, ને કુમતિ તેથી વિરૂદ્ધ રસ્તે લાગે છે; નેતે વખતે તેના ખાસ આકારમાં પ્રકટીને જાગે છે, ત્યારે જે મહા ભાગે છે, તે કહે છે સાંભળનારના મનપર પણ એજ ઠસે છે ને તે પણ સાથે બોલવા લાગે છે. કે—

"પ્રભુ અકળિત શક્તિ ત્હારી. શ્રીપતિ સદા હિતકારીરે."

તેમને તે શ્રીપતિજ છે એમ સ્પષ્ટ સમજાય છે. માત્રશક્તિ નહીં પણ શક્તિવાળો દેખાય છે. બળકે જે માટે તેની સહાય માગી હોય તેમાં તે સફળ થાય છે ને જુવે છે. અનુભવ સિદ્ધ થયા પછી પોતાની વીતિ વિસ્તારથી કહેવા સાથે છેવટ આમજ બોલે છે કે—

"સુમતિ વારી ગયા, કુમતિ હારી ગયા,"
"થયા અનેક આકારીરે, પ્રભુ અકળિત શક્તિ ત્હારી;"
"શ્રીપતિ સદા હિતકારીરે, પ્રભુ અકળિત શક્તિ ત્હારી'

આ વિષેનુંજ અમે ઉત્તમ દ્રષ્ટાંત જે સર્વ માન્ય ને સર્વના જાણવામાં થોડું ઘણું પણ છે તે આપશું! તેથી પ્રથમ જોશો કે કેવી અકળિત શક્તિ કે કેવું 'બીજ' ઉત્પત્તિનું મુળ! કેવું સ્થાન! ઉત્પત્તિની ભૂમિ! તેમાંથી ઇચ્છિત મેળવવા કેવો ઉદ્યમ, ને તેમાંથી કેવાં ફળ! બધુંજ અકળિત! ને તે બધુંજ તે પરમાત્માની શક્તિનું પરિણામ! પ્રભાવ! જે કહો તે!!!

બલકે ત્યાંજ તેનું શ્રીપતિ પણું, તેની કૃતિનું સદા હિતકારી પણું, સુમતિનો જય, ને કુમતિનો તેથીજ પરાજય, ને તેમ કરવામાંજ પોતાનું સ્વતઃ અનેક આકાર થવા પણું બહુજ ઉત્તમ રીતે સુસ્થાપન કર્યું છે, ને તેથી હાલ કહીએ છીએ તેમજ માની અંતે પણ કહીશું કે—

'પ્રભુ અકળિત શક્તિ ત્હારી, શ્રીપતિ સદા હિતકારીરે;'
'સુમતિ વારી, ગયા, કુમતિ હારી ગયા, થયા અનેક આકારીરે.'

ક્યારે ક્યાં શામાટે શીરીતે તે **શ્રીમત્** વિશ્નુપુરાણ ને **શ્રીમત્** ભાગવત પિતા **પરાશર** ને પુત્ર **વ્યાસજી** ઉભય આપણા શાસ્ત્રના મુખ્યાચાર્યના મુખ્ય ગ્રંથનુંજ **અવલંબન** પહેલાનો અંશ ૧ લો ને બીજાનો સ્કંધ ૮ મો જોઈ કહીએ.

# અમૃતપાન આખ્યાન.

## મંગળાચરણ.

**यस्याः कटाक्षमृदु वीक्षणवीक्षणेन सद्यस्समुल्लसित पल्लवमुल्लास ।**
**विश्वंविपर्ययसमुत्थ विपर्ययंमाक् तान्देवदेवमहिषीं श्रियमाश्रयामः ॥**

જેના વિના નિરસ વિશ્વ થયેલ આખું,
તે તેની દ્રષ્ટી જરીએ પડતાંજ પાછું—
ખીલી ગયું તુરત મોદથી ઊભરાયું,
તે દેવ દેવ મહીષી શ્રીની ઓથ સાહું.

મંગળાચરણ પ્રમાણે પદ પણ 'શ્રી'થીજ શરૂ કરીએ કે—

**શ્રીપતિ સદા હિતકારી, હે પ્રભુ અકળિત શકિત ત્હારી;**

( એ શ્રીના ચરિત્રમાં શ્રીપતિ પાછા પ્રકટ કરવામાંજ સિદ્ધ થશે કે )—

**સુમતિ વારી ગયા કુમતિ હારી ગયા, થયા અનેક આકારી. હે પ્રભુ!**

( મંગળાચરણમાં કહેલ પ્રસંગ ક્યારે શીરીતે શામાટે બન્યો! તે ઉપર કથા ચાલી )

**ગઝલ** " એક ખુબ સુરત ગબરૂ " **એ દેશી.**

દુર્વાસા રૂષી શીવ અંશી તપ તણા નિધિ,
પ્રચંડ અગ્નિ રૂપ જેની ખાસ પ્રકૃતિ. દુર્વાસા.
જતા હતા સમર્થ એક દિવસ નભ પ્રતિ,
મળી ત્યાં માર્ગમાં વિદ્યાધરી ગુણી અતિ. દુર્વાસા.

હતી તે સતી પાસ કુસુમ માલ ભભકતી,
માગી લીધી મુનીએ ચઢી તે ચિત્તે અતિ. દુર્વાસા.
આણી સદન પ્રસન મને પ્રભુને ધરી,
પ્રસાદી કરી હસ્ત ધરી નિસર્યા ફરી. દુર્વાસા.
સુરેશની સવારી સ્હામી શોભતી મળી,
વિરાજતો ગજેંદ્ર પીઠ ઇન્દ્ર મહાબળી. દુર્વાસા.
સુપાત્ર ગણી ફેંકી માળ તે ભણી પ્રીતે,
તથાપિ તે સ્વીકારી ના સુરેશે શુભ રીતે. દુર્વાસા.
પકડી કરથી ઐરાવત શીરપર નાંખી,
સુગંધ તેની મસ્ત હસ્તી ન શકયો સાંખી. દુર્વાસા.
ઉપાડી સુંઢે પછાડી સ્વ પાદથી ચગદી,
ક્રોધી મુનિના ક્રોધની રહી નહીં અવધિ. દુર્વાસા.

**ગીતિ**—રે ! છકેલ અવિચારી, ઘટે ભુંડી હાલત ભારી થનારી;
રાજ્ય લક્ષ્મી સહુ તારી, તવ ત્રિલોકથી તુરત થાઓ ન્યારી.

**પદ**—ભૂલ્યો ભારી થઇ ખુવારી ભૂલ્યો, ટેક.
શાપ સુણી સંતાપ ગ્રહી, જાણી અમિત પ્રતાપ;
ગજપરથી ઉતરી પડી, ધાયા મુની ભણી આપ;
મદ છોડી પડયા ઝટ પાદે, બોલ્યા કરગરી ગળગળે સાદે;
ત્રાહિ ત્રાહિ પાહિ મહાભાગે, લ્યો સુધ મ્હારી. થઈ.

**દોહરો**— ઘણું કરગર્યા વિનયથી, અનુગ્રહ કરવા કાજ;
પણ દુર્વાસા તો વદ્યા, નિગ્રહ કર વાંકાજ;

**પદ " નહીં નહીં માનું " એ રાગ.**

નહીં નહીં માનું ન માનું એ વાત, સુરપતિ જા હઠ જા જા હઠ હઠ નહી માનું. ટેક.
ઐશ્વર્યનું અજીર્ણ થયું હતું, છે તું પામ્યો જુલાબ મારે હાથ, સુરપતિ.
નામ મ્હારૂં દૂરવાસ છે આવું, તોએ ચેત્યો ન છકેલ જાત. સુરપતિ.
વશિષ્ઠ ગૌતમની ભૂલ ભાગું, ફળ ભોગવ ન બીજી પંચાત. સુરપતિ.
પતિ પ્રસાદીની પેખી અવજ્ઞા, લક્ષ્મી પોતે નહીં રહે તારી સાથ. સુરપતિ.
શાપ નથી છે મદનું અંજન; હવે ભજજે હરિ દિન રાત. સુરપતિ.

**દોહરો**— એવું કહી ચાલી ગયા, મુની બની વિકાળ;
અસર થતી ગઇ શાપની, ત્રિલોકમાં તતકાળ,

એકના પાપે વહાણ બુડે. રાવણના પાપે લંકાં નષ્ટ ને છેલ્લે કરણઘેલાના પાપે ગુજરાત ભ્રષ્ટ થઇ ગઈ. તેનું કારણ ઐશ્વર્ય ! ! રાજાનું ઐશ્વર્ય એટલું છે તો રાજાઓના રાજા દેવોના પણ રાજા તેનું ઐશ્વર્ય કેટલું મરત કરનાર હોય ! તેવોજ ઇન્દ્ર મત્ત થયો, ને તેમાં તેની કુમતિ થઈ. તે ઈહાંસુધી કે જેથી પોતે વધ્યો તેજ પ્રસાદ જેનો પોતે અધિકારી, તેજ પ્રભુની તે પ્રસાદી ને તેપણ મહર્ષીઓના પણ મોટા એવાએ અતિ આદરથી આપી, તેનોજ આવો અનાદર ! પોતે ફેંકી તે પણ ક્યાં ? પોતા કરતાં વધુ મદમત્તને

માથે. તે મદ ગંધનો મહાભિમાની ગજ-બીજી ગંધને સહે ! તેથી મત્તના સોબતી મહા- મત્તે તો પ્રભુ પ્રસાદીનો ધાણ શું કહાડયો તેના ઐશ્વર્યનોજ ધાણ કહાડયો, તેના રાજ્યથી ( તે ત્રિલોક તેમાંથી ) શ્રી પ્રભુ શક્તિ-અપમાન થતાં અદ્રશ થઇ-પછી તેના હાલનું પૂછવું શું ? પ્રભુ શક્તિ પાસે તો દેવ હો કે અસુર પણ—

**"સુમતિજ વારી ગયા ને કુમતિ તો હારી ગયા. એવી અકળિત શક્તિ તારી."**

એનું એ ત્રિલોક પણ જરા શ્રીશક્તિની દ્રષ્ટી ખસતાંજ--

**ઝુલણાછંદ.**

શક્તિ ગઇ તન થકી, બુદ્ધિ ગઇ મન થકી, સુકૃતિ ગઈ જન થકી, છેક ચાલી;
શુરતા શુરની ધૈર્યતા ધીરની, વીર્ય સહુ વીરનું થયું ખાલી.
ખાલી ભંડાર અંબાર હથિયારના, સાર સહુ ખોઇને રહ્યાં ખોખાં;
પૃથ્વી થઇ કસ રહિત ઔષધી રસ રહિત. કાર્ય સહુ યશ રહિત થયાં ચોખાં.
પ્રજા ભૂખે મરે યજ્ઞ કોઇ નવ કરે, દેવ ક્યાંથી ભરે, પેટ પછીથી;
તેજથી હીન મહાદીન દીસે સહુ, પ્રમાદે લીન કાયર કૃતિથી.
સદ્દગુણો ખસ્યા ને દુરગુણો સહુ, વસ્યા ધસ્યા તવ અસુર પણ સમય જોઇ;
બાકી જે હતું તે પણ ગયું યુદ્ધમાં, સૂરોએ સંપત્તિ સકળ ખોઇ.

ઐશ્વર્ય માદક છે, જે પ્રકૃતિવાળાને તે મળે તેનાપર તે અસર કરે. તેથી પ્રમાદ આવે એટલે ભૂલ થાય તેથી અથવા ઐશ્વર્ય-કર્મ ફળ છે તે પુરૂં ભોગવાઇ રહેથી પણ જાય. દેવોએ ભૂલથી પ્રમાદના ફળમાં પુરૂં ભોગવ્યાં પહેલાંજ ખોયું. એથી ચઢેલ નીશો રંગ-રાગ ( રજોગુણી ) ગયો. મૂળ હતા તેવા થયા. મૂળે સાત્વિક ( દેવયોની ) હતા તેથી સવળો રસ્તો ઐશ્વર્ય પાછું મેળવવા માટે લીધો, ને તેજ હતો જે રસ્તે તે મળ્યું હતું. વિધીસર ઉદ્યમનો આરંભ કરવા ધાર્યું. તે બરાબર કરવાથી ઐશ્વર્ય તેથી પ્રમાદ ને તેથી ગરીબાઇ પાછો ઉદ્યમ; એમ ઘટમાળમાં પાર આવતોજ નથી. માટેજ તે ત્યાજ્ય ગણેલ છે, પણ છતાં નિરૂદ્યમી કરતાં ઉદ્યમી સાગ, પણ ઉદ્યમ કરનારે પ્રથમ કરવાનું તે ઇશ્વર કૃપા મેળવવી, તે સુઝાડે તે રસ્તે પછી ચાલવું, તો ફળી ભૂત થયા વિના નજ રહે. તેથી- જ ભગવાન કશ્યપે કહ્યું હતું કે- **अमोघाभगवद्भक्तिनेतरेतिमतिर्मम** અદિતિએ તેમજ કર્યું તો છેવટ પ્રભુ પુત્ર થવા સુધીનું બલકે પુત્રો આજ દેવતાઓનું ગયેલું ઐશ્વર્ય સહજ મેળવ્યું હતું. કારણ ત્યાં. પણ સિદ્ધ એજ થયું છે કે " **પ્રભુ અકળિત શક્તિ હારી** " તે વેળા પણ—

' સુમતિ વારી ગયા, કુમતિ હારી ગયા, થયા અનેક આકારી. ' ( જુવો વામન આખ્યાન ) અહીં પણ ઉદ્યમ માંડતા પહેલાં પોતાના પુજ્ય પાસે ગયા; પોતે માંદા પડીએ ત્યારે જાણતા હોઇએ તોપણ જાતે ઔષધ ન કરવું. બીજા વિશેષજ્ઞને વશ થવું.

**ચોપાઇની ચાલ** " ન્યારી કર્મ તણી ગતિ " **એ ઢાળ.**

થઇ હાલત છેક નઠારી, લીધી એકે ન છુટક બારી;
આવ્યા સર્વે પિતામહ પાસે, જાણ્યું એથી એ નહીં દુઃખ જાશે.

કારણ તે પણ પરતંત્ર છે. સર્વત્ર ખરૂં કામ જે કરે છે તે શ્રીહરિ ગુપ્ત છતાં ' કુંચી કૃશ્નજીનેજ હાથ ' એવી 'પ્રભુ અકળિત શક્તિ તારી ' બ્રહ્મા બીજું શું કહે ?

દોહરો— અજ ઉચર્યા શ્રીવર શરણુ, કષ્ટ વિનાશ ઉપાય;
માટે સ્તવો પ્રકટ કરી, ગ્રહો એના સહુ પાય,

કારણુ ક્ષુદ્ર બ્રહ્મા કહે છે.

**अहंभवोयूयमथासुरादय मनुष्यतिर्यग्द्रुमधर्मजातयः ॥**
**यस्यावतारांशकलाविसर्जीता व्रजामसर्वेशरणंतमव्ययम् ॥**

તાત્પર્ય એજ કે, એવી 'પ્રભુ અકળિત શક્તિ તારી' તેની શક્તિ અંશ જે કંઇ છે તે છે. વળી તે 'શ્રીપતિ સદા હિતકારી' તે કેવા કે માત્ર દુઃખ કહેવું જોઇએ. ધર્માદા દવાખાનાના દાક્તર તૈયારજ બેઠા છે. દરદીએ હકિકત બધી બરાબર નિવેદન કરવી જોઇએ. તો પછી પથ્ય ઔષધ ઉભય બતાવવા તે તૈયારજ છે. આંહીજ જુવો સુરોએ તેમજ કર્યું તેનું 'સ્તવન' તેમાં પણ સાર શું આવવાનો 'પ્રભુ અકળિત શક્તિ' ઈત્યાદી.

પદ. "ખંતેથી નમી" એ રાગ

સ્નેહે શ્રીહરિ સુરો સર્વે સમરીએ,
ભૂમી નાથ, લીલા નાથ, શ્રીના નાથ, વિશ્વ નાથ,
માત, તાત, ભ્રાત, નાથ, નાથ. સ્નેહે.
સત્ય અનાદિ અનંત, હેતુ ષડૈશ્વર્યવંત, અવિકારી ને અચિંત્ય,
શક્તિ તારીછે અત્યંત, પ્રકટ્યા કૃપાવંત. આણવા દુઃખોનો અંત,
પાહિ પાહિ પાહિ પાહિ પાહિ. સ્નેહે.
પૃથ્વી પાણી અગ્નિ ભાન, વિભૂતિ તારી મહાન, દેવો જન સૌનાં તન,
કીધાં પુર ને સામન, ગણો અમને સ્વજન, દયા સદ્ય લાવો મન,
ત્રાહિ ત્રાહિ ત્રાહિ ત્રાહિ ત્રાહિ. સ્નેહે.
લક્ષ્મીની અકૃપા થઇ, સમૃદ્ધિ બધીએ ગઇ, દુઃખી થઇએ સહુએ અહીં,
શત્રુ માણે સ્વર્ગ મહીં, માટે આશા તારી ચહી, તનેજ વિનંતિ કહી,
ધાઓ ધાઓ ધાઓ ધાઓ ધાઓ. સ્નેહે.

ગીતિ— સ્તુતિ સુણી દેવોની, ઝળળળળળળળ પ્રકટ્યા જગ સ્વામી;
પ્રભા કોટી રવી જેવી, જુવે કયાંથી અંજાઇ આંખ સ્હામી.

આટલા વખત સુધી સચરાચરમાં પૂર્ણ રહેલ પરમાત્માએ જે પોતાની રૂપ–લાવણ્ય –સૌંદર્ય–પ્રકાશ આદિ શક્તિ ગુપ્ત ત્યાંજ રાખેલી–હતીજ–તે ત્યાંજ પ્રકટ કરી–કયાંહીથી કાંઇ નવું થયું આવ્યું નથી જયાં હતું ત્યાં અપ્રકટ હતું તે પ્રકટ થયું, છતાં તેનો લાભ જેમ આટલીવાર કોઇનેજ નહોતો–હવે પ્રકટ થયા પછી પણ માત્ર-બ્રહ્મા-ને ભગવાન શંકર એજ લઇ શકયા. કારણુ ત્યાં લખ્યું છે કે—

**नापश्यन्खंदिशःक्षोणी मात्मानंचकुतोविभुम् ॥**
**विरंचीभगवान्दृष्ट्वा सहशर्वेणतांतनुम् ॥**

એ બે શિવાય બીજા તો તે વિભૂને શું નીરખી શકે! (તેના અગાધ તેજે એટલા અંજાઇ ગયા કે આકાશ દિશા કે પોતાના દેહોને પણ ન જોઇ સકયા) જે પહેલું દેખતા

હતા તેપણ દેખાતું બંધ થયું ત્યાં નવું દેખવાની વાત શી ? 'આવી' અકળિતતા કોની ! " પ્રભુ અકળિત શક્તિ ત્હારી. " પણ ત્યાંજ સિદ્ધ થયું શ્રી બ્રહ્મા ને શંકર ભગવાન ઉભયને કે " શ્રીપતિ સદા હિતકારી " કારણ—

ગીતિ— એણે ધારે ચિતની પ્રતિ, ભલે સુરોપર આવી **આ વિપતિ;**
જેથી લ્હાણુ આપે છે, કૃપા કરીને અ્હાવી **આવી પતિ.**

શું લ્હાણુ હતી ? જગત માત્રમાં જેના સૌંદર્યની છાયા છે તેનો સમુહ એક નાના આકારમાં ભોગવવા માટે નજર સ્હામેજ ! એ જોઇ ઉપરની કડીજ બોલવી પડે.

' પ્રભુ અકળિત શક્તિ ત્હારી ' કારણ કેવા દેખાયા ? શું મજા પડી ! અહાહા ! હદ ! ! કેવળ સ્વજન સારૂજ આવા સુખદા ભોગ્ય–ટુંકામાં સકળ સ્વાદમય થાય છે એટલે સિદ્ધ છેજ કે ' **શ્રીપતિ સદા હિતકારી** ' એ કરો ધ્યાનથી દર્શન—

**ગરબી " સમજી ગઈ છું રે " એ રાગની.**

બલિહારી વૈકુંઠપતિ સમ કોઈ, ન કહીં વસેરે. ટેક.
સ્વચ્છ નીલમણી સદ્રશ શ્યામ તન, કમળ ગર્ભ સમ રાતાં લોચન;
તપ્ત સુવર્ણ સદ્રશ વસ્ત્રો, ઝગમગ લસેરે. બલિહારી.

( જેમ આ મૂર્તિ કોઈ પેટમાં પેદા નથી થઇ કે આ આયુદ્ધ ભૂષણાદિ કોઇએ ઘડયાં, જડયાં, રંગ્યાં, શીવ્યાં નથી. પોતાના પણ સંકલ્પ સિદ્ધ તેની શક્તિનાજ નમુના એવી 'પ્રભુ અકળિત શક્તિ ત્હારી ' શું શું દેખાય છે ? વારે જાઓ ! )—

અંગ અંગ આકૃતિ રૂપાળી, હસતે મુખડે છે હદવાળી;
વાંકા ભમર ભાળીને તો, કાળજું ખસેરે. બલિહારી.
ભૂષણ ઝગે તેજથી ઝગઝગ, કુસુમ સુગંધે થાતાં મગમગ;
લક્ષ્મી કૌસ્તુભની શોભા, મનમાં ફસેરે. બલિહારી.
કિરીટ કુંડળ હારો કેયુર, કડાં કાંચી રણઝણતાં નુપુર;
મંદ ગતિ ઠણકારે, ચિત ચરણે ધસેરે. બલિહારી.
પાંચે આયુધ સ્વરૂપ ધારી, ઊભા પ્રભામાં પ્રભાવધારી;
**અનંત** કોઇ ન ધરાય, એ અમૃત રસેરે બલિહારી.

**ગદ ધનાશ્રી ' ગજલ '**

વધા વિનંતિ બ્રહ્મા એ, નમી પ્રભુજીને પાએ. ટેક.
કૃપા કરી નાથ ભારી, દીધાં દર્શન પધારી;
કરો સ્મરતાંજ સ્હાયે, વિશ્વરાયે. વધા.
સુરો અસુરોથી હાર્યા, શ્રી સઘળીએ પરવાર્યા;
દુઃખી એ બીચારા થાય, નિર ઉપાય. વધા.
હવે હરી હાથ ઝાલો, પોતાના જાણી પાળો;
શરણે પડયા બધાએ, છે સદાએ. વધા.

**પદ સોરઠ " તેરા મુખ ચંદ્ર " એ રાગ.**

વધા હરિ તદા સુરો સંગ એવુંરે,
સુરો સંગ એવુંરે, કરો કહું હું તેવુંરે. વધા.

સંધી કરો અસુરોથી જઇને, વખત વરતી કામ સાધી લેવુંરે. વદ્યા.
અમૃત કાઢવા યત્ને વળગો, જેના પાને ન થાય મોત તેવુંરે. વદ્યા.

**क्षिप्त्वाक्षीरोदधौसर्वा वीरुत्तृणलतौषधीः ॥ मंथानंमंदरंकृत्वानेत्रंकृत्वातुवासुकिम् ॥**

'લતા, તૃણ તથા સર્વ ઔષધી ક્ષીર સાગરમાં નાંખી મંદરાચળને રવૈયો કરી વાસુકીનાગને નેતરૂ બનાવીને મંથન કરો'—

વિષ પ્રકટે તે શિવજી પીશે, ચહ્યું થશે તમારે સ્વસ્થ રહેવુંરે. વદ્યા.

**नसरंभेणसिध्द्यंति सर्वार्थाःसान्त्वयायथा ॥ लोभःकार्योनवैजातुं रोषःकामस्तुवस्तुषु ॥**

'સુલેહથી જેવાં કામ સિદ્ધ થાય છે તેવાં ઉતાવળથી નથી થતાં ઇચ્છિત વસ્તુ માટે લોભ ન કરવો, તે ન મળે તો કોપે ન કરવો'—

**इतिदेवान्समादिश्य भगवान्पुरुषोत्तमः ॥ तेषामंतर्दधेराजन्स्वच्छंदगतिरीश्वरः ॥**

દેવો સૌ પાછા વળ્યા, હરિનું મન ધરી ધ્યાન;
ઊદ્યમ કરવામાં પડયા, પ્રભુ શાશન ધરી ધ્યાન.

આ પ્રમાણે દેવોને આજ્ઞા કરીને જેના જેવો કોઈ ઉત્તમ નથી એવો પુરૂષાકાર તે તેમના વચમાંજ ગુપ્ત થયો. એવા સ્વચ્છંદ ગતિ ઇશ્વર-દેવના દેવ છે માટેજ કહ્યું.

"**પ્રભુ અકળિત શક્તિ ત્હારી**" ને માત્ર અરજ કરતાંજ તમામ 'પ્રોગ્રામ' ઘડી આપ્યો, એવા '**શ્રીપતિ સદા હિતકારી**' તેમાં જે કહ્યું તે પણ અકળિત શક્તિનીજ વાત છે ! પ્રાકૃત બુદ્ધિમાં ઉતરે તેમ નથી. માટે તો 'અકળિત' શબ્દ છે તોપણ ફળવાને જે સાધન છે તેથી શું કહ્યું તે વિચારીએ. ગીતાજીમાં કહેલ છે તેમ આંહી પણ દેવોને 'કામ, ક્રોધ તથા લોભ' તજવા કહ્યું; એતો સમજાયું. ઉદ્યમમાં 'કર્મમાં અધિકાર ફળમાં નહીં' તે પ્રભુ જયારે જેવું જેટલું આપે તેથી તુષ્ટ રહેવું બલકે તેમાં રાજી રહેવું ને માનવું એજ કે '**શ્રીપતિ સદા હિતકારીરે**' આપણું ઇચ્છિતજ નથી કરતા, તેમાં પણ કોઇ ભેદજ હશે. આપણને તે હાલ ન સમજાય તેની ફિકર નહીં, કારણ 'પ્રભુ અકળિત શક્તિ તારી' પણ પરિણામે તે શ્રેયજ દરશે, પરંતુ 'ક્ષીર સાગરમાં બધી ઔષધી નાંખે ! મંદરનો રવૈયો ! ને વાસુકીનું નેતરૂં !! એ માણસથી સમજાય તેમ નથી. કારણ ? તેના જોવામાં તેવું આવતું નથી. તે વલોણાં જુવે છે તેથી તદન વિલક્ષણ વાત છે. એશક છે. માટે તો પ્રત્યક્ષ કે અનુમાન જયાં ન ચાલે તે સમજાવે તેનું નામ 'શાસ્ત્ર' તે હાલ શ્રદ્ધાથી માનવાનું. શંકા તો બ્રહ્માનીજ શું કામ નહી કે નારાયણ પુરૂષ તેની નાભીમાંથી કમળ ! તેમાંથી બ્રહ્મા ! તેને વળી ચાર મુખ થઇ જાય ! તેના વળી સંકલ્પથીજ વગર સ્ત્રીએ વસ્તુઓ પ્રકટે ! એ બધું સાંભળ્યા માન્યા પછી આ પ્રસંગ છે, એ ઉત્પત્તિઓમાં તો આવાં સાધનોએ નથી. છતાં તે માનવી તો પછી આમાંતો વલોણાની બધી સામગ્રી છે. માત્ર દુધમાં જામણને ઠેકાણે ઔષધીઓ તે જામણ પણ આંબલી લીંબુ એ ઔષધીએ હોય છે. તેમ રવૈયો લાકડાનો હો કે પથરનો હો ! મોટો છે એટલોજ વાંધો કાંઈ અસંભવિતતા નથી લાવી શકતો. તેમ નેતરા માટે માંહે જીવ છે એટલોજ સર્પનો વાંધો છે, નહિતો 'રજુ'નોજ આકારતો તે છેજ. જોઈએ તો તેવું જે પૂર્વરંગમાં કેરીનું દ્રષ્ટાંત યાદ કરવાથી બ્રહ્મા તથા માનસ સૃષ્ટી સમજાશે. વળી આંહી વિચારો, આપણુંજ આ શરીર કયાં ને તેનું બીજ વીર્ય કયાંહાં

મંથનથી શેમાં પડયું ! ને તેમાંથી કેવું શરીર ! તેમાં પંચમહાભૂત અગીયાર ઇન્દ્રિયો આદિ કેટલાં બધાં ભિન્ન તત્વ નિકળ્યાં ! તે ક્રમે ક્રમે એક પછી બીજાં માંહે પ્રકટયાં, બલકે બહાર આવ્યા પછી પણ રહ્યાં સહ્યાં, દાંત, મૂછ, વિર્ય આદિ પ્રકટે છે. ચોવીશ તત્વ કહેવાએ છે એ જેમ અકળિત છે તેમજ આ અકળિત છે. એ ચોવીસ કરતાં તો આ ચૌદ રત્ન ઓછાં છે ! અનેક પ્રકારના સંયોગ મંથનથી અનેક પ્રકારની વસ્તુઓ નિપજે છે. અરણી મંથનથી અગ્નિ ! જે લાકડાંનું નાશક તેજ લાકડાંમાં રહ્યું છે એ કેટલું વિચિત્ર છે ! રેશમમાં વિજળીના ચણગારા જે મોટા મોભોને પણ બાળી નાંખે તે સહજ હાથના ઘર્ષણથી પ્રકટતા કદી દીઠા હશે ? ઉત્પતિક્રમ બધોજ અકળિત છે. એ વાત છેટ છેવટ સુધીની ટુંકામાં કહી દીધી, વધુ વિચાર આપે કરી લેવો, કારણ શાસ્ત્ર મારૂંજ નથી કે હુંજ સત્ય ઠરાવું !

નાગ દોરડાં માટે દેવો વાપરે છે. નાગ પાશથીજ ઘણા બંધાયા છે ને ભગવાન શંકર શોભા માટે પણ અંગપર વીંટે છે. પશુ, પંખી, માણસના ઘટતા ઉપયોગમાં આવે છે તો નાગ શામાટે ન આવે ! તેનું કારણ એવું સાંભળવાની ટેવ નથી એજ છે. જળનો સાગર દેખીએ ને દુધનો ન દેખાય તેથી આશ્ચર્ય લાગે પણ મીઠાનો દરીયો છે તો દીઠો છેજ ? જે બધું કરી શકે છે તે એક દુધનો સમુદ્ર કરે તેમાં શું આશ્ચર્ય છે ! ઘરમાં તેલ, કાષ્ટ, વિના દીવા દેવતા ન રહે પણ સૂર્ય ચંદ્ર કદી ઓલાતા કજળાતા નથી, તો દુધ શું કામ બગડે ! સોના રૂપાની ને પારાની ખાણો ને તેલનો દરિયો કેરોસીન નિકળ્યું એટલે માન્યો તો દુધ ઘીનો પણ માંનો ! નથી દીઠો એટલાજ માટે ન હોય ! એમ માનવું એ બુદ્ધિની કંગાળતા સિદ્ધ કરે છેએજ રીને શરૂથી તે આખર સુધીના આ પ્રકરણનાં મુખ્ય મુદ્દા વિષે આંહીં ઇશારા જણાવી દીધા છે. વળી વધુ પ્રસંગે બધાનો એકજ ઉત્તર છે.

**" પ્રભુ અકળિત શક્તિ તારા. "**

**તુલસીદાસની ચોપાઇની ઢાળ.**

શત્રુ મીત્ર થયા બેઉ ભેળા, મંડયા ઉદ્યમ માંહી સવેળા;
ઐાષધી દશ દિશથી લાવી, ક્ષીરસાગર માંહે ઝીપલાવી.
સ્વબળ જણાવે અરીને ભારે, ગયા ગિરિ લેવા બેઉ હારે;
સહુએ જોર કરી મળી સાથે, ગિરિ ઊપાડયો માથે હાથે;
' એક લાખ યોજન ગિરી, ઉપાડવો **નવ સ્હેજ;**'
વંઝાને પ્રસુતા પીડા, ઊર માંહે **ન વસેજ.**'

આ પૃથ્વી ઊપર એવડા પહાડ નથી, પણ આ ગ્રહો દેખાય છે તે પ્રત્યેકને હાલના ખગોળવેત્તા કેવડા કહે છે ? ને તેમાંના એકમાં આ બધી ધુમધામ થતી હોય તો ત્યાં એવડો ગીરી હોય એમ માનવું પડે તેમ આ આપણી ભૂમિની બહારની વાત છે. જેવા જળ તેવા માછા ! જેવા દેવ, જેવા તેમના દેહ, તેવા તેમના પહાડ. માણસનું વર્ષ તે જેમનો દિવસ છે. ૩૬૫ ગણો તફાવત તો એ ન્યાયેજ સિદ્ધ થતાં લાખ યોજનનો ગિરી સંભવિત હશે છતાં બેશક તેમને પણ બધાજ સુર અસુર. એકઠા થયા છતાં એ પથરો મહાન મહાશીળા અતિ ભારે લાગી. દક્ષિણનાં મંદિરોમાં જોતાં જણાય કે એકેકી શીલા

કેવડી હોય છે ! હમણાં ટ્રાન્સવાલમાં નવી સોનાની ખાણ જણાઈ છે તે સુવર્ણશીલા ભૂમિ અંદર સુઈ ગએલી કેટલા માઈલ લાંબી ને કેટલી પહોળી છે તે વાંચો ! તે અંદરથી કાઢશે આ બહારજ હતી તે યુક્તિ બળથી સમગ્ર દેવ અસુરે મળી ઊંચકી તો ખરી,
—ચાલતા ઘો—

**ઝુલણાછંદ.**

મમતથી મળી સરવે ગીરી ઊંચકયો, એ ઝુકયો એ ઝુકયો થએ જાતો;
શત્રુ જાશે કંગી વ્હેમ ઊર એ વળી, લાભ લોભે વળી નવ મુંકાતો;
ગજા કરતાં અધિક કાર્ય તો આદર્યું, પણ પછી થઇ પડયું પૂર્ણ ભારી;
ઊંચકી શકાય નહીં પડયો મુંકાય નહીં, વિપતિ આવી પડી અકથ ન્યારી.
પરસ્પર કહે હાં જોરદ્યો જોરદ્યો, શક્તિથી વધુ બળ કયાંથી લાવે !
છુટયો પરસ્વેદ મુખ શ્વાસ માતો નથી, શરીર રાતાં થયાં બળ પ્રભાવે.
જરી ચાલે ત્યાંહાં ઘણો હાલે ગિરિ, જેમ તેમ કરી અધવચે આવ્યો;
ખુટયું બળ ને છુટયા હાથ ઢીલા પડી, ભૂમિપર ધડડડડ ધીબકાવ્યો.
કઇક તો તળે ચગદાઈ પાપડ થયા, કઇ દબાઇ રહ્યા હાથ પગથી;
બુમે પાડે છે પણ કોણ કહાડે કહો, હામ બળની હવે આવી અવધી,
બડબડે કયાંથી આ પીડા માગી લીધી, અમર થવા જતાં જીવ ખોયા !
હાંફતા કાંપતા સ્વજનને શોધતા, દુઃખી સુર અસુર સરખાજ જોયા.

પરમાત્માની શક્તિઓમાં શ્રુતિ **स्वाभाविकीज्ञानबलक्रियाच** એમ જ્ઞાન બળ ને ક્રીયા ગણાવે છે તે પ્રત્યેક કેવી અકળિત છે તે માટે આખ્યાનમાં યથાક્રમ વિચારતા આવો. દેવતાઓને પોતાના સર્વજ્ઞ પણાથી અમૃત કાઢવા કહેવા સાથે કેવા કેવા પ્રસંગ આવશે તેપણ જણાવી દીધું. જેમકે વિષ નિકળશે ને તે ભગવાન શંકર પીશેજ વગેરે તેવું 'જ્ઞાન' હવે તે પછી શ્રુતિ જે 'બળ' વિશે કહે છે તે બતાવવા પ્રસંગ આણ્યો. કારણ ' મંદર ' ઉચકવામાં જગતના સુર અસુરનું એકત્ર બળ પણ અફળ થયું, ને તેથી—

**પદ રાગ " દશા આ શી થઈ " એ દેશીનું.**

દશા આ શી થઈ ન્યારી, થઇ સરવેને લાચારી;
અસુરો સકળ નિરાશ થઇ, બેઠા છોડી ગર્વ;
સગા મુઆ સંભારીને, રોતા મ્હોતા સર્વ;
ન દીસે કો છુટકબારી, કર્યો કકળાટ ત્યાં જારી. દશા.
પણ દેવે સમરી હરી, સ્તુતિ કરી ધરી આશ;
અસુર મુર્ખ માને છતાં, સુર ઊર પુર વિશ્વાશ;
બગડી બાજી ભલે ભારી, શ્રીવર સકશે તે સુધારી. દશા.

કારણ તેમને દ્રઢ હતું કે—

' **શ્રીપતિ સદા હિતકારીરે, પ્રભુ અકળિત શક્તિ ત્હારી** ' તે સાચું સઘર્યું.

મદ ગંજન ભંજન વિપતિ, સુર રંજન સરકાર;
ગરૂડ સ્વાર તે ઠાર ઝટ, પ્રકટયા જગદાધાર.

( સર્વજ્ઞ સર્વ જગે સર્વનું જાણે )

ઊઠયા સુર દેખી દુઃખહારી, પડયા પદમાં પ્રીતિ ધારી. દશા.

**મરાઠી શાકીના ચાલ.**

સમરતાંજ પ્રકટયા પ્રભુ પણ, અસુરે તે ફોકટ ધાર્યું;
સુર અસુરોથી ન બન્યું તે, શું કરશે કુસુમ બીચારૂં. !
તન નાજુકડું ! હાં હાં આ.........ફુંકે ઊડી જનારૂં ! !
શ્રુતિ શાસ્ત્રમાં કહ્યું હરિ છે, સૌથી બળીયા એવું,
સુર અસુરોને નિશ્ચય થાવા, કરી જણવવા તેવું;
જગપતિ પાસે–હાં–આં–આં–આં કામ ક્ષુદ્ર આ કેવું. ?
આનંદ નીધિના આવ્યાથી, બધે થયો આનંદ;
દુઃખો નીરાશા દુર થયાં ને, મળ્યાં ફરી એઊ વૃંદ.
સહુ સુખ કર છે હાં–આં–શ્રીવરનો સંબંધ;
પલકમાંજ ગિરિવર ઊચકી, જઈ મુકયો સાગર માંહી,
હસડાતા પુઠે સુર અસુરો, હરખે આવ્યા ત્યાંહી;
પ્રભુના બળથી હાં.........અસુર ગયા લજવાઈ.
એવી '**પ્રભુ અકળિત શક્તિ ત્હારી**, **શ્રીપતિ સદા હિતકારીરે. પ્રભુ**'
વાસુકી તેડી ભાગ ઠરાવી, ગિરિને આંટા દીધા;
મુખની તરફ લઇ સુર મંડળ, ગયા પ્રભુ જ્યાં સીધા,
પહેલે પગલે–હાં.........અસુરે વાંધા લીધા;
બળે કુળે ગુણ કર્મે નિચા, અમે ન તમથી લેશ;
તેમ છતાં પૂંછજ પકડાવો, સદા અમંગળ વેશ;
એણી ગમ તો–હાં–હાં......અસુર એકે નહિ રહેશે.

પણ પહેલાં બળ બતાવી પ્રતીતિ આપ્યા છતાં અસુરો એથી પણ પોતાને ઊંચાજ ગણે છે. જાણે પોતાથીજ મંથન થશે, એ મીથ્યા માન ને પ્રભુથીજ તોફાન કરનારાને ફળ કેમ મળશે ? દેવોએ શું કર્યું ? ગમે ન ગમે પણ પ્રભુ કહે તે કરવું !

હરિએ હશી ખશી શીર ભણીથી, પુંછ ગ્રહ્યું ઝટ હાથે;
કચવાયા સુર હરખ્યા અસુરો, શીર સાહી ભલિભાતે;
કર્યું સુરે પછી–હાં–હાં–આં જેમ કર્યું નિજ નાથે. ( કારણમાં શું કે–
" પ્રભુ અકળિત શક્તિ ત્હારી, ' પણ તે ' શ્રીપતિ સદા હીતકારીરે. "

એટલે તેમજ પરિણામ આવશે, જાણી શાંત રહ્યા—

**ગીતિ**— મદ આણી સ્વર તાણી, હાં મંડો કહી સહુ લાગ્યા **મથવા**;
એક ઘુમરડે ગીરિતો, ડોલી પડયો દરીયે શ્રમ ફોક **થવા**.

અસુરોના અભિમાનનું ફળ ! ને તે પ્રભુ સ્હામે ! પણ સુરોનું કાર્ય હતું એથીજ પુરૂં થયું.—

**સવૈયા**—ડુબી ગયો ગીરિ સ્તબ્ધ થયા સહુ ઊદ્યમ એ કરતા અચકાયા;
કેમ ઊઠે ઉદધી થકી જે ગીરિ ભૂપર ઊચકતાં પટકાયા,
અમૃત મેળવતાં મૃત સર્વે થશું વદતાં અસુરો થઈ કાયા;
ત્યાં હરિએ હરી પીડ ફરી ધરી કૂર્મ તણી ઉદધી મહીં કાયા.

સ્વભાવ સિદ્ધ જ્ઞાન-ને બળ દેખાડ્યું. હવે ક્રીયા દેખાડવા શરૂ કર્યું.

**હરિગીત**— સુખથી ઊપાડયો પીઠ ઊપર લાખ યોજનનો ગીરી,
જે કોટી અંડો અધર ધરતા ભાર ત્યાં શું આ ફરો;
ખળળળ ખસેડી ક્ષીરને આપ્યો ઊપર ગિરિ આપથી,
તવ સરવ સુર જય જય વદ્યા થઇ છકીત ઇશ પ્રતાપથી.

તે એજ કહે 'પ્રભુ અકળિત શક્તિ તારી, શ્રીપતિ સદા હિતકારી.' તે જણા. એજ ગયા.—

**ચોપાઈ**— ગીરિ જોઈ હામ ઊર આવી, લાગ્યા મથવા સમુદ્ર ગજાવી;
દેવ અસુર ખેંચે સ્હામા સ્હામી, જોવા જેવી જુગત ત્યાં જામી.
બેઉ પક્ષ બરાબર બળીયા, આવ્યું શુર ને ખુબ ઉછળીયા;
નિચે જોર કુર્મપર આવે, પ્રભુને તે ખણજ સમ ભાવે.
લાગ્યું જોર બરાબર જયારે, ડોલ્યો ઉપરથી ગીરી ત્યારે;
હરિ સહસ્ત્ર બાહુ તન ધારી, બેઠા પ્રકટી ટોચે દુઃખહારી.

**उपर्यगेंद्रगिरिराडिवान्य आक्रम्यहस्तेनसहस्त्रबाहुः ।**
**तस्थौदिविब्रह्मभवेंद्रमुख्यै रभिष्टुवाद्भिःसुमनोभिवृष्टः ।।**

શીવ બ્રહ્મા આવી કુસુમ વૃષ્ટી કરતા કહેવા લાગ્યા.
'પ્રભુ અકળિત શક્તિ ત્હારી, શ્રીપતિ સદા હિતકારીરે.'

## ચોપાઇની ચાલ.

બેઊ પાસ દબાણ જયાં આવ્યું, ત્યારે મંથન કરવું ફાવ્યું;
ગીરી ખુબજ ઘુમવા લાગ્યો, અંતે વાસુકીએ મદ ત્યાગ્યો.
અંગ છેક ગયું છોલાઈ, ખેંચા તાણે ગયા અકળાઈ;
શ્વાસ ભીતર માંહે ભરાયો, અંતે ન રહ્યો રોકયો તે રોકાયો.
કાઢવા લાગ્યા વિષમય જવાળ, પુંફવાટા મારે છે વિકરાળ;
હોંશે અસુર હતા મુખ પાસે, ગભરાયા તે જવાળા ને ત્રાસે.

**દોહરા**—બલી ઇલલ્વ પૌલેમ ને, અસુરો પ્રબળ અનેક;
મુખના અગ્નિથી બળી, શ્યામ થઈ ગયા છેક.
ત્રાહિ ત્રાહિ તાપે તદા, કરવા લાગ્યા સર્વ;
અમૃત તો નવ નિકળ્યું, નિકળ્યો સહુનો ગર્વ.
મુખ ઝાલી પૂરા પસતાયા, થયા વિષ ઝાળે રઘવાયા;
સુર સમજી પ્રભુની માયા, અતિ અંતરમાં હરખાયા.

**ગીત**— વૃષ્ટી ઝટ વરસાવી, કરૂણાનિધીએ કરૂણા દરસાવી;
દીવ્ય અંગ પરસાવી, આપ ઉઠયા મથવા બહુ તરસાવી.

જે કાર્ય સુર અસુર મહા મથીને કરતાં કાયર થઇ ગયા તે સહુને ખસેડી પોતે કરવા લાગ્યા.

**તોટક**—કર કંકણુ મંદ ધ્વની રણકે, ધમકે પદ નુપુરને ધમકે;

ઉર હાર તણા મણીયો ચમકે, ઝુલી કુંડળ કર્ણ વિશે દમકે.
અતિ ઘોષ કરી ઊદધી ધમકે, ઉછળે બહુ ફીણુ ફુલો સમ છે;
પ્રભુને શ્રમશો ન જરી ખમચે, ખુબી દર્શન કેરી અનુપમ છે.

**દોહરો—** તરંગ ગાય ઊમંગથી, નાચે ગીરિ વચ માંહ્ય;
હાવ ભાવ કરતાજ શું, એ હાથે જગરાય!

( અહા ! એજ કહેવું પડે છે કે )—

**' શ્રીપતિ સદા હિતકારી, હે પ્રભુ અકળિત શકિત ત્હારી ! !'**

ધડડડ ધમડડ કરવડે, જયાં દીધું જરી જોર;
તુરત ઊપર આવ્યું તરી, પ્રથમજ વિષ મહા ઘોર.

**સવૈયા.**

ઝેર હળાહળ જયાં નિકળ્યું જીવ માત્ર થયા ઝટ તેથી વિકારી,
વાયુ ચડી વિષને અડતાં તન થાય સ્થિતિ અતિસે દુખકારી;
મચ્છપ કચ્છ તજી ઉદધિ તટ આવી પડયા મુખ ત્રાહિ પુકારી,
ફેલી દશે દીશ ઝાળ કરાળ સ્થિતિ થઈ સર્વ તણી ભયકારી.

**લાવણી.**

ધાયા ઝટ સુર **શીવ**જી પાસે કરજોડી કહે હર હર શીવ;
તું વિણુ કોઇ ન સ્હાય કરે, દિલ દયા વિશ્વની ધર ધર શીવ.
પ્રજા બળે છે વિષમય જવાળે, બ્હાર સરવની કર કર શીવ;
શરણુ છીએ સહુ દુઃખી દયાળુ, તાપો તનના હર હર શીવ.
સ્તુતિ સુણી ધણી દેવીના ધણી, સતીની સંમતિ લઈ ધસ્યાજ વિષ ભણી.
કાળકુટ વિષ ઘોર હળાહળ, અંજળી વિષે સમાવીને;
અસર કરે માટે ન ગળ્યું, રાખ્યું કંઠે અટકાવીને.
કાળું ગળું જણાય રૂપાળું, વિષ એ ભૂષણરૂપ થયું;
નીલકંઠ જગમાં કહેવાયા, જન હિત કર્યું ન જાય વહ્યું.
પાન કર્યું તવ થોડા છાંટા, પીતાં પીતાં પડી ગયા;
સર્પ વીંછી ને ઐાષધીયોમાં, જગમાં તે પ્રત્યક્ષ રહ્યા.
કામદુધા પછીથી પ્રકટી તે, રૂષીઓએ માગી લીધી,
શીતળ શશી પછી નિકળ્યો તે, **શીવ**ને આપ્યો સહપ્રીતી.
ઊચ્ચૈશ્રવા અશ્વ અતિ ઊત્તમ, શ્વેત વરણુ આવ્યો જ્યારે;
બળીએ ચાહ્યું મને મળે ને, ઇન્દ્ર કહે જોઈએ મ્હારે.
પ્રભુએ કર્યો ઇશારો ત્યારે, ઇન્દ્ર પરાણે શાંત રહ્યો;
સદ્ય નિકળ્યો ઐરાવત તે, સુરપતિએ હરખેથી ગ્રહ્યો.
કૌસ્તુભ મણી ધણી થઇ હરિએ, કંઠ ઉપર ધારણુ કીધો;
પારીજાતના વૃક્ષ તણો, લક્ષથી સુરે કબજો કીધો.
પ્રકટી પછી અપ્સરાઓ તે, પાછળથી સ્વર્ગમાં રહી,
તે પાછળ પ્રકટયાં મૃતકુંભે, જે વિણ જગને વિપત થઇ,

પ્રભુની શક્તિ–પાણી વલોવતાં રત્નો નિકળ્યાં, છેવટમાં જે માટે આ બધો પ્રયાસ હતો તેની નજર ખસવાથી જગત શુન્ય જેવું થઇ ગયું હતું તે પ્રભુની સર્વે શક્તિઓની અધિષ્ટાતા શ્રીદેવી પોતે પ્રકટ થઇ–તે અનાદિ છેજ–ગુપ્ત થઇ હતી તે પાછી નિકળી, તેથીજ કહ્યું "પ્રભુ અકળિત શક્તિ ત્હારી" તે આંહીં ઉત્તરોત્તર અપૂર્વ વસ્તુઓ ઉત્પન્ન કરી જગતમાં સદા સારૂ તે કાયમ રાખી સિદ્ધ કરી, ને છેવટ જે શક્તિ આ પ્રકટી તેનાજ પોતે પતિ છે, તેથીજ કહ્યું "શ્રીપતિ સદા હિતકારી." આ જે આંહી શ્રીજી પ્રકટયાં તે વળી વધુ શું સિદ્ધ કરે છે તે જુવો, પ્રભુની એ એવી અચિંત્ય શક્તિ છે કે તેની કૃપાના સૌજ ઉમેદવાર. ઇન્દ્રે તુરત સેવા સોડષોપચારે કરી ! શું તેજ !

**ગીતિ**—ઝળહળ તેજ પ્રકાશ્યું, વરશી ત્રિભુવન વિષે **હરષ હેલી**;
નિકળ્યાં લક્ષ્મી દેવી, થઇ ગઇ, સુર સ્ત્રી મનો**હર સહેલી**.

**अग्रेभर्तुः सरसिज मये भद्रपीठे नीषण्णाम् ॥**
**अंभोराशेरधिगत सुधा सप्लवादुत्थितात्वाम् ॥**
**पुष्पासारैः स्थगित भुवनैः पुष्कलावर्त काल्यैः ॥**
**दीप्तारंभाः कनक कलशैरभ्य षिंचन्गजेंद्राः ॥**

કમળાસનપર કમળા ને બે તરફ હસ્તિ અભિષેક કરતા એવી છબીઓ દેશમાં હાલે ઠામઠામ દેખાય છે, તે આ પ્રસંગની સાબીતી છે.

ઇન્દ્ર તો સેવા કરેજ પણ તદુપરાંત જે હાજર હતાં, ને નહોતાં તેમણે આવીને ભેટો કરી જેમાં મુખ્ય—

**ચોપાઇની ચાલ.**

પીળી રેશમી ઉત્તમ સાડી, દીધી ભેટ સમુદ્રે અગાડી;
વૈજયંતિ ભભકતી માલા, ભેટ લાવ્યા વરૂણ થઇ વ્હાલા.
ભાતભાતનાં ભૂષણ ભારે, આપ્યાં વિશ્વકર્માએ ત્યારે;
લાવ્યાં શારદા કમળની માળ, નાગ–કુંડળ ઝાકઝમાળ.

**દુહા.**

દુંદુભીઓ ગગડી રહ્યાં, ગાંધર્વો ગુણ ગાય;
વેદ ઘોષ રૂષીઓ કરે, સેવે સુર સમુદાય,
શોભાનિધિ એ તન ધાર્યાં. શોભાનિધિ શૃંગાર;
કોણ નહીં તેને ચહે, દેવ રૂષી નરનાર.

સારી વસ્તુના અર્થી સહુ થાય પણ સામર્થ્ય જોઇએ. તેની તપાસ શ્રીજી પોતે કરે છે.

**ગરબી** "મોહોલે પધારો." **એ ઢાળ.**

**લક્ષ્**મીજી કરે હૃદય વિચાર, મારે હવે વરવું કોને;
**રૂ**ષી દેવ સહુ છે આ ઠાર, મારે હવે વરવું કોને. ટેક,
**દુ**ર્વાસા તપધારી પણ, ક્રોધી દિસે અપાર;
**બ્રહ**સ્પતિ જ્ઞાની છતાં, રહે છે અસંગ નીરધાર. મારે.
**બ્રહ્મા**આદિ દેવ પણ, માયા વશ થઈ જાય;

ઇન્દ્ર સુરોનો રાય પણ, કઇક વખત એ ડરકુ જણાય, મારે.
**પ**રશુરામ **ધર્મિષ્ટ** પણ, દયા દિસે ન લગાર;
દાની **શીબી** રાજા છતાં, મુક્તિનો નથી કરતા વિચાર, મારે.
**સહસ્ત્ર અર્જુન** વીર પણ, કાળ તણી શીર ફાળ;
**સ**નકાદિક ગુણવાન પણ; નથી મ્હાતા **આ** જાણી જંજાળ. મારે.
**મારક**ંડેય ચીરજીંવી, ચહેજ નહી સંસાર,
ભોગી **હિ**રણ્યકશીપુ પણ, અંતે ખરાબ થનાર. મારે.
શૃંગારી દીર્ઘાયુષી, સમર્થ **શીવ** કહેવાય;
પણ તે વસે સ્મશાનમાં, ત્યાં તે મારાથી કેમ રહેવાય. મારે.
જ્યાં આયુષ ત્યાં ગુણ નહી, ગુણ ત્યાં વયની ખોડ;
ભય રહિત મંગળ સહિત, દીઠી એકે ઉચિત નવ જોડ, મારે.
રૂપ વયે ગુણ શક્તિમાં, ઐશ્વર્ય પરિપૂર્ણ;
દીઠા **શ્રી**નારાયણા, હેય રહિત શ્રેષ્ટ દુઃખ ચુર્ણ. મારે.

જગમાં થઇ ગયા ને થશે, સર્વને મુકાબલે સંખાવો પણ "એકમેવ અદ્વિતીય" **नतत्सम-श्चाभ्यधिकःकुतोन्यो** એ સિદ્ધજ છે-એટલે સર્વશક્તિની માતા શ્રીને બીજો ધારણ કરવાને કોઈ યોગ્ય પણ નથી, ને શ્રીજી બીજાંની છે પણ નહીં તે યથાયોગ્યજ છે, એવું સિદ્ધ કરવા-સમજાવવા આ મુકાબલા છે-કારણ મૂળે તો—

**ગીતિ**—અનુપાયીની હરિની, આજ બની ક્ષીરસાગરની બાળા;
વરને વરતી વરવા. કરે ગ્રહી શુભ કુસુમોની માળા.

**પદ રાગ કલ્યાણ** "સબુર સબુર" **એ ઢાળ**..

ચાલી સતિ પતિ પાસ, ઠમક ઠમક ઠમક ઠમક;
ધારી ઉર અતિ ઉલ્લાસ, ઠમક ઠમક ઠમક ઠમક. ટેક.

કુસુમ માલ ગ્રહી હાથ, નીરખે સુર અસુર સાથ;
કાંતિ થઈ રહી અગાધ, દમક દમક દમક દમક. ચાલી.
મુખની શોભા અપાર, તન શોભાવે શૃંગાર;
કરતાં રત્નો ઝળકાર, ઝમક ઝમક ઝમક ઝમક. ચાલી.
લોચનનો શો વિકાશ, લાજી શું કરતી હાસ્ય;
શ્વાસની સુવાસ થાય, ધમક ધમક ધમક ધમક. ચાલી.
તન સકુચે ઊરે વ્હાલ, આરોપી શ્રીવર માળ;
હર્ષ વહે રગે રગે, હમક હમક હમક હમક. ચાલી.

( કોઈ સ્થળે સોનેરી રૂપેરી લગ્નો થાયછે તેવીજ આ લીલા છે ત્યાંતો વિવાહ મંગળ વરત્યો)

**પદ.** "એની મ્હારી સીરીયો." **એ રાગ.**

આવ્યા સુર રૂષીઓ ત્યારે' સર્વે હારે સેવવા પ્યારે માત તાત;
દંપતિ દૈવતને પદ પ્રણમી, પુજ્યાં વિધીથી વાદ્ય નાદ સાથ. આવ્યા.
ગાય બજાવે ને સ્તોત્રો સુણાવે, સેવે સહુકો મળી ભાત ભાત. આવ્યા.
એજ ક્ષણે થયું પ્રફુલ્લિત ત્રિભુવન, જગમાં થઇ રહી વિખ્યાત ખ્યાત. આવ્યા.

**ચોપાઈની ચાલ.**

ઈર્ષા અસુરને ઊર અતિ આવી, વાત દેવોને થઇ મનભાવી,
ફરી મંથન કામ ચલાવ્યું, વારૂણી સહ મદ તરી આવ્યું,
મોડી કમળ લોચની નારી, લટકા મટકા કરે મનહારી;
અસૂરોએ તેને લઈ લીધી, દેવોએ સુખે સંમતિ દીધી.

( જેવી પ્રકૃતિ તેવું પસંદ પડે, મદીરાનો સ્વીકાર કર્યો હવે જ્ઞાન ભાનની કયાં વાત !)

ફરી મથવા લાગ્યા સહુ સાથે, વાસુકી નેતરાં ગ્રહી હાથે;
એજ આશા સરવ મન માંહી, કયારે આવે સુધા સુખદાઈ.

**દોહરો—** મંથન કીધું જોરથી, શબ્દ થાય બહુ ઘોર,
એવે પ્રકટ થયા ત્યાંહાં, દિવ્ય પુરૂષ ચિત ચોર.

**મનહર છંદ.**

પુરૂષ સુકૃતિ અતિ, દીવ્ય આકૃતિ દીસતી,
કાંતિ અતિ મુખ પ્રતિ, ગતિ છટાદાર છે.
દીર્ઘ સ્કંધ ભુજ દંડ, કંબુ કંઠ કટી લંક,
અંગ અંગ આભૂષણ, દીવ્ય નંગ દાર છે.
ઉપવિત વસ્ત્ર પીત, મંદ સ્મિત ચોરે ચિત્ત;
કુંચિત છે કેશ નેત્ર, ખંજન આકાર છે.
સુધા પૂર્ણ કનકનો, કળશ કરમાં ધરી,
ધન્ય આવ્યા ધન્વંતરી, હરિ અવતાર છે.

( ' પહેલું સુખ તો જાતે નરા' તે બગડે નહીં ને બગડે તો સુધારવા વૈદ્ય વિદ્યા તે પણ એની પાસે. દેવોને પણ મૃત્યુ પુરો કાળ થતાં સુધી ન પીડે ને દેહ નીરોગી રહે તે સારૂ અમૃત-તે પણ તેની પાસે. ને જગતથી સદા અમર કરનાર તો તેજ છે એટલે 'શ્રીપતિ સદા હિતકારી' તે કેવી અદ્‌ભૂત શક્તિઓથી ઔષધી-અમૃત ને બ્રહ્મવિદ્યા ' એવી અકળિત શક્તિ ત્હારી ' પરંતુ તે તેની આપીજ અપાય-સ્વબળેજ ન મળે છતાં લેવા જાય તો કેવા હાલ થાએ તે જુવો )

**आहार शुद्धौसत्वशुद्धिः** તેતો મદ પીને બેઠેલા પછી **सत्वशुद्धोधृवास्मृतिः** નીતો વાતજ કયાં—

**त्रीविधंनरकेस्येदं द्वारंनाशनमात्मनः कामःक्रोधस्तथालोभ स्तस्मादेत्तत्रयंत्यजेत्.**

સુર અસુર બેઉને સમાન પ્રસંગ હતો પણ દેવોએ હૈયું હાથ રાખ્યું, મદનું મનજ ન કર્યું. હવે જુવો કામ ક્રોધ ને લોભ ત્રણેથી બચવા, ન બચવાથીજ **અમૃતના** ભાગી અભાગી સુર અસુર થયા છે તે-પ્રભુ-માયા-મોહીની-ઉપરના દોષ ખોટા છે તે આ રીતે—

અમૃત જ્યાં દીઠું હાથ, કુદ્યો સદ્ય દૈત્ય સાથ,
કરી ન પંચાત સદ્ય, પાત્ર લીધું પડાવી.
સુરો સહુ જોઇ રહ્યા, દુઃખી દીલે અતિ થયા,
પ્રભુને શરણે ગયા છકયા નહીં અડાવી.
ધીરજ હરિએ દીધી, થશે વાત અંત સીધી,

ઊદ્ધતાઇ કીધી તેનો, ઘાટ દેશ ઘડાવી.
આણી હરિનો વિશ્વાશ, સુરો ઉભા રાખી આશ,
ત્રાસ ઊરે રખે શત્રુ, જશે એ ગગડાવી.
અમૃતનું પાત્ર એક, પીનારા તો છે અનેક,
તજીને વિવેક લાગ્યા, માંહો માંહે લઢવા.
એક ઉઘાડવા ચાહ્ય, બીજો ત્યાં પડાવી જાય,
ત્રિજો તેનો હાથ સાહ્ય, ચોથો ન દે અડવા.
એક કહે બધું લઉં, બીજો બકે ઢોળી દઊં,
ત્રીજો ચોથો મળી મડે, તેમને કનડવા.
લથડે અથડે પડે ખડે, લઢે ધકકે ચઢે,
કર વડે લેશ ન દે, અમૃતને અડવા.

## સવૈઓ.

ઓ ઢળ્યું ઓ ગળ્યું એમ ધરી ભય યુદ્ધ જુવે સુર દૂર રહીને,
ખેંચમ ખેંચ કરે અસુરો ઘટ એક બીજાથી પડાવી લઇને;
સંપ ન થાય મુંઝાય સહુ ઊર વેહેંચી શકાય ન હસ્ત ગ્રહીને,
કોઈ ઉપાય સુઝે નહીં કોઇને દ્વેષ વધે મતિ ભેદ થઇને.

અહા! કયા યુક્તિ પ્રભુએ કરી—

**"હરિ અકળિત શક્તિ ત્હારી, શ્રીપતિ સદા હિતકારીરે"**

આપણી દુષ્ટકૃતિ માટે આપણે હાથેજ આપણને હેરાન કરે છે તે આ રીતે? પણ જે તેના કહ્યા ચહ્યા પ્રમાણે કરી તેનાપરજ ભરોંસો રાખી રહે છે તે માટે તે કેવો થાય છે.? તે જુવો—

**દોહરો—** સર્વ પડયા ધભરાટમાં, સુર અસુરો તે ઠાર;
એવામાં આવી ઊભી, એક અલૌકિક નાર.
કદી નથી કાને સુણી, જોવાની શી વાત?
એવી નારી અવનવી, આવી ઉભી સાક્ષાત.
યોગ જ્ઞાન ને ધ્યાનનો, પળમાં ટાળે ગર્વ;
સુર અસુરો મુનિ સિદ્ધગણ, જોઇ મોહી રહે સર્વ.

## પદ "એસી ચતુર નાર" એ રાગ.

નખરાળી નાર, નૌતમ આકાર, યૌવનની બ્હાર ખીલી અપાર;
સુકુમાર શરીર. મનહારી મદમાતી. ટેક.
ઘનશ્યામ રંગ, ઝગે અંગ અંગ, ભ્રકુટીનો ભંગ, નચાવે અનંગ;
સુકટાક્ષે વશ કરી મદ મસ પાતી. નખરાળી.
ઝગમગે ભાલ, છે ગુલાબી ગાલ, બેઉ અધર લાલ, લોચન વિશાળ;
કટી કેસરી સમ અતિ ઊપડતી છાતી. નખરાળી.
ઢળે કુંડળ કરણ, ગળે ઘણાં આભરણ, બાજુ ચુડીયો કંકણ, મેખળા મનહરણ;
રૂડાં નુપુર ચરણ ઘુઘરી ઘમઘમાતી. નખરાળી.

ગુંથી વેણીકાળી, મલ્લિકા ફુલ વાળી, મોતીઓથી રૂપાળી, સેંથી પુરી સંભાળી;
લટકાળી મટકાળી ચટકાળી એ દેખાતી. નખરાળી.
સુર અસુર જોઈ, ગયા સદ્ય મોહી, બીજી બુદ્ધિ ખોઈ, ચિત્ત એમાં પ્રોઇ;
ચાલ્યા સંગ સંગ બની સરવ સંગાથી. નખરાળી.
(પરંતુ તેમાં મદ પાયેલા અસુર જે લોભ ક્રોધના દાસ હાલ સુધી હતા તે કામ દાસ થયા.)

**લાવણી.**

અસુરો નિર્લજ થઇ હશી બોલવા લાગ્યા, વાહજી વાહ અવધી રૂપવંતી મહાભાગા;
લટકાળી ચાલપર વ્હાલ અતિસેં આવે, નયનોની કટાક્ષ જ્ઞાન ભાન વિસરાવે.
નથી દેવી અપ્સરા નથી ભૂપની નારી, તુજપાસ રતિ કે લક્ષ્મી કોણ બીચારી;
અમ કારણ શું મોકલીજ દેવે પ્રેરી, ફરતાં ફરતાં દીધી અહીં કયાંથી ફેરી?
હે મદીરાક્ષી કયાંથી આવ્યાં કયાં જાસો, અમને કરવાને કૃતાર્થ કંઈ પણ ચ્હાશો; ?
કરી કૃપા સર્વપર આપજ કલેશ મટાડો, આ કોમળ કરથી અમૃત સ્વાદ ચખાડો.
( કામી કામની તૃપ્તી કરવા પોતાનું સર્વસ્વ તે માટે હોમે છે, પણ તેથી કામ તો વધે છેજ ! )

**ગરબી " ચમકતી ઠમકતી પદ્મની " એ રાગ.**

ચમકતી ઠમકતી પદ્મનીરે, અહો ચમકતી ઠમકતી પદ્મનીહે;
છે તું મનમાં વશી, એ મારા તનમાં વશી, વ્હાલી પદમનીહે.
સુંદર તારૂં મુખડું જોતાં તારાજ અમે તો ગયા બનીરે. છેતું.
કયાં જાએ મીઠડી અમને છોડીને, વાંકુંએ જોની અમારી ભણીરે. છેતું;
ભલે વરી ગઇ શ્રીવિશ્નુને, આશ અમે તો ધરી તુજ તણીરે. છેતું.
અમૃત પીરશ લઢી મરીએ સહુ, તુંજ થા અમો સહુની ધણીરે. છેતું;

**ગીતિ—** મંદસ્મિત કરી ત્યારે, વધુ ફસાવવા અસુરોને પ્યારે;
લટકા મટકા કરતી, ઉચરી નારી કોકિલ ઉચ્ચારે.

**પદ રાગ કાલીંગડો 'બપૈયારે' એ દેશી,**

અમૃત એ સોંપો નહીં મ્હારે હાથ. ટેક.
ચતુર થઈ વિશ્વાસ કરો કેમ, હું છઊં નારી જાત. અમૃત.
કોણ કયાંની છઊં તે ન પીછાણો, આણો પ્રેમ અગાધ. અમૃત.
નવા નવા પ્રિય નિત શોધું છું, છઊં કુલટા ભલિ ભાત. અમૃત.
મરજી મુજબ કરીશ નહી' માનું. કોઇની કંઇપણ વાત. અમૃત.
મન પ્રિય ને હું આપીશ પ્રીતે, નહીં ચાલે પંચાત. અમૃત.
સોંપોતો બંધાઓ વચનથી, સુર અસુરો મુજ સાથ. અમૃત.

**ગીતિ**—સ્પષ્ટ કબુલત કીધી, અસુરે મન પ્રિય મને માની લીધી;
કનક કળશ કરી કબજે, ગોઠવણી તે વ્હેંચવા તુરત કીધી.

સિદ્ધ થયું કે અસુરો મદ્યપી છે, કુસંપી છે; અન્યાયી લોભી છે, ક્રોધી છે ને પુરા કામી છે, એવી જેમની દેહ છે તેને અમર કરવી એ તજવીજ નકામી છે. તેને જાતને કે જગતને તેથી લાભ નથી. પરિક્ષાથી જણાયું કે દેવો મહેનતુ. નિલોભી, નિર્માની, કહ્યાગરા,

સહનશીલ, ને એ રીતે સુચાલી છે તેથી તેનેજ અમર કરી અધિકારપર રાખવા એ યોગ્ય છે. અસુરને પોતાના જ્ઞાન બળ ક્રીયા શક્તિ સમજાવ્યા છતાં આસ્તિક ન થયા, પણ ઉલટા પ્રસંગ આવતાંજ દુર્ગુણી સિદ્ધ થયા. તો પણ તેને ઉપર પ્રમાણે સ્પષ્ટ ભવિષ્ય કહી દઇને પછી તેજ રીતે કર્યું.

**લાવણી** " ધર્મ ધુરંધર ધીર વીર " **એ રાગ.**

બેસાડયા અસુરો પ્હેલા કરી ખાસ પાસ હાર,
બેસાડયા છેટા સુર સઘળા જણાય લાચાર.
( તો પણ તેમણે ગડબડ ન કરી )
એથી અસુરો મોહી અધિક માંહોમહીં મલકાય,
ધન્ય ભાગ્ય એ નાર પ્યારથી અસુરનેજ ચ્હાય.
લક્ષ્મી વરી વિષ્નુને એ રહી આપણેજ માટ,
અમૃત જાય સમૂલું તો પણ નથીજ ઉચ્ચાટ. ( માટેજ ગયું. )
માટે દૂભવશો નહીં કોઇએ એ મીઠડી પ્યારી,
મૂઢ બની અસુરોએ નિશ્ચય એજ કર્યો ભારી.
ન્હાઇ ધોઈ આવ્યા સહુ સહુ પુર્યા રાંગુળીએ ચોક,
સુગંધ ને ધુપોના ભભકા ઉઠે થોકે થોક;
બેઠા સહુ આશ ધરી આવી ગજગમની નારી,
છેડેથીજ શરૂ કીધું આવી સુરની વારી.
( માનમાં સૌથી છેલો તે પ્રભુને સૌથી પ્હેલો )
ચેત્યો એક અસુરને પેઠો રવી શશી મધ્ય,
વરતાવ્યો બેઉએ એ ત્યારે મોહીનીને સદ્ય;
અમૃત મુખમાં જતાંવેત ચક્રે છેદ્યું શીશ,
એજ રાહુ કેતુ રવી શશીના શત્રુ દીન નીશ.
ચેત્યા અસુરો તદા ખરેખર રે આતો ભેદ,!
સુર પી ચૂકયા સુધા સકળ એ લહી ઉપજ્યો ખેદ.
( પછી તો ધીરજ ન રાખીજ. )
ઉઠયા ઉપડયા સહુ કરી હુમલો લાવી ઉર ભાન,
( તેને તો સુધા મળેજ કેમ ? )
તેવી તેતો કળશ સહીત થઇ ગઈ અંતરધ્યાન.

કારણ તેનું પ્રકટવું ન પ્રકટવું એ કેવળ સ્વસંકલ્પાધિન છે. એકે સાથે કુર્મ રૂપે, નિચે ઉપર સહસ્ત્ર બાહુ, સાથે ચતુર્ભુજ, કળશ લઇ ધન્વંતરી, ને છેલ્લે મોહની પાંચ પ્રકારના પાંચ આકાર તો પોતાના ને તદુપરાંત એક સાગર મથતાં પોતાની વિભૂતિ કેટલા આકારની એકેક ચીજ કેવી પ્રકટ કરી કે છેવટ વધુ લંબાણુ થઈ ગયું છે માટે મૂળ પદજ પુરૂં કહેવું બસ થશે કે—

**પ્રભુ અકળિત શક્તિ ત્હારી, શ્રીપતિ સદા હિતકારી;**

**સુમતિ વારી ગયા, કુમતિ હારી ગયા, થયા અનેક આકારી. હે હરી.**

આ ચરિત્ર સાંભળીને પણ તેમજ થવાનું સુમતિ વારી જશે, કુમતિ હારી જશે, ને એ રીતે અનેક આકારના પ્રકારના ભાવ વાંચનારને ઉઠશે, એ પણ તેની અકળિત શક્તિ છે, ને તે છેવટ ગમે તેમ હાલ મનપર આવો, પણ આટલું પણ જાણવા શ્રમ લીધો છે. તો શ્રીપતિ સદા હિતકારી છે તેથી તે હિતકારીજ નિવડશે, સૌને તેમ નિવડો. તથાસ્તુ.—

# अंबरीश महाराजनुं आख्यान.

## પૂર્વરંગ.

પદ રાગ પીલુ.

**શ્રીહરિનું જ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન;**
**એથી અન્ય અનંત ઉતરતું, કર તું તો ગણી એ જીવ જીવન. શ્રીહરી.**

માણસનું પ્રથમ ધ્યાન પોતાના શરીર સેવનમાં જાય છે, તે વિષે એક કવિ કહે છે.

आस बस डोलतसु याको बिसबास कहा,
सांस बस बोले मळ मांसहीको गोला है.
कहे पद्माकर बिचार छन भंगुर या,
पानीकोसोफेन जैसे फलकफफोलाहै.
करम करोरा पंचतत्वन बटोरा फेर,
ठारे ठौर जोळा फेरी ठौर ठौर पोळा है.
छोड हरिनाम नहिं पैहै बिसराम अरे,
निपट नकाम तन चामहीको चोला है.

માટે કહ્યું—"**શ્રીહરિનું જ કરે પ્રિય સેવન**" તેજ કવિ વધુ કહે છે.

आवत गळानि जो बखान करौं जादा यह,
मादा मल मून मेदा मज्जा की सलीतो है.
कहै पदमाकर जराजो जाग भींजी तब,
छींजी दिन रैन जैसे रेनुहींकी भीती है,
सीतापति रामके सनेह बस बीती जौतो,
तौ तो दिव्य देह जम जातनातें जीती है.

**रीती राम नामतें रही जो बिन काम तो या,**

**खारिज खराब हाल खालकी खलीती है.**

માટે એથી—" **શ્રીહરિનું જ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન.** " પછી અમારા લોકો વળી રાજાનું સેવન કરે છે. પણ અરે છેવટ રાજા થાઓ તો પણ શું ?

ખાતાં પીતાં ઝેર ભય, સુતાં શત્રુ વેર ભય;
સદા બ્હાર ઘેર ભય, રાજા કોઇ નડશે.
સ્ત્રીનો ભય શોખ ખારે, પુત્ર રાજ્ય લોભે મારે;
સૈનીકોનો ભય ભારે, સ્હામા થઇ લડશે.
સભા વિષે માન ભય, પ્રજામાં તોફાન ભય;
કાળનો મહાન ભય, શું ન મેઘ પડશે.
ભય સહુ સમાન બણ્યો-ત્રિતાપ ને મૃત્યુ તણો;
અંતે સુણો યમ ભૂપને બહુ કનડશે.

( એ રાજા જુના વખતના ને હાલના રાજાઓને પુરૂં સુખ હોય તો પણ શું ? બીજો કવિ કહે છે. )

ચહુ દેશમેં આણુ ફેલાવતા હૈ, ઔર દાણુ આવે વાટ ઘાટકા હૈ;
બડે મ્હેલ કીલ્લા બગીચાહુ બનાવત ખેલ ત્રિયાસંગ ખાટકા હૈ,
ભાત ભાત કે ભોજન થાલ હુમે, માંહે બિશ પચીશહુ વાટકા હૈ;
**બ્રહ્માનંદ** કહે ચેત ચેત પ્યારે, સબ કાળકી એક થપાટકા હૈ.

તે ઉપરજ અમે કહ્યું હતું—

કોઇ મસ્ત રહે દેખી ધનના ભંડાર ભર્યા,
કોઈ મસ્ત રહે શેખી ધરી ધામ ગામની;
કોઇ મસ્ત રહે વિદ્યા બુદ્ધિ બહુ કેળવ્યાથી.
કોઇ મસ્ત રહે જાણી ખ્યાત ફેલી નામની.
કોઈ મસ્ત રહે દાસી દાસ પ્રજાના પુજ્યાથી,
કોઇ મસ્ત રહે પામી પુત્ર પુત્રી ભામની;
કાળ ગ્રસ્ત કરે ત્યાં **અનંત** એ મસ્તી સમસ્ત,
બની જાય અસ્ત::વસ્તુ એકે નહિ કામની.

અને હોય ત્યારે પણ ઉપરથી ડોળ રૂપજ મસ્તી, બાકી ભયતો બધામાં ભર્યોજ છે.

**भोगेरोगभयं सुखेक्षयभयं वित्तेचराज्ञोभयं,**

**विद्यायांकलिभी स्तपकरणभी रुपाद्भयंयोषिति;**

**इष्टेशोकभयं रणेरिपुभयं कायेकृतांताद्भयम्,**

**चेत्थंजन्मनिरर्थकाक्षितितलेविष्णोःपदंनिर्भयम्.**

અને તેથીજ તે માટે "શ્રીહરિનું જ કરે પ્રિયસેવન, એજમહાજન ધીમન શ્રીમન."

એનો વધુ ખુલાસો એક પદથી કહીએ. કારણ આ ' પૂર્વરંગ ' છે તેમાં બધી જાતના રંગ જોઇએ.

**પદ " પ્રાણીઆ ભજીલેને કીરતાર " એ દેશી.**

જગના મ્હોટા ખોટા માન, હરિ સેવે તેજ ભાગ્યવાન.
જગના મ્હોટા ચાર દિવસના, અંતે થતા હેરાન;
સુખ દુઃખ ક્ષણિક ખમી હરિજનતો, સદા થતાં શ્રીમાન. જગના.
જગમાં રથા બહુ ગણાય પણ, અંતે ભૂલે ભાન;
એજ વખત હરિજનના ઊરમાં. ઉપજે ઉત્તમ જ્ઞાન. જગના.
જગમાં મોજો કરે તેમને, મૃત્યુ થાય મ્હોંકાણ.
હરિની સેવા કરનારાંને, એથીજ મળે લ્હાણુ. જગના.
જગનાં ધનિક મુંકી અહિં સઘળું, જાય મહા દુઃખ સ્થાન;
જગ છુટતાં હરિજનને તો, મળે અપૂર્વ વિમાન જગના.
જગના મ્હારાજાનો અંતે, જમ પકડે છે કાન;
ખરા હરિજનને લેવાને, આવે દેવ મહાન, જગના,
મેળવતાં રાખતાં જતાં દુઃખ, મોટપ દુઃખજ સમાન;
**અનુ** સાચી મ્હોટાઇ જોઈએતો, સેવ્યાં કર ભગવાન. જગના.

કારણ એ કરી ચુકેલજ સત્ય છે કે,

**" શ્રી હરિનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન. "**

આ કલીકાલ ને જે વખત દેશમાં મહા ઊતપાત ચાલતો હતો તે વખતે દક્ષિણ દેશના ખુણામાં એક **દેવુ** નામે ગામડામાં ગરીબ થઈ ગયેલ '**તુકો**' તેનું નામ ગામે ગામ દેવ સમાન ચાલું છે. તેનું કારણ ?

" શ્રી હરિનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન, "

તેમણે હરિ સેવન કરી એજ સર્વોત્કૃષ્ટ છે એમ સિદ્ધ કરી આપ્યું છે. એટલે વાદમાં પડવા કરતાં તે શી રીતનું સેવન; કોનું કરતા હતા, તે માટે તેમનાંજ વચનામૃતમાંથી થોડું જોઇએ.

**સ્ફુટ અભંગ નં. ૩.**

**सदा माझे डोलि, जडो तुझे मूर्ती, रखुमाईच्या पती सोयरिया.**
**गोड तुझें रूप, गोड तुझें नाम, देई मज प्रेम सर्वकाल;**
**विठो माउलिये, हाचि वर देई, संचरोनि राही हृदयामाजी,**
**तुका म्हणे कांइ न मागें आणिक,तुझे पायी सुख सर्वआहे.**

એતો " શ્રીહરિનુંજ " એમાં જકાર શું કામ છે ?

**आणि कांची स्तुति, आम्हां ब्रह्महत्या, एका वांचूनि त्या पांडुरंगा,**
**आम्हां विष्णुदासां, एकविधभाव न म्हणों या देव, आणी कांसि**
**शतखंड माझी, होईल रसना, जरी या वचना पालटेन,**
**तुका म्हणे मज, आणिका संकल्पें, अवधीच पापें, घडतील.**

એવો અનન્ય ભાવ. જે માટે ગીતાજીમાં ભગવાને ઠામ ઠામ આગ્રહ કરેલ છે. ને તેનું કારણ તેનાથી સર્વ પ્રાપ્ત થાય છે. તે કેવા સ્વરૂપે સેવા લઇને. તે વિષે કહે છે,

નંબર. ૯૦

घेऊनियां चक्रगदा हाचि धंदा करीतो,
भक्ता राखे पायापासीं दुर्जनासी संहारी,
अव्यक्त तें आकारलें रूपा आले गुणावंत;
तुका म्हणे पुरवी इच्छा, जया तैसा विठ्ठल,

તેના સેવનથી પોતાને કેટલી મસ્તી ચઢી તે માટે જુવો— નં. ૧૨૬

चवदा भुवने ज्याचिये पोटीं, तोचि आम्ही कंठी साट विळा,
काय एक उणें आमुचिये घरी, वोळगती द्वारीं रिद्धि सिद्धी;
असुरज्यानें घातले तोरडीं, तो आम्हांसि जोडी करदोन्ही,
रूप नाहीं रेखा जयासि आकार, आह्मी तो साकार भक्ति केला
अनंत ब्रह्मान्डे जयाचिये अंगीं, समान तो मुंगी आह्मा साटी,
तुका ह्मणे आह्मी देवाहूनि वळी, जालों हे निराळी ठेवुनिआशा.

આ કાંઇ માત્ર ધરમાં બેઠે બોલવા પુરતું નહોતું તેની પુરી પરિક્ષા થઇ, તેમના સંત તરીકે મહીમાની-ને તેમના મનની મ્હોટાઈની એટલે 'મહતજન' 'ધીમત' ને 'શ્રીમંત' પણાની બધાની.

**શી**વાજી મહારાજ જે સમયે વિજયપર વિજય કરેજતા હતા. તેવેળા રાજાધિરાજ છતાં તેમની આગળ રાંક ઠર્યા, મ્હોટા આદરથી સ્વામીને તેડાવ્યા, છતાં પોતે બેપરવાઇથી તેની પાસે નજ ગયા. તો પણ તેથી મહારાજ કોપ્યા તો નહિ, પણ અનેક અગવડ છતાં પોતે તે ગરીબ વાણીઆની ઝુંપડી ઉપર લાંબી મુસાફરીકરી મુદ્દામ તેમનાં દર્શન કરવાજ ગયા. એટલુંજ નહીં પણ લાખોની દોલત તેમની આગળ ભેટ તરીકે ધરી દીધી. પણ ઊત્તર તે વેળા તેને રૂબરૂમાં પણ એજ ધ્વની પૂર્વક મળ્યો. ચઢેલ રંગમાં કદી ફેર પડયોજ નહીં. તે રંગ પાકો હતો.

નં, ૪૩૭૫—૪૩૭૬—૪૩૭૭

मुगी आणि राव आह्मां सार खाची जीव,
गेला मोह आणि आशा, कळि काळाचा हा फांसा;
सोने आणि मोती, आह्मां समान हे चित्तीं,
तुका ह्मणे आले, घरा वैकुंठ सघलें.
तिहीं त्रिभुवनी, आह्मी वैभवाचे धनी,
हातां आले धाव डाव, आमचा माय बांप देव.

**काय त्रिभुवनीं बळ, अंगी आमुच्या सकळ;**
**तुका म्हणे मज्या, अवघी आमुचीच आज्ञा.**

આ પ્રમાણે પોતાની આગળ મહારાજા કેવા કંગાલ છે ને સમજાવી તેને પણ તેવા થવા માટે ઊપાય પણ ત્યાંજ બતાવ્યો છે—

**आम्ही तेणें सुखी म्हणा, वीठ्ठल विठ्ठल मुखीं;**
**तुमचे येर वित्त धन, तें मज मृतिके समान.**
**कंठी मिरवा तुलशी, व्रत करा एकादशी;**
**म्हणवा हरिचे दास, तुका म्हणे मज हे आश;**

તું મહારાજા કહેવાય છે, તે કરતાં હરિદાસ કહેવાય ને હીરા મોતીને બેમુલ ગણી બીજી વાતે બબડે છે, જગતપર આજ્ઞા ચલાવે છે, તે કરતાં તુલસી ધરે ને હરિ ભજી વૃત કરે, તો તારૂં ખરૂં કલ્યાણ થાય મને પ્રસંન કરવા ચાહતો હોય તો મારી "આશા' તો એછે. તે ઉપર પોતે મ્હોટું આખ્યાન કરી સંભળાવ્યું હતું ને તેની અસર પણ તાત્કાળિક એટલી બધી થઇ હતી કે મહારાજા તુરત વૈરાગ્યવાન થઇ સંસાર છોડવા તૈયાર થઈ ગયા. તેમના માતુશ્રાને તે પરથી તેમની મંડળીએ એકદમ સ્વારીમાં તેડાવ્યાં ને માંડ મ્હારાજા પાછા રાજ્ય સત્તા ધારી ત્યાંથી ગયા. તે ભલે ગયા. પણ જુવો અમારા પરમવલ્લભ સંતશીરોમણી તુકારામ બાવાનું આટલુંજ ચરિત્ર તે શું સિદ્ધ કરે છે, ને કેવું સ્પષ્ટ સમજાવે છે કે--

**'શ્રી હરિનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન'**
**એથી અન્ય અનંત ઊતરતું, કર તું તો ગણી એ જીવ જીવન. શ્રીહરિનુંજ**

ભગવાને ગીતાજીમાં નવમા અધ્યાયમાં તે વિસ્તારે સમજાવ્યું છે. રાજ્ય વિદ્યા ને રાજ્ય ગુહ્ય તે છે. ત્યાં તે વિસ્તારે છેજ. પણ તેમાં આ વિશેષણો અમને યાદ આવી વધુ આનંદ આપે છે કે " **सुसुखंकर्तुरव्ययम्** " કરવામાં ઘણુંજ સુખકર ને તેમ છતાં અવિનાશી કારણ અમે ગાઇ ગયા છીએ કે--

રાગ કાલીગડો.

કરવું સહુ એનુંએ જીવડા, પણ નવ ગણવું મ્હારૂં;
છે સઘળું જેનું એ જીવડા, ગણવું તેને સારૂં. ટેક,
ન્હાઇ ધોઇ તન ચોખું કરવું, સેવા લાયક થાવા;
રસોઈ કરવી તે પણ પ્રીતે, પ્રભુને થાળ ધરાવા. જીવડા.
સરસામાન કરવો તે સઘળો, પ્રભુની વસ્તુ ધારી;
શ્રીવરનુ મંદિર માનીને, રાખો ધામ સુધારી. જીવડા.
પ્રભુએ સોપ્યું કુટુંબ માટે. સહુનું રક્ષણ કરવું;
એ સહુ વરતે ગમે તેમ પણ, તારે પ્રભુથી ડરવું. જીવડા.
એ સહુ સેવા કરવા માટે, ઉદ્યમ કરી કમાવું;
પણ પ્રભુએ જે પાપ ઠરાવ્યું, તે રસ્તે નવ જાવું. જીવડા.

એમ પ્રભુ સેવાજ નિમિતે, જે જગ કાર્ય કરે છે;
તે અનુ શ્રીવરના નિત સેવક, ભવજળ સુખે તરે છે. જીવડા,

આ કાંઇ સાધારણ ધર્મ નથી. સંન્યાસાદિકથી કોઇ પ્રકારે ઊતરતું નથી. બલકે આ કાળમાંતો બની શકેજ. એ રીતે પણ તેમ છતાં પહેલાના કાળમાં જુવો તો પણ શું ! વિશ્વામિત્ર રાજા હોઇને જે વશિષ્ટના તેજથી અંજાઈ પોતાના રાજ્ય પદને ધિક્કારી બ્રહ્મર્ષી થવા લલચાયા તે શ્રી વશિષ્ટજી શું કરતા હતા ! ત્યાગી હતા? તેમને સ્ત્રી, પુત્ર. યજમાન. તેમને યજ્ઞ યાગાદિક કરાવવું, તેમનાથી ખુબ ધન મેળવવું, ને તેથી બધી ધુમ- થી વર્ણાશ્રમ ધર્મયુક્ત વરતી; આજ્ઞા અનુજ્ઞા કૈંકર્ય કરેજ જવું, એવુંજ તેમનું વર્તન કેટલાં બધાં વર્ષ સુધી રહ્યું કે, જેમાં તે ગોર એકના એક રહી યજમાન કેટલાએ સૂર્ય- વંશી રાજાઓ બદલાઇ ગયા. બલકે મનુષ્ય લોક મુકી સ્વર્ગમાં ઇન્દ્રને પણ યજ્ઞ કરાવવા પહોંચી જતા હતા. પણ પોતાનો પ્રભાવ એ બધો શામાટે રાખ્યો હતો તે શાથી મેળવ્યો ? નભ્યો ને નભાવ્યો છે તે તપાસો તો એજ સાર આવશે કે—

**'શ્રી હરિનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન.'**

બલકે તે બ્રહ્મર્ષી માત્રના શું જગત માત્રના પિતા બ્રહ્મા સ્રષ્ટા કયાં સન્યાસી છે ! તે શું કરે છે ? શાથી બ્રહ્મા થયા છે ? શાથી બ્રહ્મા રહ્યા છે ? ત્રિવિક્રમનો ચરણ જરા- વાર આવ્યો તો પણ લાગ ન ખોતાં પવિત્ર જળ પુષ્પાદિક લઇ દોડી ગયા ને તેથી શું સિદ્ધ ઠરે છે ?

"શ્રીહરિનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન શ્રીમન ધીમન."

હવે દ્રષ્ટાંતની હદ આવી રહે છે ને તેથી એમજ કહેવું પડે કે—

**'એથી અન્ય અનંત ઉતરતું કર તુંતો ગણી એ જીવ જીવન'**

કારણ સાક્ષાત ગંગાજી તે વેળાનો પ્રત્યક્ષ પુરાવો :એ સેવન કર્યું તેતો તીર્થ ચર- ણામૃત રૂપે હજી અખુટ વહ્યાંજ કરે છે. એટલે વધુ વચન નાંના મોટા વાપરવા કરતાં આખ્યાનજ શરૂ કરી તેથી પણ દ્રષ્ટાંત પૂર્વક એજ ઠરાવવું ઠીક છે કે—

**શ્રી હરિનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન'**

---

# અંબરીશ મહારાજનું આખ્યાન.

## પદ રાગ પીલુ.

**શ્રીહરિનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન;**
**એથી અન્ય અનંત ઉતરતું, કર તુંતો ગણી એ જીવ જીવન. ટેક.**

ભગવાન શ્રીશંકર સ્વામીએ શ્રીમત્ ભગવત્ ગીતામાં એકાદશ અધ્યાયનો છેલ્લો શ્લોક આખાં ગીતાજીમાં સર્વોત્કૃષ્ટ અનુષ્ઠાન માટે ગણ્યો છે, તે આ પ્રમાણે છે—

**मत्कर्मकृन्मत्परमो मद्भक्तःसंगवर्जितः निर्वैरःसर्वभूतेषु यःस मामेतिपाण्डव.**

ભગવદારાધન રૂપજ સર્વ કર્મ કરનારા, સર્વમાં ઊદ્દેશ પણ તે શ્રીહરિજ, ને તેનું સેવન તે અતિશય પ્રીતિ-ભક્તિ પૂર્વક કરતા થકા તેમાં વિધ્ન ન પડવા-કોઈ ઈતરનો

સંગજ ન કરનારા, અલકે ઇતર ગમે તેવું તેમાં વિઘ્ન શું ? વૈર કરે, તો પણ તેતો પોતાનું કાર્ય કરેજ જઇ કર્તવ્ય નજ ચૂકી, તેનાપર વૈરભાવ નહીં લાવનાર, એવા જન પ્રભુને પામે છે. અને તેજ ઉપર પદમાં લખ્યા તેવા ગણાય. તેવા શ્રીમત્ **અંબરીશ મહારાજ** હતા, કોણ, કયાંના ? તે વિષેજ—

**મરાઠા ચાલની શાકી.**

પ્રસિદ્ધ **શ્રી**નાભાગના સપુત ભૂપ **અં**બરીશ નામે,
પિતા પરમ પદ પધારવાથી બેઠા તેને ઠામે;
મહા ગુણ ગ્રામે હાં–હાં ચલવ્યું રાજ્ય નિષ્કામે.

સંસાર આવે તો છોડવો નહીં, પણ તે ભગવત સેવા સમજી તેમાં વેગ જોડવો, ને તેનો બને તેટલો મોહનો નિશો તોડવો, એ રીતે કરવાથી 'સંસાર શું' ભગવત સેવા કરવા લાગ મળ્યો ગણાય, ને તેમાં જેટલો યત્ન થાય તેટલું મહાભાગ્ય મનાય. તેમણે તેમજ કર્યું. કેમકે राजाकालस्यकारणं ॥

પહેલું પ્રસિદ્ધ કર્યું પ્રજામાં હરિ હરિજનને સેવો,
નહિતો નૃપના દોષિત ઠરશો હો ચાહે ભૂદેવો,
હુકમજ એવો હાં......અમલ થતાં પડી ટેવો.

" જય ગંગા તે જે ગોદાવરી, કંઇક શ્રદ્ધા ને કંઇક જોરાવરી. "

તેમ કોઇ તે તોડી ન શક્યું, પરિણામે–( પરાણે પણ ઔષધ કયાંથી )—

દેશ શ્રીવૈશ્નવ વેશ થયો, નહીં કલેશ દ્વેષ લવલેશે;
ભ્રાંતિ ગઇ સઘળે થઈ શાંતિ, પાપ પછી કયાં પેશે,
કરી પરમેશે–હાં......હાં સહુપર કૃપા વિશેષે.

અવલંબન વિના, ભક્તિ ઊપજે વધે ઉભરે તો વિસ્તરે કયાં ? તે માટે સ્થાનની અતી જરૂર. તેથી—

મંદિર નૃપે બનાવી નૌતમ, વૈભવ રાખી ભારે,
શ્રીપતિને શ્રીને પધરાવ્યાં, પોતે પવિત્ર પ્યારે,
વસી તે ઠારે–હાં–હાં.........સેવે સર્વ પ્રકારે.

તે વિના पत्रंपुष्पंफलंतोयं શી રીતે કયાં અરપે ! વળી यत्करोषियदश्नासि ઇત્યાદિ માટે પણ એજ ઉપાય સર્વોત્તમ છે–બીજાને ભક્ત કરવા કહ્યા કરતાં કરી બતાવવાથી અસર ઉત્તમ થાય. તેમાં પણ રાજા એટલે यथाराजातथाप्रजा વળી મનનો સ્વભાવ છે કે જેમાં લગાડે તેમાં આસક્તિ પછી વ્યસન ને પછી પ્રેમ થાય; તેમજ—

**ગજલ બીહાગ રાગની.**

શ્રીઅંબરીશ નૃપાળ, ભક્તિમાન બહુ થયા,
જેને ન બીજો ખ્યાલ, ભક્તિમાન બહુ થયા.
વિષયો વિષે ન વશી, ગણી વિષ સમા સહુ વસમા;
જાણ્યું જગત નિર્માલ્ય, ભક્તિમાન બહુ થયા.

( પ્રીત–ચિત્ત–એકમાં પેશે તે બીજામાંથી ઊઠે ત્યારેજ–પછી પેહેલું તુચ્છજ લાગે તેમાં હકિકતમાંજ દુઃખદ–નશ્વર–હોય એટલે પછી તો સુદ્રઢ વૈરાગ્ય થાયજ. તેની જરૂરત હતી. કારણ લાલચની વસ્તુઓ બહુ હતી. ચક્રવર્તી મહારાજ જેને.

**अन्ययांचश्रियंलब्ध्वा विभवंचातुलंभुवि, मेनेतिदुर्लभंपुंसां सर्वंतत्स्वप्नसंस्तुतम्.**

હકિકતમાં છે તો એમજ. પરંતુ ભૂલી જવાઇ ભ્રમિત થવાય છે. ઊંધું મનાય છે; સુધુ તો.

ભગવાનને ભાગવતની સેવા વિશે રહેવા,
હેવાએલા સહુ કાળ, ભક્તિમાન બહુ થયા. (સંગ પ્રભાવ ક્યાં જાય !)
રસના ન નવરી લવરી કરવા શ્રીહરિ સ્મરતી,
ગુણ ગાય લલિત રસાલ, ભક્તિમાન બહુ થયા.
( પ્રભુ ગુણનો ક્યાં પાર આવે તેમ છે ! )
હરિ કથા વિણુ સુણતા ન બીજું કાનથી કદીએ,
( કામ ઉત્તરોત્તર વધ્યું )
સુણી ગુણુ બને બેહાલ, ભક્તિમાન બહુ થયા.
( શ્રીમંત પાસે કોણુ ન આવે ? તે પાછા ભક્ત ! )
નયને હરિ કે હરિજન વિણુ અન્ય ન નિહાળે,
( બીજા દીઠા ન દીઠા જેવા )
નીરખતાં ઉભરે વ્હાલ, ભક્તિમાન બહુ થયા.
( કારણુ પોતાનું પ્રિય ! )
કર ચરણુ સેવા કર્યાથી નવ ક્ષણે પરવારે,
( એનોજ શોક થઇ પડયો. )
તન મન તણા એ હાલ, ભક્તિમાન બહુ થયા.
રિદ્ધિ સમૃદ્ધિ ભોગ અર્પે સર્વ શ્રીવરને,
( જેમ સંસારી પોતાની પ્રિયને દે તેમ )
દે સંતને ધર માલ, ભક્તિમાન બહુ થયા.
( જગજન બચ્ચાંને દે તેમ )

તેમ તેમ વધુ વૈશ્નવતાના ક્રમમાં આવતા ગયા. શાસ્ત્ર પરવશ થતા ગયા, ને તેમને માટેજ કહીએ કે—' **શ્રી વરનુંજ કરે પ્રિય સેવન** ' તે આવી રીતે ને પોતે કેમ વરતે, પોતા માટે કે જેને ' **એજ મહાજન શ્રીમન ધીમન.** ' તે હવે તપાસો—

**ચોપાઇની ચાલ.**

અનિવેદીત કશુંએ ન ખાય, તીર્થ વિણુ તે કેમ પીવાય.

( પથ્ય પાળે તેને રોગ શું કામ ! **आहारशुद्धोसत्वशुद्धिः** બુદ્ધિ નિર્મળ રહે ત્યારેજ ભક્તિનો સ્વાદ પડે. ભક્તિ ફળે, તેનો મહિમા જણાય. ભગવાન કહે છે—

**" यज्ञशिष्टाशिनःसंतो मुच्यंतेसर्वकिल्बिषैः "**

( યજ્ઞની પ્રસાદી ખાય તે સર્વ પાપથી મુક્ત થાય. એટલે રોગ હોય તે પણ જાય.)

છત્રી તો શું ઊપાન્હે ન પહેરે, જાય મંદીર તજી શીદ ઘેરે.

કહ્યું છે— શરીર કાજે કરો તેટલું, જેથી શરીર ચાલે;
મૂરખના ઘરમાંજ નોકરો, ધણીથી વધુ મ્હાલે.

એટલે આત્માના શ્રેય માટેજ જે હોય તે વાપરવું. તે ' ભગવત્સેવામાં ' જેમું છે તેને માટે વાવરે તોજ ચોરી ન ઠરે, પોતે હક જેટલું લે—

ખાવા પીવા શરીર માગે, તેતો પડશે દેવું;
પણ સાટે ત્હારે પણ તેથી, કામ બરાબર લેવું.

કારણ **अघायुरिंद्रीयारामोमोघंपार्थसजीवति** જે ઇન્દ્રિયને આરામ આપે છે એ રીતે આયુપ ગાળે છે તેનું આયુષ્ય પાપરૂપ છે, તેનું જીવન વૃથા છે. કારણ તેથી જે કમાવાનું, જે માટે તે મળેલું, તે તે મેળવતા નથી. બલ્કે જો પોતા માટેજ કરે તો પરમાત્માની વસ્તુ તેને અરપ્યા વિના વાપરવાથી—

**तेत्वघं भुंजते पापा येपचंत्यात्मकारणात् ॥**

જે પોતા માટે રાંધે છે તે પાપીઓ પાપ ખાય છે. એટલે ધણીની સેવામાં જીવન ગાળવું. માટે કહ્યું ' **અનંત એથી અન્ય ઉતરતું, કર તું તો ગણી એ જીવ જીવન.** ' જુવો આપણા મહારાજાનું વર્તન–વાત એટલી વધી કે—( સંસારી સ્ત્રી બચ્ચાં માટે હેરાન થાય છે તેમ )

ખાન પાન શયનની ન પરવા, દેહ ધારી હરી સેવા કરવા;
એજ સ્વાદુ અતિ લાગ્યું મનથી, જીવી સકતાજ સેવા જીવનથી.
હરિ એજ ઇષ્ટ એજ સ્વામી, દ્રષ્ટી કીધી ન અવરના સ્હામી;
નમ્યા તે નમ્યા એમાં વિરામી, ગમ્યા તે ગમ્યા એ ગુણગ્રામી.

**मय्यैवमनआधत्स्वमयिबुद्धिंनिवेशय** ભગવાન કહે છે કે—'મારામાંજ મન નાંખ, મારામાંજ બુદ્ધિ જોડ' તે એવી જોડી કે બીજેથી ઉખડીજ ગઇ—

રાણીઓ ભણી પછી તો ન જોતા, ક્ષણે બીજા કામે નથી ખોતા;
પુત્ર પુત્રીયોથી નથી મ્હોતા, રાજ કાજે હ્રદય નવ પ્રોતા.

હવે વ્યસન વધ્યું. ત્યારે તન ધન સામન સાધન શેમાં ખર્ચતા? સમય કેમ ગાળતા?

**દોહરો**— યજ્ઞ યાગ કરતા ગયા. દઇ અનેક વિધ દાન;
પદમાં થીર ઠરતા ગયા, થઇ વિરક્ત મતિમાન.

**હરિગીત**— કાઢતા સ્વારી ભારી ભારી ઉત્સવો ઉપજાવતા,
દંપતિને સંપતિથી નૃપતિ અતિજ લડાવતા;
મંત્રીયો સંપી રાજ્ય તંત્ર સુયંત્ર તુલ્ય ચલાવતા,
આવે ઉપજ તે ઇશ અર્થે આપ સકળ અપાવતા,

સંસારમાંથી મન કાઢયું નહીં, પણ નિકળી ગયું. સંસાર છોડયો નથી પણ છુટી ગયો, ત્યારે હવે યોગ ક્ષેમનું કેમ થાય ! રાજ્ય તો મંત્રીઓ ચલાવવા લાગ્યા પણ શત્રુથી રક્ષણ ! અરે રાજનું–સુખ તો યોગ–ને તેનું ક્ષેમ–અથવા પોતે જે આરંભ કર્યો તેનો યોગ રહેવો ને તેનું ક્ષેમ જાળવવું બધું શ્રીહરિનાજ શબ્દોમાં–

**अनन्याश्चितयंतोमां येजना पर्युपासते ॥ तेषांनित्याभियुक्तानां योगक्षेमंवहाम्यहम् ॥**

'જે જનો બીજામાં ચિત્તજ ન રાખી ને સર્વ રીતે મારીજ ઉપાસના સેવા કરે જાય છે, તેવા મારામાં નિત્ય લાગ્યાજ રહેનારના 'યોગ ક્ષેમ, નો ભાર હું વહન કરૂં છું, તે માટે આંહીં તેવા મહાત્મા પ્રકટયા એટલે વચન પણ સાચુંજ છે એવો દાખલો મળ્યો.

तस्माद्द्धाहरिश्चक्रं प्रत्यनीकभयावहम् ॥ एकांतभक्तिभावेन प्रीतोभक्त्याभिरक्षणम् ॥

સાક્ષાત્ શ્રીમત્-સુદર્શન-જેને પ્રભુ પોતે સ્વહસ્તે ધારણ કરી રાખે છે તે તેમના સમગ્ર યોગ ક્ષેત્રનું રક્ષક ઠર્યું. ઠરેજ, કારણ હવે તેમનું કહેવાય તેતો શું પણ તે પોતેપણ પોતાના નથી રહ્યા. શ્રીહરિના થયા એટલે રક્ષણ સુદર્શનજ કરે. સરકારી માલ થયો એટલે તે સરકારી અમલદારેજ જાળવવો જોઈએ. એવું જબરદસ્ત ધણી થાવું. ને યોગ ક્ષેમનો બંદોબસ્ત વગર માગે, પોતાનું હું મારાપણું ગયું ને પ્રભુનું છે ને તેમાટેજ વાપરવાનું દ્રઢ થયું કે તે મોટપ મળ્યું; માટેજ કહ્યું—

" શ્રીહરિનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન શ્રીમન ધીમન, "

જે સુદર્શનને વિશ્વ નમે તે તેમના વગર કહે—ચહે જાણે ચોકીયાત થયા એથી મોટાઈ કઈ ? પણ તે ખરાજ સેવન કરનારા હતા. લાલચ કે ભય તે પર અસર કરે તેમ નહોતાં, પણ જગત તે શારીતે જાણે ? માટે તેની પરિક્ષા થઇ. પ્રથમ લાલચનો પ્રસંગ આવ્યો ( પુરાણાંતરમાં કથા છે અમે રીંવા મહારાજ શ્રી રઘુવીરસીંહજીની ભક્તમાળમાંથી આ ભાગ લીધો છે જે શ્રીમત્ ભાગવતમાં નથી. તે નિચે શરૂજ કરીએ, )

**સાખી**—એક ભૂપને ભૂવને પ્રકટી ભાવિક ભલી કુમારી,
બાળકપણથી હરિ સ્મરણની તેને બણી ખુમારી;
વિષયો વિશે વળી નહીં વૃત્તી શીદ રોકે મન મારી,
સહુ સોંડાડી શ્રીવર સ્હાંમી સત્સંગથી સમારી.
પુત્રી થઇ પરણવા લાયક પિતા પડયા ચિંતામાં.
બાળા બોલી મારૂં મન છે અંબરીષ રાજામાં;
તાતે રળીયાતે એ વાતે સદ્ય સંમતિ દીધી.
માગું મહિપતિએ મોકલવા ઘટીત ગોઠવણ કીધી.

**ગીતિ**—દ્વિજ આવ્યો નૃપ પાસે. આપ્યો અંબરીષે અતિ સત્કાર;
કહ્યું આગમન કારણ, નૃપે કર્યો નહિ તુરત તિરસ્કાર,

**પદ " દયાંરે " એ રાગનું.**

વિપ્રરાયા , પરણું તે હવે શાને સારૂ રે વિપ્રરાયા (૨),
શાને સારૂ એ હું ધારૂં કહો વારૂ હે વિપ્રરાયા. ! ટેક.
રાત દિવસ અવકાશજ કયાં છે, સેવાથી પળે નહીં પરવારૂંરે, વિપ્રરાયા.
જાણોજ જોગી હરિ રસ ભોગી, જગ સુખ લાગે હવે છેક ખારૂંરે, વિપ્રરાયા.
છે રાણીયો છતાં સ્હાંમું જોતો નથી, છતાં આણું નવી એમાં શું સારૂંરે. વિપ્રરાયા.

**સાખી**—વિપ્રે વાત ઉતારી ઊર આવીને કહી તે વાર,
કુંવરી કહે વરૂંતો એનેજ મારૂં નહિંતો નિરધાર;
જાઓ કહો દ્વિજ નિશ્ચય મ્હારો ફરી નથી ફરનાર,
સ્ત્રી હત્યા લે કે પરણે નૃપ અવર નથી ઠરનાર,

**દીંડી**

ફરી આવ્યો દ્વિજ અંબરીષ પાસ, કહ્યું આવ્યો નૃપ ખરો ધર્મ પાશ;
નહિ પરણો તો મરશે સુકુમારી, કહી છુટું હું બજાવી ફરજ મ્હારી.

લહ્યું નૃપે ગળે પડી વિમળ નાર, કહ્યું ફુરસદ નથી મુજને મળનાર
ખાંડું પઠવ્યું તેથી વંરાવી લાવો, લેશે મુજથી શું આંહીં આવી લ્હાવો. !
દોહરો—તેમ કીધું ભૂપે તુરત, આવી વરી સુનાર;
શોચે જન સરવે સ્વગત, અહાવી વરી શું નાર.
નવરી રહીશ નવરી તું, ન વરી હોત તો ઠીક;
એવી નવિને વિનવી. નવી નથી એ બ્હીક.
ગીતિ—દિવસ પાંચ દસ વિત્યા, છતાં થયું નવ દર્શન સ્વપતિનું;
તવ રાણીએ જાણ્યું, સકળ અહર્નિક પ્રપંન નૃપતિનુ,
(રાજાની દીનચર્યા ઊઠે ત્યારથી સુવે ત્યાં સુધી કયાં રહે છે ને શું કરે છે તે)–

રાગ બીભાસ.

ચાર ઘડી રાતે ઊઠી નૃપ નિત્ય ન્હાય છે,
પુંડ્ર સંધ્યાદિ કરીને મંદિરમાં જાય છે. ચાર. ટેક
દઇને બુહારી હાથે, જળ ભરી લાવે જાતે;
સેવાની સાહિત્ય સંધી. કરે શુચિકાય છે, ચાર.
(કેવું પ્રિય સેવન છે? વેઠ નથી પણ ખુરાક છે. "કર તુંતો ગણી એ જીવ જીવન.")
રાણીએ એ જાણી વાતે, ઉઠી ખટઘડી રાતે;
શુચી થઇ ભલિ ભાતે. કીધું જે ત્યાં થાય છે. ચાર.
આવીને રાજાએ જોયું, એટલું કૈંકર્ય ખોયું;
કોણ સભાગીએ પ્રોયું, મન સેવા માંહ્ય છે ? ચાર.
( રાણી છુપી ગઈ ને પોતાની વાત પ્રસિદ્ધ ન થવા ગોઠવણ કરી હતી તેથી ઝટ ન સમજાયું. )—
ન'તી રહી ત્યાંતો રાણી. તેથી વાત તે ન જાણી;
બીજે દિને ના દેખાણી, રહી તે ન ત્યાંહ્ય છે. ચાર.
( રાણી રાજાની પરિક્ષા લેછે ને પોતાની પરિક્ષા આપે છે, રાજાએ ચોરનો પત્તો ન લાગવાથી પોતે જાતેજ તેને પકડવા કોઇને મરમ ન ખોલતાં મન પર લીધું )--
ત્રિજે દિને ઉઠી વ્હેલા. જોયું ભૂપે કે તે વેળા,
( રાણી દીઠી પણ વરતી નહીં )
બોલ્યા વળી કોની વેળા ! જે કૈંકર્ય ચાહ્ય છે. ચાર.
બોલી દાસી નવી રાણી, રાજાએ ત્યારે વખાણી; (પરંતુ)
કહ્યું આથી તો કમાણી મ્હારીજ ચોરાય છે. ચાર.
( જુવો સેવાને કેવી ગણે છે ? ) ( સંસારી સેવક–અમલદાર–પણ પોતાના કામમાં કોઇ હાથ નાંખે તો નારાજ થાય છે )
હોય જો સેવાનું મન, કરાવો મંદિર અન્ય;
વદી રાણી સ્વામી ધન્ય, દાસી એજ ચાહ્ય છે. ચાર.
(સેવાના સ્વાદ લેવા તો એવા પતિને પરણી હતી. તેની શરૂઆત કરી કે વાત સરાડે પડવા માંડી, આપોપી આજ્ઞા મળી, શું ગોઠવણ થઈ? 'યોગક્ષેમ' પ્રભુ વહેજ માટેજ કહ્યું

" શ્રીહરિનુંજ કરે પ્રિય સેવન. એજ મહાજન શ્રીમન ધીમન. " વેશ કાઢયો છે પણ ભજવવો હવે છે-જેમ અમે કહ્યું છે.—

" લક્ષ્મીવર મેં વેશ શ્રીવૈશ્નવનો ધર્યો, જોજે જગમાં હવે જાય નહીં લાજજો;
નામ પ્રમાણે મતિ કૃતિ મુજ રાખજે, જાળવજો મુજને હે જગનારાજજો. "

તેમ રાણીને પણ છે. પરંતુ તેતો મૂળથીજ ભક્ત હતી. સ્વભાવિક પ્રેમ હતો-જુવો

**રાગ ભૈરવ સાખી.**

વડી પ્રભાતે અતિ આલ્હાદે ભૂપે આજ્ઞા દીધી,
નવી રાણીનું મંદિર સુંદર બન્યું ભરી મહીં રીદ્ધી;
મહારાણી મોહન પધરાવ્યાં વિધી શાસ્ત્રથી કીધી,
રાણી વશી જઈ તેમાં હરિ સેવતાં ન જનથી બીધી.

**ગરબીનો રાગ.**

જે સેવનથી શરમાશે, તેની લાજ આખરે જાશે; ભક્તિ ખુબ કરોરે ખુબ કરો;
જગનાં જનથી ન ડરોરે, ભક્તિ ખુબ કરોરે, ખુબ કરો.

કારણ કહેલજ છે "શ્રીવરનુંજ કરે પ્રિય સેવન; એજ મહાજન ધીમન શ્રીમન'

**પદ " એસી ચતુર નાર " એ રાગ.**

તજી ખોટી લાજ, ખોટી પતરાજ, જાણી સ્વામી શ્રીજગના રાજ;
કરી સખી સમાજ, હરિ સેવવા લાગી. તજી. ટેક,
સ્નેહે સેવે શ્યામ, જાતે કરતી કામ. વાળે ઝાડે મંદિર હાથે ઘસતી ઠામ;
મુખથી ન નામ વિસરે બડભાગી. તજી.
નથી કોઇને રોક; નથી કોઈને ટોક, ધરે વિવિધ ભોગ, આવે સંત લોક;
તેને દે છચોક પ્રસાદી વિણ માગી. તજી.
ફેલી પુરમાં વાત, થઈ રાણી ખ્યાત, જે આવે તે પામે પ્રસાદ;
ઘણાં પુનિત ગાત ને, સંગતિથી લ્હે લાગી. તજી.

પેટભરા થાળ ધરે ને ભક્ત ભાવે ભેટ કરે તેમાં કેટલો તફાવત. પ્રભુ **अश्नामिप्रयतात्मनः** તેમ આરોગે ને તે પ્રસાદ જેના પેટમાં જાય તે શ્રેષ્ટ કેમ ન થાય ?

**પદ " કહો કહો કુંવરજી " એ રાગ.**

જાણ્યું ભૂપે થઈ રાણી, ભારી ભક્તિવાળી એ;
ભક્તિવાળી એ, થઇ ભાગ્યશાળી એ. જાણ્યું. ટેક.
થઇ જોવા મરજી ભારી, એક દિન સાંઝે પરવારી;
જાણે ન જેમ નર નારી, પેશી ગયા મંદિરમાં તેમ સંભાળી એ. જાણ્યું.
હરિ સ્હાંમી શોભે સહેલી, કર તંબુર, ધરી સુર ભેળી;
પદ ગાતી પ્રેમે છકેલી, નયનમાંથી હરખ આંસુ રહ્યાં ચાલી એ. જાણ્યું.
છાંના રહી ન શકયા રાજા, ઝટ આવી પાસ બીરાજયા,
જોઇ પતિ આણીને માઝા, તંબુર છોડી હાથ જોડી ઉભી વ્હાલી એ. જાણ્યું.
નૃપ વદ્યા મને જો ચાહો, તો ગાતાં હતાં તેમ ગાઓ;
હરિ ગુણ અમૃત રસ પાઓ, અતિ તૃષિત થઇ રહી મુજ કર્ણ પ્યાલી એ.જાણ્યું.

નૃપ શાસનને ઝટ માની, ફરી ગાવા લાગી જ્ઞાની;
બેઉ બની ગયાં એક ધ્યાની, પલક જેવી પેખી આખી રાત ગાળી એ. જાશ્યું.

**લાવણી.**

બ્રહ્મ મુહુર્ત થાતાં નૃપતિજ મંદિર આવ્યા, ચાલી વાત નવી રાણીએ નાથ રીઝાવ્યા;
સુણી ભેદ બધી રાણીએ એજ પથ લીધો, વશ થાય પતિ એથીજ બનીજઈ સીધો.
મંદિર મોટાં મોટાં તૈયાર કરાવ્યાં, વિગ્રહ શ્રીવરનાં માંહી ભવ્ય પધરાવ્યાં;
નિત ઉત્સવ પ્રસાદ ધુમ ચાલી રહી હારે, ચડસા ચડસીમાં સેવ થતી ગઇ ભારે.
સામંત શ્રીમંતે પણ એ રીતજ ઝાલી, બની ભક્તિવંત અંતમાં થયાં યશશાળી,
એકના પ્રતાપે નગર થયું. અઘહારી, સૌના સાચા તો અંબરીશ ઉપકારી.

**ચોપાઈ.**

ઘરઘર મંદિર ઘરઘર ગાન, ઘરઘર પુજાતા ભગવાન;
ઘરઘર એકાદશી ઉપવાસ, ઘરઘર જાગરણો ઉલ્લાસ,
ઘરઘર થાતી સાધુ સેવ, ઘરઘર થાતા પ્રસંન દેવ;
પુર નારી નર જ્યાં જ્યાં જાય, ત્યાં ત્યાં પરચા સહુ પરખાય.
પુરી સુધરતાં સુધર્યો દેશ, તેથી સુધર્યો સમીપ પ્રદેશ;
ઉત્સવ યાત્રા અનેક કરે, દાન માન સહુ દેતા ફરે.
આ લોકની ફિકર ન વિશેષ, પરલોકનો વિચાર હમેશ;
રાજા તથા પ્રજા જન થાય, એ કહેવત અહીં સ્પષ્ટ જણાય.

ને સહુજ કહે—“ શ્રી હરિનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન;”
“ એથી અનંત અન્ય ઊતરતું, કર તું તો ગણી એ જીવ જીવન.”

પરંતુ તેમ થાય ત્યારેજ તેનો લાભ પોતાને ને બીજાને મળે. જુવો એકથી કેટલા સુધર્યા ? તુકારામના કેટલા ચેલા ! આટલા બધા પંથનું બીજ શું ? આચાર્યોનો પ્રભાવ શાથી ? ભક્તમાળ કેમ લખાઇ ને ઘેર ઘેર ગવાય છે ? ને પુરાણ ઇતિહાસમાં શું છે ? બલ્કે સ્મૃતિ વેદના પ્રદાતા રૂષી મુની શાથી પ્રમાણિક નેતા ગણાયા ? એકજ વાતજ તે આ વાત સત્ય સમજી તેમજ વર્તનાર હતા ને તેથી એજ ઠરે છે કે—

**“ શ્રીહરિનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન”**

ખરી મોટાઈ–શ્રેષ્ટતા–આપણા **અંબરીશની શ્રી**મત ભાગવતમાં વરણી છે તે પરથી હવે કથા પુરી કરીએ, ઉત્તર ભાગ એપણ ઉત્તમ છે. સ્ત્રી કે પુરૂષનું જીવન તો એટલા સારૂજ છે. રાણીએ કરી બતાવ્યું. રાજાનું તો હતુંજ, તેની પરિક્ષા હવે થાય છે. સ્ત્રી ‘પાસ’ થઇ. હવે પુરૂષની પંરિક્ષા. સ્ત્રીની તેના ગજા પ્રમાણે, પુરૂષની તેના ગજા પ્રમાણે.

“ અબ મેરી રાધેને બંસી ચુરાઈ. ” **એ રાગ.**

એવે આવ્યો કાર્તિક મહિનો જ્યારે, વ્રત ભૂપે કીધું ભારે. એવે. ટેક.
છોડી અયોધ્યાં આવ્યા મધુવન, કાલિંદીને કીનારે;
રાણી સંગે સુવ્રત આચર્યું, સ્નાન સહીત તે હારે. વ્રત.
અભયા વૈતરણી વ્રત પાળ્યું, પુરૂં મહિના બારે;
છેલે ત્રણુ ઉપવાસ કરીને, પુજ્યા પ્રિયતમ પ્યારે. વ્રત.

મહાભિષેક કરી ગૌદાનો, દીધાં સહ અલંકારે;
વિપ્ર જમાડી માગ્યું આપી, પારણું કરવા ધારે. વ્રત.
ત્યાં આવ્યા અતિથી દુર્વાસા, અસંખ્ય શીષ્યો હારે;
અર્ઘ પાદ્ય કરી દીધું નિમંત્રણ, પારણું કરવા પ્યારે. વ્રત.

**શાર્દુલ વિક્રીડિત•છંદ.**

મધ્યાન્હિક કરી હું આવું નૃપતિ, એવું વદીને ઋષી,
ચાલ્યા શ્રીયમુનાં તટે લઈ બધા, શિષ્યો બનીને ખુશી;
જોતા વાટ નૃપાળ વાર મુનીને, ધાર્યાથી ઝાઝી થઈ,
વીતી દ્વાદશી સર્વ માત્ર ઘટીકા, બાકી હવે તો રહી.
કીધી સદ્ય સલાહ અન્ય દ્વીજથી, વૃત્તે ન જાવા દીધું,
ને લાગે નહીં દોષ માત્ર જળને, તેથી જરી પી લીધું;
ત્યાં આવ્યા દુરવાસ સત્ય સમજી, રોશે ભરાયા મહા,
રાતાં લોચન ભ્રૂ ચઢાવી થથરી, બોલી ઉઠયા હા ! અહા !

**પદ** " હૅરી દૈયાં લચક લચક લચક મોહન આવે " **એ રાગ**

રેરે ? રાજા કર્યું મારૂં અપમાન, ભારી મદ ધારી;
વિશ્નુ ભક્તિ તણી મસ્તિમાં, ધરમ વિસારી. રાજા ટેક.
નોતરીને ખાસ મને, જમાડયો નહીં તે અને;
જમી બેઠો જાણ્યો તને; ધનના અહંકારી. રાજા.
કીધો તેં મહાપરાધ, શીક્ષા લે તેની સાથ;
જોડી હાથ ઊભા શાંત. નૃપતિ અવિકારી. રાજા.

**લાવણી લંગડી**

ક્રોધે દુર્વાસાએ જેવી જટા ઘટા ઝટપટ છોડી;
રે ! ત્યાં પ્રકટી કારમી કૃત્યા જેની ન જોડી;
પ્રલય આગ સમ બળતી ઝગતી પગથી ધ્રુજાવતિ ધરતી,
ખડગજ ધરતી ખાઊં હા ! ખાઊં ફાડી મુખ ઊચરતી,
અંબરીષ ઉપર છોડી પણ જરી તેતો ચસ્યા નહીં,
શાંત ઊભા છે ત્યાંથી એકે ડગલુંએ ખસ્યા નહીં;
પ્રગટયું ત્યાં ઝળળળળ સુદર્શન અંબરીષનું રક્ષક એ,
થયું સપાટે રાંકડી કૃત્યાનું તો ભક્ષક એ.
પછી ધસ્યું દુર્વાસા પર કે ત્રાસ્યા ભાસ્યા ગભરાયા;
જીવ બચાવા ગુરૂજી ગબડી કાઢીને ધાયા.

મહારાજ રઘુરાજસિંહ પોતાની બનાવેલી ભક્તમાલમાં લખે છે કે—

**દોહરો—** ભાગે બચવ નહિ દીખ્યો, કિન્હો તબ સિદ્દેશ;
મંદર કંદર અંદરે, બંદર સદ્રશ પ્રવેશ.

**ચોપાઈ રાગ પીલુ.**

ચક્ર તેજ પાવક ગિરિ લાગી, જંતુ જમાતી નાદ કરી ભાગી.

ભઈ તેહિ ગુહા આંચ અધિકાઇ, દુર્વાસા કઢી ચલ્યો પરાઈ.
પૂરવ દક્ષિણુ પશ્ચિમ ઊત્તર, બચ્યો ન કહું ચક્રતેં મુનિવર;
પૈઠી ગયો સાગર જલ મહિ, ચક્ર ધસ્યો કરી તેજ તહાંહિ.
લાગ્યો ચુરન સિંધુ કર નીરા, તહંતે મુની ભાગ્યો તજી ધીરા;
સાત લોક પુનિ ધસ્યો પતાલા, દાનવ જાની ચક્ર નિજ કાલા.
લીયે ડંડ વારન તેહિ કીન્હે, બચિહોં નાહિ ભાગહું કહિ દીને;
ભાગ્યો પુનિ તહિં તેં દુર્વાસા. મિટતિ જાતિ જીવનકી આશા.

પૃથ્વી કે પાતાળ બધેજ સિદ્ધી પ્રતાપ જઇ શકયા, પણ નતો ચક્રથી બચી શક્યા. ન કોઇએ તેમને ઠેરવા પણ દીધા. કારણ–ચક્ર આગળ દુર્વાસા શું હિસાબ !

**સુદર્શનમહાજ્વાલકોટીસૂર્યસમપ્રભ** કોટી બ્રહ્માંડાધિપતિની દાહક શક્તિને દૂરથી પણ કોણ સહી શકે ? જગતમાં વિદિત થયું. જ્યાં જ્યાં ગયા ત્યાં સૌના મનમાં અનુભવ સિદ્ધ થયું કે સાક્ષાત્ અત્રી અનુસૂયાના પુત્ર ભગવાન શંકરનો અવતાર–ને જેના તપનો તો પારજ નહીં, તેના કરતાં પણ જે માત્ર હરિનું સેવનજ પ્રિય કરેલ છે તે રાજા મોટાઈમાં, બુદ્ધિમાં, ને શ્રીમાં, વધ્યો ને તે એટલો બધો કે તેનું તેજ–પ્રતાપ–તે પ્રભુનું તેજ– આ સુદર્શન–હવે રૂષીનું શું એ કરશે ? શું સર્વસ્વ ભસ્મ કરશે ? અહો ભાઇ સત્યજ છે. સત્યજ છે કે—

" શ્રી હારનુંજ કરે પ્રિય સેવન, તેજ મહાજન ધીમન શ્રીમન. "

દેવો તો આસત્ય સમજતા હતા તેથી હવે દુર્વાસા તેમના ધામ તરફ તેમને શરણે નાઠા

ઇન્દ્ર વરણુ યમ લોકન માંહિ, મુનિવર ગવનત જહાં જહાંહિ;
તહં તહં દેવ દેવાઇ કીંવારા, નહિં બચિહોં અસ કરત ઉચારા.
ત્રિભુવન માંહી પર્યો આતંકા, માનૈ સબેં ચક્રકી શંકા;
સ્વર્ગ લોક મહં બચવ ન દેખી, વિધીપુર ગયો ત્રાણુ નિજ લેખી.

અમે તો આગળથી કહ્યું છે ' અનંત એથી અન્ય ઉતરતું ' પરંતુ તે સિદ્ધ થવું જોઇએ. હવે તો છેક છેલા લોક, છેક છેલા દેવ–બ્રહ્મા વિષ્ણુ ને મહેશપર વાત આવી છે. જુવો ત્યાં શું થાય છે ! તે દેવો શું કરે છે ! અહીં પરિક્ષા ને પરિણામમાં વાર નથી. જગત વિદિત વાત છે, તોપણુ શાસ્ત્ર પ્રમાણથી લખીએ. કારણ બ્રહ્મા વિષ્ણુ મહેશ સમાન ગણનારાના મનને શુકદેવજી દુભાવે તો અમારો વાંક નહીં. એવે પ્રસંગે અમેતો તેમનાજ શબ્દો વાપરીશું.

**ब्रह्मोवाच––स्थानंमदीयंसहविश्वमेत त्क्रीडावसानेद्विपरार्धसंज्ञे ॥**
**भ्रूभंगमात्रेणाहिसंदिधक्षोः कालात्मनोयस्यतिरोभविष्यति ॥**
**अहंभवोदक्षभृगुप्रधानाः प्रजेशभूतेशसुरेशमुख्याः ॥**
**सर्वेवयंयान्नियमंप्रपन्ना मूर्ध्न्यर्पितंलोकहितंवहामः**

દેવો માત્રની દ્રષ્ટી દુર્વાસા સામી છે કે તેનું શું થાય છે. દુર્વાસા પણ માન તજી બ્રહ્માને શરણેજ ગયા. એટલે પોતાથી ચાલે તેમ હોય તો રક્ષણુ કરવુંજ પડે, એવો ધર્મજ છે; પરંતુ તેમણે તેટલાજ સારૂ કારણ પૂર્વક જણાવ્યું, કે કાળના પણ આત્મા

(જેનું આ ચક્ર છે તે) ભગવાન જ્યારે બે પરાર્દ્ધ વર્ષ થઈ રહ્યાં એટલે પોતાની ક્રીડા પુરી થઇ રહેવાથી વિશ્વ સાથે આ મારા સ્થાનને ભ્રૂભંગ માત્રથી બાળવાની ઇચ્છા કરશે; કે તુરત આ વિશ્વ નાશ પામશે, અર્થાત મારૂં કાંઇ તેની આગળ ચાલે તેમ નથીજ. તે માત્ર મારૂં નહી ચાલે એમ ન સમજીશ, તું કયાંહી ન અથડીશ, હું વિશ્વના મોટા ને તેમની મોટાઇ શાથી ને તે શ્રીહરિ પાસે કેટલી તે તને તુરત સમજાવીજ દઊં કે તારે વધુ અથડામણ–અજ્ઞાનથી ન રહે.

" હું, શંકર, દક્ષ ભૃગુ પ્રમુખ દેવતાઓ, પ્રજાપતિઓ, ભૂતપતિઓ તથા ઇન્દ્રાદિક પ્રમુખ અમે સર્વે તેની આજ્ઞાને લોકનું કલ્યાણ થાય તેમ માથા ઉપર ધારણ કરીએ છીએ" (તેનો હુકમ ઊઠાવનાર તેના નિયમના તાબેદાર છીએ. ત્યાં તેના શસ્ત્ર–હુકમ સ્હામે શી રીતે થઈ શકીએ ?) તે માટે સત્તા કોની ને કયાંથી લાવવી ! દુર્વાસા સત્ય સમજ્યા પણ ચક્રનો તાપ નથી સહેવાતો તેથી હજી પુરી ખાતરી કરવા કે જગતને ઠસાવવા, પણ શુકદેવજી મહારાજ કહે છે—

प्रत्याख्यातोविरिंचेन विष्णुचक्रोपतापितः ॥

दुर्वासाःशरणंप्राप्तः शर्वंकैलासवासिनम् ॥

વિશ્નુના ચક્રથી બળી ઉઠેલા દુર્વાસાને આ રીતે રક્ષા કરવા બ્રહ્માએ ના પાડી ત્યારે તે કૈલાસવાશી ભગવાન શ્રી શંકરને શરણે ગયા."

તેમને તેની ઘણી દયા આવી. તેને તાત ! સંબોધન કરીને પણ જવાબ એ દીધો કે,

वयंनतातप्रभवामभूम्नि यस्मिन्परेऽन्येऽप्यजजीवकोशाः ॥

भवंतिकालेनभवंतिहीदृशाः सहस्रशोयत्रवयंभ्रमामः ॥

તે મહા જ્ઞાનીતો અનુભવસિદ્ધ પોતાના સર્વજ્ઞપણાથી કહે છે. "અરે બાપ ! જે વ્યાપક ને માયાથી પર એવા ભગવાન તે વિષે બ્રહ્મારૂપી જીવના શરીરરૂપ આવાં તથા બીજાં પણ હજારો બ્રહ્માંડો–કે જેમાં અમે ભ્રમણ કર્યાં કરીએ છીએ તે ઉત્પન્ન થાય છે તથા નાશ પામે છે" તેની આગળ અમારી તે શું ભક્તિ કે તેના ચક્રને હઠાવી શકીએ કારણ આ ચક્ર સહજનું નથી, કોનું છે ?

तस्यविश्वेश्वरस्येदं शस्त्रंदुर्विषहंहिनः ॥

तमेवशरणंयाहि हरिस्तेशंविधास्यति ॥

તે વિશ્વેશ્વર ભગવાનનું આ શસ્ત્ર અમારાથી ન સહન થઈ શકે એવું છે. માટે તમે તે ભગવાનનેજ શરણે જાઓ. એ શ્રી હરિ તમારૂં કલ્યાણ કરશે." આવા અનેક પ્રમાણો ને તેમાં જે નામ પ્રયોગ કરેલ છે તે નામ કાયમ રાખીનેજ અમે તો કહીજ રાખ્યું છે ને તેમજ અંત ઠર્યું કે—

" શ્રીહરિનુંજ કરે પ્રિય સેવન, તેજ મહાજન ધીમન શ્રીમન,"

" અનંત એથી અન્ય ઉતરતું, કર તું તો ગણી એ જીવ જીવન."

કારણ કે, શ્રી હરિએ ખુદે પણ એજ સિદ્ધ–આ પ્રસંગમાંજ કરી આપ્યું છે તે આ રીતે

ततोनिराशोदुर्वासाः पदंभगवतोययौ ॥

वैकुंठाख्यंयदध्यास्ते श्रीनिवासःश्रियासह ॥

તે સાંભળીને દુર્વાસા નીરાસ થઈ ગયા, અને ભગવાનના ધામમાં ગયા. જેનું નામ વૈકુંઠ છે ને જ્યાં એ શ્રીનિવાસ શ્રી સાથે બિરાજમાન રેહે છે.

संदह्यमानोऽजितशस्त्रवन्हिना तत्पादमूलेपतितःसवेपथुः ॥
आहाच्युतानंतसदीप्सितप्रभो कृतागसंमाऽवहिविश्वभावन ॥

મૂળે નિરાશ તો થઇનેજ ગયા હતા. કારણ અદ્યાપિ આશા હતી, કે કોઈ ચક્રને હઠાવશે; શ્રીહરિના હુકમને રદ કરશે, તેમ ન થયું. એટલે તો હવે તે અમલમાંજ આવવું બાકી રહ્યું. કારણ જાણી બુઝી બ્હાનું કાઢી વાર કરી રાજાને સંતાપ્યો, ને તેણે તેમ છતાં માત્ર વ્રત જાળવી ભૂખ વેઠી, તોપણ તેણે પારણું કર્યું એમ માની લઇ પોતે તો તેનો પ્રાણુજ લેવાની પુરી કોશીશ કરી ચુકયા. એટલે પરિણામે તેના બદલામાં પોતાના પ્રાણ જવા એમ ઠર્યુંજ ને તે માટે તેને બાળવાનો વિચાર કરતાંજ પોતાને બાળનાર ચક્ર પુંઠે થયું છે. હવે અથડીને થાકી ગયા છે, ચક્રથી શેકાઇ ગયા છે " અજીત એવા શસ્ત્રથી આગથી બળતા ને કંપતા એવા તે જતાંજ ભગવાનનાં ચરણ કમલમાં પડયા ને બોલ્યા. હે અચ્યુત હે અનંત, હે સત પુરૂષોના વ્હાલા-ઇષ્ટ પ્રભો વિશ્વના ભાવન હું અપરાધી છઊં, મારૂં રક્ષણ કરો."

अजानतामेपरमानुभावं कृतंमयाऽघंभवतःप्रियाणाम् ॥
विधेहितस्यापचितिं विधात मुच्येतयन्नाम्न्युदितेनारकोऽपि ॥

મેં આપના વ્હાલાનો અપરાધ કર્યો છે, પણ આવો મોટો આપનો પ્રભાવ છે, એ મારાં જાણ્યામાં નહીં, તો હવે આપ તેનું નિવારણ કરો. કારણ આપનું નામ લેવાથી નારકી પણ નરકમાંથી છુટે છે તો હુંતો સાક્ષાત શરણે આવ્યો; ને તે રૂબરૂમાં, ને આપને પુરા ઓળખીને! પરંતુ હજી પ્રભુના સેવનનું મહાત્મ્ય નથી જાણતા તે જણાવવા શ્રી હરિ સકારણ ખુલાસો કરે છે.

अहंभक्तपराधीनो ह्यस्वतंत्रइवाद्विज । તે શામાટે.
वशीकुर्वन्तिमांभक्त्या सत्स्त्रियः सत्पतिंयथा ॥

'હે બ્રાહ્મણ હું ભક્ત પરાધીન છું. સ્વતંત્ર છતાં અસ્વતંત્ર જેવો, કારણ જેમ સતિ પોતાના પતિની પરતંત્ર છતાં સ્વતંત્ર પતિને સેવાથી પોતાને વશ પરતંત્ર કરી લેછે તેમ એવું સેવન મહાત્મ્ય છે. એટલે કે મારાથી પણ 'મારૂં સેવન' ને તેને લઇને તે કરનાર વધી પડે છે ને તેથી મારાથી પણ તારો બચાવ નહિ થાય, હવે આથી આગળ કાંઇજ રહેતું નથી, માટેજ અમે કહ્યું—

**'અનંત એથી અન્ય ઉતરતું', કર તું તો તે ગણી જીવ જીવન.'**

એટલે અહીંજ હાલ છેવટ સિદ્ધ ઠરશે કે—

**શ્રી હરિનુંજ કરે પ્રિય સેવન, તેજ મહાજન ધીમન શ્રીમન.'**

દુર્વાસા પણ મહાભક્ત, મહા તપસી મહા જ્ઞાની, તેથીજ મહા સમર્થ હતા; પરંતુ તેટલા બધા પ્રભુ પ્રિય થઇ પ્રભુથી પ્રભૂતા મેળવી તે પણ તેનો ઉપયોગ ઠીક ન કર્યો તેથીજ પ્રભુ તેમને સમજાવે છે કે—

तपोविद्याचविप्राणां निश्रेयसंकरे उभे ॥
तेएवदुर्विनीतस्य कल्पेतेकर्तुरन्यथा ॥

તપ તથા વિદ્યા બંને બ્રાહ્મણનું કલ્યાણ કરનારાં છે. (એક હોય તો બસ તો તમારામાંતો બેઉ સાથે છે; પરંતુ) તેજ બે અવિનયથી બ્રાહ્મણનું ભુંડું કરેછે. તમને તેથીજ કોપ તેના નિશાથી આવ્યો તેથીજ સહજમાં ગેરવાજબીમાં પણ મહાપમાન માન્યું ને શક્તિ હતી એટલેજ કૃત્યા ઉપજાવી શકયા, ને તેજ કારણ આ બધા સંકટનું થયું. તમારાંજ તપ વિદ્યાએ ઉપજાવ્યું છે; પરંતુ સ્હામો જે ભક્ત છે તે તપ વિદ્યામાં તમારાથી દેખીતો ઓછો પણ તેનો ઉપયોગ કરવામાં ચઢતો છે. કારણ "સેવન" તો બેઉએ કરે છે. દુર્વાસા વળી ઉત્તમ દેહને ઘણાં કષ્ટ સાધનોથી તે શ્રી હરિનુંજ કરે છે પથ્ય જરા નહીં, હવે-રાજાની પથ્ય જોજો, જે વિત્યું તે ટુંકામાં કહી જઇએ.

**શાર્દુલ વિક્રીડિત.**

બ્રહ્માએ સમજાવ્યું સ્હાય શું બને, દુભ્યા હરિ ભક્ત ત્યાં,
શંભુએ સમજાવ્યું થાય ન કશું. કોપ્યું હરિચક્ર ત્યાં;
વિશ્નુએ સમજાવ્યું જાય દુઃખતો, જાશેજ એ ભક્તથી,
નાશી ત્રાસી નીરાશી પામી વળીયા, દુર્વાસ સર્વત્રથી,

**લલિત છંદ.**

પિડિત ચક્રના તાપથી અતિ, શ્રમિત માર્ગના થાકથી અતિ;
ભ્રમીત ભક્તના ત્રાસથી અતિ, મુની ફરી ગયા પૃથ્વીની પ્રતી;
પદ જઇ પ્રહ્યા અંબરીશના. નહીં વદી સકયા કાંઇ એ બીના,
નીરખીને મુનીને દયામણા, નૃપ સ્તુતિ તદા ચક્રની ભણ્યા.

**પદ "નમું નમું ગીરીજાપતિને" એ રાગ.**

નમું નમું શ્રીસુદર્શન તાત,
સહસ્ત્ર ધારા ધારી કાંતિ, પ્રસારી અપરંપાર;
ધરી પ્યાર, કરો વ્હાર, મારી દિવસને રાત, નમું. ટેક.
શશી અગ્નિ રવી માંહે પ્રતાપ, આપનો અમાપ બાપ;
આપો દુષ્ટોને સંતાપ. નમું.
કાપો અડો તેનાં પાપ, છાપો સંતો ભુજે છાપ;
મન સમ વેગી, અસ્ત્ર અવિદ્યા તમના હર્તા નાથ;
રક્ષો વિપ્ર દયા સાથ, સ્તવું દાસ જોડી હાથ. નમું.

**દોહરો**—સ્તુતિ સુણી અગ્નિ શમી, ચક્ર તણી તતકાળ;
દુર્વાસા આશીશ દઈ, વદ્યા વધુ ધરી વ્હાલ.

**પદ રાગ કાનરો.**

આજ દીઠી હરિજનની વડાઈ. ધન્ય ધન્ય કહું મંગળ ચાહી. ટેક.
અપરાધે ઉપજાવી ઉપાધી, તેપર આપે જણવી ભલાઇ. આજ.
વાટ જોઇ રહી ભૂખ્યા ઉભા હજી, એથી વધુ શી હોય અધિકાઇ. આજ.

**શાખી—** નૃપે વિપ્રને વિનય વડે વિનવીને ખુબ જમાડયા,
આશીષ અનેક વિધ આપી એમણે ઉભરા કહાડયા;
પછી પ્રસાદ લીધો પોતે પ્રિય પવિત્ર ઉમદા સંગે,
અજ શીવ હરિથી ન થયું તે થયું સેવ પ્રસંગે.

માટેજ કહ્યું **'શ્રી હરિતું જ કરે પ્રિય સેવન, તેજ મહાજન ધીમન શ્રીમન;'**
**'અનંત એથી અન્ય ઉતરતું', કર તું પણ ગણી એ જીવ જીવન.'**

કરે છે બહુ પણ તેમાં તન ધનથી કેમ સેવન કરવું એ આખ્યાન પૂર્વ ભાગથી, ને મન કેવું રાખવું એ ઉત્તર ભાગથી શીખવાનું યાદ રાખવાનું, ને અનુસરવાનું છે, તો પછી તે ઉપાય કેવો સિદ્ધ થાય છે એતો ત્રિલોકને આ પરચાથી વિદિત થઇ ગયું છે, ને સર્વ ઇતિહાસ પુરાણોમાં રહ્યું છે, ને તે ઉપરથીજ આટલું અમે આંહી કહ્યું છે, ને છેવટ અમારૂં ને સૌનું તેમજ થવું ચહ્યું છે.

ॐ **शांतिः शांतिः शांतिः**

# श्री शबरी चरित्र.

## પૂર્વરંગ

**ગરબીનો રાગ "હરી તોંસે બોલે મોરી બલા" એ દેશી.**

**'સેવ્યા જેવા છે દેવાધી દેવજ શ્રીરામ, જીવ જાત માત્રના વિરામ. એ. ટેક.**
**'સંત પ્રભાવે નિર્મળ ભાવે, આવે ચાલીને ગુણગ્રામ. એ સેવ્યા જેવા છે.'**

**રામ** નામથી કયો આર્ય અજાણ્યો હશે ? તેના વૈભવ માટે તેનો સાક્ષાત કરનાર શ્રીતુલસીદાસ ગુસાંઈ કહે છે પ્રત્યક્ષ પુરાવો જોઇલ્યો કે—

**'तुलसी देवल रामके लागे लाख करोर,'**
**काकअभागी हगमरे, महिमा भयो न थोर.'**

નાના ગામડામાં પણ રામજીનું મંદિર ને ગામ આખું સેવન કરે. છેવટ નમસ્કાર, વર્ષમાં એક દિવસ પણ ખરાજ—ને તે—

'લંકાંથી હીમાલય સુધી, કલકત્તાથી કચ્છ પ્રવેશ;'
'પંજાબી સિંધી સોરઠીયા, દક્ષિણ માલવ આદિ દેશ.'

સર્વત્ર એક સરખો વૈભવ છેક હિંદુસ્તાનને છેડે પથરાએ તાર્યા, ને છેક ઉત્તરમાં અવધના કીટાદિકને પણ ઉદ્ધાર્યા, છતાં કાક જેવા તેની નિંદા તેના સ્થાનની અવજ્ઞા—કરે, તો તેજ દુર્ભાગી. બાકી સિદ્ધ વાતતો એજ ઠરી છે, ને વહિવટમાં છે, હજીપણ નવાં નવાં મંદિર થતાંજ જાય છે ને ઠરે જાય છે કે—

**'સેવ્યા જેવા છે દેવાધિ દેવાજ શ્રીરામ'**

સાક્ષાત સેવન તો બહુ મોટી વાત છે, પણ નામનોજ મહિમા કેટલો છે !—

'ઓસડ વેસડ આવી રહેશે ને, દુનિયાં તો મેલશે ઠેલી;'
'તે સમે ઓ હરિ ત્હારા વિના મ્હારી, એકે ન ઓથ રહેલી.'

તે કયા હરિ બોલે છે?—

'તલ મંગાવો ને તુલસી મંગાવો, રામ નામ સંભળાવોરે.'

તે છેક હીમાલયની તલેટીમાં પણ 'શ્રીરામ નામ સત્ય હૈ' તે કયારે—

**"जैहे जब खाशो ढीगथा ताको खुलासो करी"**
**सबयुं कहही याकों निकासोरे.** એ રીતે.

**"जादिन परेगो काम जमके जमुसनतें, तादिन तिहारे काम राम नाम आवेगो"**

જે વખતે મહારાજા પણ દીનકંગાલ બની જાય છે, ને જે વખત બ્રહ્મા સુધાંને માટે નિર્માણ છે તેનું ઓસડ—**'સેવ્યા જેવા છે દેવાધિ દેવાજ શ્રીરામ.'**

'બ્રહ્મા તો અનાદિ યુગના છે ને રામ તો તે પછી કયારે એ થયા છે.' એમ કોઇ અજ્ઞાની કહે. પણ બ્રહ્મા ખુદ શું કહે છે. જે વખતે રાવણને માર્યો તે દેવ વર્ગ સાથે બ્રહ્મા આવ્યા ત્યારે પ્રભુ છુપ્યા રહેવા માગતા હતા છતાં બ્રહ્માએ પ્રકટ કર્યા કે.

**"भवान्नारायणोदेवः श्रीमांश्चक्रायुधःप्रभुः"**

(જેની નાભીમાંથી હું થયો છું) એવા ચક્રધારી પ્રભુ નારાયણ દેવ શ્રીમાન તે આપ છો. કારણ અમારી સૌની પ્રાર્થનાથીજ ત્યાંથી પૃથ્વીપર પ્રકટ થયા છો. એવું પરમ પ્રમાણિક વાલ્મિકી રામાયણમાં વચન છે. બલ્કે તે ઉપરથી રચાએલ ને અદ્વૈતીયોને અત્યંત પ્રિય એવી 'અધ્યાત્મ રામાયણ' એટલે ઇતિહાસ રૂપે નહી પણ સાક્ષાત જ્ઞાન સંબંધીજ રામાયણની તો શરૂવાતજ ભગવાન શંકર પાર્વતીના સંવાદરૂપ કરી છે ને તેમાં ભવાની જગદંબા પ્રત્યે શ્રીમાન્ ભગવાન શંકર કહે છે—

**रामःपरात्मामकृतेरनादि रानंदएकःपुरुषोत्तमोहि ।**
**स्वमाययाकृत्स्नमिदंहिसृष्ट्वा नभोवदंतर्बहिरास्थितोयः ॥**

રામ તે અનાદિ પ્રકૃતિથી શ્રેષ્ટ—આત્મા—આનંદ રૂપ એક પુરૂષોમાં (ચેતનોમાં સૌથી) ઉત્તમ તેજ છે. માયા વડે આ બધું જગ જેણે કર્યું છે ને તેમાં પાછો તે આકાશની પેઠે અંદર ને બહાર વશી રહ્યો છે એટલે શ્રુતિના શબ્દોમાં—

**अंतर्बहिश्चतत्सर्वं व्याप्यनारायणःस्थितः॥**

એ રીતે સચરાચર વ્યાપક સર્વેશ્વર એજ છે. એટલે ભગવાન બ્રહ્મા ને શંકરનાં વચનો પ્રમાણે સિદ્ધ કર્યું. ને તે વચનો એવાં કે જેને સર્વમત તેમાં પણ સ્માર્તાદિક વિશેષ કરીને માને તેવા ગ્રંથનાં એટલે સર્વાનુમતે સિદ્ધ થયું કે—

'સેવ્યા જેવા છે દેવાધિ દેવા એ શ્રીરામ.'

કેમકે તેમણે કંઠે કરીને કહ્યું છે. બ્રહ્મા તો આવીને સેવી સ્તવીજ ગયા. ને ભગવાન શંકરે પણ પાર્વતીને કહ્યું—

भजंतिचाहर्निशपप्रमत्ताः परंपदंयांतितथैवसिद्धाः ॥

અહરનીશ અપ્રમત્ત થઇને તેને ભજે તો તે કૃતાર્થ થઇ પરમ પદ જાય. બલકે દ્દષ્ટાંત સુપ્રસિદ્ધ છે કે—

मरां मरां कहेते मुनिश वालमीक भये, राम राम कहेतें न जाने कोन पद है;
राम नाम लीये तीने रामजीको धाम पायो, प्रबल प्रताप सब पोथीनमें गद है.

બીજી પોથીયો કયાં લેવા જઇએ ? કાશીખંડમાંજ જુવો. જે ઉપરથી ને બીજા પ્રમાણિક ગ્રંથના આધારે ગુસાંઇજી તુલસીદાસ કહે છે—

" महा मंत्र जो जपत महेशु, काशी मुक्ति हेतु उपदेशु."

એ વાતથી કોઇકજ અજાણ્યું હશે. એટલે કાશીમાં મરણથી શાથી મુક્તિ એનો ઊત્તરજ " સેવ્યા જેવા છે દેવાધી દેવા એ શ્રીરામ " તે રામ બીજા નહી, પણ જે સીતાની શોધમાં વનમાં રખડતા ફરતા હતા. પોતાનાં પ્રિયના ઉપર કેટલી પ્રીતિ રાખે છે તે બતાવવા જતાં સતીને ઉલટો સંદેહ થઇ ગયો, એ વિશે દેશ પ્રસિદ્ધ તુલસી રામાયણમાં પ્રસંગ છે કે—

शंभु समय तींहीं रामहीं देखा, उपजा हीय अति हर्ष विशेषा,
भरी लोचन छबी सिंधु निहारी, कुसमय जानी न कीन्ह चिन्हारी;
जय सच्चिदानंद जगपावन, असकहि चले मनोज न शावन,
चले जात शीव सती समेता, पुनि पुनि पुलकित कृपानिकेता.

ભગવાન કૃપા સાગર શંકરના અંગમાં આનંદ દર્શનથીજ ઉભરાઇ ગયો—

'એવા સેવ્યા જેવા છે દેવાધિ દેવાજ શ્રીરામ. પરંતુ

सती सो दशा शंभुकी देखी, उर उपज्या संदेह विशेषी,
शंकर जगत वंद्य जगदीशा, सुरनर मुनि सब नायत शीशा,
उन्ह कीन्हे नृप सुत हि प्रणामा, कही सच्चिदानंद परधाया;
भये मग्न छबी तासु विलोकी, अजहु प्रीति उर रहत न रोकी.
अस शंशय मन भयहु अपारा, होय न हृदय प्रबोध प्रचारा,
यद्यपि प्रकट न कहेउ भवानी, हर अंतरयामी सब जानी;

सुनहु सति तव नारी सभाउ, संशय असि न धराउ उर काहु,
जासु कथा कुंभज मुनिगाई, भक्ति जासु मै मुनि हि सुनाई;
साई मम इष्टदेव रघुवीरा, सेवही जाहि सदा मुनी धीरा;
छंद—मुनी धीर योगी सिद्ध सतत विमल जन जहि ध्याव हि,
कहि नेति नेति निगम पुराण आगम जासु कीरती गाव हि;
सोई रामव्यापक ब्रह्म भुवनि कीय पति माया धनी,
अवतरे अपने भक्त हित निज तंत्र श्री रघुकुल मणी.

આ પ્રમાણે શ્રી મુખનાં વચનમાં પણ શંકા કરે તો આગળ શા હાલ થાય તે માટે તે પ્રસંગ કાઢીને વાંચવો ને પછી કબુલવું કે—

'સેવ્યા જેવા છે દેવાધિ દેવા એ શ્રીરામ.'

કારણ રામ પ્રકટ થયા અવલથીજ ત્રિકાલજ્ઞ ભગવાન શંકરને એ નામ એટલું પ્રિય ને તેના મહાત્મ્યથી એટલા સુજ્ઞાત હતા કે—

'नाम भाव जान शीवनीको कालकूट फळ दीन्ह अमीको,

પછી તો—'महिमा जासु जान गणराऊ प्रथम पुजीयन नाम प्रभाऊ.

બલકે સતી પણ બીજા અવતારે પછી તો એક દિવસ એકાદશીનું વ્રત કરી દ્વાદશી પારણું કરવાને બહુ થોડો સમય, ને સહસ્ત્ર નામનો પાઠ કરવાનું નિત્યના નિયમમાં હતું, તે નિયમ, જાય. એમ ધુંચવણમાં પડયા ત્યારે ભગવાન સર્વજ્ઞ શ્રીશંકરે કહ્યું—

रामरामेतिरामेति रमे रामेमनोरमे ।
सहस्त्रनामतत्तुल्यं रामनामवरानने ॥

એમ જાણી—'सहस्त्र नाम सम सुनी प्रिय बानी, जपी जे बीज पीय संगभवानी

એ રીતે આખું કુટંબ રામરસ લીન થઈ ગયું છે ને તેથી તો આ જગતમાં કોઇ બીજું મોટું દેવ મનુષ્યમાં કહેવાતુંજ નથી. પંચાયતનમાં ત્રણ અંગે મળી નક્કી કર્યું કે બીજા જે અંગ સૂર્ય ને વિશ્નુ તેના રૂપ નારાયણ તે સૂર્ય કુળમાંજ પ્રકટેલ નારાયણ એ. ટલે બે એક થઇ નિકળેલ એવા જે શ્રીરામ તેજ—

"સેવ્યા જેવા છે દેવાધિ દેવા એ શ્રીરામ."

એટલે પછી તુલસીદાસજીના શબ્દમાં—

चारु बेद ढखोलके, आखर कहेबो राम;
तुलसी ताते बस करो, रखो याहिसें काम.

તેના મહિમા માટે તે સર્વેશ્વર—

रामंसत्यंपरंब्रह्म रामात्किंचिन्नविद्यते ।
तस्माद्रामस्यरूपोयं सत्यंसत्यमिदंजगत् ॥

અને તેના માત્ર જપથી પણ—

**श्रीरामरामेतिजना येजपंतिचसर्वदा ।**
**तेषांभुक्तिश्चमुक्तिश्च भविष्यन्तिनसंशयः॥**

કારણ-"જીવ જાત માત્રના વિરામ, એ સેવ્યા જેવા છે દેવાધિ દેવા એ શ્રીરામ" જે વેદ દ્વારા કહેલ તે અવતાર દ્વારા કરી બતાવ્યું. તેના પુરાવા તેમના અનુભવી શ્રીવાલ્મિક તો ચોવીશ હજાર શ્લોકથી કહે છે પણ શ્રીશુકદેવજી પણ શ્રીમત્ ભાગવતમાં ખાસ પ્રસંગ આણી આ વાત જણાવે છે કે જે—

**भगवानेष रामोसाक्षात् ब्रह्ममयोहरिः** તેનું
**तस्यानुचरितंराजन्नृषिभि स्तत्वदर्शिभिः ।**
**श्रुतंहिवर्णितंभूरित्वया सीतापतेर्मुहुः ॥**

તેમના ચરિત્રનું વર્ણન રૂષિઓને, તેપણ તત્વ દર્શી તેમણે ને તેપણ બહુ કરેલ છે એક વાલ્મિક મહર્ષીએજ કરેલ સૌ બોલે છે કે—

**चरितंरघुनाथस्य शतकोटिप्रविस्तरं।**
**एकैकमक्षरंपुंसां महापातकनाशनम् ॥**

શ્રીરઘુનાથ સ્વામીનું સો કરોડના વિસ્તારવાળું ચરિત્ર છે, ને તેમ છતાં તેનો એક એક અક્ષર પુરૂષનાં મહાપાતકને નાશ કરનાર છે. તો પછી બીજાઓનું વર્ણવેલ પણ વર્ણન તેમનુંજ છે. તેતો કહે છે રાજા તે સીતા પતિનું ચરિત્ર વારંવાર તેં પણ સાંભળ્યું હશે, પરંતુ તેમાં ખુબી ખાસ તે એજ છે કે-" **જીવ જાત માત્રના વિરામ."** ને તે કેવા કેવા જીવના કે જે કામી લોભી હોય તોપણ તેમને પોતાના ગણ્યા. એટલે પોતે સંતોષ્યા. તે જાતના સુખનોજ ભોગ આપીને એ અગાધ-કરૂણા સાગરપણું સાંભરી આવ્યાથી **'રામ ચરિત્ર'** શરૂ કરતાં પુરૂં કહી દેછે કે—

**गुर्वर्थेत्यक्तराज्योव्यचरदनुवनं पद्मपद्भ्यांप्रियायाः ।**
**पाणिस्पर्शाक्षमाभ्यांमृजितपथरुजो योहरीन्द्रानुजाभ्याम् ।**
**वैरुप्याच्छूर्पणख्याः प्रियविरहरुषारोपितभ्रूविजृंभ ।**
**त्रस्ताब्धिबद्धसेतुः खलदवदहनः कोशलेंद्रोवतान्नः ॥**

પોતાની પ્રિયાના કમળ જેવા કરનો સ્પર્શ પણ કઠોર લાગે એવા ચરણો વડે વન વન ભટકયા શું કામ? સહજ સેવ કર્મ કરી દશરથે પોતાના પુત્ર તરીકે થવા માગણી કરી હતી, તે સેવના બદલામાં તેને તો ગુરૂ ગણ્યા પણ તેની પ્રિયાને પણ માતાથી અધિક ગણીને કામ વશ થયેલાએ; કપટમાં સપડાઇ આપેલ વચન પણ સ્વીકાર કરી તે-તેમનું વચન મન રાખવા રાજ્યશ્રીને છેક છોડીને જાતે આટલી બધી તસ્દી લીધી. તે-થીજ કહ્યું કે એવો ભલો સમર્થ-સર્વજ્ઞ છતાં શ્રમ લેનાર કોઇજ બીજો ધણી મળનાર નથી માટેજ કહ્યું—

**'સેવ્યા જેવા છે દેવાધિ દેવાજ શ્રીરામ'**

( માતા પિતાનું કામ કરે પણ જે પ્રીત નિસ્વાર્થી-પોતાના લઘુ બંધુ લક્ષ્મણ ઉપર તેજ સ્વાર્થી ને મતલબસરે ભૂલી જનાર સુગ્રીવ ઉપર-બેઉને સરખા મિત્ર ગણીનેજ) લક્ષ્મણ ને સુગ્રીવથી સેવા લઇ માર્ગ આનંદે કાપ્યો. તેપણ શા સારૂ ? રૂષિયોનાં દુઃખ દૂર કરવા-તેમને આશ્રમે આશ્રમ ભટકી તે માટેજ સુર્પણખા જેવીથી પણ વૈર કર્યું. જેના બદલામાં પોતાની પ્રિયા ખોવા સુધીનો સંગ આવ્યો. તે સહ્યા-ને તે કેવા સમર્થ છતાં, કે જરા આંખ ઊંચી કરતાં સમુદ્રે થરથરી પોતા ઉપર પથ્થર ઊપાડી સેતુ બાંધી આપ્યો. પરંતુ કેવળ દેવ રૂષિનું કલ્યાણજ કરવા સીતા વિયોગ પાડી તે નીમિત્તે દુષ્ટ કુળ સમગ્ર સહન કરી ભૂમિનો ભાર હલકો કર્યો. અર્થાત્-નિમિત્ત બધુ જાત ઉપર લઇ-દુઃખ બધું જાતે વેઠવા જેવું દેખાડીને પરાર્થે પોતાનાં સમગ્ર સુખનો ભોગ પણ આપવા તૈયાર! કહેનાર નહીં પણ કરી બતાવનાર માટે " સેવ્યા જેવા છે દેવાધી દેવા એ શ્રીરામ "ને છેવટ જે તેમની પ્રજા કોશળ વાશી ગણાઈ તેતો સમસ્ત ઊદ્ધરીજ ગઈ. એવા " જીવ જાત માત્રના વિરામ " જાણી શ્રી શુકદેવજી પણ પોતે તેમનું રક્ષણ માગી લે છે, કે અમારૂં રક્ષણ કરો-અર્થાત્ પ્રાર્થના પૂર્વક સેવન કરી બતાવે છે એથી સુદૃઢ ઠરે છે, કે એવા સમર્થ થઈ ગયેલને પણ—

**' સેવ્યા જેવા છે દેવાધી દેવા એ શ્રીરામ ' તે પાછા ' જીવ જાત માત્રના વિરામ.'**

એટલે પુરા આનંદની વાર્તા છે તેનું ટુંકામાં વર્ણન **શ્રીગુસાંઇજી તુલસીદાસજી જ આપેછે.**

**પદ** " ગમે તે રાગમાં ગવાય. "

ઐસે રામ દીન હિતકારી,
અતિ કોમળ કરૂણા નિધાન. બિન કારણ પર ઉપકારી. ઐસે.
સાધન હિન દીન નિજ અધવશ, શીલાભઈ મુનિ નારી;
' ગૃહ તે ગવનિ પરસી પદ પાવન, ઘોર શાપતેં તારી. ઐસે.'
અધમ નિષાદ યદપિ તામસ તન, મૂઢ મતિ વનચારી;
ભેટયો હૃદય લગાઈ પ્રેમ વશ, નહિ કુલ જાત બિચારી. ઐસે.
યદપિ દ્રોહ કીયો સુરપતિ સુત, કહી ન જાઇ અઘ ભારી;
સકલ લોક અવલોકી-કહન સો, 'શરણ' ગએ ભય ટારી. ઐસે.
વિહંગ યોનિ આમીષ અહારપર, ગીધ કૌન વ્રત ધારી;
જનક સમાન ક્રિયા કીની નિજકર, સબ બાત સમારી. ઐસે.
કપિ સુગ્રીવ બંધુ ભય વ્યાકુલ, આયો શરન પુકારી;
સહિ ન સકૈ જનકો દારૂણ દુઃખ, હન્યો વાલી સહી ગારી. ઐસે.
રીપુકો બંધુ વિભીષણ નિશિચર, કૌન ભજન અધિકારી;
લંકપતિ કર દીયો પ્રથમ તે, ભેટે ભુજા પસારી. ઐસે.
અશુભ હોત જીનકે સમરન તે, વાનર રીંછ વિકારી;
વેદ વિદિત પાવન કીય તે સબ, મહિમા નાથ તુમ્હારી. ઐસે.
કહાં લગી કહું દીન અગણિત, જીનકી તુમ વિપતિ નિવારી;
કલીમલ ગ્રસ્ત દાસ તુલસીપર, કાહે કૃપા બિસારી. ઐસે.

કૃપા વિસારી નહોતી પણ વિસ્તારીને તે ઇહાં સુધી કે સાક્ષાતકાર ત્રણવાર. તેમાં મધ્યમાં જગત બોલે છે તે પુરાવો પ્રસિદ્ધ છે કે—

**चित्रकोटके घाटपर, भइ संतकी भीर;**
**तुलसीदास चंदन घसे, तीलक करे रघुवीर.**

એટલે આજે કલીમાં પણ—

**" જીવ જાત માત્રના વિરામ એ, સેવ્યા જેવા છે દેવાધિ દેવા એ શ્રીરામ. "**

પણ તેમાં આટલું જો બની જાય કે—

**સંત પ્રભાવે નિર્મળ ભાવે, આવે ચાલીને ગુણ ગ્રામ, એ. સેવા.**

કારણ આ તુલસીદાસજી માટેજ કહેવાય છે–" ભૂતનસેં હનુવામીલે, હનુમાન સેં રામ " પ્રથમ મહા સંસારી હતા પણ પછી ' સંત પ્રભાવે ' (થયો) 'નિર્મળ ભાવે' ને પછી ખેંચાણ કર્યું કે—

" ચાલીને આવ્યા ગુણ ગ્રામ એ, સેવ્યા જેવા છે દેવાધી દેવા. "

પરંતુ જો આપણે શરૂવાત સ્વબળથીજ કરી દઇએ એટલાજ વચન ઉપર કે—

" જીવ જાત માત્રના વિરામ એ, સેવ્યા જેવા છે દેવાધિ દેવા એ શ્રીરામ. "

તો મહારાજ શ્રી વિભીષણ કયાં ને કયાં હનુમાનજી ! તુલસીદાસજીના વચનમાં શ્રી વિભીષણજી કહે—

**सुनहु पवन सुत रहनी हमारी, जीमी दसनन बीच जीभ बिचारी;**
**तामस तन कछु साधन नाहि, प्रीत न पद सरोज मनमांही.**

(પરંતુ) અબ મોહે ભા ભરોંસ હનુમંતા, બીનુ હરી કૃપા મીલહી નહી સંતા.

તેમ આપોપી સંતને પ્રભુ મોકલે ને તે હૃદયને પુરૂં નિર્મળ કરે. ખેડુત જમીન ખેડી રાખે તો વરસાદ ઇશ્વિર વખત આવે મોકલે છે. ને તે વિમળ ખેતરમાં નિર્મળ જળ ભક્તિનાં બીજ જરા જરા છુટાં છવાયાં ઝીણાં ઝીણાં વેર્યા હોય છે, તોપણ પછી કેટલા ગુણાં કરે છે ? માટે આપણે બનતી સેવા તજવીજ કરે જવી પણ ક્રમ એ છે કે—'સંત પ્રભાવે નિર્મળ ભાવે, આવે ચાલીને ગુણ ગ્રામ એ. '

તે શ્રીમહારાજા વિભીષણ તો રૂષી પુત્ર મહા શ્રીમંત હતા. પરંતુ ઉપરના પદમાંજ એક તુક રહેવા દીધી છે તે—

**अधम जाती शीवरी योषीत, कहां लोक वेद ते न्यारी;**
**जानी प्रीत दे दरश कृपा नीधि, सो रघुनाथ उद्धारी.**

' એસે રામ દીન હીતકારી ' તેની ખરી ખુબી જ્યારે તેનું પુરૂં ચરિત્ર બેશક આમાં સમાવવા જેટલું પણ આ સાથેજ છે, તે વાંચવામાં આવશે ત્યારે કહેવું નહીં પણ સાત્વિકોનું મનથી દૃઢ માનવું થશે કે—

**સેવ્યા જેવા છે દેવાધિ દેવાજ શ્રીરામ, જીવ જાત માત્રના વિરામ. એ. સેવ્યા.**
**સંત પ્રભાવે નિર્મળ ભાવે, આવે ચાલીને ગુણ ગ્રામ. એ. સેવ્યા.**

તે કેવી રીતે ? તે હવે જુવો સાથેનું આખ્યાન.

# શ્રી શબરી ચારિત્ર.

**સેવ્યા જેવા છે દેવાદિ દેવાજ શ્રીરામ, જીવ જાત માત્રના વિરામ એ. ટેક.**
**સંત પ્રભાવે નિર્મળ ભાવે, આવે ચાલીને ગુણગ્રામ એ;**

કેવી રીતે ? જેવા શબરીને ધામે ચાલીને ગયા હતા. કયારે ? કયાં ? તે કોણ હતી ? પૂર્વ જન્મથી કથા જે પુરાણાંતરમાં છે તે સુધાં કહીએ—

**મરાઠી શાકી.**

ૠષિ દંપતિ ખુશીથી અતી, રહેતાં હતાં સુવનમાં;
સતીને પ્રીતિ હતી પતિપર, ધરતી પતિવ્રત વનમાં,
રે'તી સેવનમાં, હાં હાં......ન ચૂકતી કો ક્ષણમાં.
કંદમૂળ ફળ લેવા સારૂ, વને ગયા પતિ ત્યાંતો,
પ્રસવ્યો પુત્ર ભોળી બ્રાહ્મણીને, ખુશી થઈ મનમાં તો;
ન કર્યો તાંતો હાં હાં આં......રાખ્યું છાનું જનમાં તો.
પતિ આવ્યા કે પાદ પખાળ્યા, પુજન કરી જમાડયા;
ત્યાં રોયો સુત એ અદભૂત લહી, સમજ્યા પુરા દહાડા;
તેવા તાડયા હાં આં......પરના ઊભરા કહાડયા.

( ૠષિ ધ્યાન ભજનમાં નિમગ્ન સ્ત્રીના અંગ સ્હામું જુવેજ શું કામ કે તેમને તે ઉપરથી ખબર પડે ! પણ હવે તેના ભણી ધારીને જોયું ને બોલ્યા )—

કોણ રૂવેછેરે એ નારી, બોલી સત્ય બિચારી:
સુત પ્રકટયો પણ સેવા કરવા, વાત ન સદ્ય ઉચ્ચારી;
તમને ભારી હાં આં......અડચણ પડશે ધારી.

**ગજલ** " અહો પ્યારા પ્રભુ મ્હારા " **એ રાગ.**
**એટલે** " સુનો તુમ યાર પરદેશી " **એ દેશી.**

વદ્યા ત્યારે તપી ભારે, મુની એ નારને તાડી;
અરે ભુંડી કરી ભુંડી, ઊંડી બુદ્ધિ ન પહોંચાડી. ટેક.
અશૌચજ તેં નથી પાળ્યું, મને જમવાનું પણ આલ્યું;
અભડ છેટેજ ઘર ઘાલ્યું, બધી વય ધુળમાં કહાડી.

( જનમથી દાધારંગી હતી તે કઇક અગડમ બગડમ કરતી તેથી પતિ કંટાળી તો રહ્યા હતા, પણ હેના પતિવ્રતને લીધે સાંખી રહેતા હતા. આજે મીજાજ ગયો. )

કરે વનમાં એવું શબરી, આવી એ છેક બેખબરી;
જનમી થા ભીલડી જબરી, કાહ્યા કહી કહી તને દહાડી. વદ્યા.
સુણી રોઇ કંપી ગઈ નારી, થઇ ગઇ તો થાનારી;
અનુગ્રહ કહો દયા ધારી, વદી પડી પાદની અગાડી. વદ્યા.
દયા મુનીને દીલે આવી, શોચ્યું કરી ભૂલ જે ભાવી;
બતાવી પ્રીત પતિવ્રતમાં, કૃતિ બીજી નથી આડી. વદ્યા.

( સામાન્ય ધર્મ-વર્ણાશ્રમના તેમાં પતિવ્રત વિશેષ-મહા પ્રબળ-છે. તે જાળવવાના લોભ શૌચાદિનો લોપ કર્યો, તેથી હાની થોડી પણ લાભ ઘણો થવો જોઇએ. કારણ સ્ત્રી-માટે પ્રભુના પ્રતિનિધીજ પતિ છે. તેની સેવા એટલાં બધા આગ્રહ પૂર્વક કરી, કે તેમાટે અન્ય ધર્મ લોપની હાની પણ વેઠવી પડી. તેથી તેની કીંમત ઘણી વધી ગઇ. ને તેનું છેવટ મૂળ જેનો પતિ પણ પ્રતિનીધી છે તે સાચા પતિની પ્રાપ્તી-એટલે આ પતિ દેહનો હતો, તેની સેવા ઉત્તમ કરવાથી હવે દેહ એવી મળશે કે તે જીવના પતિનેજ મળે ! જોકે શાપ પોતાનો ભાવ ભજવે છતાં તે ફળમાં વિઘ્ન ન આવે એમ થયું. એટલે ત્યાં પતિવ્રત્ય ધર્મ ને પછીથી ખરા પ્રભુ પ્રત્યેના પાતિવ્રત્ય ધર્મનું કેટલું બળ છે તે સિદ્ધ થયું. સામાન્ય આચાર લોપ કે નિંચ દેહ એકે તેના ફળમાં કાંઇજ અસર ન કરી શકે; જો તે પરિપૂર્ણ પળાય તો—

**मांचयोऽव्यभिचारेण भक्तियोगेनसेवते । सगुणान्समतीत्यैतान् ब्रह्मभूयायकल्पते ॥**

' જે મને અવ્યભિચારીણી ભક્તિથી સેવે છે તે ત્રિગુણને તરી આત્મ સ્વરૂપની મોટાઇને પામે છે.' એવું શ્રીમુખ વચન છે, તેમજ થવા પ્રસંગ આથી આવશે એટલે આ શાપ નહીં પણ અનુગ્રહ-ભૂલ કરી પણ તે ભલે થઇ હરકત પડી પણ તે બરકત નીવડી-એમ ઠરશે. જો અમે કહ્યો છે તે ક્રમ જળવાશે તો જેમ થોડો પૂર્વ ભાગ આંહી જળવાયો કોપ યુક્ત પણ—

**" સંત પ્રભાવે નિર્મળ ભાવે, આવી મળે ગુણ ગ્રામ. "**

કારણ સંતવાક્ય ખોટું ન પડે. નારદના શાપથી જેમ યમલાર્જુનનું કામ થયું. દેવલના શાપથી હાહા હુહુનું કામ થયું. તેમ અહીં પતિ શાપના પારણામમાં તે અનુગ્રહમાં બોલ્યા કે—

પતિવ્રત ધર્મ તેં પાળ્યો, તેથી આ ધર્મ તેં ટાળ્યો;
જશે નહિ શાપ તો ટાલો, થશે ફળ એથીજ અગાડી. વધા.
કરીશ તું સંતની સેવા, દેખીશ તું દેવના દેવા;
ચાલી ઘેર આવશે લેવા પ્રીતિ પોતેજ દેખાડી. તે કોણ ?
**સેવ્યા જેવા છે દેવાધિ દેવા એ શ્રી રામ,** 'કારણ તે'
**જીવ જાત માત્રના વિરામ એ. સેવ્યા જેવા છે.**

**ગીતિ**—આ ભવનું એ અવળું, પરભવ માટે પડયું પુરૂં સવળું;
ટળ્યું શરીર લઘુ દિનમાં, વનમાં શબરી તણું શરીર મળ્યું.

**ચોપાઈ**—પૂર્વના પતિવ્રતને પ્રતાપે, સંત સેવા ગમી આપો આપે;
જાતિ નીચ પોતાની વિચારી, પાસે તો જઈ ન શકે બીચારી.

( પૂર્વ જન્મમાં જે સત્કર્મ કર્યા તેનાં બીજ ફળરૂપ થવા આ દેહ બની એટલે શાપથી ભીલના વંશમાં પણ સત્કર્મ બીજનાં ફળરૂપ એટલે માટી પણ સોનાવાળી તેમ સાત્વિક વૃત્તિવાળી, તન તામસ પણ મન સાત્વિક એથી બસરો લાભ કે તન જોઇ અભિમાન આવેજ નહીં. એટલે મનની સાત્વિકતા વધુ વધુ વિમળ થતી જાય. નહીંતો જેવો રૂપમદ, ધનમદ, યૌવનમદ, તેવોજ કુળમદ છે, તે વૃત્તિના ઉપર ખરાબ અસર કરી તેને સ્હામી બગાડે. તેથી શબરીને તો શાપ અનુગ્રહરૂપ થયો. અર્જુન ઉર્વશીના શાપ

ભયથી પણ કામ વશ ન થયા, ને વ્યંઢળ થવાનો શાપ લાગ્યો તે વિરાટમાં ગુપ્ત રહેતાં ઉપયોગી થઇ પડયો. એમ હીણામાંથી સારૂં શ્રીહરિ કરે છે, માટેજ કહેવાય છે. ' રામ કરે તે રૂડું ' ને એવું હીણાનું પણ રૂડું કરી આપે એવા છે માટે કહ્યું—

"સેવ્યા જેવા છે દેવાધિ દેવા એ શ્રીરામ."

પણ તેનું સાક્ષાત્ સેવન સદ્ય નથી થતું તે માટે પ્રારંભ તેના શ્રીઅંગ મૂર્તિના સેવનના પણ અધિકારી થવાને તેના સંતની સેવા કરવી જોઇએ. કેમકે પ્રાણીમાત્ર ભગવત શરીર છે જેનો સંગ કરે તેના ગુણ આપણામાં આવે છે. તેથી કહ્યું છે—

**संगःसर्वात्मनात्याज्यः सचेद्धातुंनशक्यते ससद्भिरेवकर्तव्यो संतः संगारिभेषजम्**

સંગ સર્વથા ત્યાજ્ય છે, પણ જો રહી ન સકાય;
તો કરવો તે સંતથી, (જે) કુસંગ દોષ ઉપાય.

એટલુંજ નહીં પણ સૌ જાણે છે કે—

**गंगापापंशशीतापं दैन्यंकल्पतरुस्तथा । पापंतापंचदैन्यंच सद्यः साधुसमागमः ॥**

સત્પુરૂષ કયાં શોધવા જઇએ ? કયાંથી મળે ? એ બહાનું છે. ઓસડ કરનાર વૈદ્ય માટે મુંબઈ કે ઉજ્યેન જવામાં પણ આળસ નથી થતી. તેમજ શી સેવા આપણાથી બની શકે એ બીજું બહાનું છે. જુવો શબરીનું વર્તન.

તેણે ઉત્તમોતમ મહર્ષી મતંગનો આશ્રમ શોધી કહાડી તેની સેવા કરવા મનપર લીધું ને તે માટે પોતાથી બનતું કાર્ય પણ ઝટ ઉપાડી લીધું. શું ?

રાતે રાતે કાપી વૃક્ષ **ભારી**, બાંધે એંધણાની રૂડી **ભારી**;
છાની નાંખી આવે પર**ભારી**, થાય એવી રીતે તે આ**ભારી**.

પ્રકટ સત્કર્મ કરતાં ગુપ્ત સત્કર્મ વધે છે. કારણ ખરૂં ઇશ્વરાર્થે "यज्ञार्थे" તેજ થાય છે. પહેલામાં જેનું કામ કરીએ તે જાણે છે તેથી તે છેવટ આશીષરૂપ પણ બદલો આપી દે છે. લોકો પણ કીર્તિ કરી તેના ફળના ભાગી થઇ જાય છે; વખતે સાંભળતાં કરનાર પણ તેમાં ફસાય એટલે તેનો શુદ્ધ સાત્વિક ભાવ કેવળ પરમેશ્વર પ્રીત્યર્થ એ મજા જાય છે. મનની સ્થિતિ બદલાય, ને તેથી ફળ હલકું થઇ જાય છે. તેથી ખરી સાત્વિક વૃત્તિને તો ખરો માર્ગજ ગમે છે. કારણ સાત્વિક બુદ્ધિને યથાર્થજ સુઝે છે. ને સાત્વિક પ્રકૃતિને સત્કર્મ કરવાંજ ગમે છે. સાત્વિક કૃત્યની વાસના તેને તેમ કરવાજ પ્રેરે છે, ને તેથી ઉત્તરોત્તર તેનું **सत्वात्संजायतेज्ञानं**. તેનું જ્ઞાન વધે છે ને તેના પ્રતાપે **उर्ध्वंगच्छंतिसत्वस्था**: સત્વગુણી ઊંચાજ ચઢતા જાય છે. જો વિઘ્ન ન નડે તો તે સારૂં સત્સંગમાંજ રહેવું, તેનોજ આશ્રમ, તેમનુંજ સેવન, સબરીએ પકડયું દેહ માત્ર ભીલની છે. બાકી તે જ્ઞાતી સાથે કોઇજ રીતનો સંબંધ નથી. તેને ગમતોજ નથી. કારણ તેનું મન ઉચ્ચાભિલાષી તે પતિવ્રતા બ્રાહ્મણીનાં પૂર્વ કર્મનાં બીજરૂપ છે તેથી આટલેથી પણ નથી ધરાતી—,

પંપાસર જાવાને રસ્તે, વાશીદાં વાળી રાખે .સ્વહસ્તે;
કાઢી કાંટા કંકર હરખાય, જાણી જાવા દીસે ડરખાય.

**જોતાં જોડે જંગલ સરખાય, કીધેલો શ્રમ ઝટ પરખાય;**
**પ્રાત અચરજ સૌને લેખાય, કરનારૂં કોઈ ન દેખાય.**

બ્હારવટીયાને આશ્રય આપનારને શિક્ષા થાય તો સ્નાન, ધ્યાંન, તપ, તર્પણ હરિ સેવન કરનારના કામમાં મદદગાર થનાર તેના પુણ્યની ભાગી કેમ ન થાય? માટે જેને એવુંજ ગમે તે તો ધન્યજ છે પરંતુ ન ગમતું હોય તો પોતાને જે બીજું ગમતું હોય તેને રાજસ તામસ મીશ્ર ઓલખી પોતાનું સત્વ મન તેવું છે તેથી પોતાના પૂર્વ કર્મ પણ તેવાંજ છે એમ ચેતી સત્વને સુધારવા સત્સમાગમ ને સત્સેવાથી અવશ્ય પ્રારંભ કરવો જોઇએ. અભ્યુદયનો એજ આરંભ છે, કારણ એથી તેની કમાઈનો લાભ માત્ર સંગ કરવાથીજ થાય તો સેવાથીતો કેમ ન થાય! જેમ વધુ સંગ તેમ વધુ લાભ ને આપોપી મળે તે કરતાં વળી તે આપે કૃપા કરે તો શી ખામી રહે! ભગવાને પોતે ઉપદેશ કર્યાં છતાં અર્જુનને આજ્ઞા એજ કહી કે, **प्रणिपातेनपरिप्रश्नेनसेवया** સંત સેવા તેની શરણાગતિ ને પછી પ્રશ્નોતરથી તું જ્ઞાન મેળવ. ખરૂં ફળ સેવન વિના નથીજ. એમ કહ્યું છે કે–

" સંત પ્રભાવે નિર્મળ ભાવે "–એટલે એ ક્રમ છે. સંત પ્રભાવથી નિર્મળ ભાવ થાય, પણ શબરીને તો પૂર્વ જન્મમાંજ સંત પ્રભાવ થયો હતો. તેના ભાવમાં જે ભૂલ હતી તે સુધારતાં તો બીજી દેહ બની એટલે નિર્મળ ભાવ પણ થયો છે. છતાં સંત સેવાજ જારી રાખી તો ફરી કમાણી ક્યાં જાય! પ્રકટની તો કીંમત ને ગુપ્ત તો બેમુલ!

### ગીતિ.

મુનીમાં મતંગ જાતે, **સહુ જન જાણે આશ્રમ કરનાર.** ( આશ્રમના માલીક છે)
મુનીમાંથી સમજ્યા તે, **સહુજ ન જાણે આ શ્રમ** કરનાર (મુનીઓથી તજવીજ કરી પણ સમજ્યા કે આ મહેનત કરનાર કોણ છે તે કોઈ નથી જાણતું ).

### હરિગીત.

તેથી કહ્યું શિષ્યને જાગી રાતમાં મહેનત કરી, (તેને)
શોધી કાઢો તે તમે જાગી રાતમાં મહેનત કરી;
અમથી કરે નહીં કોઈ મહેનત હેતુ કોઇ હશે જરૂર,
અમથી[1] કરે નહી કોઈ ખટપટ હેતુ[2] કોઇ હશે જરૂર.

### ગજલ પરજ રાગની.

સ્વામીનું સાશન સ્વીકારી, શિષ્ય જાગ્યા રાતમાં;
આજ નક્કી ચોર પકડી, કબજ કરવો હાથમાં. ટેક.
મધ્ય રાત વીતી ગઈ ત્યાં, ઉઠી શબરી યથાક્રમ;
નથી માહીત રતિ શિષ્ય, ગુરૂ તણી આ વાતમાં. સ્વામીનું.
કાપવા લાગી તરૂ કે, ખટાખટ શબ્દો થયા;
ધસ્યા તેવા શિષ્ય, પકડી રાખી બળથી બાથમાં. સ્વામીનું.
( તેમના મનથી ચોર પકડયો )

૧ અમારાથી. ૨. હિત્તેચ્છુ.

ડરી ને પરહરી કરથી કુહાડો ચથરી ગઇ;
કરી કબજ લઈ ગયા, મુની પાસ શિષ્યો સાથમાં. સ્વામીનું.

( સત્કર્મ પરાણે સદ્‌ગુરૂને મેળવે છે નિર્મળ મનથી કરવું જોઇએ. ઇશ્વરાર્પણ બુદ્ધિ હોય એટલે ઈશ્વરનેજ તે પહોંચે ને તેથી તે ફળ દેછેજ. પછી જગતમાં તે કયાંથી નથી ! જયાંથી યોગ્ય હોય ત્યાંથી તે દેહદ્વારા બદલો અપાવે છે. શિષ્યો દ્વારા પકડાવી ગુરૂ દ્વારા હવે બદલો આપવા યોગ્ય થાય છે. કર્યું અલેખે કદી ન જાય. )

પદ "તેરા કુમલા જીયરવા" એ રાગ.

વદ્યા મતંગ વાણી (૨), હાંરે વદ્યા મતંગ વાણી રેહો શબરી શાણી. ટેક.
થરથરતી ભય ધરતી શાને, શીદ દુઃખમાં લેવાણી. શીદ દુઃખમાં.
મહા ઉપકારી થઇ સુખકારી, ભારી ભારીઓ આણી. રેહો.
મફત કાષ્ટ તારાં નહીં લઈએ, દીન દુર્બલ જાણી. રેહો.
લે નિત દામ નામ પાડીને, કર ચાહી કમાણી, હાંરે કર ચાહી કમાણી રેહો.

કર્મનું ફળ પહેલું સંસારિક આવે છે. લાલચ પરિક્ષા લેવા સ્હામી આવી ઉભી રહે છે, પણ જેનું મન સાત્વિક જેણે તેવા ભાવથીજ કરેલ તે ફળ વેળા કેમ ભૂલે !

ઉભી રહી સુણી મુનીની વાણી શબરી જોડી પાણી,
દીન બનીને થરથરતી ભરતી લોચનમાં પાણી,
સેવામાં લેવાને ચ્હાતી નિજ આશ્રિત સમ જાણી,
રહેવા આશ્રમમાં થઇ આજ્ઞા નિજ આશ્રિત સમજાણી.

તે તો સાધુ સેવાજ ચાહાતી હતી, તેમની ગોલી ગણાવાજ માગતી હતી. પોતાના મનથી હતી. એક તરફી હતી. તેથી માગણી કરી. બીન વારસી મટવા ચહ્યું. પ્રભુને તો અર્પણ કયાંથી થઈ શકે પણ તેના જનની ગુલામ ગણાવા ઇચ્છા હતી તે જણાવી તેણીના તેજ પ્રભુ ! ગુરૂને તેની કૃતિપરથી મનની કંઇક અટકળ થઈ હતી. પણ આકૃતિ ને વાણીથી પુરી પરિક્ષા પડી. અતિ દીન, સાત્વિક, શરણાગત, મુમુક્ષુ, જોઈ ક્ષણના સમાગમથી સાધુ રીઝયા, તેના તાપ, પાપ ને દીનતા ગયાંજ સમજો, કારણ સાધુનાં સાક્ષાત દર્શન થયાં અને તે વેળા પોતે કેવાં થવું રહેવું, વર્તવું, તે ભાવ બરાબર ભજવાયો; કૃતિનું ફળ મળ્યું એટલે ભજવવો ન પડયો પણ ભજવાઇજ ગયો.

नहिकल्याणकृत्कश्चित् दुर्गतिंतातगच्छति ॥

ઉત્તમ કૃતિવાળાની ઉત્તમ ગતિજ થાય. મુની આશ્રમનો વાસ માગ્યો ને તે મળ્યો.

દીંડી.

" ભક્ત જાણીને વિરક્ત બહુ ભાવી, પૂર્વ જન્મ શોધી સમજયા મુની ભાવી. "

(મુનીએ તેની આકૃતિ વિકૃતિ પ્રકૃતિ જોઈ સમાધીથી શોધ્યું કે, ભૂત ભવિષ્ય બધું તેનું સમજી ગયા. જોષીની પેઠે કુંડળી કરવી ન પડી. ત્રિકાલજ્ઞને ! )

" કરી શિષ્ય હતી સાત્વિક સ્વભાવી, કૃપા જાણવી લીધી પદે નીભાવી. "

તેના યોગ્ય સેવા કરે, કથા વખત શ્રવણમાં દૂર બેસે, ઉચ્છીષ્ટ પ્રસાદ મળે, ને તેથી તન મન સુધરવા સાથે સફળ જીવન જાય. મનથી મોહન ન વિસરાય હવે હરીને પણ ઓળખ્યા. રામ હૃદયમાં તો આવ્યા ઘણા ભાવ્યા. કેમ ન આવે—

**" સંત પ્રભાવે નિર્મળ ભાવે, આવે ચાલીને ગુણગ્રામ એ "**
**" સેવ્યા જેવા છે દેવાધિ દેવા એ શ્રી રામ. "**

**अपवित्रःपवित्रोवा सर्वावस्थांगतोपिवा ।**
**यः स्मरेत्पुंडरीकाक्षं सबाह्याभ्यंतरः शुची ॥**

તે ઘાયલની ગતિ ઘાયલ જાણે. ગુરૂજી સમજી ગયા રામ નામપર ગળગળીત ! કથા સુણતાં એક ચિત ! ને જ્યાં જ્યાં મુદા ત્યાંજ પૂર્ણ પ્રીત ઊભરી આવે, એથી સ્વામી સમજી ગયા કે તે સાચી અધિકારી શ્રી રામની પુરી પ્યારી છે. એટલે કે-

**લાવણી લંગડી.**

પૂર્વ જન્મ સ્મરી હરી જન જાણી મુની છોછ બહુ નવ રાખે;
પણ નવરાં જન એથી નિંદા અનેક વિધની ભાખે.

(જેમ જેમ તે વધુ પ્રભુ રસે ભીંજી તેમ ગુરૂએ વધુ પ્રકટ કૃપા કીધી ને તેમ તેમ અજ્ઞાની જ્ઞાતિ, કુળ, વિદ્યા, તપના મીથ્યા અભિમાનીએ તે વાત ઉલટા રૂપમાં લીધી.)

શબરીમાં મોહ્યા મતંગ છે એમ કોઇ દુષ્ટો બોલે;
કોઈ કહે છે ભીલના સ્પર્શે બીજાને બોળે.

તેમને કયાં ખબર છે કે-

**नशुद्राभगवद्भक्ता विप्राभागवताःस्मृताः सर्ववर्णेषुतेशुद्रा येअभक्ताजनार्दने**

આગળ ખાતરી થશે શબરીની કસોટી શરૂ થઇ. થાયજ કારણ તે કુંદન હતી. કસવાની જરૂરત હતી, તાપ વિના વિશુદ્ધી પ્રકટે તેમ ન હતું. કારણ બહીરપટ મલીન હતું તે પ્રભુયેજ ગોઠવણ કરી. " હરકત શરૂ થઇ જેમ, બરકત છેજ " કારણ તે ડગવાની નથી.

મનમાં સહુજ કિલ્વીશ રાખે, ગણી વડા મુખે કોઈ નવ ભાખે,
સર્વજ્ઞ મુની સમજીને પણ પરવા ન જરી રાખે;
શબરીપર થઈ સહુને ઇર્ષા ભીલડી થઈ કયાંથી વ્હાલી,
ધણી બાપ કે જણાતું નથી રાંડનું કોઈ વાલી.
નિંદા આશ્રમ તણી કરાવે અન્ય મુનીમાં એ રંડી,
ભક્ત બીચારી, પળે સેલડી મંડળે એરંડી;
ગુરૂજ જાણે શિષ્ય કોઇએ જ ન એ શબરી સમ જે,
ગુરૂજ જાણે શિષ્ય કોઈએજ એ શબરી સમ છે.

**રાગ પ્રભાતીયું.**

ઉઠી ઉષા સમય શીવરી, સંત સેવ કરતી;
જય શ્રીરામ રામ રામ, મુખ થકી ઉચરતી. ઉઠી. ૨૪.

પંપાસર તણો પંથ, જાય આવે જહાં સંત,
વાળી રાખવાને ખંતથી, નથી વીસરતી. ઉઠી.
કાંટા કંકર ભોંકાય, રખે કોઈ મુની પાય;
એ ભય ધરતી સદાય, સ્વચ્છ કરે ધરતી. ઉઠી.

એક દિવસ વિપ્ર કોઈ, જતા હતા ભાન ખોઈ,
ઉડી ધુળ અડી અંગ, શબરીને વરતી. ઉઠી.
જાણી એની નીચ જાત, ભાન ભૂલી કોપ સાથ;
ઊપાડીને હાથ દીધી, ગાળો બહુ નરતી. ઉઠી.
શબરીએ ક્ષમા ચહી, ભૂલ જોઈ રોઇ ગઈ;
રૂષીએ તો દ્રોહી થઈ, લઈ નાંખી ઝડતી. ઉઠી.
કરગર ગઈ અવળી, દુઃખી થઇ પાછી વળી;
આશ્રમમાં આવી વળી, નયન નીર ભરતી. ઉઠી.

( મનમાં સંકલ્પ કર્યો કે હવે વાળવા એટલી મોડી નહીં જાઊં. કારણ આજ મહાપરાધ થયો. રૂષીને દુખ દીધું. એમ માની તેતો રોતી રહી પણ ગોઠવણ યથાઘટીત થઇ તે એવી કે તેણીને ત્યાં વાળવા જવું શું રૂષીઓને ત્યાં ન્હાવા જવુંજ મટી ગયું ! એકને પાપે વહાણ બુડે તેમ—જોકે બીજા બધા—ઘણાખરા—શબરી વિરૂદ્ધ તો હતાજ. કારણ તે જાતે નીચ, ને છતાં તેનાપર સ્વામીની કૃપા, પણ હજી તેમને કયાં ખબર છે કે તેનાપર તો જગ સ્વામીની પણ કૃપા છે ! તે કૃપા ખુલ્લી પડવા માંડી પણ સહુ કોઈથી ન સમજી શકાઇ. હકિકત એમ બની કે તેજ પ્રાતમાં.. )

### રાગ ભેરવી.

પંપાસરપર મુનીવર જાતા, કૌતુક ત્યાં જોઇ ઘભરાતા. પંપાસર ટેક.
રૂધીર રંગનું બની ગયું જળ, નહાતાં સરવે સકુચાતા. પંપાસર.
દુર્ગંધી પ્રસારતા કીડા, આવ્યા કયાંથી ઉભરાતા. પંપાસર.
ઝરણાં કુવા શોધવા લાગ્યા, પાણી સારૂ અથડાતા. પંપાસર.
ભેદ નહીં સમજયા કોઇ સાચો, પણ જળ વિણ મસ મુંઝાતા. પંપાસર.
ધારી આશ રઘુનાથ પધારી, કરશે પદથી સુખસાતા. પંપાસર.

( સૌએ શુભ સમાચાર સાંભળ્યા તે પરથી મહર્ષી મનોરથો કરવા લાગ્યા. )

### રાગ ભેરવી ગજલ.

આવશે સત્વર હવે શ્રી રઘુપતિ અહીં આવશે;
આવશે ઊર ભાવશે આ સ્થાનને શોભાવશે. ટેક.
ચહે તપશી રહે તપશી વેશ માંહે સુરેશએ;
તેથી ન ખશી અમારાં સ્થાનો વશી દીપાવશે. આવશે.
કહે ધ્યાની ધ્યાન રાખીને અમારૂં ધ્યાનમાં;
સ્થાનમાં આવી અમારા ઊરે ઉરજ લગાવશે. આવશે.
કહે જ્ઞાની મહા જ્ઞાની એ ન માની અન્યનું;
અમારામાંથી કુટીમાં સુખે વસવું ફાવશે. આવશે.

યજ્ઞકાર કહે અરે એ યજ્ઞ મૂર્તિ આપ છે;
અહીં તે સર્વજ્ઞ બીજામાંજ લગન લગાવશે. આવશે.
કહે દાની અન્યની નાદાની માની મન વિશે;
દાની દાનીની પરિક્ષા કરી શ્રેષ્ટ ઠરાવશે. આવશે.
સત્યવાદી કહે સત્ય સ્વરૂપ સત્ય પ્રશસ્ત એ;
મળી વિપ્ર સમસ્તને અહીં સ્વસ્થતા દરશાવશે. આવશે.
સાધનો બળથી બળી નબળી આશા કોઈ કરે;
(પ્રભુતો) ભલભલા ભલભલી ભૂલે ભૂલે છે એ જણાવશે. આવશે.

પરમાત્માને પામવાના શાસ્ત્રમાં જે જે ઉપાય કહ્યા છે તે જુદા જુદા રૂષી યથા રૂચી તે તે શ્રેષ્ઠ ગણી આચરે છે ને માને છે, કે તેને લીધે શ્રી રામસ્વામી પોતાના આશ્રમેજ પહેલા આવવા જોઈએ. કારણ પોતે તથા પોતાનો ઉપાય સૌથી ચઢીયાતો છે, પરંતુ એવું માને બધા જન પ્રભુ તો એકજ તે સર્વજ્ઞ અંતરયામી સમજે છે કે આ પ્રત્યેક પોતાને શ્રેષ્ટ ગણે છે એજ ભૂલ કરે છે. ને તેમના ઉપાય બળે હું તેને પરતંત્ર થઈ તેમનેજ આશ્રમે જવાને બંધાએલો છું, એમ સમજે છે, તે તેથી પણ મોટી ભૂલ થાય છે. ખરૂં પ્રિય પ્રભુને શું છે ! તેની પરિક્ષાનો આ પ્રસંગ છે, બધાંજ મંડળ શ્રેષ્ટ ઠરવાને અતિ ઉત્સુક છે ત્યારે પરમાત્માની ગોઠવણ કાંઇ બીજીજ છે—

**શાર્દુલ વિક્રિડીત છંદ.**

જાણી તંગ સમો મતંગ મુનીએ, ચોખું કરી અંગને,
આણીને ઊછરંગ ભંગ કરીને, માયા તણા સંગને;
જાવા શ્રીવર ધામ સજ્જ થઇને, અગ્નિ ચિતાનો કરી,
છેલે એ શવરી પ્રતી હરખથી, બોલ્યા પિતા નોકરી.

( પોતાને હાથે સવિધી અગ્નિ પ્રદીપ્ત કરી તેમાં તનનો લય કરવાનો વિધી છે. પોતાનું અવસાન આવ્યું જાણી, તેમણે શાસ્ત્રોક્ત તૈયારી કરી માત્ર શબરી ઉપરજ ચોખી કૃપા જણાવી ભવિષ્ય વરતી કહ્યું, )

**પદ 'પરજ' રાગ.**

શબરી સુખથી અહીં રહેજે, થયો વખત જાઊંછું પરમપદ;
મરીશ માં, વિયોગ સહેજે, શબરી. ટેક.

( કારણ પોતાને તો પરમપદમાં પ્રભુ તેજ દિવસે ચીતામાં પડયા કે મળશે. પણ શવરીને શ્રીરામ સ્વામી મળવાના હતા તેથી કહ્યું. )

આ આશ્રમ તુજને સોંપું છું, રક્ષિત રહેશે તપ તેજે. શબરી.
શ્રીરામ અહીં પોતે પધારશે, દર્શન સેવન સુખ લેજે. શબરી.
જરૂર મળશે ઝટ જગતપતિ, જન જેજે કહે તે સેહેજે. શબરી.

દોહરો— આજ્ઞા આપી આગ થઈ, મતંગ મુનીની દેહ;
માને શબરી આવશે, શ્રીરામ નિઃસંદેહ.

( કારણ અમે પ્રથમજ કહ્યું છે કે ' સંત પ્રભાવે નિર્મળ ભાવે ' તે બેઉ વાત શબરીમાં છે. હવે ' આવે ચાલીને ગુણગ્રામ એ ' બાકી રહ્યું છે, તે થવુંજ જોઇએ.

કારણ સંત પ્રભાવે કેવો નિર્મળ ભાવ થયો છે ! શબરી રોજ મનોરથ કરે. )

પદ. " હો સ્વામી નાથજી મૈયર જાવું મ્હાલવા. " એ દેશી.

હા આજ તો નક્કી, શ્રીરામ સ્વામી આવશે;
શ્રીરામ સ્વામી આવશે, આ દીન દાસી ફાવશે. ટેક.
ગુરૂ વચનપર રાખી ભરોંસો, શબરી કરે નિત આશ;
સાંઝ પડયા લગી વાટ જુવે ને, થાય પછીથી નિરાશરે. શ્રીરામ.
પ્રાત ઉઠી પંથ વાળી રાખે છે, લાવી રાખે પુષ્પ હાર;
સ્હામી જતી બેસતી પંથ ઝાંખતી, રહેતી દિવસભર બ્હારરે. શ્રીરામ.
મીઠાં મીઠાં ફળ રાખે વીણીને, ચાખે પડે જહાં વ્હેમ;
ખાટાં ફેંકી દે મધુર સંઘરે, પ્રભુ કારણ ધરી પ્રેમરે. શ્રીરામ.
દિન દિન દીન બની ધભરાતી, વધે આતુરતા અંગ;
સાંભળ્યું આજ પધારશે નક્કી, રગરગ ઉછળ્યો ઊમંગરે. શ્રીરામ.

મહારાજ રીંવા અધિપતિ શ્રીરઘુરાજસિંહ લખે છે.

કવિત.

માથેમેં જટા મુકુટ મંડીત અખંડીત, ઊદંડીત કોદંડ દોર્દંડ અંડ પાલમેં;
લહલહી ઈંદીવર સ્યામતા શરીર સોહી, ડહડહી ચંદનકી રેખ રાજે ભાલમેં,
કરમે નિષંગ બાણ પેરત અનુજ સંગ, ગુંજરત મંજુલ મીલીંદ બનમાલમેં;
વૈનનમેં બોલનેકી ચાહ ભરે રઘુરાજ, શબરી નિહારનકી નૈનન વિશાલમેં.
પથીકન પૂછત સપ્રેમ પ્રભુ પેખી પેખી, શબરી હમારી પ્યારી બસેં કેહી ઠોર હૈ;
કૌન વાકો ગ્રામ ઇહાં કૌન વાકો નામ કહે, કૌન વાકો ધામ જાસોં કામઈ કમોર હૈ.
કૌન સુરી ઐહે જામેં નયન નિહારી હોમૈં, એહોં ફલ સ્વાદ સુધા સરિસ સથોર હૈ;
રઘુરાજ જૈદીન બિલોકીના વિલોચનસોં, બીતત પલક સમ કલપ કરોર હૈ.
જ્ઞાન ઔ વિરાગ યોગ સાધન સુખાને તનુ, મુની જન ખોજી જાહિ ધારે શ્વેત કબરી;
શંભૂ ઔ સ્વયંભૂ જુકે મનકોં મવાસી સદા, દાસીભઈ સિંધુજા બઢાઇ પ્રીત જબરી.
જાકો નામ લેત લાગૈ હવારી નાહી લાલચકી, લૂટી જાતી પાપ લાદલો પહોતી લવરી;
સોઈ રઘુરાજ રઘુરાજ પંપા કાનનમેં, પૂંછત ફીરત કહાં કહાં મેરી શબરી.

કહ્યું છે કે ' અંતરજામી જાણે સંધુ જે મન ખુણે છાનિ ' તે સર્વજ્ઞ શબરીનો ભાવ જાણે છે બલકે પછીથી પોતે કહ્યું ~~યેયથામાંપ્રપદ્યંતે તાંસ્તથૈવભજામ્યહં~~ તેમજ વરતે છે કરી બતાવે છે કે ' **આવે આલી ને ગુણગ્રામ એ** ' માટે ' **સેવ્યા જેવા છે દેવાધિ દેવા** ' કારણ તમામ મહર્ષી મંડળના આશ્રમો મુંકી સ્હાંમા પૂછતા ને અતિ આતુરતા દેખાડતા શબરીની શોધ કરતા આપે ચાલ્યા આવે છે એટલે બેશક—

પદ. " ધન્ય ધન્ય દીનરે સજની " એ રાગ.

શબરી બડી બડભાગી, ભાગી આશ્રમની બ્હારરે. જય જય હો.
હરિ દર્શનની અનુરાગી, લાગી લગની તેલ ધારરે. જય જય હો.
નાની જાતિ ભ્રમ ત્યાગી, જાગી ઉર પ્રીત અપારરે. જય જય હો.
ચાલી જતી આવી આઘી, ત્યાં દીઠા જગ સરકારરે. જય જય હો.

( કેટલા દિવસથી જે આવુંજ ઝંખે તેને શ્રીહરિ કેમ આવી ન મળે તે પાછું 'સંત પ્રભાવે ' ને ખુદનો 'નિર્મળ ભાવે' તેથી હવે ચોકસ જુવે છે કે—

"ચાલીને આવે ગુણગ્રામ એ' તોતે 'સેવ્યા જેવા છે દેવાધિ દેવા એ શ્રીરામ."

બેઉ સ્હામ સ્હામાં ધાયાં, પ્રેમ માંહે રઘવાયાં;
હર્ષે અશ્રુ ઊભરાયાં દડદડદડ, શબરી બડી બડભાગી.

પદમાં પડી જઈ જેવી, ભૂલી ભાન વિધી આચારરે. જય જય હો.
ભુજ ગ્રહી ઉઠાડી તેવી, બ્હાવરી બની ગઈ નારરે. જય જય હો.
શું કરવું ઘટે તે, ઉપજે નહીં ઉર મોઝારરે. જય જય હો.
રોમ રોમ આનંદ વહે છે, હરખે થરથરતી નારરે. જય જય હો.

ધબ ધબ ચંત થાય, ગદ ગદ કંઠ થાય;
ના બોલાય ના ચલાય, અહાહાહાહા. શબરી.

તે વેળા રાજાધિરાજ કવિરાજ કહે છે—

પ્રેમ દશા નહી કહી જાતિ રઘુરાઉ, દોઉ તન મન બચનકી સુદ્ધિ બીસરાયે હૈં;
ભલે આપ મીલે મોહી ભલી મીલી તેં હું, યહ કહત દુહુનકે 'ભ'કારે ભરી આયે હૈ.

**પદ રાગ માઢ.**

ધન્ય ધન્ય ધન્ય રઘુરાજ, જયહો શબરી બોલે તે શું અન્ય રઘુરાજ,
દાસી છે અનન્ય રઘુરાજ, જયહો શબરી બોલી આજે થઈ ધન્ય રઘુરાજ;
પધારો પધારો મ્હારા નાથ, જયહો બતાવે પંથ હલાવી હાથ. મારા નાથ.
પદે પદે પડે નમી પાદ, જયહો ઉરે નવ સમાયે આલ્હાદ મારા તાત;
પૂછે વારે વારે મારા નાથ, જયહો શબરી ધામ કયાં છે તુજ ભારે. મારાનાથ.
પૂની પૂની પૂછે પ્રભુ તેરી કુટી કેતી દૂર, જામે હૌં બસૌંગો બોધ આનંદકે વારીકે,
કોશલતે મીથલાતે કમલાનિવાસહુતે, પાયો મેં સનેહ સુખ તાહીકાં નીહારીકે.
આવ્યા તેને દ્વારે દયા સાથ જયહો, શબરી કુસુમ છાબો વારે ખંમા નાથ,
નજર ઉતારે પ્રીતિ સાથ જયહો, શબરી મનથી જીવન ખંમા તાત;
મુનીતો સંભારે છેજ નાથ જયહો, પ્રભુતો ભૂલ્યા ભોળી પ્યારે મારા તાત.

**પદ. " ડરમાં તું દીલ સાથ " એ રાગ.**

આવ્યા શબરી ધામ, રઘુવર આવ્યા શબરી ધામ;
દીનના બંધુ શ્રીરામ, રઘુવર આવ્યા શબરી ધામ. ટેક.

પાંદડાની કુટીરે, ગઈ છે વછુટીરે,
તેમાં તુટેલી ચટાઈ બીછાવી, તે પર બેઠા પ્રભુ મોદ લાવી;
નાચતી શબરી તો તાળી બજાવી, દીધી આ સિદ્ધિએ ભાન ભૂલાવી,
ફરી ફરી નીરખે ધનસ્યામ, રઘુવર આવ્યા શબરી ધામ.
લક્ષ્મણુ સાથે બેઠા રઘુનાથેરે,
તેવી ગઇ ઝટ અંદર દોડી, ઠડીયાઓની આણી કઇ કઇ જોડી;
પૂરાં ભર્યાં ફળ તોડીરે તોડી, ચાખેલ રાખેલ દઈ કરજોડી,
ઊભી લજ્જીત ઠરી ઠામ, રઘુવર આવ્યા શબરી ધામ.

બની અભિલાખીરે, વદ્યા હરિ ચાખીરે.
વ્હારે વ્હા ! શીછે આ ફળની મીઠાઇ, તુચ્છ એની પાસે દળની મીઠાઇ;
ચાખી ચખાડે ચાખેતો આ ભાઈ, ભાઇ પ્રસંશા કરે છે સવાઇ,
થયા પ્રસંન પૂરણ કામ. રઘુવર આવ્યા શબરી ધામ.

**સવૈયો ( શ્રીરઘુરાજસિંહ કૃત )**

બારહિ બારભને, લખનો ? જનની પયપાંન જો મોહી કરાયો;
ત્રૈશત સાઠી સુભાત સુભોજન, ભાતી અનેકની રોજ ખવાયો.
મંદીરમે મીથીલેશજુકે રઘુરાજ, સુવ્યંજન આનન આયો;
પાયો નહિ અસ સ્વાદ કહું, જસ મેં શબરી બદરીમહીં પાયો.

**पत्रंपुष्पंफलंतोयं** તે ફળને આટલું બધુ માની લેનારા છે માટે કહ્યું છે કે–**' સેવ્યા જેવા છે દેવાધિ દેવા એ શ્રીરામ** ' તેમાં સર્વાધિકાર ! કયાં શબરી ? તેથી કહ્યું "જીવ જાત માત્રના વિરામ એ " તેમાં પ્રતાપ ' સંત પ્રભાવે નિર્મળ ભાવે " ' આવે ચાલીને ગુણગ્રામ એ' કેવા ગુણગ્રામ છે તે વાત વર્તન બધું વિચારે જાઓ. એટલે પાછું એજ કહેવું પડશે " હા હા સેવ્યા જેવા છે દેવાધિ દેવા એ શ્રીરામ. "

પોતે તો સુર સુરીમુની સેવ્ય છે પણ પોતાનાંને કેવડાં કરે છે ? કેવાં કરે છે ! તે આંહીં બતાવ્યું પણ તે પુરતું નથી. કારણ ભીલની જાત–તેના પણ બોર, તે કોઇતો કહે છે ' એઠાં ખાધાં; ' એ વિશે, તેનાં થાય, તે પછી, सबाह्याभ्यंतरः કેવાં શુચી હોય છે, તે હવે સમજાશે. નીર્મળ મન નિંચ તનને પણ કેવું નિર્મળ કરે છે ! ને તે બેઉને નિર્મળ કરનાર નિર્મળ સંતનું શરણ વરણ ને સેવન–એ ઉપાય ખાસ યાદ રાખવા જેવો છે, તેથી કેવડાં કેવાં થવાય છે, ને તે કેવાં અશુચિ–અજ્ઞાત–સ્રી જાત–અકિંચનથી તે તપાસો—

**લાવણી.** ' ધર્મ ધુરંધર ધીર વીર " એ રાગ.
મુનીયોના મનમાંની મનમાં રહી ગઇ વાત,
વરી પ્રેમથી શબરી તે ઠરી ખરી શુચિ ગાત;
વધાઇ સુણી પ્રભુ આવ્યાની આવ્યા સરવે ધાઇ,
દેખી દ્રીજને ઊઠયા રઘુવર લેખી સ્વજન ચાહી. ( તે પણ ભક્ત હતા)
હળ્યા મળ્યા હેઠા બેઠા સહુ બહુ હરખ પામી,
સભા ભરાઈ શબરીને ધામે ધન્ય દયાધામી;
વિપ્ર વદ્યા હરિ અચરજ અહીં તો એક થયું ભારી,
સુંદર પંપાસર જળ બગડયું કુમી પડયા ભારી.
જળ વિણ પડે મુંઝવણ જ્યારી તે હરી આપ હરો,
પદ પરસાવી દયા દરસાવી સંકટ બાપ હરો;
( જેવું ગૌતમનું ધામ વસતું કર્યું શલ્યા મટાડી અહલ્યા કરી તેવું )—
શ્રીરામ કહે વિપ્ર પદે ન થયું, ભાર ક્ષત્રીના શા,

( કારણ તે બધા જ્ઞાની અભિમાની ઘણાજ હતા. હરિજનમાં જાત ગણે તો પછી હરિ કહે મારામ શું કામ ન ગણો ? કારણ હુંતો ગુહનો ભાઇબંધ, જટાયુ મહારાજનો

પીંડ દેનારો, ને હાલ શબરીનો મહેમાન છેજ )—

સહુ વળગ્યા કે આપ ચરણુની અમને છે આશા.
સહુની હઠથી ઊઠયા રઘુવર જઇ પદ અડકાડયો,
બગડયું જળ ત્યાં બમણું પરચો અવળો દેખાડયો;
શ્રીરામ કહે કહ્યું નવ માન્યું કરી બતાવ્યું છે,
સહુ વળગ્યા સાચું કહો શ્રીવર શું ઊર આવ્યું છે.

( કારણુ તે કળી ગયા કે કંઇક પ્રભુ કોપજ છે. )—

**સોરઠ પદ " જસોદાજીના લાલ લાડકા " એ રાગ.**

ઊચર્યા રઘુવર મુનીવરથી, અવર ન ઉપાય નજર મહીં આવે કંઇરે. ઊચર્યા.
શબરીનો અપરાધ કર્યો છે, વાંક વગર દ્વીજવરે અહીંરે. ઊચર્યા.
ત્યારથીજ આ જળ બગડયું છે, સમજી જશે દોષિત ચિત મહીંરે. ઊચર્યા.
લઈ જઇ પદ પરસાવો થાય જો, જળ વિમળતો વાત એજ સહીરે. ઊચર્યા.

**પદ. " જઇને કહે હું સભા માંહે આવું " એ દેશી સોરવી.**

દ્વીજ સમજ્યા નિજ ભૂલ આ ભારી;
કરી કબુલ થયા હરિના આભારી. દ્વીજ સમજ્યા.
ક્ષમા માગી કરજોડી શબરીની, લાચારી બતાવે તે બિચારી. દ્વીજ સમજ્યા.
લઈ ચાલ્યા પંપાસર પાસે, સહુ ચાતી જાતી શુચિ નારી. દ્વીજ સમજ્યા.
પગ પાણીને પરાણે અડાડયો, થયું શુચિ વારી ગયાં જન વારી. દ્વીજ સમજ્યા.
નિજ જનને સુધારી ઉદ્ધારી, જોયું તપધારીએ જાતે પધારી. દ્વીજ સમજ્યા.

ને તે દેખાડવાજ—" આવ્યા ચાલીને ગુણુગ્રામએ " તેથીજ કહ્યું ' સેવ્યાજેવાછે **દેવાધી દેવા એ શ્રી રામ.'** તેમાં ઉપાયની પુરતી—**"સંત પ્રભાવે નિર્મળ ભાવે "** તે સંતને કેટલું માન ! તેનાં શિષ્યોની આ શક્તિ થઇ ગઇ છે ?

**શાર્દુલ.**

ટેલ્યા શ્રી રઘુનાથ ભ્રાતસહ એ, સાધ્વી તણુા સ્થાનમાં;
ઠેર્યા ત્યાં દિન રાત ખ્યાત કરીએ, સાધ્વી તણુા માનમાં.
ચાલ્યા કે શબરી ધરી હરીં છબી, બેશી ગયાં ધ્યાનમાં;
પોચ્યાં સદ્ય પ્રભુ પદે અનુ વદે, એના ગુણુો ગાનમાં.

અને તે ઉપરથી સાર એજ ખેંચે છે કે—

**સેવ્યા જેવા છે દેવાધિ દેવા એ શ્રીરામ, જીવ જાત માત્રના વિસામએ. ટેક.**
**સંત પ્રભાવે નિર્મળ ભાવે આવે ચાલીને ગુણુગ્રામ એ.**

તે વિશે વધુ કહેવાનું હાલ મુલતવી છેવટ એજ.

॥ श्रीजानकीनायकं श्रीरामचंद्रंभजे ॥

———

# શ્રીમત્ ભરત ભાગવત આખ્યાન.

## પૂર્વરંગ.

પદ "અચરા પકર" એ દેશી.

અહંકાર મમકાર કહાડો, પદે બેટાડો, સ્વસેવામાં લગાડો;
વળે તોજ દહાડો. અહંકાર. ટેક.
અનુ મુળથી આડો, ન જુવે વાડ કે ખાડો, ઝટ શ્રીરામ સ્વામી,
સુમારગે ગાડું પાડો, પદે બેટાડો સ્વસેવામાં લગાડો.

અહંકાર મમકાર ખરાબ છે એમ કોણ નથી જાણતું ? છતાં કોણ કર્યા વિના રહે છે ! પરંતુ તે માટે ભગવાનના આ શબ્દો સદા યાદ રાખવા—

ईश्वरोऽहमहंभोगी सिद्धोऽहंबलवान्सुखी ॥
आढ्योऽभिजनवानास्मि कोऽन्योऽस्तिसदृशोमया ॥

હું સમર્થ છું, હું ભોગી છું, સિદ્ધ છું, બલવાન છું સુખી છું, આપકરમી છું, કુટુંબી છું, મારાસમાન કોણ છે ? બેશક બોલતાં તો આમ બકે છે, પણ તેવા શું ખરા સુખી હોય છે ? હોતા પણ નથી ને દેખાતા હોય તો તેવા વધુ વખત રહેતા પણ નથી. બલકે અંતે ઘણુંજ દુઃખી અહીંજ ને નહિતો છેવટ મરતાં ને તે પછી થાય છેજ, એમ શ્રીહરિજ ત્યાંજ કહે છે. કારણ સાથે—

अनेकचितविभ्रांता मोहजालसमावृताः ॥
प्रसक्ताःकामभोगेषु पतंतिनरकेऽशुचौ ॥

અનેક વાતમાં તેમનું ચિત ગુંથાએલુંજ એટલે ભ્રાંત, બેહાલ ગાંડા જેવા; સદા વિકળ, ને તેમાં પણ અકલ કાયમ નહી, કેમકે મોહની જાળમાં વીંટાએલા એટલે સહુથીજ ઠગાય. સૌ હાજીયાને મીઠુંજ બોલી ફોલી ખાનારા, ને ખરે વખતે ખોટા ઠરનારા, તેમાંજ પોતે વીંટાએલ તેતો બહારથી, પણ અંદર અનેક કામનાઓ–જે કદી પુરી થાયજ નહીં તેવી વિકળ રાખનારથી વીંટાએલ, ને તેની અંદર તે પૂર્ણ કરવામાં જે પાપો, વાસનાઓ, રૂચીઓ, થઇ હોય તેથી વીંટાએલ, એટલે જ્યાં આ ખુશામતી જાળ ખરી આ બોમ શરીર છુટ્યું કે ખરા ભોગ મળ્યા સમજો. અશુચી નર્કમાંજ ધકેલાવાના—

'પૂણ્ય પૂર્વનાં ખાતાં હમણાં સુઝે છે તોફાન,'
'એ ખરચી ખુટી કે આગળ વસમું છે મેદાન.'
'જીવડા માનરે માન હજીએ કેમ ન આવે સાન,'

તું કોણ કંગાલ છે ?

'છત્રે થાતી છાંય છત્રીધર છાજતા, હાથી હોદ્દા માંહિ રસિક બીરાજતાઃ'
રિદ્ધી સિદ્ધિ અનેક ભરેલી ભાગ્યમાં, તે સુતા દિન એક ઉછળતી આગમાં.'
'વૈભવનો નહિં પાર નગરીઓ નોખમાં, ક્રોડી ધ્વજ શાહુકાર ગર્જતા ગોખમાં-'
'સુંદરીયો ગુણસાર મહાગુણ મર્દમાં, કો જાણે કઇઠાર ગળી ગયાં ગર્દમાં,'

અરે માણુસો શું, બીજો કવિ કહે છે—

'રાજા રાવણ મરગયે, મરગયે કુંભ કરણ;
'ઇન્દ્રજીત બી ઊઠ ગયે, હીરણ્ય કસ્યપ હીરણ. '
'હીરણ્ય કસ્યપ હીરણ, બાણુ સરખા બોળાયા;'
'કયાં વૈભવ કયાં રાજ, કયાં ગઈ એ મહાકાયા.'
'કહેતે ગીરધર રાજ, પ્રકટ તુમ દેખ્યા પરખ્યા;'
'માનવી સો કોણ માત્ર, રહ્યા નહી રાવણ સરખા.'

ને તેપણ શું સુખી હતા ! શીર શત્રુ ગર્જતા ને અંદર કામનાથી તડફડતા—એતો ભગવાન કહે છે તેજ ખરૂં છે કે—**निर्ममोनिरहंकारः सशांतिमधिगच्छति** મમકાર અહંકાર જેના ગયાં છે તેનેજ શાંતિ મળે છે, ને તેથી તે કહેનાર શ્રીહરિનેજ કહીએ છીએ.

**' અહંકાર મમકાર કહાડો, પદે બેટાડો, સ્વસેવામાં લગાડો, વળે તોજ કહાડો. '**

મનુષ્ય સ્વબળથી તે ન કહાડી શકે ? કહાડે તોપણ કેટલો વખત ?

' જબ લગ અંકુશ શીશપર, તબ લગ નિર્મલ દેહ; '
' **તુલસી** અંકુશ બાહીરે, સીરપર ડારત ગેહ. '

બહુ બહુ તો—

' સાજા શરીરે વૈરાગ્ય દેખાતો, જરી માંદા થતાં રહે જાતોરે; '
સાચું કહું છું નથી શરમાતો, હરી મને મૃત્યુનો ભય છે ભારેરે. '

એક કવિ કહે છે—

'ઉષ્ણ રૂતે અવની વિશે, બીજ નવ દિસે બહારજી.'
'ઘન વરસે વન પાંગરે, ઇન્દ્રિ વિષય આકારજી.'
'ચમક દેખીને લોહ ચળે, ઇન્દ્રિ વિષય સંયોગજી.'
'અણભેટે અભાવ છે, ભેટે ભોગવશે ભોગજી.'

કારણ શરીરની બનાવટ—

**नतदस्तिपृथिव्यां वा दिविदेवेषु वा पुनः ॥**
**सत्त्वंप्रकृतिजैर्मुक्तं यदेभिःस्यात्त्रिभिर्गुणैः ॥**

પૃથ્વિપર કે આકાશમાં એવું કોઈ પ્રાણી છેજ નહીં કે, આ ત્રણ ગુણથી મુક્ત હોય ! તેથીજ બ્રહ્માદિકને પણ અહંકાર મમકાર ને તેથી આપત્તિઓ આવ્યાનાં દ્રષ્ટાંત દેવાય છે. એતો ઉપાય એજ કે—" અમારા શીરપર રક્ષક રહો."

"ભૂલ્યા અજ શીવ ઈન્દ્ર, રૂષી અધિકારીઓ."
'રેણુકા તારા, અહલ્યા નારીઓ.'
'કામથી, ક્રોધથી, લોભથી, દ્વેષથી, જીવ હારીઓ.'

'તારી માયા વશજ ત્હારે, અન્ય શીરીતે ઊગારે.'
'શરણુ થાતાંવેંત પ્યારે, તું ઉગારે તું સુધારે.'
'તેથી **અનંત** પુકારે હરી હો–શીરપર રક્ષક રહો.'

ને તે બધાનાં મૂળ—

**'અહંકાર મમકાર કહાડો, પદે ભેટાડો, સ્વ સેવામાં લગાડો, વળે તોજ દહાડો.'** ભગવાને ગીતાજીમાંજ સમજાવી દીધું છે.—

**स्वभावजेनकौंतेय निबद्धस्वेनकर्मणा ॥**
**कर्तुंनेच्छासियन्मोहा त्करिष्यस्यवशोऽपितत् ॥**

પોતાનાં કર્મથી બંધાએલ સ્વભાવ સાથે ઉપજેલ એવાં કામ કરવાને તું નહીં ચાહ્ય તોપણુ મૂઢ બનીને તારાથી પરાણે તેને કરાઇ જવાશે. એટલે અહંકાર મમકાર ક્યાંથી જાય ? ત્યારે તેની કોઇ યુક્તિ ? તે ત્યાંજ કહી છે.

**मच्चितःसर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यासि ॥**
**अथचेत्त्वमहंकारान्न श्रोष्यासिविनंक्ष्यासि ॥**

મારામાંજ ચિત રાખવું-એટલે સર્વ મુશ્કેલીઓને તું તરી જઇશ, ' ને તે સાથેજ સંભળાવી દેછે કે, અહંકારથી આ વાત નહીં સાંભળે તો નાશ પામીશ ' સ્વબળથી બગડવાનુંજ છે માટે ' મારામાંજ ચિત્ત ' તે શીરીતે રહે ! તે માટે તો ગીતાજીમાં બીજ-રૂપ નવ અધ્યાય આગળ ને નવ પાછળ ત્યાં. તેમજ છેક છેલે ગુહ્યતમ તરીકે તારવીને ફરી યાદ રાખવા અનુષ્ટાન કરવા લાયક એજ હોવાથી બેવાર એનુંએ કહ્યું છે કે, મારામાં ચિત–એટલે—मन्मनाभवमद्भक्तो मद्याजीमांनमस्कुरु

તેજ અમે કહ્યું.—**' અહંકાર મમકાર કહાડો, પદે ભેટાડો, સ્વસેવામાં લગાડો.** 'કારણુ' **વળે તોજ દહાડો '** તે શી રીતે मामेवैष्यसियुक्त्वैव મનેજ એથી પામીશ. તેમ ન કરવાથીજ જેમ પ્રભુ ઉપર કહે છે તેમ ખરાબ થયા છીએ તે એટલા માટે કે, **' અનુ મૂળથી આડો જુવે ન વાટ ખાડો. '** અહંકાર મમકારના વેગમાં કુટુંબ જાળ ને ઓરૂપ કે છેવટ નર્કરૂપ ખાડમાં પડતા પણુ અચકાયો નથી માટે પુકાર મારવી કે **' ઝટ રામ સ્વામી ગાડું સુમારગે પાડો. '** તે શું ' પદે ભેટાડો સ્વ સેવામાં લગાડો ' દેહ નાવ કહો કે ગાડું કહો ભવસાગર ગણો તો નાવ તો પણુ જુના કવિ કહે છે કે.—

' ઘેરી ઘેરી નદીયાં નાવ પુરાની, મોલા ઉતારે બેડા પાર. '

ને ગાડું કહો તો શ્રુતિ आत्मानंरथिनंविद्धिशरीरंरथमेवतु આત્મા રથી ને શરીર રથ પણુ તેના સારથી શ્રીહરિ થાય ત્યારે કામ પાર પડે. તે માટે તેના હાથમાં બધુંજ સોંપવું જોઇએ. તે પાદમાં અર્પણુ કરવું. તેપણુ તે કરાવે માટે કહ્યું ' પદે ભેટાડો સ્વ સેવામાં લગાડો. ' કારણુ સુમારગ એજ ને તે કેવો ? શો બોલે છે તેવો—

**पंथनिष्कंटकः पंथा यत्रसंपुज्यतेहरिः ॥**
**कुपथंतंविजानीयात् गोविंदरहितागमं ॥**

માટે હવે મારે માટે કે બીજા માટે ગોવિંદ વિના માર્ગ બધા કુપંથ, બધાએ કુપંથ ભેગા પણ બીજા નહીં. એતો ભગવાનનાજ શબ્દોમાં—

**मांचयोऽव्यभिचारेण भक्तियोगेनसेवते ॥**

અવ્યભિચારીણી ભક્તિ એક એક ને એક બસ બીજે જ્યાં જઈએ ત્યાં કાંટા છે તેથીજ કહ્યું કે—' અનુ મુળથી આડા જુવે ન વાડ ખાડો. ' સુખની ખાડો ને મોહની વાડ જાંણ. તે પછી બ્રહ્માનાં લોક હોય તોપણ શું ? માટે હવે—

" ઝટ રામ સ્વામી ગાડું સુમારગે પાડો, " તે એજ " પદે બેટાડો સ્વ સેવામાં લગાડો. " સેવામાં શા સારૂ ? ન્યાયજ એછે. મૂળથીજ વિચારો ભગવાન કહે છે—

**सर्वयोनिषुकौंतेय मूर्तयःसंभवंतियाः**
**तासांब्रह्ममहद्योनी रहंबीजप्रदःपिता**

સર્વે યોનીમાં જે મૂર્તિઓ-દેહો થાય છે તે પ્રકૃતિ રૂપી મોટી યોનીમાં જીવરૂપ બીજ મુકનાર હું છું. એટલે—

પેદા કીધા છે શ્રીહરીએ, કેમ બીજા કાજ કાંઇ કરીએ;
દેહ બનાવી ને એ આપે, ત્યારે તો અવતરીએ;
તે પામી ચુકયા કે તુરતજ, શું એનેજ વિસરીએ. કેમ.

કાંઇજ કરવાનો હક નથી. કારણ હજી પણ શું—

એની આપેલી વસ્તુથી, તનનું પોષણ કરીએ;
તેને તે પ્હેલેથી ન ધરી, લુણહરામ શું ઠરીએ. કેમ.

બીજુ પોષણ શું આપણે તો હોજરીમાં જે ભાવ્યું તે હોમીએ છીએ. પણ પછી તે કૃપાળુ કહે છે—

**अहंवैश्वानरोभूत्वा प्राणिनांदेहमाश्रितः**
**प्राणापानसमायुक्तः पचाम्यन्नंचतुर्विधम्**

ચારમાંથી જે પ્રકારનું તમે ખાઓ તે બધું જઠરાગ્નીમાં તે મહા પ્રભુ પ્રવેશે છે, પ્રાણ અપાન સમાન કરી પચાવે છે ત્યારે દેહ ચાલે છે. અરે ! તેથી આગળ વધો તો પ્રાણ કોના ? પાણી કોનુ? તેજ કોનું ? तपाम्यहमहंवर्ष હું તપછું. હું વરસું છું, તમારૂં છે શું ! તમે શુંકરી શકો છો ! શાથી ? કેટલું ? ને તે તમારે માટે કેટલું કરે છે તમને કેટલું દીધું છે ? એક કથા છે કે—

એક જણે એક પથ્થરપર ઉભા રહી બાર વર્ષ તપ કર્યું, પ્રભુ પ્રકટ થયા, ને કહ્યું કે માગ્ય ! તે કહે મ્હારી બાર વર્ષની મહેનતના બદલામાં જે મારૂં વાજબી લેણું થાય તે આપો. પ્રભુ કહે તારા લેણાની વાત જવાદે, તે કહે શામાટે ? હું તમારો લેણીયાત છું, દેણીયાત નથી. કોઇનો દેણીયાત નથી. પ્રભુ કહે તે તપ શેના ઉપર ઊભા રહી કર્યું ! તે કહે આ પથ્થરપર. પ્રભુ કહે પ્રથમ દેણીયાત તો તેનો છે તેને બારવર્ષ ઉપાડી ફર એ તારો પ્રથમ હીસાબ તેની સાથેનો, પછી મ્હારી વાત ! તે વિચારમાં પડયો, પથ્થર કાંઇ ભારે મરે ? પ્રભુ કહે હા. તેનામાં જીવ છે ને નહીં તોપણ તને તે ભોગવવા શું હક !

(અંગ્રેજી પહેલી ચોપડીમાં છે. માણુસ ઘર બાંધી શકે છે પણ તે કાંઇ પથર બનાવી શકે છે? નહીંજ) અસ્તુ પ્રભુ કહે તને વધુ ખુલાસો તારા તપનો મારી સાથેનો હીસાબ અહીંથી ત્રણ ગાઉ સ્હામું ગામ દેખાય છે ત્યાં આવ, એટલે કહીશ, એમ કહી તે અંતરધ્યાન થયા.

આ તપસીબાવા ત્યાંથી નીકળ્યા. જેષ્ટ માસ, મધ્યાન્હ સમય, રેતાળ રસ્તો, સૂર્ય તપ્યો ને અડધો ગાઉ જતાં તૃષા–પ્રાણ જાય–એવી લાગી. પ્રભુની કરામતથી તુરતજ પાસે ઉત્તમ સુરાઇ પવિત્ર જળથી ભરેલ લઇ પુજારી દેખાયો. તે પાણી માગ્યા છતાં શું કામ આપે? તે કહે તું તો હીસાબી માણુસ છે મારી પાસે કાંઇ નથી મેં તો બારવર્ષ તપમાં કાઢયાં છે. તે કહે અહોહો! તે કમાણી બસ છે. ઉત્તમ છે તેમાંથી અડધી આપે તો એક પ્યાલો જળ આપું. તપસીએ જાણ્યું પાણી વિના પ્રાણ જશે ને આ લોભી મફત જળ નહીંજ દે, તેથી મરી ગયો તો સમૂળું તપ જશે. માટે 'જો જાતા ધન જાણીએ તો આધા લીજે બાંટ' એ ન્યાય કરવો એ ડાહાપણ છે. અર્ધ તપ ફળ સંકલ્પથી આપી પ્યાલો પાણી પીધું. પણ અડધ ગાઊ જતાં બમણી તૃષા લાગી. પાણીવાળો સાથેજ ચાલ્યો આવે છે. ફરી પાણી માગ્યું. ફરી એજ શરત કે, 'પુરૂં ફળ દેતો પેટપુર પાણી પાઊ' થોડીવાર ખેંચ્યું પણ ગામે પહોંચતાં પહેલાં પ્રાણ નીકળી જશે. એમ લાગવાથી 'જીવતો નર ભદ્રા પામે' એમ વિચારી પાણી પી દેહ જાળવી. સ્હામે ગામ પ્રભુ દેખાયા. ત્યારે સમજ્યો કે પાણી શું એક શ્વાસની કેટલી કીંમત પ્રભુને આપવી! જે અપાર વાયુરૂપી ધન ચોતરફ તે શ્રીહરિએ આપણે સારૂ ભર્યું છે. એટલે તેના વિના બીજા માટે કશું કરવા હકજ નથી. તેથીજ તેમાં ખરૂં સુખે નથી, નિષ્કંટક પંથ એજ છે માટે એજ માગવું કે **'અહંકાર મમકાર કાઢો પદે બેટાડો, સ્વ સેવામાં લગાડો વળે તોજ દહાડો.'** તે તો કહીજ ચુકયા છે.

**यत्करोषियदश्नासि यज्जुहोसिददासियत् ॥ यत्तपस्यसिकौंतेय तत्कुरुष्वमदर्पणम् ॥**

જે કર્મ કરે, જે ખાય, જે હોમે જે દાન દે, જે તપ કરે તે હે અર્જુન! મને અર્પણ કર, અને હું મારૂં બધું છે. હું બધું નભાવું છું છતાં આપણા રસોઇયાને આપણે ઇનામ આપીએ. (પગાર ઉપરાંત) તેમ પ્રભુ તેથી રીઝી तेषामहंसमुद्धर्ता मृत्युसंसारसागरात् એ પ્રમાણે મોટામાં મોટું સંસારથી ઉદ્ધારવાનું કામ તે પણ પોતે કરી આપે છે. માટેજ કહ્યું 'વળે તોજ દહાડો' માટે 'પદે બેટાડો સ્વ સેવામાં લગાડો.' કારણ સુંદર કવિ કહે છે કે માણુસ એમ સમજે છે કે—

'મેરો દેહ મેરો ગેહ મેરો પરિવાર સબ,'
'મેરો ધન માલ મેંતો બહુ બિધ ભારો હું.'
'મેરે દાસી દાસ મેરો હુકમ કોઊ મેટે નાહીં,'
'મેરી યુવતિકો મેં અધિક પીઆરો હું.'
'મેરો વંશ ઊંચો મેરે બાપ દાદા એસે ભયે,'
'કહા કહું મેહું મેરે કુલકો ઊજારો હું.'
'સુંદર કહત મેરો મેરો કરી માને સબે,'

(બધુ મારૂં મારૂં ગણે છે પણ તું કોનો છે તે જાણે છે?)—

'ઐસો કમો ન જાને મેહું કાલહીકા ચારો હું.'

કાળનો કોળીયો હું છું, એવાત કેમ ભૂલી જાય છે. અરે ભાઈ!

'કયા કરીએ કયા જોડીએ, થોડે જીવન કાજ;'

છોડ છોડ કે ચલ ગયે, દેહ ગેહ ઓર રાજ.'

માટે હવે ભ્રમણામાં ભટકવું બંધ કરી કહેવું.—

"અહંકાર મમકાર કહાડો, પદે ભેટાડો સ્વ સેવામાં લગાડો."

મુઆ પુંઠેતો ઠીક પણ જીવતાં પણ પરતંત્રતા સ્પષ્ટ સમજાય છે. કહી રાખેલ છે કે,

**રાગ કાફી ધીરાના પદનો.**

પરતંત્ર છે પૂરોરે, શાને અભિમાન ધરે;
મમતા ધરીનેરે, પ્રભુને તું કેમ વીસરે; ટેક.
તનને તું તાબે સમજીને, કરે કછક તોફાન;
પણ પેટમાં ચુંક પાડે કે, ઝટ ભૂલે તું ભાન;
આરોગ્યતા તારીરે, એને વશ છેક ખરે, પરતંત્ર.
બાંધે મ્હોટો મ્હેલ ભરે મહીં, સામન તું બહુ ભાત;
પોતાનું માનીને માણે, મોજ ભલે દિન રાત;
એકજ અંગારોરે, પલકમાં રાખ ઠરે. પરતંત્ર.
ધન બહુ ભેળું કરી ધરી મદ, એપર રહેછે મસ્ત;
ચોર પાસ ઘડીકમાં હરાવે, નવ ભંડાર સમસ્ત;
પત્તોજ ન લાગેરે, ભલે તું શોધતો ફરે, પરતંત્ર.
પાળી પોષી પરણાવીને, પ્રિય માને પરિવાર;
એક સપાટે કોગળીયામાં, કરી નાંખે સંહાર;
વૈદ્ય ને બાધાએરે, કશોજ ન અર્થસરે. પરતંત્ર.
ઘણું ભણે અનુભવ લે ઝાઝો, વગ ચારે દીશ થાય.
હામ હોય એ સહુની બહુ પણ, ક્ષણમાં મન ખશી જાય;
ગાંડો કરી નાંખેરે, ધુળ ફીંદતોજ ફરે. પરતંત્ર.
માણસને સઘળું સોંપ્યું પણ, કુંચી હરિને હાથ;
એ જાણી એનો ભય આણી, નમ્ર બની દિનરાત;
સેવ અનુસ્વામીરે, સ્વતંત્ર તો એજ ઠરે, પરતંત્ર.

ખુદ શ્રુતિ કહે છે पतिंविश्वस्यआत्मेश्वरं તેમ છતાં પોતાનેજ સ્વતંત્ર માને છે તેટલેથી બસ નથી; કેટલી તેની વસ્તુપર દાવા ને તેમાં પણ કેટલાને કચવાવવા એ બધું **'અનુ મૂળથી આડો જુવે ન વાડ ખાડો, ઝટ રામ સ્વામી સુમારગે ગાડું પાડો.'** કારણ સુંદરદાસ કવિ પણ શ્રુતિ જેમ પ્રભુને આત્માના ખાસ ને વિશ્વ માત્રના પણ પતિ કહે છે તેમ સમજાવી કહે છે.

જો હરી કો તજી આન ઉપાસત, સો મતિ મંદ ફજેતહિ હોહી;
જયું અપને ભરતારહિ છાંડી, ભઇ વ્યભિચારીની કામીની કોઇ
સુંદર તાહિન આદરમાન, ફિરૈં વિમુખી અપની પત ખોઇ;

બુડીમરે' કીન કુપ મોંઝાર, કહા જગ જીવતહે થક મોય.
બુડી શું મરે પ્રભુ પોતે શ્રીમુખે ગીતાજીમાં કહે છે—

**अहंहिसर्वयज्ञानां भोक्ताचप्रमुरेवच नतुमामभिजानंति तत्त्वेनातश्च्यवंतिते**

સર્વે યજ્ઞનો ભોક્તાજ નહી પણ માલીક પણ હુંજ છું, તેમ છતાં મને પુરેપુરો જાણતા નથી કે મારૂં ને મારે માટેજ વાપરવા તમને દીધું છે. તેથી તે પરિણામે પડે છે ? કયાં ! ખાડમાં કે વાડમાં ' અનુ મુળથી આડો, જુવે ન વાડ ખાડો.' પણ હવે સમજ્યા પછી તો સુંદરદાસના વચનમાંજ અમને કહેવું ઠીક પડશે કારણ તેમાં દ્રષ્ટાંત પણ ઠીક છે.—

'હોઈ અનન્ય ભજે ભગવંતહિ, ઔર કછુ ઊરમે નહિ રાખે;'
'દેવીરૂ દેવ જહાં લગહે' ડરકે તીનસું કબી દીન ન ભાખે;'
'યોગ હું યજ્ઞ વૃતાદિ ક્રીયા, તનકું તું નહિ સ્વપને અભીલાખે.'
સુંદર અમૃત પાન કીયો તબ, તો કહુ કૌન હલાહલ ચાખે.'

શ્રુતિ સમજી ચુકયા છીએ रसोवैसःरसंह्येवायं लब्ध्वाआनंदीभवति તેમાટે કહેવું—
'પદે ભેટાડો સ્વ સેવામાં લગાડો, વળે તોજ દહાડો.' પણ તે કોને ભેટાડે; ભેટવા આવે તેને ? ભેટ તૈયારતો કરે ! તેમાટે પદ કરી કહી રાખ્યું છે—

લાવણી " અધમીચ મહોબત તોડી" એ રાગ.

આ જીવનું અર્પણ વ્હાલા, તુજ પદમાં કરૂં છું;
તારોજ મૂળે તો છઊં, તે તુજ પદમાં વરૂં છું. આ જીવનું.
મન કર્મે વચને સ્વપ્ને, બીજું ના ચહુંછું,
તન ધન આયુષ તુજ કાજે, વાપરવા કહુંછું. આ જીવનું.
હું ને મ્હારૂં કરવામાં, બહુ કષ્ટો સહુંછું;
તું ત્હારૂં સાચવ, જૂઠો હક હું મુંકી દઊંછું. આ જીવનું.
કહ્યું તેમ ખરેખર કરવું, તુજ વશમાં લહુંછું;
અનુ તે સારૂ શીરનામી, દ્રઢ શરણું ગ્રહું છું. આ જીવનું.

કારણ શરણાગતિ જે કામ કરશે તે બીજા કશાથી નહીં થાય. તે માટેજ કહ્યું.
' ઝટ શ્રીરામ સ્વામી સુમારગે ગાડું પાડો ' કારણ શરણાગત વત્સલ તે અવતારમાં જેવા જણાયા તેવા બીજા કોઈ વેશમાં જણાયા નથી. પછી તે શરણ વરણ ગમે તેણે ગમે તે માટે કર્યું તોપણ તે ટુંકામાં થોડું યાદ કરીએ. એક દિવસ કરીને લખી રાખ્યું છે તે અહીં ઉતારી લઊં.

પદ. " બંસરી દીજીયે હો વ્રજનાર " એ દેશીનું રાગ કાફી.

દાસ થયો છું શ્રીરામ જાણી ખરા સુખ ધામ. દાસ. ટેક
છોડી વૈકુંઠ ધામ થયા નર સુર હિત સાર,
સહજ સંબંધે સકળ અવધ કીધું અતી પ્યારૂં;
રૂષી સારૂ ઊભા રહ્યા રાત દિવસ એક ઠામ,
પદ પરસાવી નારી ઉદ્ધારી કર્યું જાતકનું કામ. દાસ.

કૈકેયીના પ્રિય કાજ સુખે વનવાસ સ્વીકાર્યો,
ભીલ છતાં ભરદ્વાજ તુલ્ય પ્રિય મનમાં ધાર્યો;
દુઃખ દંડક વાસી તણું કીધું દૂર તમામ,
શબરીનાં બોરાં આરોગી આપ્યું અવિચળ ધામ.                    દાસ.
પિતા તુલ્ય ગૃધરાજ ગણી હાથેથી સાર્યું,
કપી પતિનું કાજ શરણુ થાતાંજ સુધાર્યું;
સાગર ઉપર ક્ષમા કરી શરણુ થયા જે ઠામ,
સૌની ના છતાં વિભીષણનું કર્યું લંકપતિ નામ.                    દાસ.
રાવણને પણ શરણુ થવા બહુ વિધ ચેતાવ્યો,
જયંત જેવો દુષ્ટ છતાં શરણું ધરી ફાવ્યો;
અવધ સકળ તારી દીધું એક વખત એક ઠામ,
**અનંત** તેથી તરવા માટે પ્રેમે ઠર્યો ગુલામ.                    દાસ.

આખી રામાયણ વાંચવાથી પુરૂં તો સમજાય પણ તેમાંનાં શ્રી મુખનાં એજ વચન અહીં બસ થશે. જે વચન ' એક વચન એક બાણુ '

**द्विश्शरंनाभिसंधत्ते रामोद्विर्नाभिभाषते**

તે શ્રીરામનાં છે કે જે વખતે વિભીષણ શરણ આવ્યા ને સૌએ ના પાડી ત્યારે પોતેજ શ્રી સુગ્રીવ મહારાજને આજ્ઞા કરી કે—

**विभीषणोवासुग्रीवो यदिवारावणःस्वयं आनयेनंहरिश्रेष्ट दत्तमस्याभयंमया**

હે વાનર શ્રેષ્ટ ! સુગ્રીવ ! વિભીષણ હોય કે ખુદ રાવણ હોય તોપણ તેને મારી પાસે લાવો ( ' પદે બેટાડો ને સ્વ સેવામાં લગાડો. ) કારણ તેની તેવી માગણી છે ને તે અહંકાર મમકાર કહાડીને આવ્યો છે તેથી ) મેં તેને અભય આપ્યું. અર્થાત્ રાવણ આવ્યો હોત તો તેને પણ અભય આપત, હજી આપું, કારણ ત્યાં પ્રકટ કહે છે કે,

**सकृदेवमपन्नाय तवास्मीतिचयाचते अभयंसर्वभूतेभ्यो ददाम्येतद्व्रतंमम**

' એકવારજ હે પ્રભુ હું તમારો છું એમ શરણ થવા માટે યાચે તો તેને સર્વ પ્રાણી માત્રથી અભય આપું એવું મારૂં વ્રત છે. ' રામનું વચનજ બસ છે તો આતો કહે છે કે ' વ્રત ' છે તે રામે કયાંહી ગયા નથી. ' ઘટ ઘટ ભીતર રામ રમૈયા ' ને તેથી તેનું વ્રતે ગયું નથી કારણ તેમાં વર્તમાન કાળ છે ને તે પુંઠે બીજા અવતારોમાં પણ એજ વ્રત સદા કાયમ જણાયું છે તેથી અમે પણ ચરણ શરણ વરણ ને પછી સેવન એજ માગ્યું. ને તેમાટે વિશુદ્ધ થવા પણ તેનેજ કહેવું. તેનીજ શરણાગતિ બીજા ધર્મ કર્મ નહીં.—

**' અહંકાર મમકાર કહાડો, પદે બેટાડો સ્વસેવામાં લગાડો. '**

પણ પછી કેમ વર્તવું ? તે માટે કંઇક દ્રષ્ટાંત જોઇએ કારણ નહીંતો—

**' અનુ મુળથી આડો, જુવે ના વાડ ખાડો. '**

તેથી કહ્યું કાને–' **શ્રીરામ સ્વામી ગાડું મુબારગે પાડો.** ' તે સારૂ તેમણે આ-

ગળથીજ જેમ પોતે 'શરણ્ય' રૂપ વેશ બતાવ્યો છે તેમ તેમની સાથેજ શરણાગતનો વેશ ભજવવા ઘણાને આણે છે તેમાં શ્રીભરતસુરી જેમ કૃષ્ણાવતારમાં 'નરનારાયણ' તેમ અહીં "રામ લક્ષ્મણ જાનકી જય બોલો હનુમાનકી" એમ છે તેથી તેમનુંજ ચરિત્ર તેનો થોડો સાર યાદ કરીએ. એટલે તે લક્ષમાં રાખી કહેવું ઠીક પડેછે કે—

**અહંકાર મમકાર કાઢો પડે બેટાડો, સ્વ સેવામાં લગાડો, વળે તોજ દહાડો.**

# શ્રીમત્ ભરત ભાગવત આખ્યાન.

**૫૬.**

**અહંકાર મમકાર કહાડો, પદે બેટાડો સ્વ સેવામાં લગાડો;**
**વળે તોજ દહાડો. અહંકાર. ટેક.**
**અનુ મૂળથી આડો, જુવે ન વાડ કે ખાડો, ઝટ શ્રી રામ સ્વામી,**
**સુમારગે ગાડું પાડો. પદે બેટાડો સ્વ સેવામાં લગાડો.**

કોની પેઠે—શ્રીમત્ ભરતસુરીની પેઠે; શું કરવું ? 'પદે બેટાડો સ્વ સેવામાં લગાડો' તે સેવામાં નહોતા લાગ્યા ? તે તો સ્વામી થવાના ઠર્યા હતા, સેવામાં કયાંથી લાગે. પણ તેમને તો અહંકાર મમકાર હતાંજ નહીં એટલે મૂળથી આડા પણ નહોતા, વાડ ખાડો ન જોઇ ચાલતા પણ નહોતા. પણ બેશક તેવાંનો સંગ દોષ સ્વભાવ સિદ્ધ સાત્વિકને પણ નડયો તો મારીતો શી ગતિ ! કારણ હુંતો જાતેજ આડો ને ઉભાંગડ જનાર છું, તે તેમ નહોતા; તેનું કારણ હતું. તેમના જન્મની કથાથી શરૂ કરવું જરૂરતનું છે. તેમ કરીએ ('શ્રીમત્ વાલ્મીકીના આધારે)—

**મરાઠી શાકી.**

અષ્ટમાંશ ચરૂ ભાગ રૂપથી કૈકેયી ને કુખ,
પ્રકટયા પાંચ જન્ય અવતારી ભરત ભાગવત મુખ્ય,
દશરથ ભુવને.........શું ન હોય જગ સુખ.

તેમની દેહજ કર્મના બંધન રૂપ નહીં પણ વિષ્ણુ રૂપ યજ્ઞ ભાગની ને આત્મા તો સાક્ષાત્ નિત્ય–સુરી–પ્રભુના પાર્ષદ તે પ્રભુની સાથે સેવા કરવા પૃથ્વીપર પધાર્યા તેને સંસારિક દુઃખ શું કામ હોય ? રાજાને ઘેર માનીતીના પુત્ર તરીકે જન્મ, ને શ્રીરામના સહવાસ સાથે સંસારમાં આવ્યા એટલે પ્રભુનો વિયોગ નહોતો ને તેથી પ્રભુ સાથે શ્રીસેવા ને જગ સુખ બેગુંજ પામે ગયા. પ્રભુના પ્રયાસે પ્રયાસ, પોતે તો ભોગવનાર પ્રભુ પ્રકટયા માટે પ્રકટયા. પ્રભુ રાજ પુત્ર તો પોતે રાજ પુત્ર, પ્રભુ જનક જમાઈ થયા તો પોતે પણ ત્યાંજ પરણ્યા—

નાના જનક કુશધ્વજ દુહિતા સતી માંડવી સાથે,
પરણ્યા પ્રીતે રૂડી રીતે સંગે ચારેભ્રાતે;
દશરથ તાતે.........લ્હાંણુ લીધી ત્રણુ માતે.

બધે પ્રભુનો પ્રયાસ ને પોતે તો ફળ ભોક્તા. વૈકુંઠ પેઠેજ વર્તન રહ્યું—

**भोगमात्रसाम्यलिङ्गाच्च जगद्व्यापारवर्जम्प्रकरणात्**

એ સૂત્રોમાં સિદ્ધ કર્યું છે. તેમ ભોગ માત્ર પ્રભુની સમાન જગતે વેપાર વિના એમ પ્રકરણથી જણાય છે કે, પરમ પદમાં જે સુખ નિત્યને મુક્તને છે તેજ ભરતસુરીને જગતમાં રહ્યું. પરંતુ સંસારમાં પ્રકટ થવામાં પિતાતો એક હતા, પણ માતામાં ફરક પડી ગયો ને તે માતા સુમિત્રા જેવાં સાત્વિક મૂર્તિ નહિ પણ રાજસી લોભી હતાં, એ કુસંગ પ્રબળ હતો. તેની શરૂવાતે માતા પક્ષ તરફથીજ થઇ. ને તે એજ કે તે પક્ષે જોર દેવાથી શુદ્ધ સાત્વિક પરમાત્માથી તેમને જુદા પાડયા એટલે હું તો જાતેજ ન્હારો છઉં તેથી બુમ પાડું છું કે—

**'અનુ મૂળથી આડો, જુવે ન વાડ ખાડો.'**

પણ ભરતજીને તો સંગે ઘસડયા, આડા ખેંચ્યા, ને તે ખાડામાં! કયાંના?

**અગ્રહ્ય.**

આવ્યા ત્યાં તેડવાને, ભરત સગુણાં ને, શ્રીયુધાજીત મામા;
શત્રુઘ્ને સંગ આવ્યા, પિતુ પદ પડીને, બેઉ આનંદ પામ્યા.
(એ ભૂલ થઇ)
દેખીને બેઉ લાલા, અતિ ઉર હરખ્યા, કૈકયે વૃદ્ધ કાળે;
(તેમણે સ્નેહે ફસાવ્યા)
મોશાળે મોજ માણે, કુવર ઉભયના, લાડ નાનાજી પાળે.
(ખાડમાં વાડમાં ફસાયા)

એટલે કુસંગથી અર્થાત એવુંજ થયું કે– **'અનુ મૂળથી આડો, જુવે ન વાડ ખાડો.'** પણ તે મહા પ્રતાપી પ્રભુના પ્યારા પડતાંજ જાગ્યા. પ્રભુએ સૂચક સ્વપ્નથી ઇશારાથી ચેતાવ્યા. જેથી એમ કહેવુંજ પડે કે– **ઝટ શ્રીરામ સ્વામી સુ મારગે ગાડું પાડો'**

**પદ "લાલન માટી ખાઇ" એ રાગ**

ઉઠયા ઝબકીને જાગી, ભરતજી ઉઠયા ઝબકીને જાગી;
એક દિવસ દુઃસ્વપ્ન આવતાં છેકજ નિંદ્રા ત્યાગી;
અહા! ઉઠયા ઝબકીને જાગી. ભરતજી.
જાગી ગયા સહુ કોઇ, વદી ન શકયા એ મોહી;
થોડીવારે દીધું રોઇ, મિત્રો સહુ રહ્યા જોઈ.
વાલો આડી તેડી કાઢી, ઘણીએ ગમત પાડી!
વૃત્તી ન કયાંહી લગાડી, બોલ્યા એ ઉભરો કહાડી.
આશ તાતની ત્યાગી. ભરતજી,

સ્વપ્ન સાચુંજ સૂચક હતું. અવધમાં અનિષ્ટ થયુંજ હતું તે ભરતનેજ માટે. કારણ તેમણે શ્રીરામ સેવા મુકી જગ સુખ વ્હાલું કર્યું, મોસાળમાં જઇ પ્રભુ વિના મોજ માણવા લાગ્યા, ત્યારે પ્રભુએ તે મોસાળનું મૂળ માતાદ્વારા એવીજ ગોઠવણ કરી કે તેમને પોતાના પિતાનુંજ સર્વસ્વ સંસાર સુખ સાંપડે. પણ એ ગોઠવણી અવળી હતી, પ્રભુને મુકીને અહંકાર મમકારવાળી પ્રભુની વસ્તુપર દાવો કરાવનારી, એટલે બધું આખર બગાડે તેમ ન થવા ભરતજીને તો ત્યારથીજ બાજી બગડેલી સમજાઇ. તે મૂઢ નહોતા, સુરી હતા. ઝટ સમજી ગયા, ભૂલ થઇ. મારે પડી, જો કે ભોગની ઇચ્છા તો તે થતાંજ ધર્મ કરતાં

પણ આગળ વધી ગયા, પ્રભુ આપે છે ત્યારે કયાં બાકી રાખે છે, પણ જ્ઞાની તો ચેતી જઈ તુરત તેથી ત્રાસે છે, ભરતજીને તેમજ થયું છે. માટે તો 'ભરત ભાગવત' એમ નામ રહ્યું છે પરંતુ ઈચ્છાએ એક વખત ભાવ જબર ભજવ્યો ને તે આ રીતે કે સ્વમનો ગોટાળો હૈયામાંથી હેઠો નથી બેઠો; ત્યાંતો—

આવ્યા ત્યાં અવધ જન, તેડવા ફીકે વદન;
વ્હેમ ઘણો પડયો મન, નિકળ્યા જવા વતન;
અપ શુકનો એ ભાસે, આવ્યા જ્યારે પુર પાસે;
લાગ્યું જાણે ખાવા ધાશે, ત્યારે છેક છોડી આશે;
સ્વમ સાચું એ ભૂલ ભાગી. ભરતજી.

કોઈએ તેમને ખરી વાતની ખબર ન આપી પણ તેમને સ્વમપરથી તાત વિષેજ વ્હેમ પડયો હતો, તેથી પુરમાં પેસતાંજ—

પદ "એસી ચતુર નાર" એ રાગ.

ધસ્યા તાત ધામ, દીઠા નવ તે ઠામ, તવ માત પાસ, ગયા હતી હામ;
તે પણ સકામ, ઉઠી આવી ભેટી રીઝી. ધસ્યા. ( કારણ તેનું તો ધાર્યું થયું હતું)
વદ્યા વદો માત, કયાં છે મારા તાત, બોલી લોભી ન ડરી, હૃદય સાથ;
થયા માત સુણતાં, ઢળી પડયા ગયા સીઝી. ધસ્યા.

તેણી તો વધામણીના રૂપમાં વધુ કહેવાની હતી–કારણ તાત ગયા વિના તે વાત બને તેમજ નહોતી. એટલે ઠંડે પેટે આ વચન કહ્યું **यागतिःसर्वभूतानां तांगतिंतेपितागतः**

જે ગતિ સર્વ ભૂતની, તેજ ગતિએ તારા પિતા ગયા છે. કાંઈ નવાઈ નથી થઈ પણ તને રાજ્ય મળ્યું એ નવાઇ. એમ તેણીને કહેવાનું હતું. કારણ એવડા મોટા જોખમે એ તેની ફતેહ હતી. પતિના જોખમે પુત્રને રાજ્ય હતું. પણ પુત્રતો શુદ્ધ સાત્વિક હતા. જરા ભૂલ માત સંબંધે થઇ તેનું આ પરિણામ કેવડું આવ્યું છે તે હવે જાણે છે. પ્રભુને મુકી સંસાર સુખ ચહ્યું ને પુરૂં મળ્યું પણ તેમણે કેવું લહ્યું ? તેતો કહે, પિતા ગયા તો રામના, મારેતો પિતા છે. તે કોણ ? જે કહે છે કે—**पिताहमस्यजगतो माताधाता-पितामहः** તે હવે પિતા ગણુશે શું માતા પણ તેનેજ ગણવા પડશે ? કારણ પુરૂં નહોતા સમજ્યા ત્યાંસુધીતો એટલુંજ બોલ્યાં કે—

બોલ્યા ફરી જાગી, નથી હું અભાગી, પિતા રામ ગણું ને, બણું સભાગી;

**योमेभ्रातापिताबंधु र्यस्यदासोस्मिधीमतः**

એ વાતની માતાને શી સમજ પડે! તેની તો રાજસી દ્રષ્ટી. સાત્વિકને જ્ઞાની તે સ્વરૂપ સમજે કે આત્મા પ્રભુના દાસજ છે પણ તેણે તો આત્માને સ્વતંત્ર ગણ્યો અહંકાર મમકારવાળી હતી ને તેવા તેમને કરવા ચહ્યું ને ભરમ ખરા મનથી બોલ્યો તેવી.

સુણી બધી વાત શું હા ગયા પછી ખીજી. ધસ્યા.

તે પણ જેવા હતા તેવા ખુલ્લા પ્રસંગ આવતાં પરખાઇ ગયા—

ન હું ચાહું રાજ, ગણું દુખનો સાજ, તેડી લાવું રામ, કરૂં ધાર્યું કાજ;
વધારૂં હું દાઝ તારી, એને સેવી રીઝી. ધસ્યા.

આ મૂળ શ્રીભરતસુરીના શબ્દો—

अहंहिपुरुषव्याघ्र नपश्यनूरामलक्ष्मणौ केनशक्तिप्रभावेण राज्यंरक्षितुमुत्सहे

રામ લક્ષ્મણના બળથીજ હું બળી, તે વિનાનું રાજ્ય કરવા કેમ ઉત્સાહ થાય! શક્તિ કયાં? પોતામાં કાંઇજ શક્તિ નથી એમ નથી; પરંતુ તે જેવી રીતે કૈકયી ચાહે છે તે રીતે વાપરવાની એટલે પોતાનાજ સુખ માટે, રામનું તેના વિના આવી રીતે મેળવેલ કબજે કરી ભોગવવા માટે બીલકુલ શક્તિ નહીં વાપરૂં. અર્થાત્—

अथवामेभवेच्छक्ति र्योगबुद्धिबलेनवा सकामांनकरिष्यामि त्वामहंपुत्रगृद्धिनीं ॥

અથવા મારામાં બુદ્ધિ બળના યોગે શક્તિ હોય તોપણ શું? તને પુત્ર લોભણીને હું સકામ નહીં કરૂં. તે આ રીતે—

निवर्तयित्वारामंच तस्याहंदीप्ततेजसः दासभूतोभविष्यामि सुस्थितेनांतरात्मना ॥

રામને વનવાસ ગયા છે ત્યાંથી પાછા તેડી લાવીશ, ને પછી તે દિવ્યકાંતિથી પ્રકાશિત–પરંજ્યોતિરૂપ પરમાત્માનો–હું જીવ દાસ ભૂત થઇશ, તે કેવી રીતે? અંતરાત્માથી નિરાંતવો થઇને–શરીર શરીરી ભાવથી–જે સ્વરૂપાનુંરૂપ છે અને ઊત્તમોત્તમ વાત પણ જીવને માટે એજ છે. શ્રીકૃષ્ને અર્જુનને જે થવા સમજાવ્યું તે આ પોતાની મેળેજ કરી બતાવવા આતુર થયા. એટલે ગીતાજીના વચન—

योगीनामापिसर्वेषां मद्गतेनांतरात्मना । श्रद्धावान्भजतेयोमां समेयुक्ततमोमतः ॥

એ રીતે સર્વ યોગીમાં શ્રેષ્ટ યુક્તતમ થવું એ અંતરાત્માથી શ્રીહરિને સેવવા એજ મનોરથ કર્યો. તે એવો સુદ્રઢ કે જે કદી ફર્યોજ નહીં. કારણ તે કહેવાનોજ નહોતો. રાજ્ય લેવા જે લોકોએ દબાણ કર્યું તે બધાનાંજ મન ફેરવી પોતે ઊપડયા! કયાં!

પદ "બન ગયે બેદ" એ રાગનું.

ભરતજી સીધાવ્યારે, કશું કરવાને, ટેક.
ક્રીયા કરાવી શાંત ઠરાવી, સૌએ બહુ સમજાવ્યા;
પણ નિજ નિશ્ચયથી ન ડગીને, સૌને સ્વસંગ તૈયાર કરાવ્યા. ભરતજી.

એવા જબર ભાગવત કે સૌ તેમને ઢસડવા વળગ્યા, રાજ્ય ખાડ ને મોહવાડમાં નાખવા, તેમાં પોતે ન પડતાં પોતાના અગાધ પ્રેમ બળથી સૌને હરાવી પોતે ઊઠયા સૌને પોતા સાથે ખેચ્યા. બેશક તે વેળા પણ પોતાની પરતંત્રતા કાંઇ ભૂલી ગયા નહીં. શ્રીરામ–ના ઉપર હું મારી ઇચ્છા પ્રમાણે અમલ કરીશ–એમ તેમણે ન માન્યું પણ પોતાની ઇચ્છા પ્રમાણે પોતે તો અમલ કરવોજ, એવો દ્રઢ નિશ્ચય કર્યો; ને તે શ્રીવશિષ્ટ આગળ આ રીતે જણાવ્યો કે—

यदिमात्राकृतंपापं नाहंतदपिरोचये इहस्थोवनदुर्गस्थं नमस्यामिकृतांजलीः ॥

માતાના પાપને લઇને તેનો સંબંધી ગણી મારૂં તે નહીં માને તો શું? તે મોટા છે પણ હું તો તે વનદુર્ગમાં રહેલાને અહીં રહ્યો રહ્યો પણ નમનજ કરે જવાનો, ને તે જાણે પાસે હોય તેમજ હાથ જોડીને. કારણ અરે મારૂં શું સ્વરૂપ? હું કોણ!

कथंदशरथाज्जातो भवेद्राज्यापहारकः राज्यंचाहंचरामस्य धर्मंवक्तुमर्हसि ॥

રામના રાજ્યનો પડાવનારો હું થાઉં? હું કોણ? દશરથનો જાયો. એટલે–જે

દશરથે રામના વિયોગ માટે રાજ્ય તો શું દેહ પ્રાણ પણ તજ્યાં તેનો પુત્ર થઇને તેજ રામનો વિયોગ સહીને તેનું રાજ્ય હું ભોગવવા કબજે કરૂં ? તેમ બની શકતું નથી. બીજાનું હરવું ચોરવું તે મહાપરાધ. એ સુખે નજ ભોગવાય. તે વળી કોનું ? રાજ્ય જે રીતે રામનું તેરીતે હુંપણ રામનો. એજ ધર્મ-મહર્ષી આપથી પણ તેમાં ના નહિ પડાય. અરે ધર્મ બોલે તેતો એમજ કહે કે હુંને મારૂં તે મારે માટે નહીંજ-તેતો તેને માટેજ ને તેથીજ તે અમે સમજી લઇ કહ્યું.

**અહંકાર મમકાર કહાડો, પડદે ભેટાડો, સ્વસેવામાં લગાડો, વળે તોજ દહાડો.'** તેમાટે પોતે પણ પ્રયાસ કરવો જોઇએ. હું તો-'**અનુ મુળથી આડો, જુવે ન વાડ ખાડો.'** પણ એ એ સત્ય કયાંથી સમજ્યો. આવા મૂળથી, વાડ ખાડાના વાકફ દીવ્ય ભાગવતના આચરણથી અવતાર ચરિત્રથી તે બોલ્યા—

**राममेवानुगच्छामि राजासद्द्विपदांवर त्रयाणामपिलोकानां राज्यमर्हतिराघवः ॥**

હું રામની પાછળ જઇશ. જાઊંછું, તેનો અનુચર થાઊંછું, તેની ઇચ્છા પ્રમાણે તે ચાલે તેની પછી તેની ઇચ્છાને અનુસરવા મારી ઇચ્છા કરી અમલમાં મુંકું. કારણ મને લાભ એથીજ છે. કેમકે તે બે પગવાળાંનો મોટો રાજા-રંજન કરનાર છે તે બે પદથી ચાલનાર થયા છે તે બીજાને બે પદે કેમ ચાલવું તે ચાલી બતાવી તેમાં તેમને ખુશ રાખવા છતાં હું બીજી રીતે કેમ વરતું ! અરે હું શું ત્રૈલોકયે તેના રક્ષણ રાજ્યનું સુખ લે તે સારૂ ત્રૈણે લોકોનું રાજ્ય તો એ રાઘવનેજ ઘટે છે. પરંતુ તેટલી બધી તસ્દી જાતે તે લે કે નહીં. લેતા હશે તો શી ખબર ! યોગ્ય તો એમજ છે. પણ હાલ પોતાના વશમાં છે તેટલાના રાજા કરવા તો યત્ન શરૂ કરે તુરત—

શ્રીરામ સુખથી આવે, માટે રસ્તા સાફ કરાવ્યા;
સેન પ્રજા મંત્રી માતાઓ, સંગેજ લઈ જવામાં અંત ફાવ્યા. ભરતજી.

તે છેક કૈકયી સુધાંતને કારણ આખી વસ્તીમાં વિમુખ તેજ રહી હતીજ. એટલે જ્યાં શ્રીભરતસુરી સત્ય પોકાર્યા કે તે સાંભળતાંજ—

**तद्वाक्यंधर्मसंयुक्तं श्रुत्वासर्वेसभासदः हर्षान्मुमुचुरश्रूणि रामेनिहितचेतसः ॥**

તે લોકો-સભાસદો પણ બધાજ આવું ધર્મયુક્ત વાકય સાંભળી હર્ષાશ્રુ વરસાવવા લાગ્યા. એવા રામે તેમને રંજીત રાજા થયા અગાઊજ કરી લીધા છે, કે આ વખતે રામમાં ચિત્ત મુકેલા તે સર્વ આ વધાઈ જેવો પ્રયાસ ભરત શ્રીને ખરાબ નથી કરતા જોતાંજ રામનું ધણીપણું પોતાના પર કાયમ કહેશે. રહ્યુંજ-કેમકે ભરતે ઠરાવ્યું એટલે કર્યું, દાવાદાર એજ હતા. એ જાણી રાજી રાજી થઈ ગયા ને ખુલ્લા પરખાયા અને તે આ રીતે કે—

સર્વ પ્રસંન ધન્ય થઈ, નિકળ્યા ભરત અતિમન ભાવ્યા;
કયારે વ્હાલારામ નિરખશું, એજ વિચારે ઉમંગ ઉભરાવ્યા. ભરતજી.

એવું બધું શ્રીરામમાં શું હતું તે પ્રકટ કરે છે. મનોરથ બહાર પાડવા હાશને તે આ રીતે કે—

**मेघश्यामंमहाबाहुं स्थिरसत्वंद्रढव्रतम् कदाद्रक्ष्यामहेरामं जगतःशोकनाशनम्. ॥**

**मेघश्यामं**—ત્રિતાપથી તપેલાં માટે-માટે મેઘ તે દ્રષ્ટીની વૃષ્ટીથી રૂપથીજ તે મેગા ગુણુ

**महाबाहुं**—આપવામાં થાકે નહીં બધેજ પહોંચી વળે એવા બાહુ વાળા.

**स्थिरसत्वम्**—ક્ષમાસાગર કદી સ્વસ્વભાવ ખુબી ન મુકે. પ્રજા બધી બે ગાઉજ પુંઠે જઇ પાછી પુરમાં પેશી ગઈ હતી છતાં ફરી જશું તોએ તેતો તેવાને તેવા કૃપાળ જણાવાના. જાણે એ નબળાઈ પ્રજાએ બતાવીજ નહોતી.

**द्रढव्रतम्**—કારણ તે દ્રઢવ્રત છે. વ્રત લીધું પછી મુકતા નથી. સ્હામો ગમે તેમ વરતીને પણ તેનું વ્રત મુંકાવવા સમર્થ નથી, તો પછી તેનો લાભ લેવામાં જેટલી વાર થાય તેટલી હાની, બલકે ત્યાંસુધીજ હાની છે એમ સમજી કહે છે એવા રામને ક્યારે નીરખશું ? તેથી શું થશે ! તે રામ રમનાર રમાડનાર રમી રહેલો એવો—

**जगतःशोकनाशनम्**—જગત આખાના શોકનો નાશ કરી નાખે એવો છે. ત્યારે તેમ કેમ થતું નથી ? પોતાના ઘરબાર છોડી તેનેજ ધણી કરવા તે તેના વિના પોતાને દુઃખી માની તેની પુંઠે જે જગત જન નથી ધાતાં તેમનું દુઃખ બન્યુ રહે છે. માટેજ કહ્યું કે " **પડે ભેટાડો સ્વ સેવામાં લગાડો** " કારણ તેના જ્યાં દર્શન થયાં કે તે અનુભવી લોકો કહેછે

**दृष्टएवहिनःशोक मपनेष्यतिराघवः नम्यःसर्वस्यलोकस्य उद्यन्निवसभास्करः**

દીઠા કે આપણાં દુઃખ દુર થયા ગણો, કોની પેઠે સુરજ ઊગતાંજ અંધારૂં જાય તેમ એવા પ્રેમી હતા તેથીજ પુંઠે પણ રામ સાથેજ શ્રી વૈકુંઠમાં તે સહુ વિચર્યા. કેમ ન વિચરે ! જ્યાં શ્રી ભરતસુરી જેવા શિષ્ટ તેમના આચાર્ય ! આચરણ કરી બતાવવા અવતર્યા હતા. જુવો તેમણે આગળ શું કર્યું ? લોકોતો માત્ર ચાલ્યાંજ પણ તેમણે તો પહેલેજ મુકામે--

### ભુજંગી.

મળ્યા માર્ગમાં ગુહ તેથી લહીને, જટા બાંધી પોતે પ્રતિજ્ઞા ગ્રહીને;
વિચારો ભરદ્વાજ પાસે જણાવ્યા, પ્રભુનો પતો પાંમતાં મોદ લાવ્યા.

ત્યાં પ્રભુના જનને માર્ગમાં મળ્યા, કે તેથી એ રળ્યા કે પ્રભુને પ્રિય વેશધરનાર ઠર્યા. ને તે વેશ તે ભજવવા પ્રતિજ્ઞા પણ ત્યાંજ કરી. કે આગળ મહાસંત શ્રી ભરદ્વાજનાં દર્શન ! ઉત્તરોત્તર કામ ચઢતું જાય ! જે પ્રભુને મળવા મન કરે તેને પહેલા પ્રભુજનો મળે, એક મળ્યા, તેથી પ્રભુ પ્રિયવેશ થયો. વધુ આગળ ચાલ્યા, એટલે તેથી જબર બીજા મળ્યા, તેમના પ્રતાપે વળી પ્રભુને સાક્ષાત મળવાનો ખરો માર્ગ મળ્યો; પછીતો પ્રભુ મેળવવા કેમ મોળા રહે ? એ કાંઇ અનુ હતા કે જે.

**'અનુ મુળથી આડો, જુવે ન વાડ ખાડો,'** 'ને કહેવું પડે'
**'ઝટ રામ સ્વામી, સુમારગે ગાડું પાડો.'**

શ્રી રામ સ્વામીને કહીએ પણ તે આપણને દેખાતા નથી છતાં શી રીતે આપણું કહ્યું જાણશે ? કહ્યું શું, તે ઉરમાં ચહ્યું પણ જાણે છે, એવું કે જેવું બીજું કોઈ જાણતું નથી. જુવો આ પ્રસંગમાંજ તે વિશેની ખાતરી શ્રી લક્ષ્મણને આવી ને એવો પ્રસંગ બનવાથી કે--

**ટીંકી.**

સેન ભરતતણું આવતું વિલોકી, વદ્યા લક્ષ્મણ અવળું સમજી ચોકી;
હાલ હાલ દર્શે શરથી સહુ રોકી, હણું ભરત ઘોની શાસન શુભ શ્લોકી.

કારણ તે સમજ્યા કે રાજ્ય પડાવ્યા છતાં હજી પુંઠ મુંકતા નથી તે કનડવા આવે છે તેથી તેમના તે વેળાના આ શબ્દો છે કે—

**यन्निमित्तंभवान्राज्या च्चुतोराघवशाश्वतात् ॥**
**संप्राप्तोयमरिर्वीर भरतो वध्य एव मे ॥**

અહીં શ્રી લક્ષ્મણજીનું પણ "અહંબ્રહ્માસ્મિ" જ્ઞાન જોવાનું છે, કે રામનું તે પોતાનુંજ પોતેજ જાણે રામ પોતાનુંજ જાણે પડાવ્યું શું? શાશ્વત રાજ્ય પિતાએ જે પડાવી લીધું તેનું કારણ આ ભરત તે શત્રુ થઇને બહાદુરી બતાવવા આવે તો તે મારાથી મરવોજ જોઇએ. આ રીતે શ્રીરામથી ઐકયને લીધે કહે છે, પણ તે અતિ પ્રીતિ પરવશતાથી. ને તેમાં પણ ( પોતાના રામ માટે ) તે સંસાર સુખના મોહને લઇને તેથી સત્ય ન કળી શકયા. પણ રામ તે રામજ. તે અંતર્યામી સર્વજ્ઞ છે એ સિદ્ધજછે. અહીં તેજ સિદ્ધ કરે છે બલકે તદુપરાંત કેટલા ભલા છે તે પણ સમજાવે છે.

**પદ 'અચરા પકર" એ રાગ.**

શ્રી રામ કહે ધર ધીર વીર, ભ્રાતા ભરત ભણી ન એવો બણ. પ્યારા લક્ષ્મણ. ટેક.
કહે રાજ્ય નિમિત્ત, તો મેં કહ્યું કે ખચીત, દેશે ભરત સપ્રીત તને કરી અરપણ;
નવ ભરત ભણી તું એવો બણ. પ્યારા લક્ષ્મણ.

ભરતનું હૃદય શ્રીરામે લક્ષ્મણજીને પોતા પ્રત્યેનું બતાવ્યું, બલકે શ્રી લક્ષ્મણજી પ્રત્યેનું પણ બતાવ્યું, ને સમજાવ્યું કે રાજ્ય એ મોટી વાત તું ગણીશજ નહીં. મને કદર છે તે પ્રેમની, નહીં કે પદાર્થની! માટે મારે સારૂ તારે પ્રીત દરશાવવી. તે મારા જેવા થઇને. હું પ્રેમ ચહું છું, પદાર્થ નહીં. ભરત પણ તેવોજ છે ને તેથી તું પણ તેવોજ થા. છતાં રાજ્યમાં મન રહેતું હોય તો તે લઇને સુખી થા. પણ અવળે રસ્તે ન દોરવા જરા સ્વજન ભૂલે કે 'ઝટ રામ સ્વામી સુમારગે ગાડું પાડો' એવો સ્વભાવજ છે. લક્ષ્મણજીનું ઠેકાણે પડયું. તે રૂબરૂ છતાં જરા ભૂલ્યા પણ ભરત તો ભૂલીને સુધર્યા હતા એટલે હવે તો રામે હૃદય વાંચ્યું તેમજ હતું. તેને રામનીજ કદર હતી, નહીં કે રાજ્યની, તે કેવી?

**ધનાશ્રી.**

ભરત મનોરથ કરે, માર્ગમાં ભરત મનોરથ કરે;
અનુજ સંગ ઉચરે, માર્ગમાં ભરત મનોરથ કરે, ટેક.
આ વન થયું હવે અતિ પાવન, જ્યાં શ્રીરાઘવ ફરે. માર્ગમાં.
ચિત્રકોટ ગિરિરાજ સભાગી, જે પર શ્રીવર ઠરે. માર્ગમાં,
( હજી યાત્રા સ્થળ ગણાય છેજ. )
લક્ષ્મણ ધન્ય ધન્ય સીતાને, જે સંગે સંચરે. માર્ગમાં.
( બધે મૂર્તિમાં પણ પુજાય છે. )

પેલી પર્ણકુટી પ્રિયતમની, ચીર ધ્વજા ફરફરે. માર્ગમાં.
અપરાધી અપવાદી પડીશ પદ, ત્રૈણેને વિણુ ડરે. માર્ગમાં.
( હાલે જગત પદે પડે છે. )

ત્રીજા લક્ષ્મણને પણ કારણ તે સેવામાં જોડાયા તેથી પુજ્ય થઈ ગયા તેમનો મનોરથ '**પદે ભેટાડો, સ્વ સેવામાં લગાડો, વળે તોજ દહાડો.**' પદે ભેટીને શું? એજ

**यावन्नचरणौभ्रातुः पार्थीवव्यजनार्चितौ शिरसाधारयिष्यामि नमेशांतिर्भविष्यति॥**

'**અહંકાર મમકાર કહાડો,**' તે તો ગયા. હવે "પદે ભેટાડો, સ્વ સેવામાં લગાડો."

તે કેવી કે ભાઈના ચરણો છત્ર ચમર રાજ્યચિન્હ થઈ રહ્યાં હોય તે હું મારે શીરે ધારણ કરૂં, શાંતિ તો ત્યારેજ થવાની, ત્યાંસુધી નહીંજ. ભરતસુરીનો મનોરથ શ્રીરામ રાજા થાય ને પોતે નિચે પગ પાસે બેસીને શીર્ષ ધરે તેમ હતો. પણ તે હાલ બને તેમ નહોતું. એટલે ભગવાન અને ભાગવત એકેનો સંકલ્પ અફળ નથી. તેમ પ્રભુ બેઉ સંકલ્પ પરસ્પર વિરૂદ્ધ છતાં રસ્તો કહાડશે એવા સમર્થ છે, તેમાં વિરોધવાર નથી કહી શકવો તે પ્રભુ સર્વ શક્તિમાન મહા ચતુર છે ને તેથીજ મારૂં ગમે તેવું છે—

"અનુ મુળથી આડો, જુવે ન વાડ ખાડો." ( તો પણ કહ્યું )
"ઝટ શ્રીરામ સ્વામી સુમારગે ગાડું પાડો."
"પદે ભેટાડો, સ્વ સેવામાં લગાડો, વળે તોજ દહાડો."

હું તો ખોટી રીતે ઝટ કહું છું. પણ તે શા ઉપરથી, ભરતજીના આચરણ ઉપરથી ઉરમાં એ વિષયની કેટલી ત્વરા જોઇએ, આતુરતા જોઇએ ! જુવો આંહીં—

**ઉપેન્દ્રવજ્રા છંદ.**

ચઢે જતા ને ઉચરે જતા એ, ન માર્ગમાં ખોટી જરી થતા એ;
દીઠી ધણી પર્ણકુટી રૂપાળી, વળી વિશે ધાઈ ધશ્યા સુચાલી.

એવા ઉતાવળ માટે સુચાલી અથવા ખરામાર્ગપર માટે સુચાલી પણ સાચી ત્વરા આતુરતા પૂર્વક થાય, ને પ્રભુ તરફ એક પછી બીજા સંત શિષ્ટના બતાવ્યા પ્રમાણે ધાય, તો પ્રભુનો સાક્ષાત્કાર થાયજ. બલકે તે વેળા પ્રભુ કેવા રીઝેલ જણાય? જેવો આપણો ઉત્તમ ભાવ ! ! જુવો શ્રીભરતસુરીને કેવાં દર્શન ને તે પુંઠે કેવા શ્રીરામ પ્રસંન જણાયા !

**પદ "લાગી છબી નાથની" એ રાગનું.**

ભાળી છબી રામની મનોહારી, સીતા લક્ષ્મણ પાસ છે;
આસને ઝગે જટાધારી, ભાળી છબી રામની અતિ પ્યારી.

કીરીટથી તો ઝગે પણ જટાધારી છતાં અલૌકિક છટાથી ઝગે છે. એજ સ્વાભાવિક ખુબી ! કેવી !

તેજ વિધી શરીર, ધાર્યા અજીનચીર, જોતાજ છોડી ધીર, વહ્યાં નયને નીર,
હે ભ્રાત પુજ્યનિક, હે નાથ ! પ્રાણાધિક ! બોલ્યા મને છે ધિક્ક ! પાપી ન કો અધિક;
આવ્યો શરણે પુકારી, પડું પદે પ્રાણ વારી, નાથની છબી પ્યારી; એ રીતે.

"અહંકાર મમકાર કહાડો પદે ભેટાડો" તે તો બન્યું કેવું ખુબી ભરેલું ? તે જુવો.

**હીંડી.**

ધાઇ રઘુવીરે ઝટ લીધા ઉપાડી, દાબી ઉરથી ઊરની પીડા પતાડી;
ઉભા જોડી હાથ ભરતજી અગાડી, લહ્યું સહુ વૃતાંત જે વિત્યું પછાડી.

હવેજ શ્રી ભરત ખુલ્યા. માતા પાસે પણ તેટલા નહોતા ઊઘડયા. ખુલેજ કારણ **મિદ્યતેહૃદયગ્રંથી** ઈત્યાદિ વચન પ્રમાણે શ્રી રામનો સાક્ષાત્કાર આવા સ્નેહ પૂર્વક આ દેહમાં આવ્યા પછી આજેજ થયો. ને તેવો તેમણે ભજવ્યો શું વર્તન તે વખત કર્યું ! કેવા ભાવથી તે વખતે પદમાં પડયા હતા. શું કહ્યું શું ચહ્યું. ટુંકામાંતો એજ " સ્વ સેવામાં લગાડો " પણ કેવી રીતે અહંકાર મમકાર કહાડીને ? તે જુવો.

**પદ. " નાગર નટરે " એ રાગનું કાલીંગડો.**

અહા કોણ કરશે ? ધન્ય કોણ કરશે ! શ્રી ભરતે કીધું એવું. ટેક.
નવ રાજ્ય ગ્રહ્યું ચહ્યું દેવા, સજ ન થયા રાઘવ લેવા;
પૃથ્વીપર તવ પડી રહેવા, ધર્યું વ્રત કેવું શ્રી ભરતે કીધું એવું.

( પોતાનો ધાર્યો માર્ગ નીકળે નહીં તે એજ ' અહંકાર મમકાર કહાડો, પદે બેટાડો, સ્વસેવામાં લગાડો. ' ત્યાંસુધી ન ખાવું, ન પીવું, શું ત્યાંથી ઉઠવુંજ નહી, ઉઠવું તો શી શરતે, શી સેવા માગી ? )

રઘુપતિ સાટે વનવાસે, ચૌદ વર્ષ રહેવા આશે;
ધરી શીરે જટા ઊલ્લાસે, ચહ્યું પણ લેવું. શ્રી ભરતે કીધું એવું.
દેવોએ જોઇ રહ્યા એ, આવું ન કોઇથી થાએ,
વનવાસ રામનો ચાહે, તેથી ઠર્યું તેવું, શ્રી ભરતે કીધું એવું.

( ભરતજીના મનોરથ આડા દેવ પડયા. કારણ તેમનો સ્વાર્થ શ્રી રામના વનવાસથી સરવાનો તે મ્હોંએ આવ્યો કોળીયો પાછો જવા પ્રસંગ શ્રી ભરતજીએ તો આણ્યો )

**ततस्त्वृषिगणाः क्षिप्रं दशग्रीववधैषिणः । भरतंराजशार्दुल मित्युचुः संगता वचः ॥**
**सदानृणमिमंरामं वयमिच्छामहेपितुः अनृणत्वाच्चकैकय्याः स्वर्गंदशरथोगतः ॥**

રાવણનો ઝટ વધ થાય એમ ચાહનાર રૂષીઓ કહે રાજ્યતો ભરતનેજ રહે. કેમકે હે રામ ! આપના પિતાનું વચન પાળવું જોઇએ. કૈકયીનું તે ફળ કે તે નાથને મુક્ત થવાથીજ સ્વર્ગ પામ્યા છે. અર્થાત્ પાછા એ વાત રદ થઈ તો તે પાછા પડશે તો પૃથ્વીમાંથી તો દેહ ગઇ ને સ્વર્ગથી પણ પડશે તો તેમની ગતિ શી ! આ રીતે દેવ રૂષી દ્વારા ફેસલો આવ્યો. હરિજન રાજ્ય ન ચાહે તેને પરાણે ગળે પડી આપે તે આમાં પણ સાચા તે સાચાજ તે તો જે માગતા હતા તે એજ કે " હુંને મારૂં એ વાત જાય " તેથી બોલ્યા—

**ગરબી " શરીર તજુ તવ શ્રીવર " એ રાગની.**

ભરત વદ્યા ગળગળતા, રામા મ્હારી ગાળ ઉતારો;
એક વખત હે કૃપાળુ, સ્વરાજ્યને આપ સ્વીકારો.
થયું આપનું કે પછી ફિકર નથી.
સોંપશો જેને, સેવા એ તેને, ગમશે અને, ઠરશે વૈભવ એ તમારો. ભરત.
એવું ઉચરી પડયા પાછા પ્રિય પદમાં.
વળગી રહી, ફરીથી કહી, કરથી ગ્રહી, આણ્યો સ્વ વિપત્તિનો આરો. ભરત.

( સાચો ભાવ ને સાચી શરણાંગતિથી રસ્તો નિકળેજ છો દેવ રૂષી સ્હામા હો તો પણ શું?)

**પદ " બેઠા શું રે આંહી " એ રાગ.**

વધા રઘુરાય વધા રઘુરાય. ભરતનેરે બેસાડી અંક માહ્ય. વધા.
સફળ થઇ શરણાંગતિ અંતે કરતાં સરવસ દાંન. મળ્યું લક્ષ્મીસમ માન. વધા.
શ્રીઅંગના અંકના સ્પર્શે શું ઊભર્યો આનંદ. ! ગયાં સહુ દુઃખદ્વંદ્વ. ! ! વધા.
કહ્યું જાઓ સહુ સાથે પાછા, ચલવો ન્યાયે રાજ્ય. સહાય મંત્રી સમાજ. વધા.
પિતુ શાસનસમ બેઉ વરતીએ, જાઓ કૈકયી સાથ, ગણજો વ્હાલી માત. વધા.

એ કૈકયી તરફની પ્રભુની કૃપા વિલોકીનેજ મન થયું ને કહ્યું કે—

**અનુ મૂળથી આડો, જુવે ન વાડ ખાડો, ઝટ રામ સ્વામી, સુમારગે ગાડું પાડો**

પરંતુ ભરતજીને શું ? 'અહંકાર મમકાર કહાડયા પદે બેટાડયા.' એટલે હવે ભરતજીએ એજ માગ્યું જે બાકી રહ્યું છે.

**પદ " મોહની લગાડો " એ રાગ.**

વધા ભરત ત્યારેરે, બોલ્યા ભક્ત પ્યારેરે;
આજ્ઞા સમજી મમત તજીને, શોચી સુપ્રકારેરે. વધા.

સ્વ સેવમાં લગાડો એમ કહેવું ને પછી ત્યાંજ કંઇ સેવા તે ચાહતાં સ્વતંત્રતા બતાવવી, એ સેવા કયાં રહી ! એતો પોતાની મોજ–ઇચ્છા થઇ ! સેવા તે પુરી 'જેમાં જેમ ધણીની મરજી' ને તે પૂરણ પ્રસંન્નતા પૂર્વક ઊઠાવવાની તૈયારી ! ખરી પરતંત્રતા ? ખરી સેવા ! અહંકાર મમકાર ખરા ગયા ને સેવામાં લાગ્યાં ! ત્યારે ગણાય. તેથી બોલ્યાજ !

સ્વામી શાસન શીરષા ધારી, જઇશ અયોધ્યા લઇ સહુ સ્વારી;
પણ નહીં બેસું આસન માથે, નહીં પેસું નગરીમાં જાતે. વધા.

અહંકાર મમકાર કાઢયો તે કાઢયોજ. તેને તો અડવા ના કહીજ, બલ્કે તે ફરીને અભડાવે નહીં માટે ' પદે બેટાડો ,' ને જીવન ચાલે માટે ' સ્વ સેવામાં લગાડો. ' તે આ રીતે—

કનક ભૂષિત પાદુકા તમારી, દ્યો કરૂણા કરી પદમાં ધારી;
યોગ ક્ષેમની એ દેનારી, એજ પાળશે પ્રજા તમારી. વધા.

શ્રીરામ કાંઇ તાબેદાર નથી કે સદા સંગ રહે કે કદીએ તેમ સંગ રાખે ત્યારે રસ્તો એજ કે આપણને જે પોતાના પ્રતિનીધિ તરીકે આપે તે એ પોતેજ ' મૂર્તિ ' પણ એજ તેમાં પણ 'ચરણ'ની પાદુકા 'ચરણ શરણ થવાનું સ્થાન તેનીજ પ્રતિનીધિ તે' પહેરીને આપો 'એટલે આ કામ સારૂજ મારી સેવા સારૂજ આ વાહન કરી આપો' અર્થાત તેમ થશે ? હા તુરત.—'પદે બેટાડો સ્વ સેવામાં લગાડો.'

**પદ "તેરા કુમલા જીયરવા" એ રાગ.**

રીઝયા રાઘવ ત્યારે, રીઝયા રાઘવ પ્યારે, હાંરે રીઝયા રાઘવ પ્યારે;
પેખી પ્રીતિ ભારે. રીઝયા રાઘવ. ટેક.
ચરણે ધારી આપી ઊતારી, બેઊ પાદુકા પ્યારે. રીઝયા.
ઝટ ભરતે પ્રણમી શીરધારી, રીઝયાં સહુ નરનારે. રીઝયા.

## વસંતતિલકાવૃત.

બોલ્યા વધુ ભરત એ સહુ સાંભળે ત્યાં, ચાલ્યું જશે સકળ કારજ આ બળે ત્યાં;
હું ચૌદ વર્ષ વ્રત ધારી રહીશ આશે. વિત્યે વિશેષ દિન તો તન ભસ્મ થાશે.

સાચી સેવા તે કે, જેમ રાખે તેમ રહી જે સેવા સોંપે તે અતિ ઉત્સાહથી બજાવવી. લક્ષ્મણજી હજુરમાં ને પોતે વિયોગમાં ! તેને ખાસ સેવા ને પોતાને પ્રજાની ! પરંતુ તે સ્વીકારી, પણ શ્રીહરિ વિયોગ ઘણોજ સાલ્યો ને તેથી—

**પદ "મીલો મીલોજી મોએકો" એ રાગનું.**

વળ્યા પાછા પરાણે શ્રી ભરતજી, શ્રીભરતજી સ્વરૂપને સમજી. વળ્યા. ટેક.
શીરપર ધારી શ્રીમત પાદુકા, ચાલ્યા વાહન બની સ્વારી સજી. વળ્યા.
નંદીગ્રામે કરી મુકામે, સ્થાપ્યું રામસ્થળ નામ ભજી. વળ્યા.

(બરાબર ચૌદ વર્ષ ઉત્તમ રીતે સેવા બજાવી તે કેવી)—

**'અહંકાર મમકાર કહાડો, પદે ભેટાડો સ્વ સેવામાં લગાડો.'** એથી શું
**'અનુ મૂળથી આડો, જુવે ન વાડ ખાડો, ઝટ શ્રીરામ સ્વામી, મારગે ગાડું પાડો.**
તે તો પડયું કારણ—'પદે ભેટાડો, સ્વ સેવામાં લગાડો.' એ બન્યું હવે 'વળે તોજ દહાડો.'

એ રહ્યું. તે કયારે બને, પરિક્ષા પાસ કરે ત્યારે. તેની મુદત ભરાઇ તેમ પેલીગમ સર્વજ્ઞ સર્વ શક્તિમાને પણ મુદતની પળ પણ ન ખોવા ગમે તેવેઃ મામલો ચુંથાઇ ગયો હતો પણ વખતસર—

## ઉપેન્દ્રવજ્રા છંદ.

કર્યું પુરૂં કામ રૂષી મુનીનું, કર્યું પુરૂં કામ સુરો ગુણીનું;
ઠર્યા સદા ભૂપ 'કપી'–'વિભિષણુ', ફર્યા તદા રામ સીતા સલક્ષ્મણુ.

સ્વારી તમામ પુષ્પક વિમાનમાંજ હતી. સાથે શ્રી વિભીષણુ મહારાજ શ્રી સુગ્રીવ મહારાજને રામદળ પણ હતું તેમાં સૌથી શ્રેષ્ઠ એવા મારૂતી પણ સાથેજ હતા, તેથી.

**પદ "મોં મલકાવી" એ રાગ.**

ભરદ્વાજ આશ્રમથી ઉચર્યા, રાઘવ મારૂતી સંગેરે;
જાઓ તમે આગળથી અયોધ્યા, એજ ઉચિત આ પ્રસંગેરે.
શૃંગવેરપુર ગુહને મળીને, કહેજો કુશળ અમારારે;
માહિત કરશે અવધ માર્ગથી, ભરત કૃતિથી પ્યારારે. ભરદ્વાજ.
મળી ભરતને કહેજો આવ્યા, રામ સિદ્ધ કરી કામરે;
મહારા તમારા સીતા ભ્રાતના, વિત્યા વૃતાંત તમામરે. ભરદ્વાજ.
કહેતી વખત સમજજો મતિથી, મન એનું કેવુંછેરે;
રાજ્ય વડીલનું ગમે ન તજવું, મળ્યા ભોગવ્યા પુંઠેરે. ભરદ્વાજ.

પણ કોને ! જેણે અહંકાર મમકાર ધર્યા હોય તેને ! જેણે તે પોતાના સ્વાદરૂપ ગણ્યું હોય તેને (આતો કેવળ સેવારૂપજ ગણે છે, ભોગને નથી ચાહતા. પણ ભગવાનને ચાહે છે. તો ભગવાને કેવા છે ? તે વળી કહે છે.

ચાહત હશે રાજ્યની તો. હું દઇશ પૃથ્વીનું રાજ્યરે;
વિચાર સમજી ઉઠયા મારૂતી, ધરી નરતન પાધરજરે. ભરદ્વાજ.

પણ સ્હામા ભરતજીએ સાચા ભાગવત હતા.—

સદા મગ્ન હરી ધ્યાન મેં, જગમે રહત ઉદાસ;
તીરથ સબ આશા કરે, કબ આવે હરિદાસ.

તેમને જળ કમળવત રહેવાનું હતું, ચૌદ વર્ષની મુદતે પણ તેમને અસર નજ કરી.

**પદ રાગ ધનાશ્રી અથવા ભેરવી.**

દીઠા શ્રીભરત ભ્રાત, કપીશે દીઠા શ્રીભરત ભ્રાત.
અવધપુરીથી દૂર કોશપર, આશ્રમ વાસી જાત. કપીશે.
જટા ચીર ધારી ફળ અહારી, દીન દુબળે ગાત. કપીશે.
દેખી ટેકી લેખી વિવેકી, તુષ્ટ થયા મન સાથ. કપીશે.
પતિ પાદુકા સેવી ચલવતા, રામ રાજ્ય ભલિભાત. કપીશે.

તેમના એકના આચરણની અસર આખી પ્રજાપર પડી, એકે સૌને સુરસ્તે સાથે રાખ્યા શું-પાર પાડ્યા ! નિહાલ કર્યા ! કારણ જ્યારે તે રાજા પોતેજ રામ વિના—

**મહિતેરાજપુત્રેતં ચીરકૃષ્ણાજિનાંબરમ્ ॥ પરિભોક્તુંવ્યવસ્યંતિ પૌરાવૈર્વિધવત્સલમ્ ॥**

રાજપુત્ર પોતે ચીર તે અજીન ધરી ભોગ ન ભોગવે ત્યાં પુરજન કઇરીતે ભોગવે ? રામ વિયોગથી સર્વ દુઃખી ત્યારેજ રામ મીલનની આતુરતા બ ॥ રહે ને ત્યારેજ સમયસર રામ પધારે તેનો સ્વાદ ને તે કાયમ રહે ! ! એવા તમામ યોગ્ય હતા તો પણ આશામાં ચૌદ વર્ષ કાઢવાં પડયાં માટે—

'ઝટ શ્રીરામ સ્વામી, સુમારગે ગાડું પાડો.'

તે ગાડું મારગે ઝટ પાડો, પણ મુકામ આવતાં વહિતવાર થાય તે સારૂ ન ગભરાવું. સેવ કરે જવી, તેમાંથી ન ડગવું. તો ભગવાન આપોપી વધામણી મોકલે-ને પછી વિમાને ચઢી આવીને મળે—

**પદ "બતાદે સખી" એ રાગ.**

ભરત પાસે આવી વધ્યા હનુમાન, ભાવ ભાળી દઈ માન;
ભરત પાસે આવી વધ્યા હનુમાન. ટેક.
કુશળ કહાવ્યું છે શ્રીરામે, જેનું ધરોછો ધ્યાન. ભરત
સીતા લક્ષ્મણસહ એ પધારે, કહેવા આવ્યો મુકામ. ભરત.
સુણતાં હરખી ઢળી પડયા ધરણી, ઉઠયા આવતાં ભાન. ભરત.

**અશોકજૈઃ પ્રીતમયૈઃ કપિમાલિંગ્યસંભ્રમાત્ ॥**
**સિષેચભરતશ્રીમાન્ વિપુલૈરશ્રુબિંદુભિઃ ॥**

**પદ રાગ ભેરવી** "પ્યારા પ્રભુ પ્રેમ પુષ્પે વધાવું" **એ દેશી.**

પ્યારા મ્હારા તને દઊં શું વધાઈ, દઊં શું વધાઇ આવ્યો ભલે ધાઇ. પ્યારા.
દેવ મનુષ્ય તું હોય ગમે તે, જાણ્યું તુજથી ગયા અર્થ સધાઇ. પ્યારા.
વ્હા શું નીરખીશ ભાર સમર્પીશ, સેવીશ સદા જીવું જેને ધ્યાઈ. પ્યારા.

( રાજ છોડવા ને ખાસ સેવામાં તન જોડવા જેને આટલો ઉમંગ છે તેનુજ કહેવું ખરૂં કે, **'પદ ભેટાડો સ્વસેવામાં લગાડો વળે તોજ દહાડો' ને તેનો સસ દહાડો વળેજ.**

કહે કથા સહુ વિતી યથારથ, તારા રૂણુમાં રહો હું બંધાઈ. પ્યારા.
કહી રુકમીનાથે રામ કથા સહુ, સુણી ભરત મન ખુશી ન સમાઈ. પ્યારા.
ટુંકામાં આપણે પણ સ્મરણ કરી જઈએ તો ! –તે આ પ્રમાણે–

आदौरामतपोवनाधिगमनं हत्वामृगंकाञ्चनं ॥
वैदेहिहरणं जटायुमरणं सुग्रीवसंभाषणं ॥
वालीनिर्दलनं समुद्रतरणं लंकापुरीदाहनम् ॥
पश्चाद्रावण कुंभकर्णहननं चैतद्धिरामायणम् ॥

ભરતજીએ પોતાના સમાનજ પ્રજાને પરમ રામ ભક્ત-બનાવી હતી–મૂળથીજ રામ ભક્ત હતી પણ વિયોગથી પ્રેમ વિશુદ્ધ થયો હતો. હવે તે કુંદન થઇ હતી. તેમાં જડાવવા રઘુવંશ કુળમણી પધારે છે.

પદ "ધન્ય ધન્ય રેહો" એ રાગ.

ધન્ય ધન્ય ધન્ય વધાઇ. ઘેર આવે વ્હાલા રામ. જય જય જયહો.
પળમાં પુરમાં પથરાઇ ખુશી અદભૂત ધામો ધામ. જય જય જયહો.
સહુ માર્ગ ગયા છંટાઈ, થઈ રહી સ્થળ સ્થળ ધુમધામ. જય જય જયહો.
ગયાં તોરણ ધ્વજ બંધાઈ, ઉલટી છે પ્રજા તમામ. જય જય જયહો.
શોભ્યાં બજારો ને ચોક, શોભ્યાં છત્રીઓ ને ગોખ;
મંડયા શું ઉમંગે લોક, અહાહાહાહા, ધન્ય ધન્ય ધન્ય વધાઇ.
મંત્રી માતાઓ રથમાં, નિકળ્યાં ઝટ નગરી બહાર. જય જય જયહો.
ચતુરંગી સેના પથમાં, પથરાઇ થઈ તઇયાર. જય જય જયહો.
સામંત શ્રીમંત બધાએ. નિજ વાહનપર છે સ્વાર, જય જય જયહો.
બાકી જન પેદલ ધાએ, સહુને ખુશી પારાવાર. જય જય જયહો.
આવે વ્હાલા રઘુનાથ. સીતા લક્ષ્મણ સંગાથ;
કુશળ છે ત્રેણે ગાત. વાહ વાહ વાહ. ધન્ય ધન્ય ધન્ય વધાઈ.
માંગળિક શુકનો આગે, વાગે વાજાં બહુ ભાત, જય જય જયહો.
શ્રીભરત ભક્ત મહા ભાગે. ચાલ્યા સ્હામા શુચી ગાત. જય જય જયહો.
શીર રામ પાદુકા રાજે, બેઊ ચામર તેપર થાય. જય જય જયહો.
કર કુસુમ માળ વડી છાજે, તપ તેજે જન અંજાય. જય જય જયહો.
ક્યારે આવે શેં દેખાય, નાના મ્હોટા એજ ચાહ;
ગુણો વખાણેજ જામ, અહોહોહોહો. ધન્ય ધન્ય ધન્ય વધાઇ.
ફરી ફરી પરસ્પર પૂછે; શું જરૂર આવશે શ્યામ. જય જય જયહો.
ઘડી વાર સબબ તે શું છે. પુછે ફરી ફરી તમામ. જય જય જયહો
ત્યાં કોલાહલ સંભળાયો, રજ દેખી ઉડતી તેમ. જય જય જયહો.
વાનરનો સમુહ ધાયો, આવે ને જણુવે ક્ષેમ. જય જય જયહો.
ત્યાં ગગનમાં વિમાન, દેખાયું પ્રકાશ માન;

જાણે ચાલ્યો આવે ભાન અહાહાહાહા. ! ધન્ય ધન્ય ધન્ય વધાઈ.

(ભગવાને એવી ગોઠવણ કરી હતી કે સૌને સાથે દર્શન થાય. કારણ વિમાનમાં ઉંચેથીજ પધારતા. હતા. જાણે સૂર્ય ચાલ્યો આવતો હોય તેમ)—

પદ રાગ કલ્યાણ. "ઇન્દ્ર આવ્યા.

ધન્ય આવ્યા રઘુરાજ રામચંદ્ર હરિ, એ ગોવિંદ હરિ જગત વંદ્ય હરિ. ટેક.
દેખાડીને શ્રીવિમાન હનુમાન વદ્યા, એમાં રામ સીતા લક્ષ્મણ છે મિત્ર સખા.
એવું સુણ્યું તદા, નમી પડયા બધા, હાં હાં હાં હાં. ધન્ય.
સરવ ઉતરી વાહનોથી પ્રણામ કરે, વાદ્ય તાળીયો વગાડે જય જય ઉચરે;
ગજાવ્યું સુસ્વરે, નભ તમામ ખરે, હાં હાં હાં હાં.
રવી મેરૂપર તેમ રૂડા રામ ઝગે, અર્ધપાદ્ય આપી પુજ્યા ભરતે ઉમંગે;
શ્રીવિમાન વેગે ઉતર્યું એજ જગે, હાં હાં હાં હાં. ધન્ય.
સર્વે પહેલ પ્યારા ભરતની પીડા કાપી, શ્રીવિમાનમાં સ્વ અંકમાં જગા આપી;
ઉરેથી ચાંપી, પ્રીતને માપી, હાં હાં હાં હાં. ધન્ય.

(આ ક્રમ કૌશિતકી ઉપનિષદમાં જીવ મુક્ત થઇને પરમ પદમાં જાય ત્યારનો છે.)

હળ્યા મળ્યા સર્વે રળ્યા આજ બડભાગી, ફળ્યાં પુન્ય ને સદાની પીડાઓ ત્યાગી;
જગતથી જાગી, બન્યાં અનુરાગી, હાં હાં હાં હાં ધન્ય.

(સાલોક્ય સામિપ્ય મુક્તિ તો થઈ ગઇ તે ખુબ ભોગવી લે એટલે સારૂપ્યને સાયુજ્ય ને છેલ્લે પરમપદ વાણી મનથી અગોચર આનંદ ! ! હાલ પણ શું આનંદ માન્યું ન હતું ?) જે કાંઈ ભાર હતો તે હવે ભરતજી ઉતારવા તૈયાર થયા 'પાદુકા' મૂર્તિના સેવન પ્રતાપે પરમાત્મા પ્રત્યક્ષ થયા એટલે તે મૂર્તિ પાછી જ્યાં યોગ્ય ત્યાં પધરાવી શી રીતે ? )

ખમાચ.

વદ્યા તુરત ભરતજી કરજોડી. ટેક.
હેમ પાદુકા પાસ ધરાવી, ચિત્ત દીધું ચરણે ન્હોડી. વદ્યા.
રાજ્ય કોશ ભંડાર આપના, કર્યા દશ ગુણા હદ તોડી;
(એવી સાચે મને સેવા કરી )
આપનું કરૂં આપને અર્પણ, આજ દીધી ચીંતા છોડી;
(એ સોંપી ઉલટા તુષ્ટ થયા. )
હવે ખાસ સેવામાં રાખો, બનતું કરીશ પદે દોડી. વદ્યા.

એ સૌથી વધે છે માગ્યું કેમ મળ્યું ને હવે સદાનું દુઃખ ટળ્યું દહાડો પુરો વળ્યોજ. શી રીતે ! જુવો—

રાગ કલ્યાણ કેરબાનો.

આજ આનંદ થયો ભારી વધાઈ વડી,
રાખો સદા હરિ જારી વધાઇ વડી. ટેક.
તાપસી વૃત્ત છોડી સહુ ભ્રાતે, લીધાં ભૂષણ તન ધારી. વધાઇ.
કર્યો પ્રવેસ નગરમાં નાથે, શી ચઢી અદભૂત સ્વારી. વધાઈ.

બેઠા સિંહાસનપર રાજા, સંગ સીતા સતી પ્યારી. વધાઈ.
લક્ષ્મણને શત્રુઘ્ન સેવતા, ચમર છત્ર કર ધારી. વધાઈ.
ભરત ભ્રાત યુવરાજ પદે ને, મારૂતી પદ અધિકારી. વધાઈ.
રામ રાજ્ય અનુ શીરપર રહો નિત, એ ધ્વની સહુએ ઉચ્ચારી. વધાઇ.

તે ખરી પડી છે હું તો રામ રાજ્યજ શીરપર છે એમ માનું છું. ને તેથી તેમનેજ કહું છું કે—

**'અહંકાર મમકાર કહાડો, પદે બેટાડો, સ્વસેવામાં લગાડો, વળે તોજ દહાડો.'**
**'અનુ મૂળથી આડો, જુવે ના વાડ ખાડો, ઝટ શ્રીરામ સ્વામી પ્રમાર્ગે ગાડું પાડો.'**
**'પદે બેટાડો સ્વ સેવામાં લગાડો.'**

અને છેવટમાં અમો **हरिकथागायमानश्चराम्यहं** એવા હરિદાસોના આદિગુરૂ શ્રીમાન્ ભગવાન નારદજીનાજ શબ્દોમાં માગીએ.

**वरंनयाचेरघुनाथयुष्मत् पादाब्जभक्तिःसततंममास्तु ॥**
**इदंप्रियंनाथ वरंप्रयाचे पुनः पुन स्त्वामिदमत्रयाचे ॥**
**तथास्तु श्रीरामचंद्रदेवकीजय.**

---

॥ श्रीहरि. ॥

# श्रीतुलसीदासजीनो प्रभाव.

**શ્રી** તુલસીદાસજીને "ભૂતનસેં હનુવા મીલે હનુમાનસેં રામ" એ વિશે "આનંદ"ના ૨ જા અવતારના ૪ થા અંકમાં એક આખ્યાન આવી ગયું છે: એથી શ્રીરામ તે પરમેશ્વર જ ને તે હાલ પણ દેખાય—અનુભવાય છે. એમ આસ્તિકોને દૃઢ થાય એવું છે. પણ પ્રભુ મળ્યા તેમાં શું રળ્યા! એમ સંસારીયોને લાગે તો તે ભ્રમણા ભાગે તે માટે આગે એજ **શ્રી** તુલસીદાસજીનો એથી કેટલો ને કેવો પ્રભાવ થયો તે વાંચીએ ઇતિહાસ ઉરમાં ઉતારી નિચેના પદ પ્રમાણે આચરણ કરવાનો આરંભ કરો ને અંતે આપ એવા દરો. તથાસ્તુ.

સોરઠ. "રાખો નિત ફીકર અમારી" એ રાગ.

**દૃઢ રહી ચહી હરિગુણ ગાઓ, શ્રીરામનામ જપે જાઓરે. ૯૯૦ ટેક.**
**એ રામ અન્ય ન, ધન્ય જ એથી, સજન ખરેખર થાઓ;**
**અનંત એ અનંત સુખ લેવા, સુભાગ્યવત ગણાઓરે. દૃ૦.**

પદ: "ઓધવજી કરમનકી" એ રાગ.

થયા સંત તુલસીદાસ ગુંસાઇ, જેની ખ્યાતિ રહી જગ છાઇ. થયા.
શ્રીહનુમાન પ્રતાપ નિહાળ્યા, ત્રણુ સમય રઘુરાઈ;

પછી પધાર્યા પ્રિતે પોતે, અવધનગર હરખાઇ. થય.
પ્રકટભૂમિ ભેટી પ્રિયતમની, શ્રી સરયુમાં ન્હાઇ;
સંતસમાજ જમાવ્યો જબરો શ્રી રામના ગુણગાઇ. થયા.
શીવ વૈશ્નવ સરવને સરખી, પ્રિય લાગે એ ચાહી;
રચવી ચહી રસિક રામાયણુ, શીવ શાસન શીર નાઇ.
સંવત સોળ એકત્રી ચૈત્રે, રામનવમી સુખદાઇ;
કર્યો તદા આરંભ ઉમંગે, અવધનગરની માંહી.
બાળકાંડ ત્યાં પુરો કરીને, આવ્યા કાશી માંહી;
વિનયપત્રિકા આદિ ગ્રંથો. કરે ગયા ન ધરાઇ.
શૈવો ને હરિ ભજતા કરવા, રહે શીવજી મનમાંહી;
એજ કાજ કરવા કાશીમાં. રહ્યા વાસ ત્યાં ચાહી.
શીવના સ્વામી કહી રાઘવને, શ્રીરામાયણુ ગાઇ;
તોપણુ શૈવો એ વાંચે છે, ઉલટા ઉરે ગાઈ.
શીવ હનુમાન પ્રતાપ અલૌકિક, હજી રહ્યો પરખાઇ;
ઘેર ઘેર તુલસી રાયાયણુ. રહી રહેશે જ ગવાઈ.

## “ બનગયા વૈદ ” એ રાગ.

પ્રબળ પંડિત, કાશીજીમાં આવ્યો
વગર ફીતે મગરૂર ચિત્તે, નિજ જયનો ઘોષ ગજાવ્યો;
કાશીરાજને કરી વિનંતિ, સભા ભરવા સહુ સાજ સજાવ્યો. કાશીજી૦
પંડિત વદ્યો સરવ પૃથ્વીપર, મ્હેં જય છે ઉપજાવ્યો,
તમ સૌમાં જે શ્રેષ્ટ હોય તે, સરવની વતિ આ વિવાદ ચલાવો. કાશીજી૦
એક હારતાં સરવે હાર્યા, ઠરે ખેલ છે આવો;
તેથી સરવ પડ્યા સંશયમાં, વાયદો પ્રાતનો ત્યારે ઠરાવ્યો, કાશીજી૦
આવી વિશ્વેશ્વરને વિનવ્યા, પ્રસંગ કપરો આવ્યો;
નગર આપનું લાજ આપની, મારગ કંઇક કૃપાથી બતાવો. કાશીજી૦
સ્વપ્ને શીવજી વદ્યા વિપ્રથી, તુલસીદાસને લાવો,
પ્રાત વાત કરી ખ્યાત ભૂપથી, કાશી તરફથી એમનેજ તેડાવો. ”
નૃપ કહે હરિના વ્હાલાને કેમ, કહીએ કે અહીં આવો,
સરવે જઈએ એને સદને, સરવ સમાજ સંતસ્થળે આવ્યો. ”
તુરત શિષ્ય તેડાવી પોતે, પરચો પ્રકટ બતાવ્યો,
પાંચ બીડાં મુકી છાબડીયે, વ્હેંચે ગયા તેઓ પાર ન આવ્યો, ”
પ્રથમજ પગલેપ્રબળ પ્રભાવે, પંડિતને ભડકાવ્યો;
પછી પ્રિતથી રામાયણુ દઇ, શાન્તિથી સ્પષ્ટ વિચાર જણાવ્યો. ”
ખંડન મંડન ભર્યું આ વિશે, વાંચીને પછી આવો;
સમાધાન નવ થાય તે વિશે, કરશું ખુલાસો ખાસો મન ભાવ્યો. ”

**સાખી.**

રામાયણ પંડિત લઇ આવ્યો, વાંચી બધી વિચારી,
પ્રભુપ્રતાપ અમાપ વિદ્વત્તા, જોઈ ચિત થઇ લાચારી;
ગર્વ તજીને સભા મેળવી, મટી ગયો અવિચારી.
સહુ સાંભળતાં શ્લોક બનાવી, દીધો સ્પષ્ટ ઉચ્ચારી.

**आनंद कानने कोपि तुलसी जंगमस्तरुः ।**
**यत्काव्य मंजरी भावाद्राम भ्रमर भूषीतः ॥**

**લાવણી લંગડી.**

આવ્યો કોઈ કાશીમાં કુમતિ હતી યક્ષણી વશ કીધી,
તેથી સિદ્ધિ, જણાવીને નગરી નિજ વશમાં લીધી.
કોઈ વૈશ્નવ જગ આશ કરી કઇ પાસ રહ્યો વિશ્વાસ ગ્રહ્યો,
સિદ્ધની ઓથી, મૈત્રી તેનો વ્હાલો ખાસ થયો.
લાગ જાણી નવ જાણે કોઇ તેમ દ્રોહી બની તે હરી ગયો,
સુણતાં વેંતજ સિદ્ધ વૈશ્નવોપરજ વિફરી ગયો;
બણી લાલ યક્ષણીને કહ્યું હાલ લાવ ભૂપાળ અહીં,
પલંગ સાથે લાવી મુકયો તેણે તતકાલ તહીં.
ડર્યો ભૂપ થઇ રહ્યો ચૂપ યક્ષણી રૂપથી થરથરતો,
વદ્યો સિદ્ધ તવ કહું હું તેવું કર ન જરી ડરતો;
તિલક ભુસાડે માળા તોડે લાવી કુંડ ભરે આંહી,
વૈશ્નવ નામે રહે નહિ કોઈ કદી કાશી માંહી.
જો ન થયું કાલે તો પહોંચીશ બૂરેજ હાલે યમધામે,
કરી કબૂલત પહોંચતો કર્યો તદા નૃપ નિજ ઠામે.

**ગરબી** "અમદાવાદ નામે" એ રાગ.

પડયો પ્રાત થતાં ભૂપ હુકમ બ્હાર ઠારોઠાર દુઃખદાઇ રે;
ભુંસો તિલક તોડી નાંખો માળા જઈ સદ્ય સિદ્ધકુંડ માંહી રે.
છુટયા દૂત ભૂત જેવા અદ્ભુત મૂળે હતા શંભુ દાસો રે;
ભુંસાભુંસ મારામાર ઠારોઠાર ચાલ્યો કષ્ટદા તમાસો રે.
થયો વૈશ્નવમાં વડો હાહાકાર જૂલમ નૃપતિનો જાણી રે;
શોધી શોધી તોડે કંઠીયો તમામ ધુવે તિલક રેડી પાણી રે.
પહોંચ્યો પ્રપંચી પૂરો કો સિદ્ધ પાસ તમે ખાસ જઈ જાતે રે,
માળા તિલક કરે છે તુલસીદાસ તેનો નાશ કરો હાથે રે.
ઊઠયો રૂઠયો જૂઠો સિદ્ધ એ પ્રસિદ્ધ શઠો શૂરો લઈ સાથે રે;
પહોંચી વરદી શ્રી ગુસાઇને સદ્ય સ્મર્યા તેવા રઘુનાથે રે.

**"પાંચાળી પ્રાણઆધાર"** એ રાગ,

નિકળ્યું પ્રાણી ભયકાર અરી સ્હામે, કર્યા સોને તારમતાર ખરી હાંમે. ટેક.

જન જનને માર્યા ચટકા. મુખાને ઉપાડી પટકયા;
સિદ્ધને લગાવ્યા ફટકા, ચાલી રૂધિરની ધાર. અરી સ્હામે.
યક્ષણી ડરી ગઈ નાશી, ગયાં ભૂતો ભૈરવ ત્રાસી;
થઈ વૈશ્રવની સાબાશી, રીઝયાં જોતાં નરનાર. અરી સ્હામે.
અરી ત્રાસી આવ્યો શરણે, પડયો ગુસાંઇજીને ચરણે;
રોઇ નિજ અપરાધો વરણે, મ્હેં કીધી ભૂલ અપાર. "
મુજ જનને નાથ બચાવો, કરી ગુલામ ચાહે રખાવો;
શીક્ષા બીજી ફરમાવો, પણ નવ સ્હેવાય આ માર. અરી સ્હામે.

### રાગ ખમાય.

વધા દયા આણી સ્વામી તુલસી, સ્વામી તુલસી મંદ મંદ હશી. વધા.
યક્ષણીસહ થઈ જા તું વૈષ્ણવ સાધુની સેવામાંજ વશી. વધા.
વર્ધ ઉચ્છીષ્ટ સંતનું જમતાં, જશે બધાંએ પાપ ખશી. "
સદ્ય સ્વિકારી થયો અવિકારી, બીતિ ન રહી પછી કશી. "
સંતસેનથી સુધાર્યો પૂરો, પ્રેમે હ્રદય રહ્યું વિકસી. "

### શાર્દૂલવિક્રીડિત છંદ.

ચૈત્ર ઉત્સવમાં મળ્યા જન ઘણા; છાઈ ધ્વની નામની;
ત્યાં આવ્યો કોઈ કુમ ભાવ ધરીને, ઝાંખી ન તેને બની;
જાણ્યો કોશલનો ગુરૂ ખુદ ધસ્યા, આણ્યો મહી આદરે;
વ્હાલાની નગરીતણો જન ગણી, સેવી સુખે ઉચરે.

**" यह विभूतिके प्रभु रघुराइ, जनी भाखीयो अवधपुर जाइ "**
**" मैं चेरो रघुपतिपद केरो, वाराणसी बसौं करी डेरो "**

પદ. " મ્હોં મલકાવી " એ રાગ.

ભૈરવ કોટવાળ કાશીમાં તેને તીખું લાગ્યું રે;
કદી ન નમે મને એ તુલસી મદ એનો હું ભાગું રે.
બાહુમાં પીડા ઉપજાવી કેમે સહી ન સકાતી રે;
ખમાઈ ત્યાં સુધી ખમી અંતે, સમર્યા સાચા સાથી રે.
હનુમાન બાહુક જયાં કીધું. લીધું કપિએ ધ્યાને રે;
જઈ ભૈરવને ભીડયા પીડા ગઈ, કર્યું ન ફરી તુફાને રે.
વધા વિશ્વનાથે ભૈરવથી, મમ પતિના એ વ્હાલા રે;
એને પીડે થશો પાપીઆ શીર કાપપતિ રખવાળા રે.
તુલસીને પણ કહ્યું શંભુએ, મ્હેં નિજ ગણ સમજાવ્યો રે,
છો મ્હારા પણ પ્રાણ તમે તો, એનું માન રખાવો રે.
ભૈરવને ગુસાંઇની સંધી શ્રી શંભુએ કરાવી રેઃ
ગયા આપ પણ ભૈરવ મંદિર, પુરમાં ખ્યાત રખાવી રે.

### દોહરો.

બાહુક ચુંમાળીસ પદ, ચુંમાળીસ દિન ગાય;
તેને શ્રી હનુમાનજી, પ્રકટ ખરેખર થાય.

### રાગ સોરઠ.

આવ્યા રાતે ચોર, તુલસીદાસનું ધન હરવા. આવ્યા. ટેક.
ફીકર પડી શ્રી રઘુવરને, એમનું ચાલ્યું જો જોર;
તો મ્હારા સંતો શું જમશે, પડતાંવેંતજ ભોર. તુલસી૦
ધનુષ ચાપ ગ્રહી તેથી પ્રકટ્યા, ફરતા ચારે કોર;
ચોર જેણી ગમ જાય પેસવા, નર દેખે તે ઠોર. તુલસી૦
આખી રાત રખડી નવ ફાવ્યા, એકે હરામખોર;
તવ સમજ્યા મનમાં આમાં તો, છે કૌતુક ઓર. તુલસી૦
આવી પડ્યા પ્રભાતે જાતે, ગુસાંઇજી પદ ચોર;
પુછ્યું રાતભર રક્ષે તે ક્યાં? મીઠા શ્યામકિશોર.

### રાગ ગજલબિહાગ.

સુણતાંજ એવી વાણ, તુલસીદાસજી શાણા; કહે ધન્ય મ્હારા પ્રાણ, તુલસીદાસજી શાણા.
સુકુમાર રાજકુમાર મ્હારે સારૂં શ્રમ પામ્યા; કહે ધીક્ક છે ધન ધામ. તુલસી૦
ચાલ્યું નયનથી નીર સેવ્યા ખુબ શ્યામશરીર; દુઃખ ખમ્યા રહેથી અજાણ. ”
તત્કાળ ઉત્સવ કરી ધન ખરચી દીધું જેથી; ફરી ન શ્રમ લે પ્રિય પ્રાણ. ”
સુખથી સુતા શ્રીરામ સુખથી સૂતા શ્રી તુલસી, પામતા વધતી લ્હાણ. ”

### ઢીંડી.

પંખી પરચો એ પીગળી ગયા પાપી, પડ્યા પદે પાપતણી માફી માગી;
થયા સદ્ય ભક્ત જગત સુખો ત્યાગી, બન્યા ભાવિકજન ભવની ભીડ ભાગી.

### દોહરો.

રિદ્ધિ સિદ્ધિ દાસી બની, શ્રીરામ સેવ પ્રતાપ;
વાક્ય સિદ્ધિથી કંઇકિના, ટળી ગયા સંતાપ.

### સાખી.

સતિ બની પતિ સંગે બળવા જતી આવી ગુરૂ પાસે;
પગે પડી થા સૌભાગ્યવતી ઉચર્યા વિના તપાસે.
સતિ વદી એમ નથી તોપણ સત્ય કરો નિજ વાણી;
સભા સરવ આ સુણી વિમાસી ત્રાસી ગઇ લજવાણી.
શબ પાસે જઇ તુલસીદાસે, મેળવી સંત સમાજ,
એક અવાજ કાજ કરવા કહ્યું, કરો નામ ધ્વની આજ;
ન વદે તેને રામ દુહાઇ દઈ આરંભ્યું કામ,
શબે ઉઠી રામ રામ ભાખ્યું સતિ થઇ સદ્ય સકામ.

### ગરબી.

દ્રઢ માને, શ્રી તુલસીદાસ રામ નામ બસ છે,
ધરે ધ્યાને, એ સુખરાશ જગ જેને વશ છે, ટેક.
ગાય મરી ગઇ એક વિપ્રથી, જને ગણ્યો હત્યારો રે,
નાતબ્હાર મુક્યો તે આવ્યો, ગુસાઇશરણ બિચારો;

રામનામનો જપ જપાડી, પંગતમાં બેસાડયો રે;
પણ પંડિતે પુનિત નવ માની, ઝઘડો જબર જગાડયો.
તુલસીને કહે એનું રાંધ્યું, શીવનો નંદી ખાય રે.
તોજ માનીએ શુદ્ધ થયો એ, કીધો તુરત ઉપાય;
પેંડા તેની પાસ કરાવી, મુકયા નંદી પાસે રે,
દ્વાર બીડી સહુ બ્હાર બીરાજ્યા, જન શોચે શું થાશે.
પેંડા ખાઈ ગયો નંદી મુખમાં એક રાખ્યો બાકી રે;
રામનામને ગુસાઈનો જપ, જન ઉચ્ચર્યા થઇ સાખી,

**ચોપાઇ.**

આવ્યા અવધે તુલસીદાસ, ખ્યાત વધે ગઈ ચારે પાસ;
સતિપતિ ઉઠયો તે પછી, ધુમ સકામી જનની મચી.
એક વિપ્રનો બાળક મુઓ, કર્યો આવી તેણે કુકુવો,
મુકી શબ સ્વામીજી પાસ, માંડયું લાંધન રાખી આશ.
સહુએ સમજાવ્યો બહુ રીત, પણ તેણે ન લહ્યું એ રીત,
રહ્યા ભૂખ્યા શ્રી તુલસીદાસ, પોઢયા રાતે થયા ઉદાસ;
સ્વપ્ને વદ્યા ગુરૂ હનુમાન, નવ ધભરા હું રાખીશ માન,
છે યમને પણ આગ્રહ ઘણો, તદપી હરીશ શોક સહુતણો.

**"લાવણી ધર્મધુરંધર." એ રાગની.**

એમ વદી મારૂતી પધાર્યા આવ્યા યમ પાસે, જડયો ન બાળક જાતે કીધી પુરીમાં તપાસે,
યમે છુપાવ્યો જાણી કોપ્યા વધારીને કાયા, નગરીને વીંટી સ્વ પુંછડે તવ યમ ધભરાયા,
કપીં કહે આપો વિપ્ર બાળ નહિ તો તમને ઓળું, પ્રભુ મ્હારા બીજો યમ કરશે નહિં ચાલે પોલું,
યમ કરજોડી વદ્યા ભાગ્ય મુથી ન ફેરવાયે, જુવો પુરાણો જાણો છતાં તપો શીદ કપીરાયે.

**लिखिता चित्रगुप्तेन ललाटाक्षर मालिका।**
**तस्य चालयितुं शक्य मप्तुरै त्रिदशैरपि॥**

વદ્યા હસીને કપી પ્રમાણ બીજાં શું નવ જાણો, રામદાસના પ્રેમ પ્રભાવો કેમ ન ઉર આણો.

**यद्धात्रा लिखितं भाले तन्मृषानैव जायते।**
**ऋते श्रीरामदासानां प्रेम निर्भर चेतसां॥**

ભવ્ય ભાગવત મહાત્મ્ય સમરી યમે પુત્ર દીધો, કપીપતિએ સોંપ્યો તુલસીને વિપ્ર તુષ્ટ કીધો,
જય જયકાર કપિપતિ તુલસી શ્રી રામતણો થયો, ભાવ ભક્તના ઉરમાં પુરમાં એથી ઘણો થયો.

**લાવણી.**

વણિક વળગ્યો સ્વામીને, શ્રી રામજી મને દેખાડો,
ગુસાંઈજી કહે નથી સહજ એ, પણ તેણે લીધો આડો.
તવ કહે બરછી ખોશી ઝાડ તળે ને તેપર પટકાયે;
શ્રીરામનાં દર્શનતો તેને જીવ સટોસટ ઝટ થાયે.

વણિક કહે જૂઠું તો એ નથી ગુસાંઈ કહે સાચું સાચું;
ખોશી બરછી ચઢયો ઝાડપર પણ ઉર ધડકે છે કાચું.
તેથી થથરી પડયો ઉતરી ડરી મોતથી પસતાયો;
પંથે જતાં ક્ષત્રીએ પુછ્યું જાણી સમજયો મહા ડાહ્યો.
ચઢયો આપ સ્મરી જગત બાપ તરૂપરથી જ્યાં ભૂસકો માર્યો;
અધર ઉપાડી રૂપ બતાડી અવધપતિએ ઉગાર્યો.
વચન ભક્તનું સાચું, કીધો શ્રીહરિએ ક્ષત્રી તાર્યો.
તુલસીદાસે તત્ર ઉલ્લાસે યશએ, પદમાં વિસ્તાર્યો.

**શાર્દૂલ.**

શાહે ખ્યાત સુણી સ્વદાસ પઠવી, સ્વામીજીને નોતરી;
ઉંચું આસન આપી આદર કરી, માગ્યું સુપ્રીતિ ધરી.
સિદ્ધિ આપની દાખવો તવ વદ્યા, પોતે ન જાણું બીજું;
જાણું કેવળ રામ નામ રટવું, એમાંજ નિત્યે રીઝું.

**"પિયુને તજાવનાર" એ રાગ.**

સુણી આ જવાબ નવ શાન્ત રહ્યો શાહ;
કહ્યું મને દાખવ અવધ તણા રાય.
સ્વામીએ ન માન્યું ત્યારે કીધા ઝટ કેદ;
તુલસીદાસજી ઉર પામ્યા ભારે ખેદ.

**"ન દિલ લયો દોષ હવે જગરાય." એ રાગ.**

સંભાર્યા સંતે શ્રીહનુમાન, નિજજનનું પણ રાખ્યું તેવું શ્રીમારૂતીએ માન.
પ્રકટયાં વાનરનાં દળનાં દળ, કોટ કાંગરે તમામ;
હુકાહુક કરી ગઢી ગજવી, માંડયું મહા તોફાન.
નાઠા સિપાઇ માર ખાઇને, કીધાં બંધ મકાન;
કઇનાં ફાટયાં વસ્ત્ર કઇકતો ડરી બન્યા બેભાન.
પેઠા મહેલમાં પાદશાહનો પડયો પલંગ મહાન;
તે ઉંચકી ઉલટાવ્યો ત્યારે, જાગી જાણ્યું જાન.
જનાનખાને રડાકૂટ છે, કરે કપી હેરાન;
અતિ ઉગ્ર આપત્તિ અવલોકી મુકયું શાહે માન.
આવી પડયો ગુસાંઇપાદમાં; બનીને આરતવાન;
સ્તવ્યા કપિપતિ ગુસાંઇએ કે, થયાંજ અંતરધ્યાન.

**સાખી.**

પાદશાહે પરચો દેખ્યો પણ સાંભરી રહેશે નિત;
પોતે કહે આ થયું પ્રભુનું સ્થાન પ્રસિદ્ધ પુનિત.
માટે ખાલી કરો તમે જઈ રહો બીજે કોઇ ધામ;
શાહે તેમજ કર્યું હજી છે રામકોટ તે ઠામ.

### લાવણી.

સુરદાસ મળવા તુલસીજીને આવ્યા, ભક્તને ભક્તભાવે સ્વભાવથી ભાવ્યા,
બેઊ એકસ્થાન નિજ ઈષ્ટ સેવતા રહેતા, ગુણગાન સ્તવનની મજા રાતદિન લેતા.
ત્યાં છુટયો શાહનો મસ્ત થયેલો હાથી, પુર પ્રજા પુકારી નાસે છે ગભરાતી;
આવ્યો આસનપર સંગ નથી કોઇ સાથી, નવ ડર્યા જરી તુલસી અરી વસમાથી.
કહે સૂર બાળ પ્રભુ મ્હારા ન હણે હાથી, હું તો લઈ જઈ સંતાઊં શત્રુ છે ઘાતી;
ત્યાં છુટયું બાણ શ્રી રામ હાથથી ઝગતું, શીર ફુટયું હસ્તી શરીર પડયું ડગમગતું.
રઘુનાથે હાથી હણ્યો ખ્યાત થઇ ભારે, ઉત્સવ કીધો શ્રીગુસાઈએ આ ભારે.
સુરદાસ લઇ ગયા શ્રીવૃજમાંહે હારે, આનંદ પામતા સંતસંગતી બહારે.

પદ. "બન ગયે બૈદ." એ રાગ.

આવ્યા શ્રી વૃજમાંહિ તુલસીદાસ. ટેક.
વૃંદાવનમાં મદનમોહનને મંદિર આવ્યા ચાહી;
ઈષ્ટ ગણી ભણી સ્તુતિ રામની, કર્યું વંદન પ્રેમે પદમાંહી. તુલસી૦
સ્વજન વાણને પ્રયાણ કરવા, ઝટ પલટયા સુખદાઇ;
મુરલી સાટે ધર્યાં ચાપ શર, ઝગ્યો કિરિટ ચંદ્રિકા બદલાઇ તુલસી૦
જ્યાં સુધી ઉભા શ્રી તુલસી, ત્યાં લગી એ છબછાઈ;
શ્રી કૃષ્ણ દીઠા રામ સ્વરૂપે, રહી છે હજીએ એની કીરત ગવાઈ. તુલસી૦

### મંદાક્રાન્તા.

પુછયું જ્યારે, કઈ જગતજને આ લીલાની પછી કે;
શાને સારૂં, નથી ગુરૂ કરતા, કૃષ્નની સાથ પ્રિતે;
જાણે સર્વે, પરમ પુરૂષ તો માત્ર શ્રી કૃષ્ણ સાચા.
શ્રી રામાદિ, અવર સ્વરૂપ છે, અંશ એનાજ પાછા.

" એસી ચતુર નાર. " એ રાગ.

વદ્યા તુલસીદાસ, જણવી નરમાસ, કર્યો ન શાસ્ત્ર વચનો કંઈ પ્રકાશ,
છે બે એક રૂપ જોયું હતું સૌએ સાથે. વદ્યા
વદ્યા માત્ર એજ, છે ખુલાસો છેજ, એ મનમોહન મૂરતિ જોતેજ,
મન મ્હારૂં હરાઈ ગયું એને હાથે. વદ્યા૦
શ્રી રામચંદ્ર, દશરથના નંદ, આનંદકંદને પડયો ફંદ,
નથી હવે છુટવાનો કોઈ વાતે. વદ્યા૦
હોય ન અવતાર, તોએ ન દરકાર, લાગ્યો રામથીજ છે પૂરણ પ્યાર,
અમારે તો એજ ચાહે તે હોય જાતે. વદ્યા૦

### દોહરો.

ફરી આવ્યા ફરી કાશીએ, કીધો ગ્રંથ પ્રકાશ,
તે માંડી વિનયપત્રિકા, સંમત થઇ સુખરાશ.

સુગ્ધરા.

મૂકીને પાત્રકાને, પ્રભુ પદ સમિપે, બંધ કીધાં કમાડો,
બોલ્યા જોઇ વિનંતિ, ખરી મુજ મનની, ખાલી પાડી ન રાડો;
તો તેમાં આપ હાથે, હરિ કરી સહિને, દાસને તે બતાડો,
તેવું કીધું હરીએ, સહી થઈ ગઈ એ, સ્વાદ સૌને ચખાડયો.

" મ્હારૂં ગોકુળ જોવાને " એ રાગ.

ધન્ય ધન્ય શ્રી તુલસીદાસ રે, અંત પ્રભુપદ પામ્યા;
કીધો દીવ્ય અવધમાં વાસ રે, અંત પ્રભુપદ પામ્યા. ટેક,
ચેતાવી સર્વ શિષ્યને રે, આપી ઉચિત ઉપદેશ;
નગર બધું આવ્યું નિરખવા, અસ્ત વરૂણાસંગમને પ્રદેશ રે. અંત૦
ન્હાઇ તિલક માળા ધરી રે, જન ગજવે રામ નામ;
ધ્યાન ધરી ત્યાં તન તજી, થયા તેજપુંજ તે ઠામરે, અંત૦
સંવત એંસી સોળસોરે, શ્રાવણ સુદ તીથિ સાત;
ચઢી વિમાને સંચર્યા, મળ્યા સદા સારૂ સિતાનાથરે. અંત૦
**અનુ** એ એનો ભાટ છેરે, તેથી નથી ઉચ્ચાટ;
શ્રીનિવાસ વિશ્વાસ છે, થાશે એજ અંતે મ્હારો ઠાઠરે. અંત૦

સોરઠ.

દ્રઢ રહી ચહી હરિગુણ ગાઓ, શ્રીરામનામ જપે જાઓરે. ટેક.
એ સમ અન્ય ન ધન્યજ એથી, સજ્જન ખરેખર થાઓરે;
**અનંત** એ અનંત સુખ લેવા, સુભાગ્યવંત ગણાઓરે. દ્રઢ૦

—इति—

## શ્રીપિપાજી મહારાજની કથા.

કેવા થઇને કેવી રીતે તિર્થક્ષેત્રમાં જવું ને ત્યાં શાસ્ત્રે કહેલ મહાત્મ્યપર કેવી શ્રદ્ધા હોય તો કેવો અનુભવ થાય ? બલકે તે રીતે પ્રભુનો સાક્ષાત્કાર થયા પછી તે અનુભવી કેવા સમર્થ થઈ જાય છે ? એ સમજવા આ ચરિત્ર ઉત્તમ છે. પ્રભુ પોતાના ભક્તની અભિલાષા આ કાળમાં પણ કયાં કેવા પ્રકટી પૂરે છે એ દ્રઢ કરવાને પણ, આ ચરિત્ર ઉપયોગી છે ને તેથીજ પ્રથમપદ ગાયું છે કે—" ચાહો શ્રીહરિને "

# —આખ્યાન—

" રસિલા હરિ તુજને રીઝાવું શી પ્રકાર " એ રાગ.

**ચાહો શ્રીહરિને, ના કરો બીજી દરકાર, રીઝાવો જગસરકાર.** ચાહો૦ ટેક.
**ગણો હરિ હરિજન, સારૂ તન મન ધન, તો અનંત થાશે બેડો પાર.** ચાહો૦

**લાવણી** " ધૂર્જટી માગું સ્હાય " એ રાગ.

મહત **ગાગરૌન** નગર પ્રસિદ્ધ, પિપાજી ભૂપ થયા ત્યાં **સિદ્ધ;**
ગ્રહી પહેલેથી રૂડી **રીત,** કૃતિ ન કદી કરતા વિપરીત,
ભક્ત હતા **દેવી**તણા, કરતા તેની સેવ;
પણ **વિશ્નુ** જનને પણ ચ્હાતા, સરખા સરવે દેવ;
વિવેક કરેથી ડરતા **ચિત્ત,** માનતા નિંદા થાય **ખચિત.**
આવી પહોંચ્યું ત્યાં વૈશ્નવ વૃંદ, ભૂપે આપી રસોઈ સુખકંદ,
દેવીને ભોગે કરવા કહ્યું, તેમણે તે ટાણે તો સહ્યું;
તથાપિ મનમાંથી એ ચહ્યું, હજી અજ્ઞાન રાયને રહ્યું.
કરી સ્તુતિ શ્રીકંથને, ભક્ત થાય નરપાળ;
ધરી તેમણે તો પ્રીતિથી, લક્ષ્મીવરને થાળ,
દેવીની હતી મૂર્તિ એ પાસ, ધરી નહીં તેને થાળી ખાસ.
જમે તો ભલે જમે તે સંગ, એમ આવ્યો એ થકી પ્રસંગ. ૬

**પરજ** " ઓ રસિલા રામ " એ રાગની **ગજલ.**

સૂતા રાતે સુખે નૃપતિ ત્યાં પૂરો પરચો **થયો;**
શયન ઘરમાં અવર કો નથી, ત્યાં પૂરો પરચો થયો. ટેક. ૭
દેવી આવી રીસ લાવી, પાડી નાંખી પલંગથી;
જગાડયો નૃપ જોઇ ભભકતી, ત્યાં પૂરો પરચો થયો. ૮
મ્હને રાખી ભૂખી રાજા, તું સુખેથી સૂઇ રહ્યો;
પૂરી શીદ મંદિરે મૂરતી; ત્યાં પૂરો પરચો થયો. ૯
ભૂપ કહે મ્હેં ભોગ આપ્યો, વૈશ્નવોના સંગમાં;
શું ધર્યો તેમણેજ નથી, ત્યાં પૂરો પરચો થયો. ૧૦
દેવી **કહે** તેણે ધર્યો, **શ્રી**હરિને તેનો હર્યો;
નવ દીધો મુજને સ્વકરથી, ત્યાં પૂરો પરચો થયો. ૧૧
ન દે વૈશ્નવ તો પછી, બળથી ન હું કંઈ લઇ શકું;
ભૂખ લાગી છે કકડતી, ત્યાં પૂરો પરચો થયો. ૧૨
ભૂપ કહે મા ડરો વૈશ્નવથી એ તો શુંએ હર્યું,
વિશ્નુ મ્હોટા ઘણા તમથી, ત્યાં પૂરો પરચો થયો. ૧૩

**" બેઠા શું રે આંહી "** એ રાગ.

દેવી કહે શ્રેષ્ટ શ્રીપતિ સદાય, એમાં શું શક રાય. (૨)
મુજ જેવી **દેવી ઇન્દ્રાણી, બ્રહ્માણી** તો ક્યાંહી, **અજશીવ પુજે** પાય. **એમાં.** ૧૪

અમે બધા તો એક અંડમાં, મ્હોટાં નિજ જન મ્હાંય, કોટી અંડનારાય. એમાં. ૧૫
એના દ્વિધેમાંથી દઇએ અમે બધાં જગ મ્હાંય, એનું બધું ગણાય, એમાં. ૧૬
એ રાખે ત્યાં સુધી રહે અમ ધન વૈભવને કાય, એ લઇ લે કે જાય. એમાં. ૧૭
મુઆ પછી પણ મુક્તિદાતા, સાચા એજ સદાય; એજ કરે તે થાય. એમાં. ૧૮

**ભક્ત વિજયકારે કબુલે છે કે—**

**" ब्रह्मा इन्द्र आणिहर हे नेणति ज्याचा पार,**
**तो–क्षीराब्धि वासी कमळावर श्रेष्ठ असे सर्वांसी** १९
**रवि चन्द्रासि दीधली दीप्ति त्याच्या तेजें त राहाटती,**
**पुरुष पुराण रूक्मिनी पति श्रेष्ठ सर्वांसी असेकीं. "** १०

પદ રાગ પરજ.

ભૂલવ્યો મુજને ત્હેં દેવી, આજ લગી જન્મ ગયો એળે,
વાત પ્રથમથી હતી કહેવી, ભૂલવ્યો મુજને... ... ટેક. ૨૧
ધન વૈભવ સુત સ્ત્રી સુખ સારૂ, રે ! મ્હેં નથી તુને સેવી. ભૂલ. ૨૨
મુક્તિ તો નથી ત્હારા વશમાં, વાત જાણી આજજ એવી. ભૂલ. ૨૩
જગ સુખદાતા હું જ બંધાયો, ભલી મળી તું મુજ જેવી. ભૂલ. ૨૪
હજી હરિ મેળવ કરી કરૂણા, દે વધુ શીખ ધટે તેવી. ભૂલ. ૨૫

કાલીંગડો.

હરિ ન મળે હુંથી રે (૨) દેવી કહે છે. ટેક.
અસુર ભીલ પણ અમને સેવે; રીઝીએ મદ્યમાંસ ચૂંથી રે. હરિ. ૨૬
સદ્ય ઉપાય શ્રીવૈષ્ણવજનને, નથી વેગળા તુંથી રે. હરિ. ૨૭

**" रिद्धि सिद्धि राज्य धन हे मांगसी तरी मी देईन,**
**परीश्रीमाचे दर्शन मज स्वाधिन ते नाहीं.** २८
**देवाधिदेव सनातन जाहलासे भक्ताधिन,**
**ऐसे जे संत वैष्णवजन तुझ्या नगरासी पातले. "** २९

છોડાવવાનું કામ એમનું, અમે તો દઇએ જાળ ગુંથી રે. હરિ. ૩૦
ત્હારૂં ધાર્યું થશે સત્ય કહું, શ્રીરામાનંદ સાધુથી રે. હરિ. ૩૧

પદ " કંથબીન " એ રાગ.

થયો હરિજન રાય, ત્યારથી થયો હરિજન રાય;
કર દેવીને વિદાય, ત્યારથી થયો હરિજન રાય, ટેક. ૩૨
જન નિંદાથી જરીએ ન ડરી, ધરી ઉમંગ ઉર મ્હાંય;
આવી પહોંચ્યો કાશી સંગ છે, હય ગજ ધન સમુદાય. ત્યારથી. ૩૩
રામાનંદ કહે ધન વૈભવયુત, જનથી ન સાધુ થવાય;
જુવો શિષ્ય મુજ બધા અકિંચન, તેમ તમથી ન કરાય. ત્યારથી. ૩૪

બહાર આવી ઝટ બધું લૂટાવી, ફરી પકડયા ગુરૂપાય;
કહ્યું હવે હું થયો અકિંચન, કરી કૃપાથી સ્હાય. ત્યારથી. ૩૫
રામાનંદ કહે પડે કુવામાં તો કલ્યાણુજ થાય;
તેવો નૃપ દોડયો કે પકડયો, પછી ન શીદ ગુરૂ સ્હાય. ત્યારથી. ૩૬
શંખ ચક્ર ને તિલકમંત્ર દઇ, નિજપુર કર્યો વિદાય;
સર્વે વદ્યા ધન્ય છે પિપાજી તમ સમ કોથી ન થાય! ત્યારથી. ૩૭

## શાર્દૂલવિક્રિડિત છંદ.

પ્હોંચીને પુરમાં પિપા નૃપતિએ, પ્હેલી પ્રસિદ્ધિ કરી,
સેવો સર્વ સદૈવ સાધુ શુચિને, સ્નેહે શુચિતા ધરી;
આવ્યા સંગ સમેત ત્યાં ગુરૂ રીઝી, જાવા પુરી દ્વારકાં,
સાથે સદ્ય સિધાવવા સજ થયા, આપી પુરાં પારખાં. ૩૮

## સાખી.

ગુરૂ કહે સાધુના સંગે હોય ખચિત જરાય,
સુણી સાધુવેશ કરી લેતાં અચકયા ચિત ન જરાય,
રાણી પણ તૈયાર થઈ હતી, બધી સામટી બાર;
સમજાવી ન સમજતાં ભૂપે વિચાર પાડયા બ્હાર. ૩૯

## સવૈયો.

જે કરમાં ધરી તુંબી તને ભગવાં ધરશે ધન ભૂષણુ વારી,
તે મુજ સંગ સુખે કરશે તઇયાર બનો જગથી પરવારી,
પાછી ફરી ગઇ તેથી બધી ભરીને નિજ નેનની ભિતર વારી,
એક સિતા સજી ભેખ થઇ સજ રોકી રહી નહીં કોઇની વારી. ૪૦

## પદ. "ઈશ રમાપતિ", એ રાગ.

મોકલ્યો રાણીઓએ રોકવા દ્વિજરાજ.
વિપ્રે આવી કહ્યું, કરો સૌનું ચહ્યું; નહિતો હત્યા દઉં, છું પ્રતિજ્ઞા લઉં;
એવું વદી વિષ ઝટ ઝાલ્યું કરમાંજ......મોકલ્યો. ૪૧
સહુ સમજ્યા ભય દે છે ખાલી, ત્યાં તો તે પી ગયો પ્યાલી,
પડયો બની શબ પાદ અફાળી, થયા ફીકા સહુ એ કૃતિ ભાળી; ૪૨
નૃપે તિર્થ લાવીને પાયું, ઊઠયો થયું તન તેજ સવાયું;
જય જય વદ્યો સમાજ..........મોકલ્યો રાણીઓએ. ૪૩

## શાર્દૂલ.

છોડીને ધન ધામ ગામ સઘળા, ભોગો; સતિ સાથ છે;
આવ્યા શ્રીગુરૂ સંગ જયાં સુખનિધી, દ્વારામતિ નાથ છે;
રામાનંદ ગયા ફરી લઇ બીજા, શિષ્યો સુખે કાશીએ;
પોતે ત્યાં સતિ સંગ ઠેરી ઊરમાં, આશા ધરી ખાશી એ. ૪૪

ગીતિ.

હરિ મંદિર જળ અંદર, બન્યું સુંદર ભાખ્યું શ્રીભાગવતે;
તે શ્રીમનનું દર્શન, કરવા આવ્યું આ શ્રીભાગવતે. ૪૫

द्वारका हरिणा त्यक्ता समुद्रोऽप्लावयत्क्षणात् ।
वर्जयीत्वा महाराज श्रीमद्भगवदालयम् ॥ ४६
नित्यं संनिहित स्तत्र भगवान्मधुसूदनः ।
स्मृत्वा स्नेषा शुभहरं सर्व मंगळ मंगलम् ॥ ४७

ગરબી.

ઉઠયા ઊઠયારે, સુણી એ વાત જેવી ભાગવતે,
ત્રુઠયા ત્રુઠયા રે, જગનાનાથ માન્યું ભાગવતે. ૪૮
લોકે રોકયા રહ્યા ન ટોક્યા, વરત્યો હાહાકારરે;
પતિ સંગ સતિ ધરી ઉમંગે, પડયા ઉદધિ મોઝાર. માન્યું. ૪૯
ફીકર પરહરી હરિ ભરોંસે, હરી વિપત્તિ એ નાથેરે;
પહોંચ્યા કુશળ કનક મંદિરમાં, સતિ સિતાની સાથે. માન્યું. ૫૦
આ દંપતિપર દિવ્ય દંપતિ, રીઝયાં સાચા ભાવે રે;
એ આનંદ અનુભવ અકળિત, પામ્યાં પ્રેમ પ્રભાવે. માન્યું. ૫૧

"લાગી છબીનાથની" એ રાગ.

દીઠા રણછોડરાય રૂપાળા, રાણી રૂકમણી સંગમાં,
ભારી ભભકભર ભાળ્યા, દીઠા રણછોડરાય રૂપાળા. ૫૨
રવિ મંડળ લાજે, મંદર તેવું રાજે, શશી સમાન છાજે, પાર્ષદની સમાજે. ૫૩
સિંહાસનની છટા, શિર્ષે છત્રની છટા, ઝગે મણિ ઝાંમટા, જામી કિરણ જટા. ૫૪
ધનશ્યામ યુવાવાળા, લાવણ્ય નીધિ સુખાળા. રણછોડરાય રૂપાળા. ૫૫
શોભે ચતુરકર, આયુધ દિવ્યવર, મુકુટ શિશપર કુંડળ તેજભર. ૫૬
કંઠે મણિના હાર, કૌસ્તુભ ખૂબીદાર, સર્વાંગે અલંકાર; વનમાળાની બહાર. ૫૭
પિતાંબરધર વ્હાલા, નુપુર પ્હેરેલાલા, રણછોડરાય રૂપાળા. ૫૮
પાસે રૂકમણી મણી, ધણીને યોગ્ય બણી, બેઠી છે બણીઠણી, દાસીયો સેવે ધણી, ૫૯
એ અલંકારો અંગ, એ ભોગ રાગ રંગ, એ આનંદ ઉછરંગ, જોતાં થયા છે દંગ.
ધન્ય રંગિલા રસાળા, છેલ છબીલા છોગાળા, રણછોડરાય રૂપાળા. ૬૦

સાખી.

પિપાજી સિતાજી સ્તંભ્યાં ભભક ભાળી આ ભારે,
ગદગદ કંઠ નેત્ર જળ ભરી તન થયાં પુલકિત આભારે;
જોતાં વેંત ધાઈ હરિ ભેટયા આપીને મહામાન,
સાત દિવસ રોક્યા નિજ સદને માનીને મહેમાન. ૬૧

"સુંદર ગુણ મંદિર તનું" એ રાગ.

પ્રભુ કહે પિપાજી હવે પાછા પધારો,
જગામાં, જનમાં, ઝટ જઇને, વીતિ કહીને, સુખે રહીને, ભક્તિ વધારો. પ્રભુ. ૬૨
દરિયે પડી મુઆ ગણે નર ને નારો,
ત્યાં જઇને કુશળ બેઉ વ્હેમ વિદારો. પ્રભુ. ૬૩
આપું છાપ તે નિશાન કરમાં ધારો.
જન જે, તન તે, સુખે ધરશે, મને વરશે, ભવ તરશે, સાગર ખારો. પ્રભુ. ૬૪

**કાલીંગડો.** "નજરીયાં લાગીરે" એ રાગ.

પિપાજી આવ્યા પાછારે (૨) હરી ભક્ત સાચા. પિપાજી૦ ટેક.
દંપતિએ દંપતિ ઊર રાખ્યાં, જવું પડયું તેથી ન રાચ્યારે. પિપાજી. ૬૫
સંતસમાજે લીધા વધાવી, છાપાં નિરખી કંઇ નાચ્યા રે. „ ૬૬
થયા પ્રભુના રથા સદાએ, મનસા કર્મણા વાચા રે. „ ૬૭

"મ્હોં મલકાવી વથા" એ રાગ.

માન ઘણું દેવા લાગ્યાં જન દંપતિ તેથી **ભાગીરે,**
નિકળ્યાં પરિચિત જનમાંથી ઝટ વનમાં બેઉ બડ**ભાગીરે.** ટેક. ૬૮
માર્ગે મળ્યો પઠાણ દુષ્ટજન, ચાલ્યો સીતા **હરી એરે;**
હરિ બની સંહરીને તેને સીતા રક્ષી **હરીએરે.** ૬૯
**તો**ડા ગામ **સુ**રજમલ રાજા, આવ્યા ત્યાં સર**પાળેરે;**
માટી ખોદતાં મહોર ભર્યો ઘટ, દીધો કૃષ્ણ કૃ**પાળેરે.** ૭૦
તે નવ લઇ ઊતારે રાતે, વાત કરી **નારાનેરે,**
ચોરે સુણ્યું ગયા ખોલી ત્યાં, કહેલી કી**નારીનેરે.** ૭૧
ઘડો હતો પણ સાપ વડો છે, તેમાં પડયો **ફુંફાડેરે,**
ચોરે જાણ્યું કપટ કર્યું જાણે રખે ઘર **ફાડેરે.** ૭૨
આપણ પણ એ ઘડો ઉઠાવો, પટકો જઇને **ઘેરેરે;**
એની કરેલ વિપત્તિ પોતે, એને જઇને **ઘેરેરે.** ૭૩
ઘટ પટકી ઘરમાં ને નાઠા, ચોર માંહે તે **વેળારે;**
મહોરો ખખણી જાગી જાણ્યું, વાળી હરિએ **વેળારે.** ૭૪
ઉઠી પ્રાત મહોરો સાતસેં, હાથ આવી તે **ખરચીરે;**
સાધુ સેવમાં સર્વ લગાડી, યાત્રીની થઇ **ખરચીરે.** ૭૫
વાત રાયને કાન જતાં તે, પડયો આવીને **પદમાં રે;**
લઇ પારખું શિષ્ય સ્વીકાર્યો, ઉગાર્યો આ **પદમાં રે.** ૭૬

**ગીતિ.**

કાર્ય ભક્તનાં કર્તા, વિવિધ યુક્તિથી દ્રવ્ય આપી દેવા;
કાર્ય ભક્તનાં કર્તા, વિવિધ યુક્તિથી દ્રવ્ય આપી દેવા. ૭૭

## કાફી.

પરચાનો નથી પાર, પિપાના પરચાનો નથી પાર,
પીએ ને પાએ હરિરસ તેથી પિપાના પરચાનો નથી પાર. ટેક. ૭૮
તેલવાળી તેલ લ્યો તેલ લ્યો, કહેતી નિકળી બજાર;
આપ કહે તેલ તેલ શું કર, રામ રામ ઉચ્ચાર. પીયેને. ૭૯
તે બોલી રામ રામ તો કહે, સતિ થાય તે નાર;
જીવો પતિ મુજ લાખો વરશો, બોલો કરીને વિચાર. પીયે. ૮૦
ત્યાં તેલીને ઘરમાં ઘુસતાં, વાગ્યું જોરથી બાર;
ફુટયું શીર ને આયુષ્ય તૂટયું, સતિ થઇ તે નાર. પીયે. ૮૧
જોવા મળ્યું બધું પુર વરત્યો, વસમો હાહાકાર;
પહોંચ્યા આપ સ્મશાને સત્વર, સતિ દેખી તૈયાર. પીયે. ૮૨
આપ કહે બ્હેન થયો વાયદો, હવે તો રામ ઉચ્ચાર;
સોગન ખાધા તે પતિ જાગ્યા, વરત્યો જય જયકાર. પીયે. ૮૩
પરચો પ્રૌઢ પેખી પુરનાં જન, શિષ્ય થયાં ધરી પ્યાર;
રામ નામ જપતું કીધું પુર, ધન્ય કર્યો અવતાર. પીયે. ૮૪

" ઓધવજી કરમનકી ગતિ " એ રાગ.

આવ્યા ચોર ભેંશ ચોરવા રાતે, પિપા જાણી ગયા એ વાતે, આવ્યા, ટેક.
ચોર ચોરી ભેંશ જાવા લાગ્યા, પાડી રહી ખીલા માથે;
ઉઠયા તુરત પોતે પુંઠે ધાયા, પાડી પકડીને હાથે. આવ્યા. ૮૬
મળ્યા દોડીને ચોરને પોતે, થોડીજ દૂર ગયા કે;
કહ્યું અરે ! લઇ જાઓ પાડી આ, દઊં ખુશીથી ધણી જાતે. આવ્યા. ૮૭
એ વિણુ દુઃખી થશે જીવ બન્ને, દૂધે નહીં આવે હાથે,
જ્ઞાન પામી પડયા ચોર ચરણમાં, ભક્ત થયા થઇ સજા તે. આવ્યા. ૮૮

## રાગ પીલુ બરવો.

લોભી મોદીએ પિપાજી પાસે એ માગી લીધું,
પાસે એ માગી લીધું, નિજ મોદીખાનું કીધું. લોભી. ૮૯
સાધુ આવે તેને સારૂ. સીધું તોળે જાય;
ધન આવે તે પોતે પામે, લાભ ઘણો સમજાય. લોભી. ૯૦
થોડા દીન આવવા ભરોંશો, હિસાબ રાખ્યો સાફ;
પછી જોયું કે પોલું ચાલે, કોઈ નહીં લે ઇનસાફ. „ ૯૧
ખોટું ખોટું નામું માંડી, વિતાડયા ખટમાસ;
પછી આવીને કર્યો તકાજો, પિપાજીની પાસ. „ ૯૨
પિપા પાસે પૈસા ન મળે, પણુ કહે વહી લઈ આવ;
લાવીને શું દેખાડે, કોરી થઇ ગઇ સાવ. „ ૯૩
સાચો હિસાબ રહ્યા લખેલો, ખોટો પામ્યો નાશ;
સમજી વણિકે ભૂલ કબુલી, થયો ચરણુનો દાસ. „ ૯૪

" મોહની લગાડીરે " એ રાગ.

રંગદાસ નામેરે, રંગદાસ નામેરે;
સાધુ હતા કોઈ સારે ઠામે, સ્વીકાર્યા શ્રી શામેરે, રંગદાસ ૯૫
તેને મળવા પ્રીતિ લાવી, દ્વારે પોતે ઉભા આવી;
માનસિક સેવા મન ભાવી, કરતા'તા તે પ્રિત લગાવી. રંગદાસ. ૯૬
વરદી જઇને શિષ્યે દીધી, પોતે કરે ઈશારત કીધી,
ગાંઠ હારની બાંધી દીધી, ધરતાં મુકટે અડચણ કીધી, રંગ. ૯૭
વધ્યા પિપાજી ઉભા બ્હારે, ધરી ન જાણો શું એક હારે;
સુણતાં ધાયા શ્રીરંગ પ્યારે, મળ્યા હળ્યા ભક્ત રહ્યા હારે; ૯૮

મરાઠી ચાલની સાખી.

એકાદશી જાગરણ કરતાં, એક વખત નૃપ સાથે,
પીપાજીએ સૌના જોતાં, મસળ્યા બન્ને હાથે;
નવ સમજ્યા તે........પુછ્યું કર્યું શું આતે, ૯૯
દ્વારકાપતિને ચંદરવે, અડયો દીપ આ ટાણે;
તે સળગતાંવેંત બુઝાવ્યો, ત્યાંના જન એ જાણે,
ભૂપે વ્હાણે........દુત મોકલી લહ્યું થયું એજ પ્રમાણે; ૧૦૦

હરિગીત છંદ.

દુષ્કાળમાં કંગાલ જન ધન માલ વિણ લથડી ગયા;
તત્કાળ પોતે વ્હાલથી સંભાળ લીધી ધરી દયા,
ખોદાવી ભૂ ત્રણ ક્રોડ રૂપિયા કઢાવી ખરચી ગયા;
એ રીતે પ્રિતે કર્યાથી જીવ અસંખ્યાત બચી ગયા, ૧૦૧

" નાગરનટરે " એ રાગ.

કરી તૈયારી (૨) પિપાજી પરમ પદ જાતા;
સંગ થઇ પ્યારી (૨) પિપાજી પરમ પદ જાતા,
જન અનેક પાપી તાર્યા, જન અનેક દુઃખી ઉગાર્યા;
ધન તન ખરચતાં ન હાર્યા, સેવ નિત ન્હાતા (૨) પીપાજી. ૧૦૨
સહુને હળી મળી ઉમંગે, આરોગ્ય દીસતા અંગે;
વાળી પલાંઠી એ પ્રસંગે, સ્મર્યા જગનાથા ( ૨ ) પીપાજી. ૧૦૩
સૌ જોતાં વિમાન આવ્યું, ઝળળળળળ સ્થાન દીપાવ્યું;
આ તન અહીં પડયું રખાવ્યું, ગયા ગુણ ગાતા (૨) પીપાજી. ૧૦૪
ધન્ય ધન્ય સીતા નારી, ગઈ સંગ ચઢી ખરી પ્યારી;
કૃષ્ણ રૂકમિનીપરવારી, થયાં અનુ ત્રાતા (૨) પીપાજી. ૧૦૫

માટે

ચાહો શ્રી હરિને ના કરો બીજી દરકાર, રાઝાવો જગ સરકાર.
ગણો હરિ હરિજન સારૂ તન મન ધન, તો અનત થાશે બેડાપાર.

ઇતિ.

સંવત ૧૯૫૬ ના મહા સુદ ૮ વાર બુધ. તા. ૭-૨-૧૯૦૦

॥ શ્રી હરિઃ ॥

# श्री सुरदास चरित्र.

એક કવિએ કહ્યું છે—

**कहा शूरको सर लग्यो, कहा सूरकी पीर,**
**कहा सूरको पद सुन्यो, जो सखी बनी अधीर.**

એક સખી બીજી સખીને પુછે છે, કે હે સખી ! તું આવી અધીર શાથી બની ગઇ ? ત્રણ કલ્પના તે છે. શું તને કોઇ શરનું સર-બાણ વાગ્યું ! અથવા તને શળની પીડા થાય છે ! તેમ નથી તો પછી એજ ઠર્યું કે શ્રી સુરદાસજીનું પદ તું સાંભળી ગઇ છે. એવા સમર્થ અદ્‌ભૂત અસર કરનાર જેને માટે બીજા કવિએ વળી કહ્યું છે,—

સુર સુર તુલસી શશી, ઉડગન કવિ સબ ઓર;
કલિકે કવિ ખદ્યોત સમ, ચમકત ઠોરહી ઠોર,

કવિઓ બહુ થાય છે, કહેવાય છે. તે કલિના કવિતો બધા ખદ્યોત એટલે આગીયા જેવા જગે જગે ચમકે છે. પણ ખરેખર કવિ એ, તેમાં પણ તુલસીદાસજીને શશી ને સુરદાસજીને સૂર્યજ. એવા મ્હોટા તે શાથી થયા ? અમે પણ તેવા થવા કાં ન ચહીયે ? ચહીયે તો શું કરવું ? તે નિચેના ચરિત્ર પરથી સમજવા જેવું પદ.

**પદ ભેરવી.** " એ મેરી ઓર જરી દેખલો જરી " એ રાગ,

**કુકામ પરહરી, ભજીલયો હરિ, તરશોજ તો, નવ ભૂલો ફરી ફરી. ભજીલયો અનંત પ્રેમે વિધિથી વરી, ગુણગાઈ રોજ અઘ હો સહુ સંહરી. ભજીલયો કુકામ૦**

**મરાઠી સાખી.**

કૃષ્ણ વીણા સરિતાને તીરે, નગરી હતી શ્રીમાન.
વિપ્ર બિલ્વ મંગલ નામે ત્યાં, રહેતા હતા ધિમાન;
જનમાં માન હાં............ગાન વિશે અ સમાન.
એક વિપ્ર મિત્રને ઘેર થઇ હતી ગમત એક વેળા,
ત્યાં પોતે પહોંચ્યા પ્રિતે, શોખીન તેથી સવેળા,
જન આવેલા, હાં..........ગમ્યા નહિ આ વેળા.
ચિન્તામણી ગણીજ રૂપાળી, આવી બાણી ઠણી ગાવા,
ઉઠી નાચપર ચનગન કરતી, લાગી તાન લગાવા:
ભાન ભમાવા, હાં............અમ મુદામ જગાવા.
ચંચળ ચિત ચિન્તામણી માંહે, ચોટયું ચિન્તાકારી.
રંભા રતિ સમી દેખાણી, ચપળાજ ચમતકારી;

ઉર ધા કારી, હાં...........લાગ્યો, બન્યા વિકારી. ૪

**ગીતિ.**

ધ્યાન બીજેથી છુટયું, ખૂટયું ન એનું ક્ષણે અનુસંધાન,
તાનથી તાનજ લાગી, બની ગયા ગુલતાન શું મસ્તાન. ૫

દુહો— ગાન સાંભળીને થયું. ખરેખરૂં ખફગાન,
ભાન હતું તે પણ તદા, વધી થયું બે ભાન.

પદ. " આવ્યાં ચરણકમળને શરણે " એ રાગ,
માશુક ઉઠી પુઠે આશક પણ એ નાશક સાથે ગયા;
આ તક પાતક શું વેચાણજ, એ ગ્રાહક હાથે થયા, ટેક. ૭
દિનભર દિલ એમાં ધોળાય, રાત પડી કે પહોંચી જાય;
ધન આપી અઘ બંધન ત્હાય, નારે ભલી ભાતે ચલ્યા. માશુક. ૮
દિન દિન સુકાયાં જાય, દિન દિન ધન લૂટાયાં જાય;
સામન સાધન જેજે ત્હાય. તેતે ઝટ આપે ગયા. માશુક. ૯
મુકયાં વિદ્યા ધર્મ વિચાર, મુકયાં કુળ જાતિ આચાર;
ફુંકયા પૈસા થયા ખુવાર, દિન દિન દીન જાતે થયા. માશુક. ૧૦
ન રહે પછી સ્વધર્મ મોઝાર, ન ચહે કુટુમ્બ સ્ત્રી પરિવાર;
ન ચહે વિયોગ પણ ક્ષણવાર, પરવશ દિન રાતે થયા. માશુક. ૧૧
કામ આગ તે શે ઓલાય, ભોગ ભોગવે વધતી જાય;
તેમ વધુ વધુ વૃત્તિ ત્હાય. ત્યાં કરી જગનાથે દયા. માશુક. ૧૨

શાખી— શ્રાદ્ધ પક્ષમાં શ્રાદ્ધ તાતનું, કરવા આવ્યો કાળ;
રાતે રજા લીધી ગુણિકાથી, નહિ આવીશ હું કાલ,
ઘેર રહી બહુ વિપ્ર જમાડયા, શ્રાદ્ધ કરીને જાતે;
થઇ ચિત્તમાં ચંચળતા, રાત પહોર ઉપર કંઇ જાતે.

**લાવણી.**

નીશ અંધારી ભારી બની છે ભયકારી, વરસે વસમો વરસાદ ન તે ગણકારી;
ગુણિકાને ઘેર નદી ઉતરેથી જવાતું, ત્યાં નાવ નિત્ય ગુણિકાનું લેવા જાતું. ૧૪
નહિ આવે જાણી નથી તે આજ રખાવ્યું, ભરપૂર નદીમાં પૂર વળી છે આવ્યું;
નથી ભાન કરે તોફાન અતિ જે વારી, શબ જોઇ તણાતું કીધી તેપર સ્વારી. ૧૫
કામાંધે મુરદુ છે એપણ નવ જાણ્યું, તરી ચૂકયો નદી એટલું માત્રસમ જાણ્યું;
ગુણિકાનાં બંધ કમાડો કોણ ઉઘાડે; બુમો પોતે પાડી બહુએ સ્વર ધાડે; ૧૬
કોઇ નવ જાગ્યું તવ ગયા ચાલી પછવાડે, બારી ઊઘાડી રાખી દીઠી છે વાડે.
તે માંહે લટકતી રસી દીઠી વળી કાળી, મનમાં બોલ્યા વાહરેવાહ લટકાળી ! ૧૭
રે ? સર્પ હતો ને તે પણ મસ ઘભરાયો, ચૂડ ભેરવીને રસો ત્હાંજ ભરાયો;
ચઢી પોતે અંદર પડયા ઉછળી ઊમંગે, કાદવમાં તેવા પડયા ધબાકા સંગે. ૧૮
જાગ્યાં સાૈ ઘરનાં ચોર ચોર કરી સાથે, ઓળખ્યા તદા ફરી કાદવ ધોયા ન્હાયા;

અંદર જઈને વ્હાલીને સત્ર જગાડી, બોલી તે થઈને સ્વસ્થ નિશા જોઈ ધાડી. ૧૯

પદ. "હે દેવા" એ રાગ.

હે લાલા ? આટલી રાતે તમે તે આવ્યા શી રીતે ચાલ્યા. ટેક,
નદીમાં પુર આવ્યું છે, ઘર બંધ કરાવ્યું છે; એવું કામ ખાસ શું છે મથ્યા હાલા. આ૦ ૨૦

પદ. "આજ શ્યામ" એ રાગનું.

હશી વદ્યા વિપ્ર પ્યારી ભારી ત્હારી પ્રીતડી-
ભારી ત્હારી પ્રીત જોઈ ન્યારી ત્હારી રીતડી. હશી૦ ટેક.
નાવ રાખ્યું તીર પ્રતિ' રસીએ બંધાવી હતી;
કરી જુક્તિ જેવી તેવી, મ્હેં એ કરી ઝીતડી, હશી૦ ૨૧

ગઝલ. "મહારાજકો" એ રાગ.

વદી નારી આતે વદો કે બકો, વિના દારૂ પીધે તમે કાં છકો. ૨૨
નથી નાવડું મોકલ્યું આજ મ્હેં, રસી બાંધવા ના કર્યું કાજ મ્હેં. ૨૩
બતાવો ક્યહાં નાવ ક્યહાં એ રસી, બતાવા ઉઠ્યા વિપ્ર સાથે હશી. ૨૪
જુવેરે રસી તો મહા નાગ છે, નથી નાવ શબ એ વિના આગ છે. ૨૫

ગીતિ.

**વિપ્ર—** છોડયો નક્કી મ્હોતે, બની બીના આજ ખરે મ્હારી,
**વેશ્યા—** છોડો નક્કી મ્હોતે બની વિનાશી આ જખરે મારી. ૨૬

"ભેખરે ઉતારો રાજા ભરથરી" એ રાગ.

ધિઃક ધિ;ક ધિઃકરે ધિઃક્કાર છે, ધિક્ક છે હજાર વારજી;
કામ અંધ તું કેવો થયો, કર કંઇ તો વિચારજી.
સમજ સમજ હજી વિપ્ર તું. ૨૭
નારી નરકની ખાણુ છે, તેમાં પણુ પરનારજી;
તેમાં પણુ ગુણિકા વળી, તન ધન હરનારજી. સમજ૦ ૨૮
હાડ માંસ મઢયાં ચામડે, ભર્યા મળ મુત્ર લાળજી;
તેના ઉપર તને ઉપજે, મૂઢ વ્હાલું શું વ્હાલજી. સમજ૦ ૨૯
દિન દિન એ પણુ ક્ષીણુ થશે, અંતે નાશ થનારજી;
તું પણુ મરીશજ પલકમાં, આજનુંજ સંભારજી. સમજ૦ ૨૦
મનુષ્યદેહ તેમાં વિપ્રનો, દુર્લભ છે અવતારજી;
ભવ તરવા મળ્યું નાવ છે, થા તેથીજ ડુબનારજી, સમજ૦ ૩૧
વેશ્યા હું પાપની ખાણુ છું, તોએ ભજું ભગવાનજી;
જાતે ચતુર છે ભણ્યો ગણ્યો, લાવ હજુ પણુ સાનજી. સમજ૦ ૩૨

**શાખી—** ભવે ડુબતાને તરવાને મળ્યું વડું એસાન,
હૃદય કપાટ ખુલ્યાં ને આવી બ્રાહ્મણને સાન;
ગુરૂ ગણી ગુણિકાને માંન્યું, માન આપી અહેસાન,
ગાન કુશલ ને હરિ ગુણુ ગાન કરવું થયું આસાન. ૩૩

**વસંતતિલકા-**ગાવા ગોવિંદ સુગુણો ગુણકા ગણીએ, ત્યાગી તદાજ તૃણુતુલ્ય તમામ શ્રીએ;

આવી વશી હરિ સ્થળે ખરી લાગણીએ; ભાવી સુભક્તિ કરતી નિત માગણીએ. ૩૪

દીંઠી —બીલ્વમંગળે સુસંત સંગ કીધો, છેક ત્યાગ પુર્વનો પ્રસંગ કીધો;
ગુરૂ સોમગીરી પદે નામી શીષ, થયા તેમના પછીથી નામી શિષ્ય, ૩૫

દોહરો. —સાલ કાઢી વિષ વિષયનું, સંત સેવી એક સાલ;
હાલ સુધારી નિકળ્યા, વૃજમાં થવા નિહાલ. ૩૬

પદ. " એકતો મેં રાજાકી " એ રાગ.

દ્વિજ એ વૃંદાવન જાતા, જોતાંજ બ્હારનો વેશ સંત સમજાતા;
નથી સંગ કોઇએ સાથી, આવ્યા એક નગર નજીક શુભ આશાથી. ૩૭
સર પાળ દેખી સારી, બેઠા તરૂતળે વિતેલ વાત વિસારી,
ત્યહાં સદ્ય આવી કોઈ નારી, નાજુક જુવાન જોતાંજ મનહરનારી. ૩૮
સુખે ન્હાઇ બાઇ સુચાલી, પહેરીને મહીન ચીર લટકે ચાલી;
છુપી જોઇ આંએ ધારી, ફરી વળી જ્ઞાનપર કામની અંધારી. ૩૯
ગયુ ભાન નારી ન વિસારી, ચાલ્યા પુંઠે ગઇ જ્યાં નારી નવી સારી;
પેઠી તે તો ઘરમાંહી, બેઠા દ્વારે બની મૂઢ નવ શરમાઇ. ૪૦

ચોપાઇની ચાલ.

આવ્યો એવામાં ત્યાં તેનો સ્વામી, બેઠા દીઠા કો બારણે સ્વામી;
લાવી સિધું માંડ્યું જ્યારે દેવા, નથી ભૂખ બોલ્યા એ ભૂદેવા. ૪૧
ત્યારે તે ગયો નિજ ઘર માંહી, સ્હેજ બેઠા જાણી ભરમાઇ;
ફરી બ્હાર આવ્યો બીજા કામે, બેઠા દીઠા બાવા તો એ હામે. ૪૨
કહ્યું જ્યારે જોયતું નથી ખાવા. ત્યારે કેમ બેશી રહ્યા બાવા;
ભાન ભૂલી વદ્યા સાચું પોતે, મોહ્યો છું હું ત્હારી ત્રીયા જોતે. ૪૩
નથી સૂઝતું ખાવું કે પીવું, એને નહીં મળું તો નહીં જીવું;
બેઠો મરીશ આંહી ત્હારે દ્વારે. નહીં તો મેળવ તું મને પ્યારે. ૪૪

હરિગીત છંદ.

હશીને વદ્યો તવ ઘરધણી બોલ્યા ન કેમ પ્રથમ નકી,
ચાલો ઊઠો ભોજન કરો પછી મેળવું હું તમ થકી;
ઘરમાંહી આણી પ્રસાદતિર્થ પ્રભુતણું દઈ પ્રીતથી,
સંતોષી કંઈ ચિત શુદ્ધ કીધું શ્રી વૈષ્ણવની રીતથી. ૪૫

ગીતિ.

મ્હેં કર્યું બનતું મ્હારૂં, કહે સતિને કામ હવેજ તમારૂં;
એ ન મરે તે સારૂ, કરો વિચારી જે સમજો સારૂં. ૪૬

પદ. " પિયુને તજાવનાર " એ રાગનું.

નારી વદી રતિએ એમાં નથી વિશાદ;
સતિ પાસે પતિ વિપત્તિની શી બીસાદ. ૪૭
આપત્તિ આ પતી જાશે પ્રભુને પ્રતાપ;
હરશે શ્રી હરિએ એ સંતનો સંતાપ. ૪૮

એ ઉચરી સમરી હરિ માળે ગઇ **નાર;**
બાવા ચાલ્યા પુંઠે પતિ કહે થશે **થનાર.** ૪૯
તિર્થ પ્રસાદે ઢીલા થયા હતા વિકાર;
દીઠી સાધ્વી શાન્ત જગદંબાને **આકાર.** ૫૦
સતિ પતિની સાધુતાનો આવ્યો છે વિચાર;
પોતાની પતીતતાનો એ આવ્યો ચિતાર. ૫૧
તેવા વદ્યા લાવો બે **સોયોનું** પ્હેલું **કામ;**
તે પછી સમાવી શકું પુરેપુરો **કામ.** ૫૨
આણી બે સોયો કે ફોડી નાંખ્યાં બેઉ **નેન;**
એહાવું થશે ખબર એ હતી બેઉ**ને ન.** ૫૩
હાંહાંહાં કરતાં તો નિકળ્યું રૂ**ધીર;**
ધાજો નાથ કહેતાં આવ્યા પતિ તજી ધીર. ૫૪
ડોળા ગયા ફુટી થયા તમા**મ નકામ;**
બોલ્યા બ્હેન મ્હારી તમે પૂરી **મનકામ.** ૫૫

**લાચાર શિશુ આ ઠાર છે.** એ રાગ.

ધિક્કાર વાર હજાર છે. મુજને ધિક્કાર છે;
દંપતિ તમને ધન્ય ધન્ય હજારવાર છે. ધિક્કાર૦ ટેક.
બોલ્યો પતિ સાધુને આવ્યું કષ્ટ હાય સતિ,
તે આપણી કૃતિથી અરે રે ! શું થનાર છે. ધિક્કાર૦ ૫૬
બોલ્યું તદા મન સાધુએ સાધુ તમે સાચાં,
સાચો અસાધુ હું સમો નવ કોઇ ઠાર છે. ધિક્કાર૦ ૫૭
જે નેન છે દુઃખ દેન તેને રાખવાં શાને !
ભૂલ્યો ફરી ભૂલ્યો, ફરી ભૂલતાં શી વાર છે ! ,, ૫૮
ગુણકાથી જાગીને ઉંઘ્યો પણ સતિ તેં જગવ્યો;
ભય કર્યો આઘો હવે બે ફીકરી અપાર છે. ,, ૫૯
ઉપકાર વારંવાર માનું દંપતિ મનથી;
ડુબતો ઉગાર્યો તેં ફરી નવ ડુબનાર છે. ,, ૬૦

**સાખી.** "પ્રાણથી પ્યારા." એ રાગ.

દંપતિ તો લાચાર થયાં, વહી નયનોથી જળ**ધારે;**
પણ પોતે તો આથી, ઉર આનંદ અવિચળ **ધારે;**
અંતર ઉઘડયું ભલે રહે જગ ભૂલવતું અં**ધારે;**
આશિષ દઈ ચાલ્યા વ્રજ પથ **શ્રીકૃષ્ણને આધારે.** ,, ૬૧

**વસંતતિલકા.**

તાજી પીડા, ન પડી દેવ વિના સુદ્દષ્ટી,
તેથી થઈ પથવિશે અતિ ચિત્ત કષ્ટી;
થાકી મુંઝાઇ પથમાંહી ગયાજ બેશી,
ચિત્તે સ્તવી વ્રજપતિ પદમાં પ્રવેશી. ૬૨

"नांथ नव करो वात घर जवानीरे" ए राग.

सूरदासजी, मन गया मुझाई रे;
समरी श्याम, पूर्णकाम, दुःख विराम, दया धाम, वदया पाही पाहीरे. सूर० ६३
प्रकट त्यां थया, झट कुंवर कन्हाइ रे,
आवी पास, आपी आश, वद्या अरे ! सूरदास, जाओ छो जी कयांहीरे. सूर० ६४
सूददासजी उचर्यां तव भाई रे;
जशो केम, रही क्षेम, शोध्यो नहीं केम एम, संगी न को आंहीरे. सूर० ६५
सूर तव वद्या, फीकर नथी कांई रे;
श्री वृजनाथ, एज साथ, एज मात तात भ्रात, ए थशे सहायीरे, सूर० ६६

गजल कल्याण.

सुणी सुरनी एवी वाणी श्रीपति राजी थया;
सद्य पोते अल्यो पाणी, श्रीपति राजी थया. टेक.
वद्या चालो म्हारी साथे, आ बगीचे रहो राते.
जजो वृज थातां प्रभाते. श्रीपति राजी थया. ६८
सुर चाल्या हाथ झाली, दोरता श्रीवर संभाळी;
कीधी साची रखेवाळी, श्रीपति राजी थया. ६९
तरस लागी तदा नाथे, नीर पायुं कमळ हाथे;
सुर समज्या सुधा स्वादे, श्रीपति राजी थया. ७०
ओळखीने वद्या आतो, कृष्णपदपंकज जणातो;
थया अंतरध्यान त्यांतो, श्रीपति राजी थया. ७१
हाथ छोडी हरि नास्या, पण पछी पोते न त्रास्या,
दढ थइ अनुंभवे आशा श्री पति राजी थया. ७२

**"हाथ छोडाये जातहौं, निर्बल जानिके मोहि"**
**"जब हिरदे तें छूटीहौं, मर्द बदौंगी तोहि"** ७३

भैरव—साखी.

एम उचरी रही रात बागमां प्रात श्री वृजमां आवी,
सेवा कुंज विशे तरु तळे बेशी धरी द्रढता आवी;
खाउं पीउं शुं खसुं न अहींथी ज्यां लगी न मळे नाथ,
धुन लगावी भजन तणी बणी अति उरे रळीयात. ७४

"डरमां नहि दिलसाथ" ए राग.

आरती जोइ ततकाळ, थया त्यां प्रकट विहारीलाल,
जणुती निज जन व्हाल. थया त्यां प्रकट विहारीलाल. टेक.
नजीकमां आवी रे, मुरली बजावीरे,
नेत्र खुल्यां तेवां भक्तनां खासां, रवि उदये जाणे कमळ विकास्यां;
नख सीख अंग प्रितमनां भास्यां, प्रेम फंदे जाणे नित्य ते फास्यां,

ફરી નાંખ્યા નક્કી નિહાલ, થયા ત્યાં પ્રકટ વિહારીલાલ. ૭૫
સ્વર થકી મોહને, રાખ્યો ચિત પ્રોઇએ
એ ગાન તાન તે શું ભૂલાયે, બ્રહ્મા શિવાદિ જે સુણવાને ચાહે;
એ રૂપ એ ખૂબી શેં વિસરાયે, સુર સ્ત્રી શ્રુતિએ જેનાથી લોભાયે;
રહ્યું રગ રગ ઉભરી વ્હાલ, થયા ત્યાં પ્રકટ વિહારીલાલ. ૭૬
દોહરો—'સુર પ્રતાપથી સુર મટયા, થયા ખરેખર સૂર,
શૂર ધરી નિત શૂર રહ્યા, ફરી કદી કરી ન કસૂર. ૭૭

" મોહની લગાડો રે " એ રાગ.

બોલ્યા પ્રભુ પ્યારે રે, બોલ્યા પ્રભુ પ્યારે રે;
ભાવ વખાણી વારે વારે, સ્નેહે સુ પ્રકારે રે. બોલ્યા. ટેક.
દઢતા જોઇ તમારી ભારે, નહીં ચૂકો ફરી રહ્યું લગારે;
રહો ભજન રત તમે તમારે, ફિકર રાખવી પડશે મ્હારે રે. બોલ્યા. ૭૮
દૂધ ભાતનો પ્રસાદ પ્યારે, નિત્ય મોકલીશ હું આ ઠારે;
એક દુનો બસ થશે તમારે, રહો સુખે અહીં એ આધારે રે. „ ૭૯

ધનાશ્રી.

ધન્ય ધન્ય સૂરદાસ, ભક્તવર ધન્ય ધન્ય સૂરદાસ;
વૃજમાં કીધો વાસ, ભક્તવર ધન્ય ધન્ય સૂરદાસ. ટેક.
રાધાવર નિત્યે પહોંચાડે, દૂધ ભાત સુખરાશ. ભક્તવર. ૮૦
વૃજે વિચરતા ગુણો ઉચરતા, ફરતા ફરતા ખાસ. ભક્તવર. ૮૧
અનેક પદ અનહદ રસ લદબદ, કરતાં જતા પ્રકાશ. „ ૮૨
જેનો કર પકડયો શ્રી કૃષ્ણે, તેને રહે શી કચાશ. „ ૮૩

શાર્દૂલવિક્રીડિત.

આવ્યા એક દિને રઘુપતિતણા, ધામે નમ્યા હામશું;
બોલ્યા સાધુ તમે શ્રી કૃષ્ણ જનછો, સેવા ફરી રામશું !
ભાખ્યા સૂર શ્રીરામ કૃષ્ણરૂપ છે, મ્હારાજ સ્વામીતણાં;
સાધું કે નવ હોય એમ કદીએ, બન્ને જૂદાં છે બણ્યાં. ૮૪

ઉપેન્દ્રવજ્રા.

શ્રીકૃષ્ણ તો ગોપતણા કુમાર, શ્રીરામ રાજા સુત સુકુમાર;
શ્રીકૃષ્ણ રાધા પ્રિય બંસી, પ્યારી, સીતાપતિ રામ ધનૂષધારી. ૮૫

પદ. " પ્યારસેં મીલો આઈ કે " એ રાગ.

સુર વદ્યા કરજોડી હે રઘુપતિ, સાધુ શંકા દ્યો તોડી. હે રઘુપતિ. ટેક.
ધનુષ બાણ તજી બંસી ધારો, થાઓ ત્રિભંગી વ્હાલા;
કિરીટ સ્થળે કરો મોરમુકુટ પ્રભુ, હાર સ્થાન વનમાળા. હે રઘુપતિ. ૮૬
જાનકી જગે રસિલી રાધા, બાજુપર દેખાડો,
રાજ્યગાદી સાટે ગૌ સાથે, પ્રકટી સંશય કાઢો. હે રઘુપતિ. ૮૭
સ્તુતિ કરે સૂર જુવે સાધુ, ત્યાં સિતારામ પલટાઇ;

રાધાકૃષ્ણ ગૌ સંગ થયા હરિ, ભક્ત રહ્યા ગુણગાઇ. હે રઘુપતિ. ૮૮

**દોહરો**–પરચો એ પેખી પ્રકટ, પડયા સરવ પદ માંહ્ય;

લીલા એ સુરદાસજી, વધ્યા સુરવ પદ માંહ્ય. ૮૯

**પદ** "મ્હો મલકાવી' એ રાગ.

**ચિ**ન્તામણી આવી શ્રી વ્રજમાં, સુણી નિજ સુરની ખ્યાતી રે;

છે પોતે પણ ભક્ત શીર મણી, થઈ નિજ સુરની ખ્યાતીરે ટેક,

આવી નમી આપ સુરપદમાં, સુર પદમાં હતી મોહીરે;

પણ પોતે ઓળખતાં વેંતજ, ઉઠયા આદરે જોઇરે. ૯૦

ઉંચે આસન ઝટ બેસાડી, વધ્યા જોડીને પાણીરે;

આપ પ્રતાપે ભવની ભાવટ, મ્હારી સરવ કપાણીરે. ૯૧

કથા કહી પોતાની વીતિ, અથથી ઇતિ તે ટાણે રે,

આવ્યો ત્યાં દૂનો પ્રસાદનો નિતના નિયમ પ્રમાણેરે. ૯૨

સુર કહે આજે તો આપજ, આ પ્રસાદ આરોગોરે;

મરમ જાણીને ઉચરી શાણી છે એતો તમ જોગોરે.

"**કુંથબીન**" એ રાહ.

શીદ લઉં એ હું પ્રસાદ, સાધ્વી કહે શીદ લઉં એ હું પ્રસાદ;

હાલ કરૂં હરિ યાદ, સાધ્વી કહે શીદ લઉં એ હું પ્રસાદ. ટેક.

આપને જાણે છે તેમ હુંથી નથી અજાણ એ નાથ;

હું પણ બીજે પડીયો પામીશ, એજ પ્રિતમને હાથ. સાધ્વી. ૯૪

એમ ઉચરતી વીણા સુંદર સત્વર પકડી હાથ;

સુર મેળવી મધુર પદ છેડી, ઊચરી મધુરે સાદ. સાધ્વી. ૯૫

યાદ કર્યા વ્હાલાને, વ્હાલે, કાઢી આરત [illegible]દ;

તદા થઈ ભાન ભૂલી ગઇ, પામી વિરહ વિશાદ. સાધ્વી. ૯૬

સાચે ભાવે પ્રેમ પ્રભાવે, સ્તવ્યા ઘડી એકાદ;

પ્રકટ થયા વૃજચંદ્ર તુરત ત્યાં, અતિ વરત્યો આલ્હાદ. સાધ્વી. ૯૭

**પદ.** "બેગી ઈન્દ્રનીકો" એ રાગ.

નટવર નંદ કીશોર, વ્હારે મ્હારા નટવર નંદ કીશોર. વ્હારે૦ ટેક.

બેઉ ભક્તજન બોલી ઉઠયાં, જય જય જય કરી શોર. વ્હારે૦ ૯૮

બે દડીયા અહી આવ્યા દોડી, પ્રબળ પ્રેમને જોર. વ્હારે૦ ૯૯

આપી સખાને અધિક આજનો, દીધો સખીને ઓર વ્હારે૦ ૧૦૦

બેઉ થયાં હરિના હરિ થયા બેઉના, કાલજડાની કોર. વ્હારે૦ ૧૦૧

**અનંત**ને નવ રાખશો અળગો, થાઓ તુરત ચિતચોર. વ્હારે૦ ૧૦૨

---

કુકામ પરહરી ભજીલ્યો હરિ' તરશો જતોં નવ ભૂલો ફરી ફરી, ભજીલ્યો૦

**અનંત** પ્રેમે વિધિથી વરી ગુણગાઓ રોજ અઘ દો સહુ સંહરી. ભજીલ્યો૦

**—इति—**

**સંવત ૧૯૫૬ પોશ કૃષ્ણ ૧૩ તા. ૨૯-૧-૧૯૦૦ મુ. રાધનપુર.**

॥ શ્રીહરિ. ॥

# रामदास स्वामी-पूर्व चरित्र.

( લેખક. રા. રા. અનંતપ્રસાદ ત્રીકમલાલ વૈષ્ણવ. )

તુલસીદાસજી ને સુરદાસજી ઉત્તરમાં થયા, તેમ સમર્થ " રામદાસ સ્વામી " વળી દક્ષિણમાં થયા. તેમના બેમાંનું આ પ્રથમ આખ્યાન તે " સમર્થ " શી રીતે થયા ? તે બતાવે છે. બીજામાં તે સમર્થતા વાપરી તે વિશે કહેવાશે. નામજ " રામદાસ " એટલે શ્રીરામાવતારનાજ પૂર્ણ ભક્ત પરમવિરક્ત હતા એમ સમજાય છેજ. પણ આ કાળમાં પણ ગમે તે દેશમાં પણ સાક્ષાત્ શ્રીરામચંદ્ર સ્વામી પ્રત્યક્ષ થાય છે. એ દૃઢ કરવાને અહાવાં અનેક ઉદાહરણોની અગત્ય છે ને તે એવા પ્રશસ્ત મહાપુરૂષોનાં, કે જેમના ઇતિહાસના સાચાપણાને માટે ઠામ ઠામ અદ્યાપિ સજીવન પ્રમાણો શોધક શ્રદ્ધાળુને માટે જોઇએ તેટલાં હયાત છે. રામદાસ નામ સહજ છે પણ યથા નામા તથા ગુણા થવું જોઇએ. તે માટે પદથી જુવો કે—

" હે છબી નાથની અતિ પ્યારી " એ રાગ.

હજી બની જા ખરો રામ દાસ, એજ સ્વરૂપ તુજ ખાસ છે, બની જા ખરો રામ દાસ. ટેક.
ન રહે ચામદાસ, ન રહે ધામદાસ, ન રહે દામદાસ, ન રહે કામદાસ,
ન અનુ ન કામદાસ, નહિ માત્ર નામદાસ, થા ખરો રામદાસ. હજી બની જા.

**શાર્દૂલ.**

જેના બાવીશે પૂર્વજો શુચિ થયા, વિપ્રો શ્રીકૃષ્ણાજીથી;
બાળ સમા સુરયાજીપંત શુચિ જે, રાણુ સતિના પતિ,
શ્રીગંગાતટ ગામ જાંબ મહિ જે, મ્હેતા ઠરીને રહ્યા,
તેના પુત્ર શ્રીરામદાસ ગુરૂજી, મારૂતિ અંશે થયા. ૧

**હરિગીત.**

શ્રી સૂર્યનારાયણ તણા સેવક વડા સૂર્યાજી એ,
ઉદયેથી અસ્ત થતાં સુધી સેવે રવિ રહી રાજી એ;
રાતે કરે ઘરકામ દિવસે દેવ, એમ સ્મરે ગયા,
બારથી છત્રીસ વર્ષ સુધી સેવ એમ કરે ગયા. ૨

**સાખી.**

શક પંદર પંચવી માઘ સુદ પાંચમ આવી જ્યારે,
ચોવીશ વર્ષે વ્રત્ત સમાપ્તિ કરવી મન ભાવી ત્યારે;
પ્રાતકર્મ પરિપૂર્ણ થઇ ચૂકયું કરૂણા લાવી ત્યારે,
અદ્‌ભૂત વિપ્ર ઉભો સન્મુખ આવી પ્રિત લાવી ત્યારે. ૩
દિવ્ય તેજ જોતેજ ઉઠી નમી પ્રેમે આસન દીધું,

કર જોડીને પુછયું કેમ કયાંથી ઘર પાવન કીધું;
વદ્યા તદા તે સેવ કરે તે દેવ થયો છું પ્રસન્ન,
માગ સુખે મહાભાગ મુખે ધરી હોય આશ જે મન. ૪
ફરી નમ્યા જય જય વદતા સ્તવતા સૂર્યાજી ભાવે,
વદ્યા રવિ સુખપ્રદા તદા ફરી વર માગી લે ભાવે;
આપ કહે આપ શું ચહું હું, નાશવંત જગમાંહી,
દેવ કહે વર દેવોજ પડે આશવંત જગમાંહી. ૫
તું તેડાવ ત્હારી નારીને વર તેને આપીશ વ્હાલે;
આવી નારી ઉમંગ ધારી નમી ન કર્યો સવાલે,
વદ્યા દેવ બે પુત્ર થશે, મુજ અંશ મારૂતી અંશે,
બીજો ભક્ત થશે વેરાગી રહેશે પૃથ્વી વંશે. ૬

ગીતિ.

રામ નવમીને દાડે, મારૂતિ દ્વારા શ્રીરામ નિરખાશે,
ભવની ભાવટ જાશે, આશે સદૈવ શ્રીરામ નીરખાશે. ૭

ચોપાઈની ચાલ.

ગયા એમ કહી રવિ ચાલી, થયા તુષ્ટ અત્યંત સુચાલી,
આશ આપી તેનો છે વિશ્વાસ, ચાહે કયારે આવે ચૈત્ર માસ. ૮
ફરી પડવાથીજ ધુમધામે, આરંભ્યો છે ઉત્સવ નિજ ધામે;
બાંધી મંડપ કીર્તન કરતા, છબિની સ્હામે નર્તન કરતા. ૯
ખાસભાવથી વર્તન કરતા, કૃતકૃત્ય એ નરતન કરતા,
આઠમીની નીશા અર્ધવીતિ, તેમ તેમ વધુ વધી પ્રીતિ. ૧૦
દેશે દર્શન મારૂતી વ્હાલા, થાશે રામસ્વામી રખવાળા,
રવિ વચનની હૃદયે પ્રતીતિ, ચહે હવે હરશે હરિ બીતિ. ૧૧

સોરઠ.

આવ્યો ત્યાં હવાલદાર, રંગમાં ભંગ પાડવાને શું આવ્યો. ટેક.
કુલકરણીને કહાવ્યું અંદર, આવ્યા છે અમલદાર;
તમને તુરતજ તેડાવે છે, આવી જાઓ ઘડીવાર. રંગમાં. ૧૨
જવાબ દીધો કીર્તન છોડી, નવ અવાય સરકાર,
પૂર્ણ થએ આવીશ હું પોતે, જાઓ તમે નથી વાર; રંગમાં. ૧૩
તે કહે કીર્તન રાખો ચાલતું, આવી જાઓ પળવાર;
મળી આવીને નિરાંતે કરજો, સમાપ્તિ શ્રેષ્ટ પ્રકાર. રંગમાં. ૧૪
ફરી કહ્યું ભાઈ સમજ પાડ તું, માફ કરો છું લાચાર;
તે કહે એ નથી વધુ ટકવાના, તેથી નથી માનનાર. રંગમાં. ૧૫
મન કચવાયું ઘણું ભક્તનું, પણ અંતે લાચાર:
કલમદાન દફતર લઈ ચાલ્યા, સમરી જગ સરકાર, રંગમાં. ૧૬

કાલીગડો. " મદન પડયો " એ રાગ.

આવ્યું આ વિઘ્ન કયાંથી રે (૨) સોચે સૂર્યાજી. આવ્યું. ટેક.
મધ્ય રાતે આવી શું તેડે, દીધી ખબરે ન પહેલાંથી રે. આવ્યું. ૧૭

નવ દિનથી તો કામે ચઢ્યું છે, નવરો ન ઉત્સવમાંથી રે. ,, ૧૮
અનેક ધુંચવણી થઈ આવી, તર્કો ઉઠ્યા મનમાંથી રે. ,, ૧૯
ચહ્યું જાઉં મારૂતીને નમીને, નડે ન વિઘ્ન કોઇ ભાંતી રે. ,, ૨૦

**મંદાક્રાન્તા.**

આવ્યા, આશે, કપિપતિ સ્થળમાં, ને નમી જ્યાં ઉઠ્યા કે;
ચારે પાસે, ઝળળળ ઝળક્યું, તેજ એ ધામ આખે;
આ શું ભાસે, ઉરમહિં ભડકયા, ના સહ્યું તેજ આંખે;
મૂર્છા પામી, સ્થિર થઈ પડ્યા, રંક એ કયાંથી સાંખે. ૨૧

" એસી ચતુરનાર " એ રાગ.

હતા રઘુનાથ, સતિ સીતાસાથ, સંગ અનુજ ભ્રાત;
મારૂતી સંગાથ, કાન્તિ અગાધ સહી શકે ન બ્રહ્માએ. હતા૦ ૨૨
ગયા ભક્ત પાસ. કરી કૃપા ખાસ, ધરી શીરપર કર સરવ સુખરાશ;
મટ્યો ત્રાસ ભાન આવી શું જુવે અહા ! એ... ... ... હતા૦ ૨૩
દિવ્ય સ્વરૂપ જોઈ; ચિત્ત પદમાં પ્રોઇ, પડયા ચરણ શરણ બણી પાપ ધોઈ,
જોઇ જોઇ મોહી મોહી શું રાજી થતા એ. ... ... હતા૦ ૨૪
વદ્યા સઘ ધન્ય, દાસ થા અનન્ય, દઊં મંત્ર ત્રયોદશાક્ષર પાવન;
કર પુજન દઊં હું મૂર્તિઓ તેનું સદાએ... ... ... હતા૦ ૨૫
રીઝયા જાણી રામ, છોડયું ત્યાંથી કામ, કર્યા ફરી પ્રણામ, થયા ગુપ્તસ્યામ;
આવ્યાધામ શી ખુશી સાથે તે ન વરણાએ. ... ... હતા૦ ૨૬

**સાખી.**

કમલદાન **મારૂતી** મંદિરમાં મુંકયું હજી તે ત્યાં છે,
**રામ સિતા લક્ષ્મણ મારૂતી**ની મૂર્તિ ધરી ઘરમાં છે.
ઉત્સવ કરી ખરોજ નવમીએ સાચી સેવ સ્વીકારી;
હરિસેવા વિણુ ક્ષણ પણ બીજી વાતજ ગણી અકારી. ૨૭
પંદરસેં સત્તાવીશ શક માગશર શુદ તેરશ સારી;
રવિપ્રતાપ થયા સુત **ગં**ગાધર ઉપનામ શ્રેષ્ઠ ધારી;
તીસ સાલમાં રામનવમી રવિવારે પ્રકટ્યા સ્વામી,
કપિપતિ અંશી **નારાયણ** નામી સમર્થ ઉપનામી. ૨૮

**સ્રગ્ધરા.**

માતાને તાત બન્ને, સુત બેઉ લઇને, **બે**ાધલાપુર આવ્યા;
જ્યાં સાળા ભાનજી છે, ભગતિ સપુત બે, દેખીને હર્ષ લાવ્યા;
પોતાના સ્વામી પ્યારા, સમિપ લઈ ગયા. ત્યાં ગુરૂ એક નાથે;
આપી આશિષ જાતે, ભવિષ વરતીને, મુંકીને હાથ માથે. ૨૯

ગર**બી.** " અમદાવાદ નામે " એ રાગ.

થયાં ગંગાધરને વરસો પાંચ ત્યાં જનોઈ દઇ દીધું રે;
સાતમે વરસે લગ્ન ધુમધામ સાથ રાજી થઈ કીધું રે.
વર્ષ દસમે ઉચર્યા પિતાસાથ, મ્હારે કરવું શું છાજે રે;
વદ્યા તાત ન હું જાણું કશી વાત, રઘુનાથ જ્યાં બીરાજે રે. ૩૦
મને મેળવનારા શ્રીહનુમંત, ઉભા મંદિરમાં છે તે રે,

પહોંચ્યો પુત્ર ત્યાં સદ્ય ભાગ્યવંત, સ્તવ્યા સેવ્યા બહુ હેતે રે. ૩૧
કર્યા પુરા અપવાસ દસ ખાસ, અગિયારમાની રાતે રે;
થયા મારૂતી પ્રસન્ન વદ્યા તન માગ્ય ચહે તે નિરાંતે રે. ૩૨
વદ્યા હોય ખરૂં હિત તે ઉપાય મ્હાંય દાસને લગાડો રે,
સ્તવ્યા સ્વામી કે પ્રકટયા જગરાય, તેથી શિશુને ભેટાડયો રે. ૩૩
સિતા સતિ રઘુપતિ દંપતિને ચરણુ શરણુ બાળ મુકયો રે,
પામ્યો મંત્રત્રયોદશી થયો ખુશી ફરી જે ન કદી ચૂકયો રે. ૩૪
રાખ્યા હૃદયામાં વ્હાલા શ્રીરામ, થયું કામ મન ધાર્યું રે,
પિતા પહોંચ્યા પરમપદ ધામ, જેણે જીવન સુધાર્યું રે. ૩૫

**લાવણી**—" સુણોને વૃદ્ધ " એ રાગ.

**ના**રાયણુ **ના**રોબા નામે (૨) **રા**મદાસ **ક**હેવાયા પુંઠે **સમર્થ** ઉપનામે. ૩૬
થયાં જવ વર્ષ પુરાં સાતે (૨) નિશાળમાં ભણી રહ્યા દીધું ઉપવિત ખુશી સાથે. ૩૭
પુજા જપ કરતા જોઇ બાઇ (૨) કહ્યું મને પણ બધુંશીખવો કરીશ લોભાઈ. ૩૮
વદ્યા મુજને અધિકાર નથી (૨) આપ વદ્યા આપ સમ કરીશ બીજી દરકાર નથી. ૩૯

" લક્ષ્મી નારાયણુ " એ રાગ.

મારૂતિને મંદિરે આવ્યા એ નાના ભાઈ રે,
લેવા મંત્ર ખંતથી ચિત્તમાં ખાસ ચાહી રે. ૪૦
ગાંડા ઘેલા અભંગો રચીને સ્તુતિ કીધી રે,
બેસી બેસી થાકયા ત્યારે ઉંઘ ત્યાંજ લીધી રે. ૪૧
શ્રી મારૂતિએ પ્રકટી પુત્રને જગાડયા રે,
વ્હાલથી વ્હાલા રામને વિનવી ભેટાડયા રે. ૪૨
મુકી શીર હાથ ત્રયોદશાક્ષર આપી રે,
**રા**મદાસ નામે કામે કીધા સ્થિર સ્થાપી રે. ૪૩

" પ્રાણથી પ્યારા ' એ રાગ.

ખોળાખોળ થઈ ઘરમાં ગયો નારાયણુ કયાં ચાલી !
માત શોધતી ભ્રાત શોધતા ઝટ ન જડયા એ સુચાલી.
મારૂતિ મંદિર માંહે પ્રદક્ષિણુ, કરતાં છેવટ ભાળ્યા.
તીલક, મંત્ર જપતા દેખી જાણ્યું રામે સંભાળ્યા. ૪૪

**ગજલ**. પરજ.

પરણવાની વાત કરતાં રામદાસ રીસાય છે,
વધુ આગ્રહથી ઉચરતાં, રામદાસ રીસાય છે. ટેક.
પિતા તો પહોંચ્યા પરમપદ, માતને મન હોંશ મસ,
પણ જરા વાતે નિસરતાં, રામદાસ રીસાય છે. ૪૫
સ્પષ્ટ જણવ્યું સર્વને, મારે કદી નથી પરણવું,
કળે કહેતાં કે વિફરતાં, રામદાસ રીસાય છે. ૪૬
માતા બોલી વાત જરી પાસે સુણી ત્રાસે તુરત,
ગયા વનમાં ખરે ડરતાં, રામદાસ રીસાય છે. ૪૭
લોક સમજાવા ગયા તો, ફેંકવા લાગ્યા દગડ,
ઘેર ન આવે કયમે કરતાં, રામદાસ રીસાય છે. ૪૮
ભાઈ મ્હોટા ગયા સમજાવી લાવ્યાં બહુ શ્રમ કરી,

માતા વાત નથી વિસરતાં. રામદાસ રીસાય છે. ૪૯

" મ્હોં મલકાવી. " એ રાગ.

એક વખત ગોરે સમજાવ્યા, સમર્થને બેસાડી રે,
ભાઈ સમજ તજ હઠ માતાનું માન અને વર લાડી રે, ૫૦
સુણતાં સટકયા સદ્ય સંત જઇ છુપ્યા વડા વડ માથે રે,
રામભજનમાં રહેછે નિતત, વિઘ્ન ન ત્યાં કોઇ વાતે રે. ૫૧
ખોળાખોળ ફરી ચાલી ત્યાં, માંડ દીઠા કોઇ એકે રે,
તેવો ત્યાંથી દીધો ભૂસકો, પુંઠે ન રાખી વિવેકે રે. ૫૨
પડયા ખાડમાં વાગ્યો પથરો તેની ન કરી પરવા રે,
જનો ન સમજ્યા બૂમો પાડે, એ બોલે શું કરવા રે. ૫૩
મા આવી બોલી નારાયણ બાહીર એ તવ આવ્યારે,
લોહી લુહાણ દેખીને બમણું ઉચકી ઘરમાં લાવ્યારે. ૫૪
ઘણા દિવસ ખાટલે સુતા પણ, હરિભજન નવ છોડયુંરે,
સાજા થયા તદા માએ ફરી, લગ્ન થવા મન જોડયુંરે. ૫૫

**ગજલ.** " શા માટ જાય " એ રાગ.

ભૂલાવી વાત વદ્યા પુત્રની પાસે, મ્હારૂં કહ્યું કરીશ ? વદ્યા હાજી ખુલાસે, ૫૬
મેળવી વચન માત વદ્યાં ત્રાસવું મહીં, અંતરપટ ધરતાં સુધીએ નાસવું નહીં. ૫૭
હા પાડી કે ઠરાવી વહુ ભાઇની સુતા, ગણે સહુ આશ્ચર્ય થયા શાથી સુધા ? ૫૮
ડાહ્યા થયા નારોબા સગાં એ રીતે વદે, માતાના વચનથી ત્રિલોકે અન્ય શું વધે. ૫૯

" બન ગયો બેદ " એ રાગ.

રામદાસ સ્વામી છે, બાળ બ્રહ્મચારીરે. ટેક.
હા પાડી સમજીને માએ, તુરત કરી તૈયારી,
જાન ચાલી માંમાને ધામે, ચાલ્યા સંગે વર પણ શણગારીરે. રામ૦ ૬૦
શ્રીમંત પૂજન પુણ્યાવાચન, થઈ ચૂકયાં બહુ ભારી;
આવ્યો અંતરપટ તણો સમય, બેઉ પક્ષનાં બેઠાંછે બહુ નર નારીરે, ૬૧
વાજાં ગાજાં જોશી ઘટિકા, છે સઘળી તૈયારી;
કન્યા આણી ધર્યો વચ્ચે પટ, સાવધાન સાવધાન રહ્યા વિપ્ર ઉચ્ચારીરે. ૬૨
સાવધાન કન્યાતો હતી પણ, વરે વાત ઉર ધરી;
ખરેખરા સાવધાન થઇને, નાઠા ઉઠીને ઝટ ગબડીજ મારીરે. રામ૦ ૬૩
હાં હાં કરતાં ધાયાં પુંઠે, બાહુએ નરને નારી,
વડ પીપળની પુષ્કળ ઝાડી, પેશી છુપ્યા મહીં ચઢી ઠેક મારીરે રામ૦ ૬૪
સાવધાન તો એજ થયા, અન્ય રહ્યાં ગાફલ ભારી;
ત્રૈણ દિવસ શોધ્યા પણ ન જડ્યા, કન્યા વરાવી બીજાને એ જખમારીરે. ૬૫
સગાં સંબંધી ગયાં વેરાઇ, માને થઇ લાચારી;
રોતી ભાન ખોતી ઘેર આવી, ગયા તે ગયા થઈ એ પીડ ભારીરે, રામ૦ ૬૬

**પદ.** " લાલન માટી ખાય " એ રાગ.

છુટી મેળવી મનધારી, રામદાસજીએ. છુટી૦
ફરી ફર્યા નહીં ઘર નીજ જાણી, ભયનું સ્થાન વિચારી એવી છુટી૦ ટેક.
ત્રણે દિન પળ ઘટી. રામનામ મુખે રટી,
પીપળ પરથી હટી, આવ્યા પછી પંચવટી;

નિરખી રૂપાળા રામ, અર્ધ કોશ હતું ગામ,
પાસે ઝાડીમાં મુકામ કીધો પામવા વિરામ, બાર વર્ષના બ્રહ્મચારી, રામ૦ ૬૭
કમર સુધી ઉદકે. મધ્યાન્હ પર્યંત ટકે;
મન એક ધ્યાને જપે, કરે પુરશ્ચરણ તપે.
પછી માગે મધુકરી, પંચવટી ગામે ફરી,
ત્યાં સિતાપતિને ધરી, ચલાવે ઉદર ભરી, શબ્દે અવર ન ઉચ્ચારી. રામ૦ ૬૮
કમર સુધીનું અંગ, થઇ ગયું શ્વેતરંગ,
પાડવા નિયમ ભંગ, માછલાંઓ દેછે ડંખ,
તેને ન લગાર ગણી, તેર કોટી જવા ભણી.
મંડ્યા દ્રઢ ધીર બણી, કાન્તિ વધેજાય ઘણી; ભજનની તો છે બલિહારી. ૬૯

**શાર્દુલ.**

પાસે ગામ હતી મુએો દ્વિજ તદા, નારી થઈ છે સતિ;
તે આવી શણગારી સ્નાન કરવા, પાદે પડી સન્મતિ;
થા સૌભાગ્યવતિ તું આઠ સુતની, માતા દવા એ દીધી;
ત્યારે તે સતિએ વિતેલ વિપતી, સર્વે ગુરૂને કીધી. ૭૦

**માલિની.**

રઘુપતિ સમરીને, ધીર તેને દઇને, શબ સમિપ જઇને, નીર હાથે ગ્રહીને;
તનપર ઝટ છાંટયું, તે ઉઠયો ધન્ય ભાખી. નિજ્જનતણી, સ્વામીએ સત્ય રાખી. ૭૧

**મરાઠી સાખી.**

પ્રતિસાલ ચૈત્ર માસ નવદિન, ઉત્સવ ભારે ચાલે;
પંચવટી મધ્યાન્હ પછી જઈ, સ્વામી પણ ત્યાં મ્હાલે;
શ્રીરામ કથા.............સુણતાં અતિશય વ્હાલે. ૭૨
ત્યાં મારૂતીએ આજ્ઞા આપી, આપ કથા સંભળાવો;
આજ્ઞાથી પોતે પછી બેઠા. શ્રોતા પામે લ્હાવો;
અતિ રસ ન્હાવો.........કોઇએ નતો બતાવ્યો. ૭૩
બટુક બની મારૂતીએ બેસે, કથા શ્રવણ કરવાને;
સાવધાનીથી રામદાસ કહે ભૂલ ન જરી થવાને;
લેતા ધ્યાને.............મારૂતી યથાર્થ માને. ૭૪

**શાર્દૂલછંદ.**

શોધે છે સતિ મારૂતી ન મળતી, કોઈ સ્થળે ભાળ છે;
બેઠા તેથી કણેર વૃક્ષપર ત્યાં. ક્રોધે બન્યા લાલ છે;
ધોળાં ફૂલ હતાં કહ્યું તવ વદ્યા, મારૂતી રાતાં હતાં,
એમાં વાદ થયો જનો બટુકથી, રીસે ભરાતાં હતાં. ૭૫

**ભુજંગી.**

કરી ખાતરી મારૂતીએ જઈ ત્યાં, હતાં શ્વેત એ વાત નક્કી થઇ ત્યાં;
કર્યો કોપ દ્રષ્ટાંજ એવા રહી ત્યાં, દીઠાં લાલ એ વાત સાચી થઇ ત્યાં. ૭૬

**શાર્દૂલ.**

જીવાડયો દ્વિજ તેમનો સુત થયો. પ્હેલો કર્યો ભેટ તે,

રાખી ઉદ્ધવ નામ આઠ વર્ષે, ચેલો કર્યો નેટ તે;
રાખી આશ્રમમાં પુરશ્ચરણ જ્યાં, પુરૂં થયું કે ગુરૂ,
ચાલ્યા પૃથ્વીપ્રદક્ષિણા નિમિત એ, સત્કર્મ કીધું શરૂ. ૭૭

**સાખી.**

સેતુ પાસ આવતાં દીઠા, સુખરાશ મારૂતી વ્હાલા,
લઇ ચાલ્યા લંકાં યાત્રાએ આપ બની રખવાળા;

**ઢીંઢી.**

ફર્યા સાત પુરી અને ચાર ધામ, તીર્થ ક્ષેત્રો ભેટ્યાં ફરી તમામ;
મુખે મુંકે નવ ક્ષણે રામ નામ, બાર વર્ષ પુરાં કર્યું એજ કામ. ૭૮

**" સિતાજીના મહિનાનો રાગ. "**

ગયા લગ્ન સમયે એકાએક ફરી ન ફર્યા ગ્રહે;
માતા ત્યારથી અતિ મન માંહ્ય, વિયોગે દુઃખી રહે; ૭૯
મ્હારો બાર વરસનો એ બાળ, ગયો તે ગયો ગયો ! !
વીતિ ઊપર ચોવીસ સાલ, ક્યાંહી ના જ્તો થયો ! ૮૦
રોઇ રોઇ માએ ખોઈ આંખ, કશું ના જણાય છે;
ભાઇ દે ધીર તવ રહે શાન્ત, ફરી દુઃખી થાય છે. ૮૧
આજે આવે કાલે આવે એમ, વર્ષોએ વહી ગયાં;
માતા વૃદ્ધા ને જરજર દેહ, શોકે છે થઇ ગયાં. ૮૨
રામદાસે કર્યો એ વિચાર, યાત્રાઓ પૂરી થઇ;
પણ માતને લાગ્યો ન પાદ, ત્યાં સુધી અધુરી રહી. ૮૩
તેથી ચાલી આવ્યા જાંબ ગામ, ગયા મૂળ સ્થાનમાં;
ભેટ્યા મારૂતીને આણી ભાવ, ગાયા ગુણો ગાનમાં. ૮૪
દુહો—પછી ચાલ્યા નિજ ઘરભણી, કરી ગામમાં પ્રવેશ;
ઝટ કોઇ ન શકે ઓળખી, એવો છે શુચિ વેશ. ૮૫

**રાગ ખમાચ.**

ચાલ્યા સ્વભૂવન ભણી રામદાસ;
રામદાસ હનુમાન દાસ, ચાલ્યા સ્વ૦ ટેક.
પદે પાદુકા તુંબી બગલમાં, કુબડી કરમાં ધરી ખાસ. ચા૦ ૮૬
માલા ગળે મેખળા કોપીન, ઉપવિત અંગ કરે ઊજાશ. ચાલ્યા. ૮૭
જટા ભાર શીર અન્ય ભારતો, જેનો વહેછે શ્રીનિવાસ. ચા૦ ૮૮
જય જય શ્રી રઘુવીર ઊચર્યા, ઊચ્ચ સ્વર દેખી અવાસ ચા૦ ૮૯

**" ભવપતિ સંકટ " એ રાગ.**

આવ્યો આવ્યો માતા મ્હારો ભ્રાતા વ્હાલો આવ્યો.
માએ લહ્યું છે કોઇ, ગુસાંઈ વહુને કહે ભીક્ષા દે બાઇ;
બોલી ઊઠયા ત્યાં મોટા ભાઈ, ભીક્ષા લેવા નથી એણે સાદ સંભળાવ્યો. ૯૦
એજ ખરો ત્હારો નારોબા, વનમાં રીસાઇને જનારો બા,
શી થઇછે તનની શુચિ શોભા ભલી કરી ભેખ ભલો ભાસેછે ભજાવ્યો. આ. ૯૧
મા વદ્યાં આખરે આવ્યો શું મ્હારો પ્રાણ એ;
આવ્યો શું મ્હારો પ્રાણ એ, દેવાને અંત લ્હાણ એ. મા૦ ટેક.

પદે પડયો જ્યાં સપૂત સભાગી, માએ મુંકયો શીર હાથ;
દાઢી જટા તન મ્હોટાં થયાં છે, નથી રહ્યા નાજુક ગાતએ. આવ્યો. ૯૨
નારોબા તું થયો મ્હોટો, રૂડો પણ આંખ મ્હારી ગઈ હાય;
દેખી નથી શક્તી મીઠ્ઠું મુખ, એનો દિસે ના ઉપાયરે, આવ્યો ૯૩
પુત્રે એવો કર ફેરવ્યો નેત્રે, દ્રષ્ટી થઇ દિવ્ય સદ્ય;
તેવો દીઠો દીવ્ય તેજ પુંજસુત, કાયા પ્રચંડ અવઘરે; ,, ૯૪
માતા કહે ભાઈ મુકી મને જઈ, કયાં તે વિતાડયો કાળ,
ભૂત ચેષ્ટા આ શું શીખી આવ્યો, વદ્યા તુરત ત્યાં લાલરે; ૯૫
હોતે વૈકુંઠીચે કોની શીરલેં અયોધ્યાં ભૂવની, લાગે,કોશલ્યાં એ રતની તેંચી ભૂત અંગે માય ૯૬
જાતાં કોશીક રાઉલીં, અવલોકિતાં ભયંકાળી તાટિકા તે છલોની મેલી. તેંચી. ૯૭
માર્ગી જાતાં વનાંતરી પાય પડલા દગડાવરી, પાષાણાચી ઝાલી નારી, તેંચી. ૯૮
જનકાચે અંગણી ગેલેં, શીવાચેં ધનુભંગીલેં, વૈદેહી અંગી સંચરલેં; તેંચી. ૯૯
જેણે સહસ્રાર્જુન વધીલા, તોડી તાતકાળચી, જ્યાલા, ધનુ દેદેની દેહ રક્ષીલા ૧૦૦
પિત્યા ભાકેશીં, કૈકયીએ વચનાસી, માતુ નીગેલે અરણ્યાંશીં. તેંચી. ૧૦૧
ચૌદા સંવત્સર તપાસી, અખંડ હીંડે વનવાસી, સાંગા તે ભુજંગપોશી; ,, ૧૦૨
સુગ્રીવાચેં પાલન, વાલીચેં નિર્દલન; તારી પાણ્યા વરી પાષાણ, ,, ૧૦૩
રક્ષી મરણી વિભીષણ, મારી રાવણ કુંભરણ, તોડી અમરાંચે બંધન; ,, ૧૦૪
વામાંગી સ્રિયેલા ધરીલેં, ધાતુની સરયું તીરાં આલેં, તેથેં ભરતાશીં ભેટલેં. ,, ૧૦૫
સર્વાં ભૂતાંચેં હૃદય નામ ત્યાચેં રામરાય. રામરાસ નિત્ય ગાય; ,, ૧૦૬

સવૈયો.

માત મળ્યાં બેઉ ભ્રાતની સાથ, વીતિ, કહી વાત રઘુવર દાસે,
માસ રહી વનવાસ જવા કહ્યું માત થયાં તવ ચિત્ત ઉદાસે;
ત્યાં ઉપદેશ દીધો કપીલે નિજ માતુને તેજ દીધો સુખરાશે,
તેથી રઘુપતિને મળવા મતિ, માત ચિત્તે થઇ આતુર આશે. ૧૦૭

બીહાગ. " મોહેનીકો " એ રાગ.

ધન્ય ધન્ય સાચા રામદાસ સ્વામી, ક્ષણે નખોતા નકામી. ધન્ય.
કરી કીર્તન ઘરમાં મંદિરમાં સેવ્યા સહુ સુખધામી;
પ્રકટ થયા મોટે રૂપે ત્યાં, માત મોદ મન પામી. ધન્ય. ૧૦૮
શ્રીરામ સિતા લક્ષ્મણ કપિ પતિ, પદ પડી મા શીર નામી,
મસ્તક મુકયો હાથ હરિએ, સકળ વેદના વામી; ધન્ય. ૧૦૯
સંત હનુમંત છે સ્વામી શીર, પછી રહે શી ખામી,
અનુ એ છે નિશ્ચિન્ત જાણી શીર, સિતા લક્ષ્મણ સ્વામી. ધન્ય. ૧૧૦

---

**હજી બની જા ખરો રામદાસ, એજ સ્વરૂપ તુજ ખાસ છે. બની.**
**ન રહે ચામદાસ, ન રહે ધામદાસ, ન રહે દામદાસ, ન રહે કામદાસ,**
**ન અનુ ન કામદાસ, નહિ માત્ર નામદાસ, થા ખરો રામદાસ. હજી.**

સંવત ૧૯૫૬ ના ચૈત્ર સુદ ૩.

---

॥ શ્રી હરિઃ ॥




( લે. રા. રા. અ. ત્રી. વૈશ્નવ. )

" એક કવિએ કહ્યું છે " કાશીકી કલા ગઇ મથુરાં મસીદ ભઈ, શીવાજી ન હોત તો સુનત હોત સબકી." એ પ્રમાણે જ્યારે આપણા સનાતન ધર્મપર પૂર્ણ વિપત્તિ આવી પડી હતી ત્યારે જેમ, અસુરોના ઉપદ્રવમાં ભગવતનો અવતાર થાય તેમ આ ધર્મના ધ્વંસપણાના સમયમાં તેના નિવારણાર્થે જ. ગુરૂ શિષ્ય **શ્રી રામદાસ** સ્વામી ને **શીવાજી** શિષ્ય થયા છે. **શ્રી** કૃષ્ણજી ને **અર્જુન** પેઠે **રા**મદાસ સ્વામીની મતિ. ને શિવાજીની કૃતિ એમ બેઉથી જ કાર્ય સિદ્ધ થયું છે. ને તેમાં ખરૂં બળ શિષ્યને ગુરૂનું પણ ગુરૂને તો " **गुरोर्गरीयान्** " ગુરૂઓના ગુરૂ શ્રીપતિનું જ હતું. કારણ તેમની સ્થિતિ કેવી રીતે બંધાઇ ? એ આપણે પૂર્વ આખ્યાનમાં વાંચી ગયા છીએ. હવે તેમનો પ્રભાવ આ આખ્યાનમાં જોઇ પદમાં લખ્યા પ્રમાણે;—

પદ. " હૃદય દીઠ જગ જગ ભટકે " એ રાગ.

**શ્રી રામદાસ થવુંજ ઘટે છે, મુખ એજ રટે જવું;**
**ઉર પ્રકટે એથી અનુભવ-પ્રેમ અલૌકિક, શ્રી રામદાસ થવુંજ ઘટે છે.**
**એજ રિદ્ધિ ને સિદ્ધિ છે સાચી, અનંત અવર વાત સહુ કાચી;**
**એથી અધિક શ્રી રામદાસ થવુંજ ઘટે છે.**

પદ. " કંથવીન " એ રાગ,

સાધુ એ સમર્થ શ્રી રામદાસ, જાંબ ગામમાં વાસ. સાધુએ, ટેક.
માત ભ્રાતની આજ્ઞા પામી, ફરી કર્યો વનવાસ;
પંચવટીપર શ્રી રામસ્વામી, પ્રકટ વદ્યા સુખરાશ. સાધુ. ૧
શ્રી કૃષ્ણ તીરે જઇને વશ, કર **શીવા**જીને દાસ;
થશે ધર્મ સ્થાપન એ દ્વારા, દેશ વિશે ચોપાસ.
યવનો ચારે ગમ ઘુમે છે, કરે કર્મનો નાશ;
તેનો નાશ ભૂપ એ કરશે, છે મુજ ઇચ્છા ખાસ. સાધુ. ૩
શીશ ધરી શ્રીવરની આજ્ઞા, ધરી આશ વિશ્વાસ;
મહાબળેશ્વર પર આવીને, કીધો ચાતુરમાસ. સાધુ. ૪

**સાખી.**

**મળ્યા સંત બહુ થયા સંત બહુ એ સંતના પ્રભાવે,**
**રંગનાથ જયરામ તુકારામ, મળ્યા આવીને ભાવે;**
ઉદ્ધવ ને કલ્યાણ શિષ્ય પ્રિય, થયાં બીજાં નરનારી,
એકાદશ સ્થળ મારૂતી સ્થાપી, ગુરૂ ભક્તિ વિસ્તારી. ૫
શ્રી મહારાજ શીવાજી બીજી ગમ જય કરવા લાગ્યા,

લીધું રાયધઢ પ્રતાપધઢ બાંધ્યું કે યવનો ભાગ્યા;
નાશક કોલ્હાપુર કોકણુના પ્રાન્તો અરીએ ત્યાગ્યા.
ધર્મ સ્થાપવા અરી કાપવા રામપ્રતાપે જાગ્યા. ૬

## લાવણી.

ચાંફળનો માંમલતદાર શીવાજી કેરો, આવ્યો તેને સ્વામીપર ભાવ ઘણેરો;
દેશાઈ મજમુન્દારોએ શરણે આવ્યા, મઠ રૂડો બનાવી સ્વામીને પધરાવ્યા. ૭
શ્રી રામનવમી આવી સમીપમાં જ્યારે. ઉત્સવ આરંભ થવાનું ચાહ્યું ત્યારે;
મૂર્તિ પધરાવીને પછી ઉત્સવ કરવા, મન કર્યું સ્વામીએ ખરી સેવ આદરવા. ૮
કહ્યું કારીગરને ચાર મૂર્તિઓ ભરવા, વર્ષનો વાયદો માગ્યો તપ તે કરવા;
સ્વામીને બહુ મન થયું કાર્ય આદરવા પણ પુરૂં થાય ન હરિ બેપરવા. ૯
એવે કોઇ શિષ્યો તેડી ગયા નિજ ધામે, વળતાં મુકામ કર્યો અંગાપુર ગામે,
ત્યાં કર્યું મારૂતી ધ્યાન સ્તવ્યા શ્રીરામે, ચિત ચહ્યું કરે હરિ પુરી ધરી આશા મેં. ૧૦

"ઘણી ખમા" એ રાગ "

ધ્યાન માંહે આવ્યા મારૂતી ને રઘુપતિ ભક્તિની ભક્તિથી રીઝયા, અનન્ય ગતિ ટેક. ૧૧
કરૂણા કરી રામે, આવી વદ્યા સ્હામે; કૃષ્ણામાં ખાડા માંહે, છે મૂર્તિ જે તું ચાહે,
ચાંફળ લઇ જાએ ઉત્સવ કર સુખથી. ધ્યાન. ૧૨

## શાર્દુલ.

જાગીને થઇ રાજી સદ્ય જઈને. કૃષ્ણા તીરે શોધતાં;
માગી મૂર્તિ મળી મહા મધુર છે, ચારે જણાં શોભતાં,
સીતા લક્ષ્મણને કરે ચમરને, મધ્યે રઘુનાથ છે;
હાંકે છે રથ મારૂતી હય રૂડા, જોડયા મુખો સાત છે. ૧૩

" મ્હોં મલકાવી " એ રાગ.

મળી મૂર્તિ મનમાની તે ધરી, ઝોળીમાં ઝટ ચાલ્યારે;
પણ તે ટાણે તે ઠેકાણે, ગામનાં જને ભાળ્યારે. ૧૪
આવી પૂરમાં કહ્યું મુખીને, મૂરતિ મજેની જાયેરે;
ધાયા પુંઠે ગામજનો નવ; ખરો ભેદ સમજાયેરે. ૧૫
ભેળા થયા સ્વામીને ભાખ્યું, મૂર્તિ ગામની લાવ્યારે;
સ્વામી કહે મ્હેં ગામ ન દીઠું, ખાડામાંથી આવ્યારે. ૧૬
જનો કહે યવનોના ડરથી, અમે હતી ત્યાં નાંખીરે;
જૂના દેવ અમારા જાશે, એ નહીં સકીયે સાંખીરે. ૧૭
સ્વામી કહે બહુ વાત મ્હેં મ્હારે મૂર્તિ મુકીરે;
ભલે તમે લેઇ જાઓ, એમ તકરાર તુરત તો ચૂકીરે. ૧૮

## મંદાક્રાન્તા.

મૂર્તિ મૂકી, જમિન ઉપરને, આપ સ્વસ્થાન આવ્યા;
મંડયા પુંઠે, પુરજન પણ તે, લેઈ જાવા ન ફાવ્યા.

ચોંટી એવી, જરી નવ ખસતી, સર્વે થાક્યા મથીને;
ત્યારે જાણ્યું, રઘુપતિ વશ છે, સંત એ સન્મતીને. ૧૯

### ઉપેન્દ્રવજ્રા.

ડર્યા જનો સાધુ સમીપ આવ્યા, મથ્યા વૃથા સર્વ છતાં ન ફાવ્યા;
તમે તમારા પ્રભુ લ્યો પધારો, નહીં અમારા દિલ દોષ ધારો. ૨૦

### ગીતિ.

લઇ આવ્યા હરિ હરખે, ઘાલી ઝોળીમાં મૂર્તિ મનહારી,
પ્રભુ પ્રેમને પરખે, સમજ્યા ગામજનો એ મનહારી. ૨૧

### ચોપાઈની ચાલ.

મંદિર કરવાની લગની લાગી, જગ્યા ગામ જનો પાસે માગી;
નદી પાસે મસાણ દેખાડી, જ્યાં છે આજુ બાજુ ઊગી ઝાડી. ૨૨
સ્વામીએ સ્થળશુદ્ધિ કરાવી, ખાડાઓ દીધા પથરે ભરાવી;
ફેંક્યા શિંદુર વાળાએ પ્હાંણા, એકમાં કોઈ વીર જણાણા. ૨૩
વદ્યા પ્રકટ થઇ સ્વામી સાથે, આશો જૂલમ માંડયો અમ માથે ?
જગ્યા લ્યોછો અમારી પડાવી, નાંખો ખાડમાં શું ગગડાવી. ૨૪

### હરિગીત.

સ્વામી વદ્યા અહીં રામ મંદર માંહે ભકતો મ્હાલશે,
મ્હેં જાણ્યું તેને ભૂતડાં અહીં પડી રહ્યાં તો સાલશે.
તેથી પુરૂ ખાડા વિશે જ્યાંથી ન કોઇએ હાલશે;
નિર્વિઘ્ન કામ તમામ અહીં **શ્રીરામજી**નું ચાલશે. ૨૫

### માલિની.

કરગર કરી તેણે, ને જગ્યા માગી લીધી, પડી દુર પરખેને, એ કબુલાત કીધી;
કહિ નહિ નડું કોને, સ્વામીએ વાત માની, હજી પણ પરખાએ, એ જગ્યા એ નિશાની.૨૬

### શાર્દૂલ.

કીધું મંદિર ભવ્ય દ્રવ્ય ખરચી, ભક્તે ઘણા ભાવથી;
સ્થાપ્યા શ્રી રઘુનાથ મંત્ર વિધિને, આનંદના લ્હાવથી;
પૂરી આશ પ્રભુજીએ પુરી થવા, ઉત્સાહ તે ઠામમાં;
આજે થાય ઉમંગ સંઘ મળતો, ભારે વડા ધામમાં. ૨૭

### ગરબી.

સુખકારી શિવાજી રાજ, રક્ષક ધર્મ તણા;
ઉપકારી કર્યાં જાય કાજ, રક્ષક ધર્મ તણા. ટેક. ૨૮
હરિભક્ત શ્રી હરિ ભરોસે, અરીને હરી નિવારેરે;
ગૌ બ્રાહ્મણની સેવા કરીને, દુઃખીયાંને ઉગારે. રક્ષક. ૨૯
ખ્યાત સુણી રામદાસજીની, આશ બણી દરશનનીરે;
એ ત્રણ વખત પ્રયત્ન કર્યો પણ, વાત ન ચઢી થઇ મનની. રક્ષક. ૩૦
મહાડમાં શ્રી ધ્રુવચરિત્રનું સુંણ્યું શ્રેષ્ટ આખ્યાનરે;

ગુરૂવિના નથી મોક્ષ એ સુણી વાત ધરી ઝટ ધ્યાન. રક્ષક. ૩૧
નારદ જેવા ગુરૂ મળેશે સંતો છે કંઇ હાલરે;
તેમાં કોને શરણે જાવું, એ શોચે સહુ કાળ. રક્ષક. ૩૨
પ્રતાપચંદ જઇ દેવી સેવી, તેની મરજી લીધીરે;
રામદાસના શિષ્ય થવું એ, આજ્ઞા તેણે દીધી. રક્ષક. ૩૩

## લાવણી લંગડી.

ચાંફળ સ્વારી, આવી ચાંપથી રામમંદિર દીઠું ભારે;
મૂર્તિ દેખી, મોહ્યું મન ભક્ત ભૂપનું આભારે ૩૪
સ્વામી ન મળ્યા ત્યાં, લાગ્યો પત્તો ત્યાં જાતાં ત્યાં ન મળ્યા;
ઘણું ફર્યા પણ, મનોરથ મનના સત્વર તો ન ફળ્યા. ૩૫
કાળ ગતિથી ડરી મતિ આકરી કરી એ વ્રત રાખ્યું;
મળું ગુરૂને, જમું હું તોજ સહુ સુણતાં ભાખ્યું. ૩૬
વૈશાખ સુદ ચતુર્થીને દીન ભૂખ્યા રહી પોઢયા રાતે;
મળ્યા સ્વપ્નમાં ગુરૂરામદાસ સ્વામીજી જાતે. ૩૭

## “ સજન મુખડા ” એ રાગ.

દીઠા ગુરૂરાજ દયાળારે ( ૨ ) ટેક.
તેજપુંજ સુખકંદ મુખાંબુજ સ્વપ્ને ભાળ્યારે. દીઠા. ૩૮
પાદુકા પાદ, માળા છે હાથ, કુબડી કૌપિન મેખળા સાથ;
છે જટાભાર શીર ભવ્ય છબી જોઇ લાગ્યા વ્હાલારે. દીઠા. ૩૯
નમ્યો નરનો નાથ, ધર્યો શીરે હાથ, દીધો દયા કરી આર્શીરવાદ;
આલ્હાદ સાથ શ્રીફળ આપ્યું ઊચર્યા એ કૃપાળારે. દીઠા. ૪૦
રઘુવીર વચન, સમકર નૃપ તન, કર્યું દુષ્ટ પતન ધર્મનું રક્ષણ;
છે સ્હાય રઘુપતિ કપિપતિની, એવું કહી ચાલ્યારે. દીઠા. ૪૧
જાગ્યો જ્યાં રાય, દીઠા ત્હાંય પણ શ્રીફળ તો રહ્યું હાથ મ્હાંય;
આનંદ પામી ભોજન કીધું ગયા તર્ક ન ટાળ્યારે. દીઠા. ૪૨

## સાખી.

જીજા બાઇ માતની રજા લઇ રૂબરૂ મળવા ચાલ્યા,
મહાબળેશ્વર પરતો ન મળ્યા ત્યાં સેવ્યા દ્વિજ વ્હાલા;
ત્યાં સ્વામીનો પત્ર મળ્યો નહીં આશિરવાદો આલ્યા,
ઉત્તરમાં પૂછ્યું થાશે દર્શન ક્યાં કહો કૃપાળા. ૪૩
ચાંફળ આવ્યા ત્યાં જાણ્યું કે છે શીંગણવાડીમાં,
લઇ પુજારીને ચાલ્યા રાખ્યાં હયજન ગાડી ત્યાં;
સ્વામી ન મળે તો નવ જમવું વૃત્તિ કરી ધાડી ત્યાં,
આગળ દ્વિજ પુંઠે ખુદ પ્યાદા ચાલ્યા છે ઝાડી ત્યાં. ૪૪
પત્ર પુંઠે મહારાજે પહોંચ્યા, ગુરૂ છે ખડકની માથે,
દિવાકરે જઇ કહ્યું આગળથી, આવે છે નરનાથે;

હળ્યા મળ્યા દુઃખ ટળ્યાં થયા શિષ્ય મંત્ર દીક્ષા પામી,
રાજ્ય ક્ષાત્ર ધર્મ સાંભળ્યા રહી પછી ન કશીએ ખામી. ૪૫

**વસંતતિલકા.**

માગી રજા તવ દીધી ગુરૂએ પ્રસાદી, નાળેર લીદ મુઠી કંકર તેમ માટી;
ભૂપે મહોર મણિ માણેક ભેટ કીધાં, તે સદ્ય ત્યાંજ ગરિબ માંહીંજ વ્હેંચી દીધાં, ૪૬

**ગીતિ.**

વધુ આજ્ઞા એ આપી, ચાંફળ જઈ સેવજો કૃપા ઉદધી
થશે અર્થની સિદ્ધિ પ્રસાદ ત્યાંથી મળશે સુખદ અતિ, ૪૭

" પ્યારા પ્રભુ પ્રેમ વધાવું " એ રાગ.

ધન્ય થયા શિવાજી શુચિ સાચા, શિવાજી સાચા, વળ્યા પછી પાછા. ધન્ય. ૪૮
આવ્યા શ્રી રઘુવરને મંદિર, સુંદરસ્યામ નિરખી નૃપ નાચ્યા. ધન્ય. ૫૯
તુરો મોગરાનો શીરપરથી, પાડી દીધો સમજ્યા હરિ રાચ્યા. ધન્ય. ૫૦
દીધો સેવકે લીધો તે તકે, નમ્યા સ્તવ્યા મનસા કૃતિ વાચા. ધન્ય. ૫૧
એ પ્રસાદ પધરાવી પાઘમાં, મહાપ્રસાદ જમ્યા નથી કાચા ધન્ય. ૫૨
ફરી પાઘમાં તોરો જોયો; ખરાં મોતીનો જોઈ અતિ રાચ્યા. ધન્ય. ૫૩
સદા જાળવી રામપ્રસાદી, જયી થયા એ ધરીને ગયા ત્યાં. ધન્ય. ૫૪

**સાખી.**

રજા પામી રાઘવની આવ્યા પ્રતાપઘડ ફરી રાજા,
માતુશ્રી રાણીયો મંડળીને મળી આપ બીરાજ્યા;
વીતિ વાત કહી સુણી પ્રીતિથી બહુ ભક્તિ જામી,
માત વદ્યાં માટી લીદ પથરા આપી રીઝયા શું સ્વામી. ૫૫

**દીંડી.**

વદ્યા ભૂપ માટી એજ ભૂમિ દીધી, લીદ એજ પાયગા અધીન કીધી;
કીધા કંકર તે કીલ્લા મજબુત, સંત કાર્ય સદા કરતા અદ્‌ભૂત. ૫૬

**ઉપેન્દ્રવજ્રા.**

પ્રતી ગુરૂવાર ગુરૂજી પાસે, જતા શુચિ ભૂપ કરી તપાસે;
છ દીનની વાત વીતિ કહે છે, સદા ગુરૂ શાસનમાં રહે છે.

**ગરબી.** " અમદાવાદ નામે " એ રાગ.

સૈન્ય જનો સંગ માંહે બે હજાર, લઈ છત્રપતિ સ્વારીરે;
રાયઘડીમાં બપોરને સુમાર, મળી ગુરૂને અણુધારીરે. ૫૮
પડયા ગુરૂપાદ બેસી ઘડી ચાર; રજા જવા કાજ માગીરે;
વદ્યા ગુરૂ જમી જાઓ સુપ્રકાર, થાક ભૂખ છેક ત્યાગીરે, ૫૯
શોચે રાજા શી રીતે થશે કામ, કયાંથી જમાડશે સ્વામીરે;
વદ્યા આપ આવો સજ થઈ તમામ, છે તૈયાર નથી ખામીરે. ૬૦
બાજુ ખડકની ઉપાડી શીલા એક, માર્ગ ત્યાંથી ગયો તેમાંરે;
મોટું મહાલય ને વસ્તુઓ પ્રત્યેક, છે વિવેક, છે યુક્ત જેમાંરે. ૬૧

સહુ ગયા જમ્યા પામીને આશ્ચર્ય, કરી ગોઠવણી કયારેરે;
પડી પાદ નૃપે પૂછ્યું ગુરૂવર્ય, કર્યું શું આ શા આધારેરે. ૬૨
પડી વદ્યા સ્વામી કહેશે એ તુકારામ, જન્ને તેને ધામે રે;
ખાઈ પીને થયા તુષ્ટ છે તમામ, ભેદ કયાથી કોઈ પામેરે. ૬૩

" **ધર્મધુરંધર** " એ રાગ.

લાગ ફરી લઈ તુકારામને ધામ ગયા રાજા,
પડયું ધામ આંગણે ભીખારી વેશેજ બિરાજ્યા, ૬૪
સ્વારી રાખી ગામ બહાર અવ્યા નૃપતિ પાળા,
વદ્યા તુકાજી જમો આજ અહીં સહુ સહ નરપાળ:. ૬૫
એજ ગોઠવણુ ઇન્દ્રાયણીને તીરે થઇ ગઇ,
એ ભોજનની લહેજત તો દાઢમાંજ રહી ગઈ. ૬૬
પુછ્યું પછી પદ પડી નૃપાળે ગુરૂનામ દીધું,
કયાંથી લાવ્યા શીધું કોણે બધું કામ કીધું. ૬૭
વદ્યા તુકોબા હરિ કરે છે હરિજનનું કામ.
દેખો તમે ગરીબ નથી એવા કોઈ એ દામ. ૬૮

**અભંગ.**

લોકસ્તે દેશસ્તે સમગ્ર સુપતિ, પરી નાહીં લંગોટી નેસાવયા
રિદ્ધિ સિદ્ધિ દાસી કામધેનુ ધરીં પરી નાહીં ભાકરીં ભક્ષાવયા.
પુસાલ જરી આમ્હાંમાં વૈકુંઠીચા વાસ પરી નાહીં રહાવયાસ સ્થળ કોઠે. ૭૧
તુકા મ્હણે આમ્હી રાજે વૈકુંઠીપરીચે, નાહીં કોણુતેંહિ ઉણે પુરે. ૭૨

" તુજ કારણ. " એ રાગની **ગરબી.**

જાત્રી જાતા પંઢરપુરરે અષાઢી એકાદશીએ;
વદ્યા સ્વામી ચાલો સંગરે, તે વિણ અમે નહીં ખશીએ; ૭૩
પોતે ભાખ્યું, રઘુપતિરે, અમારા તો ઇષ્ટ ધણી;
તેને મુંકી, નહીં કદીરે, અમે જોઈએ કોઇની ભણી. ૭૪
થાકી અંતે, જનો સહુરે ચાલ્યા યાત્રામાં ગાતા;
પણ સંતે, નહીં ચહ્યું રે. જવું છોડી રઘુનાથા. ૭૫
વિપ્ર વેશે, પાડુરંગરે, આવ્યા ત્યાં કૃપા કરીને;
વદ્યા હેતે, ચાલો સંગરે. ભૂલો ન ડાહ્યા હરીને. ૭૬
મારૂતીતો, રહે ત્યાંરે, તમેતો તેની પછીછો;
રામરૂપી. પાંડુરંગરે. અનુભવીને પ્રીછો. ૭૭
વાત માની તૈયારીરે, પોતે પણ જાવા કરી,
સાથે ચાલ્યા, બંનેછેરે, થયા નહી ચાવા હરિ. ૭૮

**ધનાશ્રી.**

કાજ કરે જગ્નનાથ, સ્વજનનાં કાજ કરે જગનાથ;
દાઝ ધરે દિલ સાથ, સ્વજનનાં કાજ કરે જગનાથ, ટેક. ૭૯

મારગે સંતને કાંટા વાગે, તે કહાડે નિજ હાથ. સ્વજન. ૮૦
ભીક્ષા માગી લાવી જમાડે, રાંધીને ભલિભાત. ,, ૮૧
પાણી પણ આણીને પાતા, કદી ન ચોરે જાત, ,, ૮૨
રામદાસના રોકયા ન રહે, કહે હું લાવ્યો સાથ. ,, ૮૩
આવ્યા એમ મારૂતી આગળ, ત્યાં ગુપ્ત થયા તાત. ,, ૮૪

**" નાથ નવ કરો એ રાગ. "**

પ્રણુમી પાદમાં. રામદાસ સ્વામીરે, ટેક.
જોડી હાથ. વિનય સાથ, વદ્યા મારૂતિથી વાત; ચિત્ત મોહપામીરે. પ્રણુમી. ૮૫
ખાસ રામના આપ દાસ ત્રાતારે;
તે આ ઠામ, રહયા શું કામ, ધારી હામ, કરી મુકામ. ઊચરો સુખદાતારે. પ્રણુમી ૮૬
હળી વદ્યા તદા, કપીપતિ ભાઇરે.
કૃષ્ણ રામ, પૂર્ણ કામ, બેઉ એકનું આ ધામ, રૂકમણી શ્રીમાઈરે. ,, ૮૭
અન્ય કોઈ નથી, એજ ઇષ્ટ દેવારે;
જાઓ મ્હાંય, પડો પાય, ન વ્યભિચાર લેશ થાય, અહી એજ સેવારે. ,, ૮૮
તમ નીમિત્તતો, વિપ્ર વેશ ધારીરે,
દઇ ઉમંગ, લાવ્યા સંગ, એ કેવો કૃપા પ્રસંગ, ખુદજ લ્યો વિચારીરે. ,, ૮૯

**" સોચે સનાતન " એ રાગ.**

રામદાસને ન રૂચે બીજો કોઈ અવતારરે;
કોઈ અવતારરે, રામમાંજ પ્યારરે. રામદાસને ૯૦
હનમાનજીનું વચનમાની, અતિ કૃપા થઇ અનુમાની;
ભરી નયને પ્રેમે પાણી, આવ્યા ચરણ પાસ નમ્યા વારં વારરે. રામ. ૯૧
સ્તુતિ એજ તથાપિ. કીધી છે રામ રૂપમાં પ્રીતિ;
દ્યો દર્શનએ, સુધ લીધી, અર્થ સિદ્ધિ તો થતાં ન લેશ વારરે. ૯૨
સ્તુતિ સંતની સદ્ય સ્વીકારી, થઇ રૂકમણી જાનકી નારી;
થયા શ્રી કૃષ્ણ અવધ વિહારી, શંખચક્ર છોડી લીધું ધનુષ ધારીરે. ૯૩

**કહેરવો** " હીલમીલ પનીયાં "

પાંડુરંગ અવધ બિહારી; અવધ બિહારી. શારંગ ધારી. પાંડુરંગ દીસે, ૯૪
પળમાં વાત ખ્યાત થઈ પુરમાં, ધસ્યાં આવી નિરખે નરનારી. પાંડુરંગ. ૯૫
રાણી રૂકમણીને સ્થળ સીતા, માત પિતા જોઇ જાતાં વારી. ૯૬
મારૂતી પણ આવ્યા એ નિરખવા; વ્હાલા કર્યા સ્વજન દૃઢધારી. ,, ૯૭
રામદાસનો પ્રભાવ પુરજન: વખાણુતાં જયરામ ઉચ્ચારી, ,, ૯૮
અનન્યદાસ ખાસ અનુ, એવો, થવા ચહું શંખચક્ર ધારી. ,, ૯૯

**કારણ—**

શ્રી રામદાસ થવુંજ ઘટે છે. મુખ એજ રટે જવું,
ઊર પ્રકટે એથી અનુભવ પ્રેમ અલૌકિક, શ્રીરામ ૧૦૦
એજ રિદ્ધિ સિદ્ધિ છે સાચી અનંત અવર વાત સહુ કાચી;
એ સૌથી અધિક શ્રી રામદાસ થવુંજ ઘટે છે. ૧૦૧

ઈતિ.

॥ શ્રીહરિઃ ॥

# श्री माधवदासजीनुं आख्यान.

( લેખક મે. અનંતપ્રસાદ ત્રીકમલાલ શ્રી વૈશ્નવ. )

"અખાડે મલ્લ નીપજે" એ કહેવત છે, તેમ જ્યાં પ્રભુનાંજ ધામ છે ત્યાં ધામા નાંખી પડે તેને પ્રભુ કેમ ન સાંપડે ? ધામોની પ્રસિદ્ધી જેમ શાસ્ત્રમાં, પુરાણોમાં તેમની કથાઓ છે તેથી છેજ. ને તે આધારેજ અનેક ગામોમાં મ્હોટાં મંદિરો છતાં ચાર **ધામ** ને સાત **પુરી**નીજ પ્રસંશા ને સર્વ આસ્તિકને તે પરમ માનનીય ઠર્યાં છે. પણ તેમાં શ્રદ્ધા બની રહેવામાં ત્યાંના ભક્તોનાં ચરિત્ર ઘણાંજ સહાયભૂત થાય છે, **વિઠો**-બા વિષે જેટલું પુરાણોમાં નથી તેટલું ભક્તોનાં ચરિત્રરૂપ તાજાં પ્રમાણોમાં છે. તેમજ **શ્રી**જગદીશ માટે પુરાણોમાં છે. તેમજ અદ્યાપિએ તેમના થતા ભક્તોનાં ચરિત્ર પ્રસિદ્ધિમાં આવવાથી લોકો તેમનો લાભ લેવા મચ્યા રહે છે એ શ્રદ્ધામાં વૃદ્ધિ કરનારૂં આ ચરિત્ર છે. જે એ ધામની વડાઈ સિદ્ધિ કરે છે. પણ તેવું થવામાં ખાસ વાત એજ છે, કે બગડે એ. આટો ફાકવો ને ફઈ કહેવું ન બને ! ભણવા ચાહનારે વિદેશ--કોલેઝમાંજ યોગ્ય થતાં સુધી વાસ કરવો, તેમ ઇષ્ટ સિદ્ધ થતાં સુધી ધામ, ક્ષેત્ર, વાસ અગત્ય છે એક સ્થળે સિદ્ધ થયા તે પછી ગમે તે સ્થળે જાઓ ત્યાં માટે સિદ્ધજ છે. ને તે માટે નો ઉપાય વળી વધુ શ્રેષ્ટ એટલા માટે છે કે તે કરતાં ભક્તે પોતાની ખાસ ફીકર રાખવાનીજ નથી.

**પદ.** "હમારી દેદે બાંસરીયાં" એ રાગ.

**હરિપર મુકો સહુ ભાર, સેવન કરો સ્વીકાર, હરિપર. ટેક.**
**ઉતારવાને પાર પાડવા, પ્રભુતો છે તૈયાર.**
**વાર તમારી ભૂલો ન જારી, અનુ રાખો દરકાર. હરિપર.**

રાગ **ભૈરવી.** "જોડી અંજલી." એ રાગ.

હરિ ભક્ત મહા ભાગ્યવાન થયા, **માધવ**દાસ મહાન થયા. હરિ, ૧
જાતે બ્રાહ્મણ શુચિ કનોજીયા, ઊત્તરમાં ફરી સ્થાન રહ્યા માધવ. ૨
સ્ત્રી મરતાં વધુ વિચાર કરતાં વેગે વૈરાગ્યવાન થયા. „ ૩
માતા સુતને સદને મુકી, વને ગયા સાવધાન થયા. „ ૪
ત્યજી મોહ હરિ ભજી પ્રીતિ સજી, સાચા ભક્તિમાન થયા. „ ૫
શ્રી જગદીશ નીરખવા નયને, અતિશય આરતવાન થયા. „ ૬
આવ્યા નિરખ્યા પણ ન માન્યું મન, ન સાક્ષાત ભગવાન થયા. „ ૭

**ભૈરવી ગજલ.**

કેમ નવ જગદીશ મ્હારૂં કષ્ટ કાપતા, શા સારૂ દર્શન પ્યારૂં સ્પષ્ટ આપતા. ટેક.
શાસ્ત્ર શિષ્ટો સંત જેવા, નિરખીને વરણે હરિ;
તેવી ખુબીથી નથી મુજથી થતા છતા. કેમ નવ. ૯

અતિ આરતથી સ્તવ્યા કે સદ્ય સ્વચ્છ નજર થઈ;
ભક્ત તે ભગવાન નથી સાચું સંતાપતા. કેમ નવ. ૧૦
સ્વાદ એ આલ્હાદ એ અનુભવી જાણે ઊર વિશે;
ઉતારી ઉર એ મધુર મુરતિને સ્થાપતા. કેમ નવ. ૧૧
તૃપ્ત થઈ એનેજ ચઢી રહી તુષ્ટ એ આનંદમાં;
આવી બેઠા ઊદધી કાંઠે ગુણ આલાપતા. કેમ નવ. ૧૨

**પદ.** " ભેરવી " દાતા દેત " એ રાગ.

ધ્યાન ધણીનું ધારીને બેઠા માધોદાસ છે;
બેઠા માધોદાસ છે જ્યાં શૂન્ય ચારો પાસ છે. ધ્યાન. ૧૩
દરિયા કીનારે આધે ગોત્યા એ પરાણે લાધે;
ત્યાં આરાધે વિના બાધે ઊરમાં ઊલ્લાસ છે. ધ્યાન. ૧૪
એમ કહાડયા ત્રણ દહાડા ન થયા રાતે એ આડા;
ઊરમાં હરિથી લાડયા ખાય માત્ર શ્વાસ છે. ધ્યાન. ૧૫
ભક્તને ત્યાં ભૂખ્યા જાણી, તુટયા સદ્ય ચક્રપાણી;
સજ્જ થયાં શ્રીજી રાણી, જાતે જાવા ખાસ છે. ધ્યાન. ૧૬
પ્રસાદ પુરી શ્રીમાતે, સોના થાળી ઝાલી હાથે;
પાછળથી જઇ જાતે, મુંકી દીધી પાસ છે. ધ્યાન. ૧૭
ભક્ત આંખ્યો ધ્યાને બંધ, જોઇ માતા જગવંદ્ય;
ઠમકો કર્યો જ્યાં મંદ જાગ્યા ત્યાં એ દાસ છે. ધ્યાન. ૧૮
ફરી ન દેખાણાં રાણી, થાળ જોઈ ગયા જાણી;
દેવે દયા આણી શુધ લીધી મ્હારી ખાસ છે. ધ્યાન. ૧૯

**પદ.** " મેં જગાએ હારીરે." ભેરવી.

ભક્તે વખાણ્યા સ્વામીરે, વદી જગદીશ જય શીશપદે નામીરે. ૨૦
સ્વાદે પ્રસાદે લીધો આલ્હાદે, એમાં તે હોય કયાંથી કશી ખામીરે. ૨૧
થાળી કરી ખાલી ફરી ન સંભાળી, કરે શા સારૂ દ્રષ્ટી એની સ્હામીરે. ૨૨
તુષ્ટી પામી ન ક્ષણે, ખોઈ નકામી, લાગી ગયા ભજનમાં વિરામીરે. ૨૩

**પદ.** " ગઈ ગ્રીષ્મ થયું. " એ રાગ.

મંદિરે જુવે પુજારી, નથી કંચન થાળી ભારી. ટેક. ૨૪
રાજાને ખબર ઝટ દીધી, તજવીજ ચહું દીશ કીધી,
કઈ ઘરની ઝડતી લીધી, પછી દાસ, છુટયા ચોપાસ,
કરતા તપાસ, ફરતા રહ્યા જારી, નથી કંચન થાળી ભારી. ૨૫
કોઈ આવ્યો સ્વામી પાસે, ત્યાં દીઠો થાળ પ્રકાશે,
ચોરે સમીપમાં ભાસે, એમ લહી, થાળ લઇ લઇ,
ગાળ બહુ દઇ, સોટીયો મારી નથી કંચન થાળી ભારી. ૨૬
હરિ પુજારીઓની સાથે ઉચર્યા સ્વપ્નમાં રાતે,

તમે જુવો મ્હારૂં તન પ્રાતે, સહુ માર સ્વતન મોઝાર;
લીધો સુપ્રકાર. છે મ્હેં સ્વીકારી નથી કંચન થાળી ભારી. ૨૭
તમે એને તાડયો ખાલી, જમવાને પ્રસાદ આલી,
મ્હેં હતી મોકલી થાળી, છે ભક્ત, પવિત્ર પ્રશસ્ત;
પુરોજ વિરક્ત, મ્હારો અધિકારી, નથી કંચન થાળી ભારી. ૨૮
સળ જોઇ પ્રાતે શ્રીઅંગે, સૌ ક્ષમા માગી થઈ દંગે,
ગયાસ્વામી પાસ મન ભંગે, ચહી માફ, હસ્યા તવ આપ;
પ્રસિદ્ધ પ્રતાપ, થયો જગ જારી, નથી કંચન થાળી ભારી. ૨૯

ગરબી "પ્રભુ સઘળું આપ કરાવો" એ રાગ.

થયા પ્રસિદ્ધ પ્રભુના વ્હાલા, પછી ચિત્ત ચાહ્યું તેમ મ્હાલ્યારે. થયા. ૩૦
નિત પ્રસાદ પ્રભુથી પામે, વસે સમીપ આઠું જામે;
રહે પોઢી પણ પ્રભુ ધામેરે, થયા. ૩૧
મંદર અંદર કદી રાતે, દેખાય જણાતા જાતે;
દેખાય નિકળતા પ્રાતેરે, થયા પ્રસિદ્ધ. ૩૨
કદી પડયા રહે બેભાને, કદી નાચે બની મસ્તાને;
સહુ સત્ય મહાત્મા માનેરે, થયા પ્રસિદ્ધ. ૩૩
ખાન પાનની નથી પરવા, તાઢ તાપથી બેપરવા;
ચહે અન્ય કશુંજ શું કરવારે, થયા પ્રસિદ્ધ. ૩૪
હરિરસ દિનદિશ ચાખે છે, પ્રભુ સ્હામી ફીકર રાખે છે;
થઇ કીર્તિ પુર આખે છેરે, થયા પ્રસિદ્ધ. ૩૫

પદ. "હમકું છોડ ચલે બન માધુ" એ રાગ.

એક દિવસ ઊઘાડા ચોકમાં, પોસ માસમાં રહ્યા પડીરે;
રાતે ટાઢ પડી કડકડતી, જાતે ફીકર ધરે ન જરીરે. એક ૩૬
પ્રભુ વદ્યા પુજારી સાથે સ્વપ્નામાં તાકીદ કરીરે,
હાલ ઉઠ ઉઘાડ શયનગ્રહ, એ આજ્ઞામુજ ખરેખરીરે. એક. ૩૭
ભક્ત બહાર ઉઘાડા સૂતા ટાઢ તેથી ગઇ મને ચઢીરે,
એને બે ને એક મને રજાઈ ઓઢાડ હાલ ધરીરે. ,, ૩૮
ઊઠયો પુજારી દ્વાર ઉઘાડી, જોયા થરથરતા શ્રીહરિરે;
બહાર ચોકમાં ભકતે દીઠા, આજ્ઞા પૂરી તુરત કરીરે. ,, ૩૯
દયાળુતા દેવની દિવ્યએ, ભક્તિ ભક્તની ભવ્ય ખરીરે;
જીવ એક ને દેહ જૂદા સમ, પ્રિત રીત જગવિદિત ઠરીરે. ,, ૪૦

પદ. "વેંકટના પતિરે" એ રાગ.

એક સમય અતિ રે, માધવદાસ પડી માંદા;
આધા વન પ્રતિ રે, જઈને પોઢયા ચાલી પ્યાદા. ૪૧
ઉલટી ઝાડો તાવ પીડતાં, કોઇ નથી ત્યાં પાસે;
કષ્ટ દેહને ભક્ત હૃદય તો ધ્યાય જાય શ્રીનિવાસે. એક. ૪૨

હરિ આવીને રહ્યા સંગમાં ખુબ ચાકરી કરતા,
બંધુ દીન સુધી ગણ્યા જગત જન, અંત હરિને વરત્યા ,, ૪૩
કહ્યું પ્રભુ શ્રમ જાતે લ્યો તો, રોગજ કાં ન મટાડો,
પ્રભુ કહે પ્રારબ્ધ વેઠી લ્યો, મેંજ નિયમ છે પાડયો. ,, ૪૪
તનનું દુઃખ ન જરી સમજાતું, મન મુજ મજા લૂટે છે;
પાપ આપ ક્ષય થયાં જાય છે, વિઘ્ન રહે ન પુઠે છે. ,, ૪૫
ભક્ત વદ્યા તો આપ જતા રહો, હું વેઠીશ આનંદે,
હરિ ગયા માંદાએ ન રહ્યા, ભક્ત લાગ્યા નિજ ધંધે. ,, ૪૬

## સાખી.

જન ન પુજે તે સારૂ માધવદાસ માગતા ભીખ,
ઓળખીતામાં ન જાય બહુધા લે નહીં કયાંહી અધિક;
એક જગે કોઈ સ્ત્રી લઈ પોતું કરતી અઓટ;
ત્યાં માગ્યું જઇ બ્હેન મુંઠીભર આપીશ મુજને લોટ, ૪૭
કોપ કરીને લોટની સાટે પોતું તેણે તાડયું,
વાગ્યું ભાળે તોપણ પોતે જરી ન હૃદય બગાડયું;
દયા આણી તેનું હિત કરવા ન જવા દઈ તે આડું,
ધોઇ ચીંથરૂં કરી પલીતો સેવા વિશે લગાડયું. ૪૮
માધવદાસનું મન જોઇ હરિએ સ્નેહે સેવા સ્વીકારી,
તેવી સ્ત્રી થઈ અઘ ધોવાતાં હૃદય વિશે અવિકારી;
પશ્ચાતાપ કરી પડી પદમાં શિષ્ય બની સુખકારી,
અપકારી ઉપર હરિજન રહે છે એવા ઉપકારી.

## દીંડી.

વધારે વિરાગ સ્વામી જેમ જેમ, થાય વધુ વધુ નામી તેમ તેમ;
ખ્યાતિ પ્રસરી ગઈ દેશને વિદેશે, ગયા સુધરી તરી કંઇ જન ઉપદેશે. ૫૦

## ચોપાઈની ચાલ.

પુરીમાં કોઇ પંડિત આવ્યો, સુણ્યો સ્વામીનો યશ તેણે અહાવો;
ચાહ્યું એ પર જો કરૂં જીત, તો હું પુજાઉં પુરો ખચીત. ૫૧
તેથી આવ્યો તે સ્વામીને ધામે, વાદ કરવા કરી ધુમધામે;
સ્વામી કહે તુંજ જીત્યો પંડિત, યશ કરીશ ન ખાલી પીડિત. ૫૨
તે કહે તો એવું લખી આપ, સ્વામી કહે છોજ જીતેલ આપ;
લખી દીધું એ જ સહુ જોતે, થયું કામ ધાર્યું સમજ્યો તે. ૫૩
હતા પુરના પંડિત જ્યાં આવેલા, મ્હોટું ભાષણ આપ્યું તે વેળા;
તેમાં વિજયપત્રિકા કહાડી, જીત ગર્વથી સહુને દેખાડી. ૫૪
દોહરો - દ્વિજે જુવે શું છે લખ્યું, જીત્યા માધવદાસ,
પોતે પણ તે દેખતાં; થયો અપાર ઉદાસ. ૫૫

### હરિગીત.

ધનવાન એ જનવાન એ વગરના બુદ્ધિમાન છે;
અપમાનથી તજી ભાનને ધાર્યું અતિ અભિમાન છે;
આવીને સંતની પાસ આપી ત્રાસ બોલ્યો ખાસ છે;
કર્યું કપટ આવું ખટપટી થયું તે પ્રગટ સહુ પાસ છે. ૫૬

### શાર્દૂલ.

બોલ્યા માધવદાસ ભાઈ નથી મ્હેં, કાંઇ જ કુંડું કર્યું;
તે બોલ્યો કપટે ઠગી ખચિત તેં, મ્હારૂંજ ભૂંડું કર્યું;
કાં તો કાંઇક મંત્ર જંત્ર બળથી, ત્હારૂંજ રૂડું કર્યું
જોજે ખેલ હવે નથી મનન તેં, સારૂંજ ઊંડું કર્યું. ૫૭

### તોટક.

ભરી પંડિતની ભરપૂર સભા, કરી હાજર તારી સુખે ઊમદા;
ખર ઉપર સ્વાર કરી પુરમાં, રખડાવીશ છેજ ચહ્યું ઉરમાં. ૫૮

### દોહરો.

એવું અડબડ બહુ બકી. કરી ગડબડ તોફાન.
ચડભડતો ચાલ્યો ગયો, પંડિત તે નિજસ્થાન, ૫૯

પદ. " મ્હો મલકાવી " એ રાગ,

પહોંચ્યા પ્રભુ પુંઠે પંડિતમાં, ,માધવદાસ સ્વરૂપે રે,
સભા મેળવી અરી તેડાવ્યો, વાદ સારૂ જગભૂપે રે, પહોંચ્યા. ૬૦
પણ કરીને સહુના સમક્ષમાં, વાદે છેક હરાવ્યો રે,
ખર મંગાવી મુખ રંગાવી, ઉપર સ્વાર કરાવ્યો રે, ,, ૬૧
આપ બાળનું રૂપ ધરી છોકરાં કરી બહુ ભેળાં રે,
ધૂળ ઉરાડી સાથે ચાલ્યા, જગદીશ્વર તે વેળા રે. ૬૨
માધવદાસ મળ્યા સ્હામા, જોઈ લીલા શ્રી હરિ કેરી રે,
ઓળખી કાઢી અવિનાશીને, પૂછ્યું પ્રેમે હેરી રે, ૬૩
પ્રભુ ગરિબ પંડિતને પીડયો, શાને મ્હારે સારૂ રે;
ચઢત ખરે તો જનો ન સેવત, થાત મ્હારૂ તો સારૂ રે, ૬૪
હરિ કહે તુજને નહિ પણ મુજને, ખરે ચઢાવા ચાહ્યું રે,
તેથી મ્હેં ત્હેનેજ ચઢાવ્યો, બ્હાનું નવ લજવાયું રે. ૬૫

માધવદાસજી શું જુવે છે અહા ?

### सवैया.

धुरइ भूरी भरे सबगात सुजात पुकारत डोलत हैं,
अलकावली राजत है बीथुरी सुथरे परगाल गलोलत हैं;
अंबुजलोचन चारु विराजत भाल विशाल विलोलत हैं,
लटकानमें डोले है जगनाथ (अह) हररु हुररु मुख बोलत हैं.६६

માધવદાસે પડી પ્રભુપઃ, એજ સવૈયો ગાયો રે;
ખરપરથી પંડિત ઉતાર્યો, તે અતિશય શરમાયો રે. ૬૭

પદ રાગ આડ.

વૃંદાવન મહિમા જોવા ચાલ્યા પાળા માધવદાસ;
ચાલ્યા પાળા માધવદાસ, હરિના વ્હાલા માધવદાસ. ટેક. ૬૮
સ્નેહે ઊતર્યા એક ભક્ત શુચી બાઇ તણોજ અવાસ;
રસોઈ કરી ધરી શ્રી હરિને પ્રસાદ લેતા ખાસ;
બેઠી બાઈ પ્રીતિથી પાસરે, ચાલ્યા પાળા માધવદાસ. ૬૯
ભર્યું નીર નારે નયને તવ પુછ્યું કારણ ખાસ;
તે કહે લાલ જમે સંગે, શું કોમળ સુખરાશ,
આ ઘેર કેવી હશે નિરાશરે. ચાલ્યા. ૭૦
સમજ્યા સ્વામી ત્યાં સુખધામી મીઠા દીઠા પાસ,
બોધ દીધો ત્યાં સુમ થયા પણ બાઇ બની સુખરાશ;
જાણ્યું દીઠા લક્ષ્મી નિવાસરે. ચાલ્યા. ૭૧

પદ "ખોટ ખાધી" એ રાગ.

વ્રજે આવ્યા માધવદાસ આવ્યા, બહુ બાંકા બિહારીજી ભાવ્યા. માધવ. ટેક. ૭૨
સાધુવેશે જાણ્યા જને સાધુ, હતા સંતે સાચે સાચા સાધુ;
ફરી ભાવે નિરખ્યું વ્રજ બાધું, કયાંહી કોઇને થયા નહીં ચાવા. માધવ. ૭૩
આવ્યા બાંકા બિહારીને સ્થાને, દીઠા મીઠા લાગ્યા ભગવાને;
ગણ્યા મનથી મોહને, મહેમાને, પુરે પુરો પરચો પરખાવ્યા. ,, ૭૪
ભૂખ ભક્તને અતિશય લાગી. પુજારીથી પ્રસાદી માગી;
વધ્યા થાળની ઝાલર નથી વાગી, મોડા આવવા તેણે સમજાવ્યા. ,, ૭૫
કર્યું જઠરાએ જોર પેટ માંહે, ચણા વ્હેંચાતા હતા ઘણા ત્યાંહે;
માગી વેરાગી વેશે ભૂખ્યાએ, ભાવે યમુનાં કીનારે લાવ્યા. ,, ૭૬
ધ્યાને ધરી શ્રી બાંકા બિહારી, પુજન મનથી કરી પ્રીત ધારી;
સેવ્યા સારી રીતે શ્રી મુરારી, પછી પાસેના ચણાએ ધરાવ્યા. ,, ૭૭
ઊર માંહે આરતિ એ ઉતારી, પોતે લખી પ્રસાદી સ્વીકારી;
તિર્થ પીધુ જમુનાંનું વારી, પછી મંડયા નિશ્ચિન્ત ગુણ ગાવા. ,, ૭૮

પદ "કંથમીન" એ રાગ.

આવ્યો અંદર થાળ, મંદિરે આવ્યો અંદર થાળ;
બાંકા બિહારીલાલ, મંદિરે આવ્યો અંદર થાળ. ટેક. ૭૯
પકવાનો પંજન ને મેવા ભોજન બન્યાં રસાળ;
ધરતાં વધ્યા હરિ સેવકથી, ભૂખ નથી મને હાલ. મંદિરે. ૮૦
ચણા ખવાડયા માધવદાસે, મુજને આણી વ્હાલ;
તે પર પાણી પણ મસ પીધું. તમને કયાંથી હોય ખ્યાલ. ,, ૮૧

ગુસાઈજી પુજારી સરવે, વિણુ ગરવે તતકાળ;
ખોળી લાવ્યા ખરા ભક્તને, આદરથી કરી વ્હાલ. „ ૮૨
પહોર પછીથી ભોગ ધરાવ્યો, જમ્યા તદા ગોપાલ,
માધવદાસે પ્રસાદ પામ્યા, જાણ્યો જને અહેવાલ. „ ૮૩

### ઉપેન્દ્રવજ્રા.

વૃજે વસી રાસલીલા વિલોકી, સુખેથી સેવ્યા શુચિ પુણ્યશ્લોકી;
પછી પધાર્યા સઘળાં વનોમાં, જગે જગે ખ્યાત થતા જનોમાં. ૮૪

### લાવણી.

વૃજ મુકી ચાલ્યા આવ્યા શહેરીથાણે, હરિકથા ચાલતી હતી રસિક તે સ્થાને;
ત્યાં દાસ બની મંદિરમાં તે સુણવાને, બહુ દિવસ રહ્યા છાના ન કોઇ જેમ જાણે. ૮૫
થાણાં મંદિરનાં થાપી કરતા સેવા, થઇ કથા પુરી કે રીઝયા ત્યાં પણ દેવા,
હરિ મળ્યા કળ્યા તવ સૌએ સમર્થ એવા, ત્યાં કરી ગોઠવણ હજી નભે છે સેવા. ૮૬

### શાર્દુલ.

માતા ને સુતની દશા સમજવા, ભૂમી જૂની ભાળવા.
આવ્યા આપ સ્વગામ ધામ સમિપે, સ્વાશ્રીત સંભાળવા;
લોકોએ જોઇ વેશ કેશ, જઇને માને કહી વાત કે;
આવ્યો માધવ તો વિરાગી થઇને, બોલી ઉઠી તે તકે. ૮૭

### કાળીગડો.

આવ્યો વ્હાલો વેરાગીરે (૨) બની બડભાગી. આવ્યો. ટેક.
સુખે ઘેર રહી, સુ ઉપદેશ દઈ, સહુની ભ્રમણા ભાગીરે. આવ્યો. ૮૮
માતાની જગના ત્રાતામાં, લગની બરાબર લાગીરે. આવ્યો. ૮૯
સુત પણ અદ્દભૂત ભક્ત થઈ ગયો ઈશ તણો અનુરાગીરે. „ ૯૦
સ્નેહી સગાં પણ કંઇક સુધર્યાં અઘ ઓઘો દઇ દાગીરે „ ૯૧
તારી વંશ વિસ્તારી કૃપાને, ચાલ્યા ફરી ભૂવન ત્યાગીરે. „ ૯૨
આવ્યા પુરીમાં નીરખી હરખી, મધુરી મૂરત પદે લાગીરે. „ ૯૩
સુખે સિધાવ્યા શ્રી વૈકુંઠમાં, એથી રજા લઈ માગીરે. „ ૯૪
ભાર ન ધારી સેવ સ્વીકારી, અનુ થયા સદા સોહાગીરે. „ ૯૫

### માઢ.

હરિપર મુકો સહુ ભાર, સેવા કરો સ્વીકાર. હરિપર. ૯૬
ઉતારવા ને પાર પાડવા, પ્રભુ તે છે તૈયાર;
વાર તમારી ભૂલો ન જારી, અનુ રાખી દરકાર. હરિપર. ૯૭

ઇતિ.

॥ શ્રી હરિઃ ॥




( લેખક મે. અનંતપ્રસાદ ત્રીકમલાલ વૈશ્નવ. )

**પ્રભુ** કયાં છે ? કોણે દીઠો છે ! એમજ જ્યાં પ્રશ્ન કરે ! શંકા ધરે ! તેને પછી તેના સાકાર ને અવતારપણાની ભાવના તે કેમ દૃઢ કરાવાય ! તેમાં પણ **રાધાકૃષ્ણ** નામ સાંભળતાં તો હાલના કેટલાક પોતાને નીતિનાં ખાં માનનારા ઓર નિંદક બની જાય છે, એટલે તે થયાં હોય તોપણ તે દેવ દેવી જેને તે હાલે પણ દેખાય છે એ વાતતો તેમને છેક હસવા જેવી લાગે, પણ જ્યારે પ્રથમ સંસારમાં વ્યવહારમાં ઘણાજ કુશળ ને પછી તેજ વિરક્ત ભક્ત દેશમાં અદ્યાપિ પ્રમાણિકપણા માટે હજારો શું લાખોથી માનનીય એવા પુરૂષો, તેમના અસ્તિત્વ વિશે સાક્ષી આપે એટલુંજ નહિ પણ, તે કોટી બ્રહ્માન્ડનાયક **સર્વેશ્વર** ને તેની શક્તિ, સર્વત્ર વ્યાપક તેજ પ્રકટ–પ્રાકૃત કરતાં ઘણુંજ વિલક્ષણ તે વિશેષ અનુભવથી. દીવ્ય—બ્રહ્માનંદનો અનુભવ દેતાં હાલ વૃજમાં વિહાર કરતાં, અનુભવે તેમના સાથે તેઓ એ મોજમાં ભાગ લે, ને તે વર્ષો સુધી ને તે પ્રસંગોમાં બનેલ. અદ્‌ભૂત દૈવી બનાવો પાછા પ્રકટ બને તે પ્રસિદ્ધિમાં આવે; પછી વિચારશીળને તો પોતાની ભૂલ, અજ્ઞાનતા, ઉતાવળ કબુલ કરવીજ પડે. ને જો તેવાં ભક્તપાત્રોની હકિકત પૂરી સમજે, તો તે તેની સત્યતા તરફ જો દૈવી સંપત્તિવાળાં હોય તો દોરાયજ બલકે જો અનુષ્ટાન કરવા માંડે તો, છેવટ અનુભવ પણ થાય. એવી આ દેહમાં આ ભૂમિપર, આ કાળમાં બ્રહ્માનંદ અનુભવવાની કુંચી–રસ્તો જેનાથી અમને પ્રાપ્ત થાય એ જીવનચરિત્રની કિમ્મત કેટલી ! એક નહીં પણ બે પાત્રોએ એવો સાથે અનુભવ કરેલ છે ને તેથીજ તેમણે કહ્યું તેમ અમે પણ કહી શકીયે કે—

પદ.

## —પ્રેમી સેવો રાધાનંદ કીશોર.—

લાવણી.

શ્રીમત **રૂપ** ને **સનાતન** ભ્રાત, થયા વિખ્યાત બેઉ ભલીભાત;
બેઉના જોતાં જૂદા દેહ, એકમન બંને નિઃસંદેહ. ૧
બેઉની જગમાં સરખી રીત, બેઉની પ્રભુમાં સરખી પ્રીત;
બેઉનું ઉઘડયું જ્ઞાન સમાન, બેઉ નવ ગણે માન અપમાન. ૨
સેવા કરતા શાહની, ધરી ઉત્તમ અધિકાર;
કઇક વખત પરવશતા પેખી, ઊર આણે ધિઃક્કાર. ૩

ઊરે ત્યારે ઊર વૈરાગ્ય, વધે દિન દિન હરિમાં અનુરાગ;
રૂપને રાધા પર વધુ ભાવ, સનાતન વરણે કૃષ્ણ પ્રભાવ. ૪
એક બીજાનાં કરે વખાણ, એક બીજાને આપે લ્હાણ;
એક કહે ચંદ્ર તણીજ વડાઇ, એક કહે ચાંદની થકી ગણાઈ. ૫
એક કહે શ્રીકૃષ્ણરૂપ અવધ, એક કહે રાધા રૂપે હદ;
એક કહે મધુર કૃષ્ણની તાન, એક કહે મધુર સખાનું ગાન. ૬
એક કહે રાધા આધીન કાન, એક કહે કૃષ્ણવિના હેરાન;
એમ પરસ્પર પ્રેમથી; વખાણતા નિજ ઈષ્ટ. ૭
બન્નેને બન્નેની વાતો, લાગે ભારે મીષ્ટ;
રાજ્યવૈભવનો નિશો ન લેશ, પ્રેમમાં પીંગળ્યા રહે હમેશ. ૮
બેઊની અહ અર્ચા સુખરૂપ, બેઉને પર્ચા થાય અનુપ;
પરસ્પર બેઊ નિમંત્રણ કરે, બેઊ બન્નેનું સેવન કરે. ૯
બેઊથી બેઊ દંપતિ મળે, બેઊથી બેઉ પ્રેમમાં ગળે;
દૂધ ભળે સાકર ગળે, એમ મળે બેઉ ભ્રાત;
રાધા કૃષ્ણ રીઝાવે રંગે, સેવી વિધવિધ ભાત. ૧૦
બેઉના રાગ તણો નહીં પાર, બેઉના ભાગ્ય તણો નહીં પાર;
બેઉ પર બંને તુષ્ટ અપાર, બેઉ પામ્યા ભવસાગર પાર. ૧૧

"**પુનમ ચાંદની**" એ રાગ.

એક દિવસ બન્નેએ બેઠા હતા હીસાબમાંરે;
વીતિ ગઈ એ માંહે પુરેપૂરી રાત,
પ્રાત થયું તવ જાણ્યું અહા! રાત સહુ વહી ગઇરે;
કરીએ કડાકૂટ તે માંહે કશો નથી કાચ. એક દિવસ. ૧૨
પ્રિયા પ્રિતમ ભૂખ્યાં રહ્યાં, કરી શકયાં નહીં સેન;
લાગી અજ ખરેખરી. નૃપ સેવા દુઃખદેન. ૧૩
જેવી રાત વીતિ ગઈ જૂઠી જગ જંજાળમાંરે;
તેવી વયે વીતતાં આવી પકડશે કાળ,
માટે હવે બસ કરી પરહરી દઇ પ્રપંચનેરે;
જઈ વસીયે શ્રી વૃંદ્રાવનમાં આણી વ્હાલ. એક દિવસ. ૧૪

"**કોઈ હાલ કહો જા કે**" એ રાગ.

બન્નેએ નક્કી મન કીધું, કૃતકૃત્ય સ્વજીવન કીધું. ટેક.
મીઠો મેવો ખાતાં આવે, કડવી જેમ બદામ;
હરિસેવનમાં નૃપ કામ, તેવુંજ તમામ માની લીધું. બન્નેએ. ૧૫
સગાં સંબંધી માંદાં દૂખીયાં, પડે શત્રુથી કાજ;
દીઠો સહુ વિઘ્ન સમાજ, તેથી કરી ત્યાજ્ય નિગમન કીધું. બંને. ૧૬
"**जैसे दारिद्र न पाहावें वमन, सर्वें वैभव राज्यधन,**
**वस्त्र अलंकार भूषण दीधलो टाकोन ते धवा**" તેજ વખત ૧૭

" किं विष काल विषे अंआल है जेवणासर्सीनेहोत;
तो तत्काल टाकुनी उठत दुष्टील आघात (भोत) जाणोंनी" १८

બેઉ ભ્રાતે સાથે એ ન વસવા, સાથે કર્યો વિચાર;
એકાકીની છે બ્હાર, યોગ મોઝાર એ વચન લીધું. બન્ને. ૧૯
કૃષ્ણચંદ્રની પ્રિય પૃથ્વીપર સનાતને કર્યું સ્થાન;
રાધાને રમવા ઠામ, વિશે મુકામ, રૂપે ધન્ય કીધું. બન્ને. ૨૦
પવિત્ર સ્થળમાં પવિત્ર દેહે, ઉભર્યો પવિત્ર પ્યાર;
સેવા કરતાંનીવાર, ઇષ્ટે તે ઠાર, સ્વદર્શન દીધું. બન્ને. ૨૧
એ આનંદ અનુભવ કરતાં બની જાય બેભાન;
જાગી કરતા ગુણગાન, પ્રગટ હરિસ્થાન, વૃંદાવન કીધું, બન્ને. ૨૨

**રાગ આશાવરી.** " પ્રિતમ બીન કૈસે લગે " એ રાગ.

પ્રિતમની પ્રકટ મૂર્તિ મનહારી, મળી રૂપ ગુસાંઇને પ્યારી. પ્રિતમ૦
રાધે આરાધે છે ઉમંગે સંગે વશી સ્નેહ ધારી;
કામદુધા અભિષેક કરે નિત, જાણી ગયાં નર નારી. પ્રિતમ. ૨૩
ગોવિંદના ગુણ સુણી શ્રવણ, આવે યાત્રી ભારી;
માનસિંહ આમેર ભૂપની, આવી ભાવે સવારી. પ્રિતમ. ૨૪
નિરખી હરખી પરચો પરખી, સરખી જોડ દિલ ધારી;
તન મન ધન અરપણ કરી ચરણે, કહે નૃપ જઈ બલિહારી. પ્રિતમ. ૨૫

" ચાલો સખી " અથવા " મોં મલકાવી " એ રાગ.

માનસિંહ મહામાન આપી, શ્રીમાન રૂપ પ્રતિ ભાખ્યોરે;
જે જોઇએ તે માગો મુખથી, ન સંકોચ કાંઇ રાખોરે. ટેક. ૨૬
ગુસાઈજી કહે ગોવિંદજીનું, મંદિર આપ બનાવોરે;
ધન્ય ભાગ્ય ભાળીને ભૂપે, લીધો સત્વર લ્હાવોરે. ૨૭
શાહ કરાવે કીલ્લો આગરે, લાલ પ્હાંણ ત્યાં જાતારે;
તેમાંથી મંજુરી મળતાં, મંડયા નૃપ મલકાતારે. ૨૮
તેર લાખ રૂપિયા ખરચીને, કીધું પૂરણ કામરે;
ભોગ રાગની કરી ગોઠવણ, સેવ્યા પૂરણકામરે. ૨૯
દેખાદેખી વિવેકીયોનાં લાગ્યાં બનવા ધામરે;
ઠામ ઠામ રાધાવર મંદરની થઈ રહી ધૂમ ધામરે. ૩૦
ભાવિક ભક્ત જગતજનોનું જબર કર્યું કલ્યાણરે;
હાલ હજારો મંદિર સેવી, લે લેનારાં લ્હાણરે. ૩૧

**શાર્દૂલ.**

વારાહે ઉચર્યું મનુષ્ય નિરખે, ગોવિંદને તે તરે,
જે સિંહે શ્રવણે ધર્યું મન કર્યું, આણું પ્રભુને ઘરે;
આનંદે જયપુરમાં વિનયથી, આણ્યા હરિ ત્યાંજ છે;
બીજું વિગ્રહ તેથી મૂળ સ્થળમાં, સ્થાપ્યું જનોએ પછે. ૩૨

### ચોપાઈ.

રૂપ ગુસાંઇ કરે શુચી સેવ, પ્રકટ રાધિકા ગોવિંદ દેવ;
લાલ લાડલીના પદ રચે, પછી ગાન કરવામાં મચે. ૩૩
પ્રેમરસે થાતા તરબોળ, ઉચરી શકે ન પૂરા બોલ;
ભર્યા ગ્રંથ તેવા સુખકાર, લાગે પ્રેમીને સુખકાર. ૩૪
શ્રી લાડલીની વેણી શ્યામ, લખી ઉપમા નાગણને ઠામ;
સુણી સનાતન ભ્રાતે કાવ્ય, ગમ્યો નહીં એ મનનો ભાવ. ૩૫
કયાં શ્રીલાડલીજી સુકુમાર, કયાં કાળી સાપણ ભયકાર;
મનથી એ મ્હાને દુઃખ રહ્યું પ્રસિદ્ધ નવ કોઇને કહ્યું. ૩૬

### ગીતિ.

શ્રી રૂપે દંપતિને, ધરી નવનીત પ્રિય પુનિત **આરાધ્યા;** ૩૭
પ્રકટ કરાવ્યાં કહીને આ નવનિત, પ્રિયપુનિત **આ રાધા.** ૩૮
**શોભા વિશે સનાતન, કોપી ન અનેક મંડળ સંગ ફરે;**
**શોભા વિશેષ ના તન, કોપીન અનેક મંડળ સંગ ફરે.** ૩૮

### સોરઠ.

ફરતા હતા વ્રજ માંહે, એક દિન એકલા હરખે; ફરતા હતા–ટેક.
દીઠું એક તરૂ ત્યાં સુંદર, છાઈ ઘટા ઘહેરાય;
નિચે વ્રજવાસીનાં બાળક, ઝૂલે ઝૂલાવે ગાય. એક દિન. ૩૯
સહુ બાળામાં એક બાળકી, દીઠી કોમળ કાય;
એવી મીઠી કદી ન દીઠી, જગ શોભા સમુદાય. એકદિન. ૪૦
ઓઢી શીર ઓઢણી પાતળી, અંગ મહીંથી જણાય;
વેણી કાળી નાગણ જેવી, જોતાં ઝટ ભ્રમ થાય. એક દિન. ૪૧
એ જોતાંજ સદ્ય મન મ્હોતાં, ગભરાયા સંતરાય;
ચઢી બાળાના શિરપર સાપણ, દોડો હણો કોઇ હાય ! એક. ૪૨
એવું કહેતાં ભાન ગયું ને, પડયા વિવશ શુચિ જાય;
શુદ્ધ આવી તવ પદ સાંભરતાં, સમજી બહુ પસ્તાય. એક ૪૩
ક્યાંથી હવે રસિક રાધાના, ફરી એ દર્શન થાય;
મળવા ચાલ્યા વિમળ ભ્રાતને, કળી અકળ મહીમાય. એક. ૪૪

### પદ "એસી ચતૂરનાર" એ રાગ.

મળ્યા બેઉ ભ્રાત, ભીડી બેઉ બાથ; બેઉ પુનિત ગાત, પ્રેમી અગાધ;
અનુભવની વાત, કરતા રસ ધારી. મળ્યા ૪૫
રૂપ શોચે સ્વમન, ભાઇ દુર્બળ તન; કંદ મૂળ પ્રાશન, કરે ફરે નિત્યવન;
કયાંથી ઉત્તમ ભોજન એને મળે ભારી ભારી. મળ્યા. ૪૬
નહીં કંઇએ હાલ, વિત્યો સેવા કાળ; શું ધરાય થાળ, શું કરાય વ્હાલ;
એવો કરતા ખ્યાલ રૂપ દિલ દુઃખ ધારી. મળ્યા. ૪૭
ત્યાં તો પ્રકટી બાળ, જાતે દિસતી ગ્વાલ; તન ઝાકઝમાલ, કર સુંદર થાળ;
સનાતનની પાસ મુકી સંગે જળ ઝારી. મળ્યા. ૪૮

આરોગતાં પ્રસાદ, આવ્યો દિવ્ય સ્વાદ; પુછ્યું ધરી આલ્હાદ, સાચું બોલ્યા ભ્રાત;
રાધા રસિક માત મુજ ઇચ્છાથી પધારી. મળ્યા. ૪૯

પદ "રાગ કાલીંગડો" મદન પડયો."

અહાવું ન કરો ભાઇરે (૨) વધ્યા એ ગુસાંઇરે. અહાવું ટેક.
તજ્યું સદન ધન ભર્યું છતાં હજી, રહ્યું મન ભોજન માંહીરે. અહાવું. ૫૦
ક્યાં સકામ ભક્તિ ક્યાં વિરક્તિ, એથી ન ટકતી મિત્રાઇરે. " ૫૧
મુજ માટે માંને શ્રમ કીધો, એથી રાણી જશે રીસાઇરે. " ૫૨
" આશાવંત ભક્તિ કરી આસન ધાલોંની બૈસલ્યા ધારી;
" તરી દેવ મ્હણે હા રીણકારી યાસોં સત્વર ઊડવાવેં. ૫૩
" આશે ને વીંટ બળે થોર સિદ્ધ મુની યોગેશ્વર;
" સર્વથી ન પાવતી ભવપાર જન્મ વ્યવહાર ભોગીતી. ૫૪
" જ્ઞાની યાચ્યા સકળ કળા કેલ્યા આશેનેં વિકળા;
" આશપાશ જીર્ડ્યાંતોડલ્ના તે કલીકાળા ન ભીતિ. ૫૫
" નિરાશ હોવોંની સર્વોપરી ઉપાસના કરી જન્મ વરી;
" ભાર ધાલુ ન યે દેવોપરી સંકટ થોર પડલીયા. ૫૬

દોહરો.

શીખ ઠીક લાગી ઉરે, રાખી બ્હીક અધીક;
પ્રીત રીત ચિત સ્થાપિત કરી, કરી આશાપર ગ્રીત. ૫૭

તોટક.

ફરી ત્યાંથી સનાતનજી નિસર્યા, પથમાં કોઇ ભાટ ગ્રહે વિચર્યા;
હરિવિગ્રહ એ ઘરમાં નિરખી, હરખ્યા પ્રિય પ્રીતમને પરખી. ૫૮

"એ બસીયો સોહી શ્યામ" એ રાગ.

મદન મોહન મુરતમાં ભક્ત ગયા મોહી; ભક્ત ગયા મોહી, જીવ જીવનને જોઈ. મદન. ટેક.
નિત્ય એને ભૂવન જાય, નિરખી હરખે મન માંહ્ય; આનંદ તન સમાય, ચિત્ત રહ્યા પ્રોઇ. મદન.૫૯
રાખી નવ શકે ધીર, હરખે પુલકે શરીર; નયનોમાં હર્ષ નીર, રહ્યાં ગયાં રોઇ. મદન. ૬૦

રાગ પીલુ.

ભાટ કહે ભાઇ કેમ રૂવે છે, મ્હારા જેવો દુઃખીયો શું તુંએ છે. ભાટ ટેક.
એને પુજે ધન મ્હારૂં ગયું સહુ, એણેજ કષ્ટ દીધું બહુએ છે. ભાટ ૬૧
ધન ઘરબાર વિમુખ શું કીધો, દીધી લંગોટી એણે ખરૂં એ છે. " ૬૧
જોઊં એનું મુખ કે હું રોઊં છું, ભાન ખોઊં તેમ તુંએ ખુવે છે. " ૬૩

રાગ ખમાચ.

વધ્યા તદા સનાતન ભાટ સાથ, ભાટ સાથ જાણી મૂર્ખ જાત. વધ્યા. ટેક.
એણે જે જે કીધું મુજથી, ન કહી શકાય એવી છે વાત. વધ્યા. ૬૪
તું તો કાઢજ એને ઝટપટ, કરીશ માં બીજી પંચાત. " ૬૫
મ્હારૂં કરી ચૂકયો કરવું એ, હવે પડવા દે મ્હારે હાથ. " ૬૬
મૂર્ખે મોહન ઝટ દઈ દીધા, થયા સંત સાચા સનાથ. " ૬૭

## ચોપાઈની ચાલ.

ભાવે ભક્ત પ્રભુને લાવ્યા, શ્રીવૃંદાવનમાં પધરાવ્યા;
ભીક્ષા માગી ભાખરી ખવાડે, પર્ણકુટીમાં પ્રિતે પોઢાડે. ૬૮
વળા સ્વપ્ને હરિ ભક્ત સાથે, થોડું લુણ તો દ્યો રોટી સાથે;
માઠું માગ્યા કરી ધર્યું જ્યારે, ઘી માગ્યું ફરી હરિએ ત્યારે. ૬૯
માગીને ઘી ધરાવવા લાવ્યા, ત્યારે ફરી વળા મહામાગા;
શાક વગડામાં બહુએ ઉગે છે, તે આણ્યામાં શ્રમ શો પુગે છે. ૭૦

"કહો કહો કુંવરજી શું છે નામ તમારૂં" એ રાગ.

શોચે સનાતન શ્યામ તો ચટોરા દિસે છે;
ચટોરા દિસે છે, સવાદીયા અતિસે છે. શોચે ટેક.
એતો કરશે નિજધાર્યું, પણ મ્હારૂં જશે ધર માર્યું;
નહીં રહે પછી મન વાર્યું, થયો ચટોરો તો ફજેતી વિશ્વ વિશે છે. શોચે. ૭૧
કરજોડી બોલ્યો વ્હાલા, હાથ જીભ સ્વાદ જો લાલા; તો શોધો દાસ ધનવાળા,
એમ બોલી બેઠા બ્હાર આવી રીસે છે. શોચે. ૭૨

## હરિગીત છંદ.

ત્યાં એક ધનપતિ આગરાપ્રતિ માલ લઈ જાતો હતો;
કાલીંદીના દ્રોહે વેગ જળનો, અતિ ઉભરાતો હતો.
ત્યાં પહોંચતાં નૌકા અટકી ઝટ એ જવા ચ્હાતો હતો;
નવ ભેદ સમજતો હતો મનમાં એ મુઝાતો હતો. ૭૩

## શાર્દૂલ છંદ.

બોલ્યો સેવકથી શ્રીમંત ઉતરી, જો તું નદીને તટે;
છે કો સાધુ સમીપ ભેદ પૂછવો, એનેજ આરો ધટે.
તેણે આવી કહ્યું નજીક કુટિમાં, યોગી હરિને રહે;
આવ્યો ત્યાં ધનીં સઘ વાત કરતાં, મોહો વધ્યો છેવટે. ૭૪

## દીંડી.

ધન ભાગ્ય ભલે અટકયું મુજ નાવ, બન્યો દેવ કૃપાથીજ આ બનાવ;
સેવ સચવો સ્વસેવકની ભાવી, રાખી ચરણે લ્યો સેવક નિભાવી. ૭૫

## સાખી.

પર્ણકુટીમાં પ્રભુ પેખી મહા મંદિર કરવા ધાર્યું;
રાગ ભોગની ગોઠવણો કરવા ઊરમાં અવધાર્યું:
તેવું ચાલ્યું નાવ ખબર થઇ શેઠે જીવન સુધાર્યું,
મંદિર બાંધી ઉત્સવનું દિન દિન શુભ કામ વધાર્યું. ૭૬

## દોહરો

સોંપી શ્રીકૃષ્ણદાસને, મદિરનો અધિકાર:
સનાતને સના તણો, ઉરે ધર્યો ધિક્કાર.

**ગરબી "તુજ કારણ" એ રાગની.**

મહા વનમાં બેઠા જ્યારે, ધ્યાન પ્રિયનું ધારી;
મજા મન માંહે માણેરે, ઊરે છબી ઉતારી. ૭૮
કોઇ જાય જહાં નહીંરે, બેઠા હરી તે ઠામે;
ન તમાએ કશી છે રે, સંતોષે શાન્તિ પામે. ૭૯
રહ્યા ભૂખ્યા દિવસ ત્રણરે, પોતાના પ્રિય એથી;
નહીં ચુક્યા શ્રી કેશવરે, ત્યાં પ્રકટયા હેતેથી. ૮૦
ગ્વાલ વેશે આપી અંનરે, વિવેકે વધુ ભાખ્યું;
કોણ દેશે બાવા અહીંરે, આસન આપે શીર રાખ્યું. ૮૧
નવ માની રહ્યા ત્યારેરે, ધ્યાનમાં સુખેથી હરી;
દયા આણી બીજે દિનેરે, આવ્યા ખાવા દેવા ફરી. ૮૨
કહ્યું પાછું બીજે દિનરે, તોએ ન જગ્યા છોડી;
ત્યારે સાચું ત્રીજે દિનરે, વદ્યા વધુ તરછોડી. ૮૩

**"તારૂં ભુવન ધર સાચુંરે" એ રાગ.**

બેઠો અહીં શીદ આવીરે, બાવા તું બેઠો, ટેક.
રોજ રોજ ખાસું ખાવાનું, દેશે કયો બાપ લાવીરે. બાવા તું. ૮૪
વન જઇ વશ વસ્તીમાં વાસે, આ શી ઉપાધી ઉઠાવીરે. " ૮૫
હરિએ હાથ પગો આપ્યાં છે, મેળવ કાયા ચલાવીરે. ૮૬
હું નહીં આવું ફરી નહીં લાવું, હવે છઉં ચોખ્ખું ચેતાવીરે; ૮૭
કરી સગવડ તોએ વેઠે અગવડ, એથી જઇશ નહીં ફાવીરે. ૮૮

**રાગ "શ્યા આર જાય" ગજલ.**

જતાંજ ગ્વાલ બાલખ્યાલ હૃદયમાં થયો, અરે! મ્હને આવું કોણ કેમ કહી ગયો; ૮૯
કરી તપાસ તો ન પતો કો સ્થળ લાગ્યો, રાધાપતિએ સ્વપ્ન માંહે સંશય ભાગ્યો. ૯૦
સમજી ગયા ભૂલને કબૂલ તે કરી, આવી રહ્યા સ્વમંદરની અંદર ફરી. ૯૧
કરે બનતી સેવ દેવ પ્રકટ વદે છે, પડી ગઇ એ ટેવ દિવસે દિવસ વધે છે. ૯૨

**" सनातनार्थे मंदिरासी मंचक पढका हृषीकेशी "**

**" राधा वियोग न साहे ल्यासी एकान्तवासी असतां "**

**" તેરો મુખચંદ "એ રાગ.**

કય્હાં ગઇ પ્યારી વદ્યા ગિરધારી, વદ્યા ગિરધારી શ્રીવ્રજના વિહારી. કય્હાં. ટેક.
ઉઠો સનાતન વાત ધરો મન, શોધી કાઢો સુખસદન અમારી. કય્હાં. ૯૪
રૂપ આરાધ્યે પ્યારી એ રાધે, હશે જરૂર નિજ મંદિરે સીધારી. કય્હાં. ૯૫

**લાવણી.**

ઝટ ઉઠી સનાતન આવ્યા રૂપની પાસે, મંડળી મળી ભક્તની ગાય ચોપાસે;
ભરી રાખી ભકતોએ લગન લગાવી, પણ રૂપ પડયા બે ભાન સમાધી લગાવી. ૯૬
અંતરમાં રાધા પ્રકટ થઇ સુખકારી, તવ રૂપે માગી ક્ષમા સ્વ ભૂલ સ્વીકારી;
ક્ષમ દીધો માતા ક્ષુદ્ર કાર્ય સાર મેં, પુંઠેથી સમજ્યો કર્યું નહીં સારૂં મ્હેં. ૯૭

માતાએ મીઠી નજર પુરણ બતલાવી, ત્યાં **સનાતને** નિજ સત્તામાંહી ચલાવી;
આ લીલા દેખી શેખી ગઈ **મનમાંની**, રૂપની ભક્તિ તદરૂપ જોઇ **મનમાની.** ૯૮
જાગૃત કીધા યુક્તિથી પ્રીતિ **ભાવે**, બહુ તુષ્ટ થયા ભ્રાતના મહાન **પ્રભાવે**;
આવ્યા નિજ મંદિર જાણ્યું આવ્યાં **રાધા**, સંગ હરિને સનાતને **આરાધ્યા.** ૯૯

**" કહાં ગયા ગુઈયાં " એ રાગ.**

કહાં ગયા પ્યારા શ્રી કુંવર કન્હાઈ; ટેક.
એક દિવસ રાધાજી ઉચર્યા, સુણો સનાતન ભાઇ. કહાં ગયા ૧૦૦
સખા તમારા નથી તમ સરખા, પરખ્યા હગને શું ચાહી.; કહાં ગયા. ૧૦૧
ખાસી દાસી રહી વિમાસી, ઊર ઉદાસી ઉભરાઈ. ,, ૧૦૨
વદ્યા સનાતન છે મુજ જીવન, રાધા કુંડની માંહી; ,, ૧૦૩
સંગ ગયા ત્યાં ભળ્યા ઉમંગે, અંગ ગયાં પુલકાઇ. ,, ૧૦૪
અનુપતિ આજે પણ વ્રજરાજે. રાધે સંગ રમે ત્યાંહી. ,, ૧૦૫

**શાર્દૂલ.**

રાધા માધવ ભક્ત ભ્રાત બેઉએ, ભાવીક એવા થયા;
જેને અંત સમે સ્વઇષ્ટ પ્રકટી, સ્હામાજ લેવા ગયા.
છોડી આ તનને રહ્યા વ્રજ વિશે, દેહી ધરી દિવ્યને;
કો ભાવિક નિહાળતા કદી કદી, હાલે શ્રીવૃંદાવને.

**સંવત ૧૯૫૬ ના પોષ સુદ ૧૦ તા ૯—૧—૧૯૦૦—મુ. રાધનપુર.**

---

**॥ શ્રી હરિઃ ॥**




**( લેખક રા. રા. અનંતપ્રસાદ ત્રીકમલાલ વૈશ્નવ. )**

**સુખનાં** સહુ અભિલાષી છે, પણ તે પુરૂં પ્રાપ્ત આંહી કોઇને થયું નથી ને થવાનું એ નથી. કારણ અહિંના વિષય નશ્વર ને અલ્પ આનંદપ્રદ ને તે પણ દુઃખ મિશ્રસુખજ છે. અને છેવટ તે છોડવાનું હોવાથી જે ભોગ પ્રાપ્ત થયેલ તેના પણ વિયોગનું કષ્ટ પાછું દુઃસહ થઇ પડે છે. બલકે તેની વાસના ફરી જન્મમરણની ઘટમાળમાં આણે છે. તેથી એમ નિરાશ થવાનું નથી કે સાચું સુખ છેજ નહીં ! દુઃખમિશ્ર વિના સુખ હોયજ નહીં ! ને જે કંઇ મળે તે પણ છેવટ છોડવુંજ પડે !! સાચું-કેવળ સુખજ, તે નિત્ય ને પ્રતિપળ અધિક ઉત્તમ અપૂર્વક દેવા છતાં કદી ન છૂટે તેવું બન્યું બનાવ્યું સુખ, તે પ્રભુનું સુખ છે. તે અનંતસ્વરૂપ કરતાં પરિમીતરૂપમાં, અગમ્ય કરતાં ગમ્ય અવતારમાં **સર્વત્ર ગુપ્ત કરતા જહાં સદા પ્રકટ રહે છે ત્યાં, સુખે વિહાર કરતાંમાં ભળવું, તે મેળવવું.**

એવું ભક્તોનાં ચરિત્રથી સમજાય છે. બલકે તે પંથે જવા માંડે તો ઉત્તરોત્તર પ્રથમ દ્રઢ શ્રદ્ધા ને પછી અનુભવ થતો જાય છે. ગુરૂ તેના ચેલા, તેની પરંપરાઓ એમજ ચાલી છે ને તે બધા દેશમાં છે. દક્ષિણ, ગુજરાત, મહારાષ્ટ્રજ નહીં પણ છેક બંગાળમાં રહેતા પૂર્વે લૌકિક ને પછી વાસ્તવિક એક શ્રીમંતનું ચરિત્ર અહીં આપ્યું છે, તે સાચુંજ છે. તેમના લેખ, અનુભવના પૂરાવા, હજારો છે. ને તે સ્વતઃ પાછા એવા સમર્થ વિદ્વાન હતા કે પોતાના અનુભવ ને શ્રુતિ સ્મૃતિ ઇતિહાસ પુરાણથી મેળવતાં પોતાને જે અનુભવ થયો તે અનંત, બ્રહ્મ, આનંદઘનનોજ એમ ખાતરી થઇ ને તેથીજ તેમણે તેજ ને ત્યાંજ પરબ્રહ્મ પ્રત્યક્ષ થાય છે એમ શાસ્ત્રાધારથી પુષ્કળ ગ્રંથો લખી સિદ્ધ કર્યું. જેણે લાખોનું મન હર્યું છે.

### પદ. "આવત મોરેરી" એ રાગ.

ભજો ભાવેરી, ભજો ભાવેરી, ભાઇરી.
વ્હાલા વૃંદાવનચંદ્ર, પ્રિયપ્રભુ ગોવિંદ; સુધરીને સ્વભાવે રી ભજો.
ઓછા કરે જગના રાગ, તોજ લાગ આવે એજ ફાવે રી. ભજો.
તજી અન્ય અનુરાગ, રાખ એજ અનુરાગ;
થઇશ મહાભાગ, ફરી જન્મ નહીં આવે રી. ભજો.

### પદ. "પ્યારાપ્રભુ" એ રાગ.

પ્યારા પ્રિતમના શ્રીજીવગુસાંઈ, જીવગુસાંઈ સેવે શેષશાયી. પ્યારા. ૧
રૂપ સનાતન પૂરા પ્રેમીજન, તેના ભત્રિજા તેવા કલી માંહી. પ્યારા. ૨
મહા શ્રીમંત અસંખ્ય હતું ધન, બંગાળમાં સુખી છે સદનમાંહી. „ ૩
શાસ્ત્ર ભણે ગયા જ્ઞાત બણે ગયા, યુવાપણે ન વિમૂઢતા ઉભરાઇ. „ ૪
સુખપ્રદ બહુના સુદ્રઢ છે સહુના, શાન્ત સ્વભાવ ને હદ છે સાદાઇ. „ ૫
સારભક્તિમાં થઇ આસક્તિ, ત્યજી સંસાર પ્યારવતી ચાહી. „ ૬
ભક્તિ વધી વિરક્તિની અવધીએ, દીધું ત્યજી બધું એ ન લોભાઇ, „ ૭
પ્રિયાપ્રિતમ સેવા મહારાજ્યમાં, લીધી જગ્યા ને કીધી અધિકાઈ. „ ૮
લ્હાણુ પામવા પૂરી સુજાણે, શુભ ટાંણે વૃજની વાટ સ્હાઇ. „ ૯
આવી રહ્યા ફાવી ગયા પૂરા, અહી રાધારમણે ઝટ બાંહી. „ ૧૦

### આશા ગોડી.

આવ્યા શ્રી જીવગુસાંઇ, કાકાપાસે આવ્યા શ્રી જીવગુસાંઈ;
વૃજવાસી થવા ચિત્ત ચાહી; „ ટેક. ૧૧
લાગી લગન વિરાગી મનથી, પદે પડયા વદી પાહી. કાકા. ૧૨
કર ઝાલો શાશન શુભ આલો, પાળો સોંપી સેવકાઇ. „ ૧૩
કાકા કરો ભત્રિજો પાકો, થાકયો રહી જગમાંહી. „ ૧૪
વડિલ વાટમાં વસવા ધસવા, હોંશ જોશથી ભરાઇ. „ ૧૫
વ્હેલું સુઝે લાભ છે વ્હેલો, ચેલો કરો ચિત્ત ચાહી. „ ૧૬

" મેરે પ્યારે વેંકટવર. "

વધા કાકા પાકા હજી ન જણાઓ;
હજી ન જણાઓ, હજી ન ગણાઓ. વધા. ૧૭
મલીન ધોતી સુંદર ટોપી, રેશમી વસ્ત્ર ધર્યાં ચાહો. „ ૧૮
વેશ લેશ નથી વૈરાગીનો, કાચા તેથી સમજાઓ. „ ૧૯
રહ્યું હોય મન તે કરો પુરૂં, જેથી પછી ન અથડાઓ. „ ૨૦
વય કોમળપર કામ કઠણ છે, હજી જરી ઠેરી જાઓ. „ ૨૧

" લાવણી ભરથરી ભાતા. "

જીવ ગુસાંઇએ (૨) તવ ઉત્તર એવો દીધો;
ગુરૂની આજ્ઞા પામવા મ્હેં વેશ બીજો નથી લીધો. ૨૨
કહોતો કોપિન (૨) વલ્કલ કે ભગવાં ધારૂં;
કૃપા થશે તો નહીં ધુસે, ઉર માંહે હવે અંધારૂં. ૨૩
દ્રઢ ચિત્ત જોઇ (૨) ઉપદેશ રૂડી રીત દીધો;
વસવા શ્રીયમુનાં તટે, ઝટ નિશ્ચય સપ્રિત કીધો. ૨૪
રચી પર્ણકુટી (૨) બની રહ્યા સાધુ બડભાગી;
તુટી મોહની જાળને, હરિરસની લલુતા લાગી. ૨૫
એક દિવસ રૂપ (૨) ચરચા જોવાને આવ્યા;
રીતભાત જોઈ ચાહીને, પોતાને સ્થાને લાવ્યા. ૨૬
પછી રાખી પાસ [૨] શાસ્ત્રોના અર્થ સમજાવ્યા;
રંગીને સત્સંગથી, પ્રેમી પરિપૂર્ણ બનાવ્યા. ૨૭

**લાવણી.**

યમુના તટપર નગર વસાવ્યું, અકબર શાહે ઉમંગથી;
પ્રેમ હિંદુના ધર્મ ઉપર છે બહુ સંતના પ્રસંગથી;
વાદ થયો ત્યાં યમુનાં કે ગંગામાં કઈ સરિતા ચઢતી;
યમુનાંની મ્હોટાઈ રાખવા શાહ તણી ઇચ્છાજ હતી. ૨૮
વિપ્ર લઢયા ઝગડયા બબડયા પણ પુરા પડયા સહુ પરસ્પરે;
વાદ રહ્યો આબાદ ન નિર્ણીત વાત કરી ત્યાં કોઇ નરે;
મહા પંડિત છે જીવ ગુંસાઇ વૃંદાવનમાં તેડાવો;
એવું સૂચન થતાં જ શાહે ચહ્યું ખરેખર લ્યો લ્હાવો. ૨૯
ગુસાંઈ કહે વૃંદાવન છોડી રાત બહાર તો રહું નહીં;
વધુ વખત પણ વૃંદાવનથી વિયોગ પડવો ચહું નહીં;
ટપાલ રાખી તેજ દિવસ પહોંચાડી દેવા થઇ તજવીજ;
તદા પધાર્યા આપ આગરે શાહે સેવ કરી તેવીજ. ૩૦
વાદ સુણીને વધા ગુણી ખાલી મુજને તેડાવ્યો છે;
કોઇ એક પણ પુરાણ જોશો નિર્ણય ત્યાં જ જણાવ્યો છે;
શ્રી ગંગાજી પરમબ્રહ્મના પાદતણું જળ બણેલ છે;
શ્રી યમુનાંજીને પરમાત્મા પરણ્યા છે એ ભણેલ છે. ૩૧

### રાગ વિવાહનો *

એક સમય શ્રી યદુપતિરે, સાત્યકી આદિ સાથ;
ઈન્દ્રપ્રસ્થે હોંસે આવીયારે, જ્યાં છે પાંડવ ને કુંતીમાત. વિવાહની વધામણી. ૩૨

પાંચ પાંડવ પ્રાણરૂપ છેરે, જીવ જેના ભગવાન;
જોઇ જીવને ખીલી ગયાંરે, ઉર ઉભર્યો મોદ મહાન „ ૩૩

ચાતુરમાસ રહ્યા સુખેરે, જોઇ પાંડવની પ્રીત;
નીશદિન પાંડવ સેવતારે, માંની પ્રિય પ્રભુ વિધવિધ રીત. „ ૩૪

એક સમય બેશી રથેરે, પ્રિય અર્જુનની સંગ;
વનવિહાર કરવા સુખેરે, વિચર્યા જોઇ ઉચિત પ્રસંગ. „ ૩૫

સુંદર તરૂ તળે ઉતર્યારે, લેવાને વિશ્રામ;
પાણી પીવા પછી આવીયારે, પાસે યમુના વહે તે ઠામ. „ ૩૬

બેઉ મહાબળી બાંધવેરે, પીધું પ્રેમે નીર;
નજર પડી ત્યાં કુમારીકારે, તપ કરતી સરિતાને તીર. „ ૩૭

તેથી પાસે પાર્થ સંચર્યારે, દીઠી મનોહર વેશ;
પ્રભુપ્રેરણાથી પુછ્યું પ્રિતેરે, સખી શાને સહે તન કલેશ. „ ૩૮

आदेवस्य सवितुर्दुहिता पतिमिच्छति । विष्णुं वरेण्यं वरदं तपः परम मास्थिता ॥ ३९

नान्यं पतिं वृणे वीर तमृते श्रीनिकेतनम् । तुष्यतां मे स भगवान्मुकुन्दोऽनाथसंश्रयः ४०

બોલી બાળા સુતા સૂર્યનીરે, કાલિન્દી છે મ્હારૂં નામ;
કેશવ ન મળે ત્યાં લગીરે, તાત વચને કરી જ આજે કામ. „ ૪૧

અંતરજામીએ ઓળખ્યેરે, અંતરનો સત્ય ભાવ;
સાથે બેસાડી લીધી રથેરે, પરણી આપ્યો સેવાનો લ્હાવ. „ ૪૨

**દુહો**—ક્યાં ચરણોમું તીર્થને, ક્યાં પ્રિય પરણીનાર;
નિર્ણય ઝટ સમજાય છે, વૃદ્ધ વધુ તકરાર. ૪૩

### ઉપેન્દ્રવજ્રા.

કથા કહી ભાગવતેજ એવી, વદ્યાં સખીમાં ખુદ એજ દેવી;
કાલીન્દિને દ્રૂપદીએ પુછ્યાથી, વદ્યાં સતિ એ શુભ ઊભરાથી. ૪૪

### ધનાશ્રી.

શાહ ગયો છે મોહી, સંતપર શાહ ગયો છે મોહી;
વ્હાલું દીઠું નહીં કોઈ, સંતપર શાહ ગયો છે મોહી. ટેક. ૪૫
વ્હાલા સંત શરણુ નવ જઇને, વૃથા ગણે વય ખોઇ. સંત. ૪૬
જે તેજ સ્વભાવ પ્રભાવ વિચારી, રહોજ રહામું જોઈ. „ ૪૭
સેવા કરવા જણાવી મરજી, ચિત્ત ચરણોમાં પ્રોઇ, „ ૪૮
બહુ ના પાડી પણ નવ માન્યું, પ્રેમે પાપો ધોઈ. „ ૪૯

### ઢીંઢી.

વદ્યા તદા એવું એ જીવ ગુંસાંઇ, શ્રુતિ સ્મૃતિ ને પુરાણો સુખદાઇ;
બીજા ધર્મ ગ્રંથ મળે તે બધાએ, કાશી આદિથી મંગાવી દ્યો જૂદા એ. ૫૦

* જુવો અમારો દશમસ્કંધ કિમ્મત. રૂ. ૧-૮-૦ મહાભારત કિ. ૨-૧૨-૦ પણ આ બન્ને ગ્રંથ સાથે લેનાર પાસેથી માત્ર રૂ ૪-૦-૦

દુહો— હિંદુ ધર્મ ને કર્મના, મળતા ગ્રંથ તમામ;
શાહે મંગાવી દીધા, પઠન કરે ગુણગ્રામ. ૫૧
ગીતિ—ધર્મ સંતના દેખી, એવા જન કોઇએ નવ કહી લેખી;
મનથી ચૂસ્ત વિવેકી, થયા ચલ્યા નહીં કોને રહી ટેકી. ૫૨
" વિશ્વનાથ તું વિના " એ રાગ.
માત ખરેખાત ગણે યમુનાં મહારાણી;
મૂર્તિની નવ જરૂર રીઝે જોઇ પાણી. ખરેખાત. ટેક. ૫૩
જે કોઈ કંઇ ભેટ ધરે, ઉપાડી તે તુરત કરે;
નાંખે જળમાંજ ખરે. પ્રેમ ઉરે આણી. માત ખરે. ૫૪
રાખે નહીં કશું પાસ, કોઇની ન પુરે આશ;
માતનાજ ખાસદાસ, થયા જીવન જાણી, માત. ૫૫
કાકાએ વાત લહી, આવીને પુછ્યું તહીં;
સંત સેવ કરો નહીં, કેમ પ્રેમ આણી. માત. ૫૬
દિસે છે મને દોષ, થાય ન તેથી સંતોષ;
સેવા નિર્દોષ માતુશ્રીની મ્હેં પ્રમાણી. માત. ૫૭
આપ્યું ગુરૂએ સુજ્ઞાન, ખામી એ છે મહાન;
ગુણ જોવા સર્વ સ્થાન, અગત્ય સમજાણી. માત. ૫૮
લઈ સાચા રૂપ રંગ, વધુ પાડવા પ્રસંગ;
ચઢયો અંતરંગ લીધાં હરિ તનો પીછાણી. માત. ૫૯
શાર્દૂલ છંદ.
સોંપી ગોવિંદદેવ સેવ ગુરૂએ, કીધી પુરી પ્રીતથી;
રીઝયા શ્રી વૃજરાજ સંત શુચિની, શ્રદ્ધા અને રીતથી;
ત્યાં આમેર તણાનૃપે હરિતણું, કીધું વડું ધામ છે;
જેનું હાલ લગી તમામ સ્થળમાં, ચાતું રહ્યું નામ છે, ૬૦
લાવણી " સુણોને વૃદ્ધ શેઠ " એ રાગ.
શાહ ફરી વૃંદાવન આવ્યા (૨)
જીવ ગુસાંઈ તણા સાહીપદ શ્રદ્ધા મન લાવ્યા. ૬૧
સંગમાં ઘણુંજ ધન લાવ્યા ( ૨ )
સ્વામીને અરપણ કરવાને બહુ સામન લાવ્યા. ૬૨
સાથમાં ભાવિકજન લાવ્યા ( ૨ )
ઘણા ગવૈયા હરિઆગળ કરવા કીરતન લાવ્યા. ૬૩
સેવનાં બહુ સાધન લાવ્યા ( ૨ )
સ્વીકારવા સ્વામી કશુંએ નવ વિચાર મન લાવ્યા. ૬૪
પદ. " તારોને દયાળ" એ રાગ.
જાવાની વેળાએ કહ્યું અંતે શાહે હારી રે,
આજ્ઞા આપો સેવાની ખાસ આશા એ મ્હારી રે. જા૦ ૬૫
ધન સાધન સામેન જન લાવ્યો ચાહશો એવું ધારી રે;

પણ આપે નવ માગ્યું કશુંએ, મનની મનમાં હોશ રહી જાયે મ્હારીરે. ૬૬
સુંદર હરિનું ધામ કરાવું, નેક ભોગ ધરૂં ભારી રે.
ગામ કરૂં અર્પણ કાયમનાં, કહ્યું અંતે શાહે હારી રે. ૬૭

ગરબી. " ગઈ ગ્રીષ્મ થયું " એ રાગ.

હશી વદ્યા શ્રીજીવ ગુસાંઇ, બહુ સારૂં ચહ્યું તેં ભાઇ; ટેક. ૬૮
છે રાજાઓનો રાજા, ધન વૈભવવંત છે માઝા, વશ કર્યા દેશ વધુ ઝાઝા;
ચહી વાત, કરે ભલિભાત, ધારતાં સાથ, એમાં શી નવાઈ! હશી ૬૯
વૃંદાવનમાં ભલે આવ્યો, ઉરભાવ ખરેખરો લાવ્યો;
થયો સકળ સંતમાં ચાવો, હરિધામ, દીઠાં બહુ ઠામ, તેથી આ હામ, ધારી મનમાંહી ૭૦
પણ ખરૂં શકયો નથી જોઇ, ચ્હાવું તો જુવે સહુ કોઇ;
જે ભક્ત જુવે અઘધોઇ, એ બહાર, દિવ્ય એ ઠાર, નથી ક્ષણુ વાર, દીઠું તે આંહી. ૭૧
આ નેત્રે નહીં દેખાશે, તે બંધ કરે સમજાશે;
કહું તેવું કર એ આશે, પછી ભ્રાત, ખુશીની સાથ, સેવની વાત, કરજે ચિત ચાહી. ૭૨
સંભારી રાખજે ખામી, તે મટાડવા ધરી હામી;
કૃતિ કરજે તું થઇ નામી, સુણીવાત, સ્તંભ્યોનરનાથ, અચંબાસાથ, ન ઉચર્યો કાંઈ. ૭૩

**દીંડી**–કહ્યું શાહ હવે કરો નેત્ર બંધ, કર્યું તેમ ત્યાં જ સુધી હતો અંધ;
થતાં જ્ઞાનદૃષ્ટિનો અહા સંબંધ, જુવે જેના મુનિ રચે છે પ્રબંધ. ૭૪

**પદ. " મ્હારા વ્હાલા વેંકટ " એ રાગ.**

અહા આ શું જણાય! (૨) અહા! કેવું ખાસું જણાય,
શોચે ઊરમાં અકબર, અહા! આ શું જણાય. ૭૫
કંચનની છે વૃજની ભૂમિ, ઝળળળ શી થાય! અહા. ૭૬
ધામ તમામ મણિમાણુકમય, તેજે જોયું ન જાય. અહા. ૭૭
કલ્પતરૂ કહે છે તે અહીં છે, કામધેનું આ ગાય. " ૭૮
દેવબ્રીયો અપ્સરા ગોપીયો, યમુનાજીમાં ન્હાય. " ૭૯
સુરમુનિ મંડળ સેવા કરવા, ઠામોઠામે શું ધાય. " ૮૦
આના કચરા સમે સમૃદ્ધી, મ્હારી તો ના ગણાય. " ૮૧
માન જતાં જગ ભાન આવતાં, પડયો સ્વામીને પાય. " ૮૨

પદ. " બતાદે સખી " એ રાગ,

અહા! ચ્હાવુ છે શું વૃંદાવન ગુરૂજી, મુજને મતિ શું સુઝીરે. અહા! ૮૩
શું હું કરાવું, શું હું ધરાવું, લાવું કયાંથી એ પુંજી રે. અહા! ૮૪
એ રસ આખો, શીદ તમા રાખો, સાર વાત છે બુઝી રે. અહા! ૮૫
શો આ પ્રતાપ છે, ધન્ય એ બાપ છે, વૃજની છે વશમાં કુંચી રે. અહા! ૮૬
ક્યાં અમે બીચારા, ક્યાં પ્રભુ પ્યારા, જોતાં જઈએ ધ્રુજી રે. અહા! ૮૭
ધન્ય વિરક્તિ, ધન્ય છે ભક્તિ. વસ્તુ એ સહુથી ઊંચી રે. અહા! ૮૮
ધન્ય વૃંદાવન ધન્ય સંતજન, ધન્ય ધન્ય પ્રભુજી રે. અહા! ૮૯

**દુહો.**

હરખીત ને લજ્જીત થઈ, ગયો શાહ નિજસ્થાન;
ભક્ત લડાવે ભાવથી, સુસ્વભાવી ભગવાન, ૯૦

**ગરબી.** " રંગના ભીનારાજ " એ રાહ.

હરિસેવનથી, દહાડે દહાડે જીવ ગુસાંઇ અડે ગયા;
તન મન ધનથી, જીવ જીવની સેવ વિશેજ અડે ગયા. ૯૧
પણ કર્યું હતું મનથી જાતે, નવ કરવી નાર થકી વાતે;
પછી પડે ક્યાંથી કહી પંચાતે, હરિસેવનથી, ૯૨
વૃજમાં આવ્યાં મીરાં જ્યારે, સુણી ખ્યાત ચહ્યું દર્શન ત્યારે;
પણ સુણી પુછાવ્યું પ્રથમ પ્યારે, હરિ સેવનથી. ૯૩
તવ કહાવ્યું પોતે એજ પ્રિતે, નવ વદું નારીથી એ રીતે;
અહીં ન આવશો સમજી ચિત્તે, હરિસેવનથી. ૯૪

**શાર્દૂલછંદ.**

મીરાંએ તવ ઉત્તરે જણવ્યું કે, આતો નવી વાત છે;
હું જાણું વૃજમાં ખરા પુરૂષ તો, રાધા તણા નાથ છે.
આપે એમ ગણો હજી પુરૂષ છું, હું ને મીરાં નાર છે;
સોચો આપ ફરી સ્વરૂપ સમજો, એમાં કશો સાર છે. ૯૫

**" કહી ને રે એવાં " એ રાગ.**

સુણતાં રે ઉપદેશ વચન જીવ ગુંસાઈ ગળી ગયા;
ગુસાંઈ ગળી ગયા, મીરાંને પદ જઇ ઢળી ગયા. સુણતાં. ૯૬
માત ખરી તેં વાત બતાવી, જીવ ન નર કે નાર;
પતિ તો છે, પ્રભુ પોતે, સમજ્યો તે, તવ બોલે;
નરનારી તણા જ વિચાર માત્ર મનમાંથી નિકળી ગયાં. સુણતાં. ૯૭

**વસંતતિલકા.**

જીવો સમસ્ત વૃજચંદ્ર તણા જ ભોગ્ય, સ્વામી સમસ્ત જીવના પ્રભુ લેજ ભોગ;
તે સારૂ સંત કરતા તપ નીમ યોગ, ક્યારે કરૂં જીવ થકી પતિ સંગ યોગ. ૯૮

**" હીલમીલ પનીઆં " એ રાગ.**

અતિ આતુરતા આવી અંતરમાં, ગમ્યું નહી પછી તો દેહ ઘરમાં. અતિ. ૯૯
યોગ્ય શિષ્યને સોંપી સેવા, ચાલ્યા એકાંતે ઘીચ તરૂવરમાં. અતિ. ૧૦૦
સાધ્યો યોગ સંયોગ થવાનો, ફૂથવા વિયોગ ન કો અવસરમાં. અતિ. ૧૦૧
પ્રકટ થયા પરમાત્મા હૃદયે જીવ જડયો એ સુઘડ નટવરમાં. " ૧૦૨
સંઘ થતાં ગયું અંગ વિયોગી. સદા સંયોગી થયા શ્રી નગરમાં. " ૧૦૩
એજ આશ છે અનુને અંતે, વાસ ન વૃજે રહ્યા છતાં ઘરમાં. " ૧૦૪

**તે શાથી થશે ?**

ભજો ભાવે રી, ભજો ભાવે રી ભાઇ રે,
વ્હાલા વૃંદાવનચંદ્ર, પ્રિય પ્રભુ ગોવિંદ, સુધરીને સ્વભાવે રી. ૧૦૫
ઓછા કરે જગના રાગ, તોજ લાગ આવે, એજ ફાવે રી,
તજી અનુ અન્ય રાગ, રાખ એજ અનુરાગ;
થઇશ મહા ભાગ, ફરી જન્મ નહીં આવે રી. ભજો ભાવે રી. ઇતિ. ૧૦૬

॥ શ્રી હરિઃ ॥

# श्री हरिदासजीनुं आख्यान.

( લે. મે. અનંતપ્રસાદ ત્રીકમલાલ શ્રી વૈષ્ણવ. )

મનુષ્ય કરતાં દેવ અસાધારણ છે, તો પછી તેના અસંખ્ય દેવના સ્વામીનું શું કહેવું! ને તે જ્યારે બ્રહ્માદિક ને અચિન્ત્ય ને અગમ્ય કહેવાય છે, સમજાય છે, ત્યારે કલીના રંક મનુષ્ય તે ક્યાં છે! કેવા છે! એ અમને બરાબર અનુભવાય એવી આશા રાખીયે તે કેમ સદ્ય પાર પડે! પણ જગતમાં મનુષ્યમાં પણ અસાધારણ મનુષ્યો થાય છે. ને તેવા અસાધારણ મનુષ્ય જ્યારે તે આશા રાખી મથે છે ત્યારે પાર પડે છે. ખાતરી કરે છે ને એ રીતે પ્રભુ અહાવો છે, અહીં છે એમ આ જગતમાં આ કાળમાં પણ સિદ્ધ ઠરે છે. દેવોની પ્રાર્થનાથી જેમ નટ અવતાર થાય છે, તેમ મનુષ્યોની પ્રાર્થનાથી અર્ચા અવતાર પણ થાય છે. ને તેથીજ મૂર્તિપુજા તે પ્રભુનીજ પુજા ગણાય છે. વૃંદાવનમાં વિહાર કરતા અપ્રાકૃત પ્રભુને નિરખવાનો આરંભ એ પ્રાકૃત જેવા દેખાતા તેમના અવતારોના સેવનથી છે. પણ તેમાંએ તેને ખાસ અર્ચાઓ તો ખરેખર અવતારોજ છે. ને તેવું સિદ્ધ થયું તે અદ્યાપિ મનાતુંજ આવ્યું છે. અમુક મૂર્તિનાજ દર્શન માટે લોકો સેંકડો ગાઉની મુસાફરી કરે છે. ને તેના દર્શન પુજન થવાથી યદ્યપી કાંઇ તાત્કાળિક અસાધારણ અનુભવ તેમાં ન થાય તોપણ પોતાને કૃતકૃત્ય માને છે. તે માનવું માની લેવુંજ નથી. પાત્રમાં ખામી છે પણ પ્રભુતો તેમાં પ્રકટ છેજ. શ્રીવૃંદાવનમાં તેવા એક "બાંકા બિહારી છે" જેનો વૈભવ અદ્યાપિ અદ્‌ભૂત છે. ને તેનો તેવો સાક્ષાત કરનારની કથા અમને એ પ્રથાપર જતાં દઢ શ્રદ્ધાળુ કરે છે. કારણ જ્યાં અર્ચામાં અવતાર દેખાયા, અમારાં પડળ ઉઘડ્યાં એટલે તો પછી શ્રી વૃંદાવનમાં વિહાર કરતા દિવ્ય દ્રષ્ટીથી દેખાતાં દિવ્ય દંપતિનો અનુભવ થાય જ બલકે તેજ સ્થળમાં જેમ પ્રાકૃત દ્રષ્ટીથી મૂર્તિ, ઘર, મંદિર, યમુનાં કુંજો, દેખાય છે. તેમ તે દિવ્ય દ્રષ્ટીથી ત્યાં જે દિવ્ય પ્રદેશ છે તે પણ તેમને અનુભવાય છે. બલકે છેવટ તેમનામાં એટલી બધી શક્તિ આવે છે કે તેઓ સ્વબળથી બીજા ગમે તેને ઘડીભર તેનો અનુભવ કરાવી શકે! જેમ અર્જુનને શ્રીહરિયે, ને સંજયને શ્રીવેદવ્યાસે દિવ્ય દ્રષ્ટી દીધાની કથા શ્રીગીતાજીમાં છે તેમજ અહીં શ્રીવૃંદાવનનાં વિહારસ્થળોની દિવ્યતા ને વિગ્રહમાં પ્રીયતા પ્રભુનાં જને બીજાને પણ બતાવી તે કેવા પ્રકારે? એ આ આખ્યાનથી સમજાશે આરંભ માટે—

પદ. કલ્યાણ.

**કૃષ્ણ શ્રીકૃષ્ણ પ્રિતે કહો, બાંકા બિહારી ચિત્તે ચહો.**
**શ્રીવૃંદાવન મહી રહી, શ્રીહરિજન મહીં રહી;**
**અનુ ભજન મહી રહી, તન તજી ત્યાં નિત્યે રહો. કૃષ્ણ.**

## પદ. કાફી.

વૈશ્નવ શ્રીહરિદાસ, થયા જે ગુણગાયાથી ખાસ હરિના વૈશ્નવ શ્રી ટેક. ૧
બાળપણેથી વ્હાલ લાલપર, ખ્યાલજ એ સુખરાશ. થયા જે૦ ૨
અસાર સંસારને સમજીને, ચાલ્યા તજીને અવાસ. થયા જે૦ ૩
રાધા કૃષ્ણાની ધરી તૃષ્ણા સમર્યા બારે માસ, ,, ૪
પ્રેમ વધ્યો તેમ તેમ વધાર્યો, રાખી દરસની આશ. ,, ૫
અંત ગોપીકંથે દેખાડયો, વૃજ વિલાસ ને રાસ. ,, ૬
ત્યાંથી શીખી ગાતા ધરી પ્રીતિ, આવી ઉભતાપ્રિય પાસ. ,, ૭

## દીંડી.

ગાન અજ્ઞાન પ્રેમથી થયા પ્રખ્યાત, તાન ધ્યાનમાં નિમગ્ન દિવસ રાત;
આવી પદમાં પડતા કંઇ નર નાથ, ધરે પરવા શું કરવા શુચિ ગાત. ૮
હરિ મંદિરમાં મોહનને સેવે, કર્યા છે વશ જગમોહન દેવે;
પરમ પ્રેમે શણુગારતા સ્વનાથ, રહી ક્ષેમે મન ધારતા સ્વનાથ. ૯

## કાફી હોરીનો રાગ.

સેવે છે પ્રિને બાંકા બિહારી, મુરતિ પુરતિ મનહારી. સેવે ટેક. ૧૦
ઉભા છે આગળ ચિત્ત પરોવી, સ્હાંમા છે ગિરિવરધારી;
જોતા મ્હોતા ફરી પ્રોતા, પોતે ચિત્ત નખશીખ નાથ શૃંગારી;
નિરખતા નયને ભરી વારી, સેવે છે સ્નેહે. ૧૧
આવ્યો અત્તરવાળો કોઇ બાહેર, બોલ્યો મોટેથી પુકારી;
ઉમદા અતર છે શ્રીવરને લાયક, ખરીદ કરી લ્યો પુજારી;
ધરો જુવો ભભકતો ભારી, સેવે છે સ્નેહે૦ ૧૨
દેવની સેવ છોડી ન જવાયું, ગાંધી હતો તકરારી;
બૂમ પાડી બોલ્યો તો લ્યો, નહીં તો જાઉં લઇ શીશી સારી;
ન વાતે સુણો શીદ મ્હારી. સ્નેહે૦ ૧૩
પડદા માહેથી કાઢીને ડાબો કર, બ્હાર દીધો જેવો ધારી;
તેની શીશી તેમાં આપી ગાંધીએ, ત્યાંજ પોતે ઉંધી મારી;
ગઇ શીશી આખી અકારી, સ્નેહે૦ ૧૪
ગાંધી કહે મારૂ અતર ગયું ને, પ્રભુએ ન પ્રેમે સ્વીકારી;
લાવ્યો હતો હું લાલાનેજ માટે, પુરેપુરી પ્રીતિ ધારી;
કીધો શ્રમ તે જખમારી. સ્નેહે૦ ૧૫
સ્વામી વદ્યા એતો હરિને ચઢી ગઇ, શીદ બડબડ અવિચારી;
દામ ચૂકાવી દીધા તેને તોયે, વ્હેમ રહ્યો મન ભારી;
નકામું અત્તર ગયું ધારી. સ્નેહે૦ ૧૬
સ્વામીએ સદ્ય ઉઘાડીને ટેરો, દેખાડયા મુરલીધારી;
ભભકી રહી આખે અંગે સુગંધી, એજ અત્તરતણી પ્યારી;
ગાંધી તો ગયો બલિહારી. સ્નેહે૦ ૧૭

**કાફી.** " ધન્ય ધન્યરે "

રમે રાસ રાધા ગિરિધારી, નિરખે હરિદાસ ખાસ અધિકારી. રમે૦ ટેક. ૨૧
શું એ રૂપ શું એ ભૂષણ અંબર, ચમક ઝમક ચિત્તહારી. નિ૦ ૨૨
શું એ ગાન શુંએ તાન વાદ્ય રવ. થાય શી થેઈ થેઈકારી; નિ૦ ૨૩
શું સુગંધ શું સ્નેહ સંબંધ એ, ચૌદ ભુવન નાંખુ વારી. નિ૦ ૨૪
ગાય તેમાં હરિદાસજી હરખી, ચાહ્ય પ્રિતમને તે પ્યારી; નિ૦ ૨૫
જામી મજા વ્રજના શુભ વનમાં, રાત ખાલી બલિહારી. નિ૦ ૨૬

**કલ્યાણ** " ઝગમગ ઝગે સુરત "

ઘુમ ઘુંમ રૂમ ઝુમ બાજે નુપુર, ઠમક ઠમક નાચતી શ્રી રાધા, ઘુમઝુમ. ૨૭
બંસી બજાવે લાલ ત્રીભંગી, ગાય હરિદાસ મેળવી સૂર;
તાલ મૃદંગ સંગ સખી ગજાવે, વીણા સારંગી સુરોનું છે પૂર. ઘુમ ઘુમ. ૨૮
એકતાન ગુલતાન બન્યાં સહુ, ત્યહાં તૂટયું લાડલીનું નુપુર;
જનોઈ તોડી બાંધી સાંધીને, ભંગ થવા ન દીધાં કોઇ ઊર. ઘુમ ઘુમ. ૨૯
રાત વીતિ આલ્હાદ સાથ એ, અનુભવ અજ શીવથી એ છે દૂર;
તે લઈ આવ્યા પ્રાત મંદિરે, પ્રેમનીશામાં બની ચકચૂર. ઘુમ ઘુમ. ૩૦

**ભેરવ.**

જુવે પ્રાત સમય શું પુજારી. આરતિ ઉતારી ધારી જુવે; ૩૧
શાથી નુપુર તૂટયું શ્રીનું, બાંધી દોરી તે શું વિચારી. ,, ૩૨
ત્યાં સ્વામીએ જનોઇ માગ્યું, રાતે તોડયું સંભારી; ,, ૩૩
એજ બાંધ્યું છે મહારાણી પદ, આ નવાઇ શી થઈ ન્યારી. ,, ૩૪
વીતિ વાત કહી નર પોતે, ધન્ય સંત પ્રિયતમ પ્યારી; ,, ૩૫
કથા સુખ પ્રદા એ શિષ્યોએ, કહી સહુને પછી વિસ્તારી. ,, ૩૬
નિત એવી અનેક લીલાથી, કર્યા રસિક કહી નરનારી; ,, ૩૭

**ગજલ.** " મહારાજકો " એ રાગ.

હતો નીચ જાતિ કોઇ રંક ખાસ, પડયો તે રહે દ્વારની આસપાસ. ૩૮
જમે એઠું ને સાંભળે નિત્ય ગાન, ઘણું મેળવ્યું એ રીતે ગાન જ્ઞાન; ૩૯
બન્યો સ્વામીનો દાસ એ વાતમાં, થયો તે ગવૈયો જનો સાથમાં. ૪૦
ગયો શાહ અકબર સમીપે જદા, થયો માની તો જ્ઞાનથી તે તદા; ૪૧
થયું નામ ચાવું તદા, **તાનસેન,** કરે હોડ એવું નથી કોનું દેન. ૪૨
**બીજું બાવરો** નામ ધારી શુચી, ગવૈયો ગયો શાહ પાસે પછી; ૪૩
મળ્યા સૌ ગવૈયા તદા તે થકી, કહ્યું શાહને લ્યો પરિક્ષા પકી. ૪૪
જીતે બેઉમાં કોણ લ્યો પારખું, ગવૈયા પુરા બે નથી વારખું; ૪૫

**શાખી.**

ન્હાઇ ધોઇને **બીજુ**બાવરે કર્યા અંગપર ન્યાસ,
રાગ સર્વને કર્યા નિમંત્રણ મંત્રે સ્તવને ખાસ;
ધ્યાન કરી કર ધરી તંબુરો ગાયો જ્યાં સારંગ,

આવ્યાં વનમાંથી વિવ્હળ થઇ સુણુવા ત્યાં શારંગ. ૪૬
તાનસેન કહે મંજીરા દઉં પથ્થરમાં ચોટાડી,
ગાઈ રાગને તેને પાછા મુજને દેજો કહાડી;
તેં ઝીત્યો મને, ગણીશ હું ગુરૂ એમને દહાડી,
શાહે તેમ થવાને સત્વર સ્વ સંમતિ દેખાડી. ૪૭

## ભુજંગી.

મુક્યા મંજીરા બેઉ પાષાણુ માથે, ગ્રહ્યો તંબુરો તાનસેને સ્વહાથે;
ગજ્યો ખ્હાણુ ચોટયા બેઉ તેની સાથે, રહ્યા શાન્ત ત્યાં ઉખડે કેમ હાથે. ૪૮
બીજુ બાવરે તે પછી ખુબ ગાયું, તથાપિ ચહ્યું કાર્ય તો ના સવાયું;
પછી કોઈથી ના કશુંએ વદાયું, કર્યું તાનસેને સ્વનામે સવાયું. ૪૯

## ઉપેન્દ્રવજ્રા.

વદ્યા તદા શાહ ન કોઈ ક્યાંહી, તુંથી વધારે સહુ દેશ માંહી;
કહે તદા આપ ગુરૂની પાસે, છું આગીયો હું રવિ એ પ્રકાશે. ૫૦

## ચોપાઈની ચાલ.

પૂછયું પ્રેમે તદા સદ્ય શાહે, મ્હારે ઉર પ્રકટી છે આશા એ;
એમનાં દર્શન થાયે શાથી ? કહે ચાલો બનો મ્હારા સાથી; ૫૧
હરિદાસ રાજાઓના રાજા, આનંદે બ્રિન્દાબનમાં બિરાજ્યા.
બોલાવ્યો કે બળે નહીં આવે, ચાલો ત્યાં જુવો એ પ્રભાવે. ૫૨
ચાલ્યા શાહ છડી છે સવારી, આવી મથુરાંમાં ડેર્યા વિચારી;
પોતે તંબુરો પકડીને હાથે, ચાલ્યા ચોંપે તાનસેન સાથે. ૫૩
આવી સ્વામી પદે પડયા પ્રિતે, ચાહ્યા શિષ્યને સ્વામીએ ચિતે;
ગાવા આજ્ઞા કરી તેથી ગાયું, પ્રભુપ્રેમે હૃદય છે રંગાયું. ૫૩

## હરિગીત.

સ્વર ખુબાટી કઈ બગાડી સૂર તાનસેન કહી ગયા,
મનમાં મનોરથ બહુ વખતથી દાસને છે રહી ગયા;
જો સ્વામી કાંઇ સુણાવશો તો માનશું કે થઇ દયા;
પ્રભુપાસ આવી ખીલ્યા સ્વામી સ્તંભી સહુ વાહ કહી ગયા. ૫૫

## દીંડી.

વાહ વાહ ! વદી શાહ પડ્યો, વદ્યો નામ દઈ ચાતું આલ્હાદે;
ખાસ સેવા કંઈ દાસને બતાવો, ધણીપણાતણો ધારો ગુરૂદાવો; ૫૬

## ગરબી. “ ગિરિધારીરે ” એ રાગની.

કહે સ્વામીરે, સેવ શું શાહ બતાવું, ટુંકામાં કામ પતાવું. ટેક. ૫૭
ગીરે ઘાટે ફાટ પડી થોડીરે, તે દે તું પાછી જોડીરે;
જો હોય સંપત્તિ કંઇ જોડીરે, તો ખરછીરે, કર હરિનું મન ભાવ્યું. ટુંકા. ૫૮
સહુ શોચે આ શું બોલેરે, પથ્થર પાણીને મોલેરે;
શું માગ્યું ભક્તજ ભોળેરે, શાહ પામેરે. કડીયા કામજ અહાતું. ટુંકા. ૫૯

કહે શાહ સ્વામીજી રીઝોરે, કરો હુકમ વધુ પણ બીજોરે;
માગો ગામો ધન ચીજોરે, મન મ્હારૂંરે, તુષ્ટ આથી નથી થાતું. ટુંકા. ૬૦
સ્વામી કહે કહ્યું કરી લ્યોરે, પહેલી એ ફાટ ભરી લ્યોરે;
જોઈ જોતે ધ્યાને ધરી લ્યોરે, ઊઠોતોરે હું બતાવવા આવું. ટુંકા. ૬૧
વદી એવું ઉઠયા હરિદાસારે, સહુ એથી ઊરે વિમાસ્યારે;
ચાલ્યા સંગે ધરી આશારે, છે મહાત્મ્યે જગમાં થયેલ ચાતું. ટુંકા. ૬૨

પદ. " ઓ વ્હાલાં તું શીદ રહે છે " એ રાગ.

આ છે મ્હારા નાથનો જો ચીર ઘાટ;
આ ઘાટે, પડી ફાટે, હું તે માટે કરૂંછું ઉચ્ચાટે. આ છે મ્હારા નાથ ૬૩
શાહ જુવે શું હીરામાણક છે પથરાને સાટે;
તેની ફાટ પુરવી તો શું રાજ્ય તુચ્છ કણી માટે. મ્હારા. ૬૪
વદે મુખે શું જુવે સુખે શું આંખ ન પુરી ફાટે;
એનું તેજ દિવ્ય જોતેજ, બેશી ઝટ ગયા ચાલતી વાટે. મ્હારા. ૬૫
હાથ ગ્રહી ગુરૂએ ઉઠાડયા, આંખ ઉઘાડી હાથે;
દેખાડી લીલા ભૂમિ રસિલાની જોઈ મોહી ગયો હાડે. મ્હારા. ૬૬

" મોહ જગતનો મટાડો " એ રાગ.

પદે પડી બની લાચારે, કરી સ્તુતિ શાહે બીચારે; ટેક. ૬૭
મારૂં ગજું શું તજું મદ છેકજ કામ આતો અતિ ભારે. ૬૮
જગત વિશે જેવી કણીયે જડે નહીં તેવાં આ રત્નો ભંડારે. ૬૯
શોભા સુગંધ સંબંધ શું સાંધ્યા, કામ કર્યું કીરતારે. ૭૦
માણસ શું દેવતાની મતિએ, આ કૃતિ જોઈ જખમારે; ૭૧
શ્રીમંત સેવ કહો રંક લાયક, દાસ કરી ધન્ય ધારે. ૭૨

## વસંતતિલકા.

સેવા શ્રીકૃષ્ણ તણી શાહ કરી શકે શું ? આ મંદિરો નિમિત નિત્ય ચણાજ દે તું;
ચાલે હમેશ, કરી ગોઠવણી તદા એ, કીધી વિનંતિ પદમાં પડી એવી શાહે. ૭૩

## ઉપેન્દ્રવજ્રા.

દયા કરી દિલ્લી ગુરૂ પધારો, ઉમંગ મ્હારા ઊરનો વધારો;
પડયો પદે હાજ પડાવી ઉઠયો, લઇ ગયો સંગ ન પ્રેમ ખુટયો. ૭૪

## લાવણી.

શ્રી હરિદાસજી ગયા શાહની સાથે, સેવાનું શું કહેવું જે કરી નર નાથે;
દેખાડીને દરબાર ધામ ધન જાતે, પુછયું માગી લ્યો જે ચહો તે આલ્હાદે. ૭૫
સ્વામી આવી બેઠા ભરેલ દરબારે, ત્યાં દીઠી રામજણીયો પણ હારોહારે;
ગાયાં નાચ્યાં એ સઘળાં ગાયનકારે, પણ સ્વામીનું સામર્થ્ય શું એ ગણકારે. ૭૬
મહીં દીઠી એક અતિ સુંદર ગાનારી, રૂપ રંગ અંગ ઢંગથી હૃદય હરનારી;
સ્વામી કહે દે આ પાતર મુજને રાજા, થઈ ગયા ચકિત સુણી જન જન જે હતા બિરાજયા. ૭૭

### શિખરિણી છંદ.

વહ્યા સ્વામી મ્હારા, હરિ નિમિત હૂં ભેટ અર્હું આ;
ઘણા છે ગાનારા, પણ નૃત કરે શ્રેષ્ટ કહ્યું આ.
ગુણી છે કૃપાળી, પ્રિય પ્રભુ ખરે એથી રીઝસે;
થશે એને વ્હાલી, દુઃખ તવ ત્રિયાનાં પણ જશે. ૭૮

### સાખી.

ભાત ભાતનાં ભૂષણ સુંદર અંબર તેને આપી;
શાંહ સોંપી સ્વામીને કહી છે એ નિષ્પાપી.
માત્ર ગાય પણ ચાલ ન બીજું જાણું હું અદ્યાપી;
તેને લઇ સંગાથે આવ્યા સત્વર રસ્તો કાપી. ૭૯

### નારાચ છંદ.

સ્વ સંગના પ્રસંગથી સુ રંગ નારને ચઢ્યો,
ઉમંગ અંગમાં ઉઠ્યો અનંગના જરી ચઢ્યો;
ગુરૂકૃપાથી નારને સુમાર્ગ શ્રેષ્ઠ છે જડ્યો,
કહા મળું દુઃખી ટળું સ્વચિત્ત ઘાટ એ ઘડ્યો.
વખાણી નાથનાં સ્વરૂપ રૂપ કર્મ સ્વામીએ;
મટાડી જાતની તમામ માર્ગમાંજ ખામી એ.
સુ ભક્તિ જ્ઞાન ધ્યાનમાં શ્રીકંથ સદ્ય પામીએ;
મળા ન ત્યાં સુધી પુરી ગણી નહીં વિરામીયે. ૮૧

### ગીતિ.

સદગુરૂની કરૂણાએ, વૃંદાવન જન જેવું ન જણાએ;
શાસ્ત્ર જે વખણાએ, તેજ મોજ એ ગુણીકાથી મણાએ. ૮૨

પદ. "ઓધવજી કરમનકા" એ રાગ.

વૃંદાવનમાં શુચિ ગુણિકા આવી, સ્વામીને પ્રભુ સારૂં ભાવી. ૮૩
રૂપે મણી તેવી બુદ્ધિ બણી છે, પ્રીત ઘણી ભિર લાવી.
સ્નાન કરી યમુનામાં સુંદરી, આવી ઉતારામાં ચાલી, ૮૪
વેણી ભરી મોતિયોને ફૂલોથી દીધા શૃંગાર સજાવી.
મથી દિવસભર નટવર વરવા, ગુરૂએ આશ ઉપજાવી. ૮૫
સાંઝે સ્વામીએ સ્હામે મોટે મંડપ, પુરી કચેરી કરાવી;
પ્રિયા પ્રિતમને પણ શણગાર્યા ભોગો એ શ્રેષ્ટ ધરાવી. ૮૬
નવિન ભેટ સંધ્યા સમયે ચાહી છે ધરવી કરાવી;
એન અવસરે આવી અપ્સરા શી શોભા તનની સજાવી, ૮૭
ભલા ભલા ગયા ભાન ભૂલી, અબળા પ્રબળા ડરી ચાવી;
સ્વામીએ વ્રજના સ્વામીની સ્હામી, ઉઘાડી મનથી ધરાવી; ૮૮

પદ. "સબુર સબુર" કલ્યાણ.

શરૂ થયું નૃત્ય તરત, રૂમક ઝુમક ઠમક ઠમક;
ઉપાડી સારંગી એ ગત, રૂમક ઝુમક ઠમક ઠમક. ૮૯

પ્રેમનીધિ હરિદાસ નવી પ્રેમી દાસી ખાસ;
ઉલટયો ઊરમાં ઉલ્લાસ, હમક હમક હમક હમક. ૯૦

જીવન પદમાં ધરતી પદ પણુ એવું ઉચ્ચરતી;
હાવ ભાવે એવા કરતીં, કાંતિ થતી દમક દમક. ૯૧

ગાન માંહી લાગી તાન, બની ગઈ છે મસ્તાન;
ભૂલી ભાન ચાલી સ્વગત, ધમક ધમક ધમક ધમક. ૯૨

પેઠી મંદિર મોઝાર, અલ્બેલી કહેરે નાર;
જોઈ રહી પ્રિય આકાર રમક રમક રમક રમક. ૯૩

**દોહરો.** સ્તંભી ગઇ તે સ્થાનમાં, અનુભવતી આનંદ;
રીઝયો રસિયો રંકપર, નંદરાયનો નંદ. ૯૪

" મીલોજી મીલોજી " એ રાગ.

ધમકાવી પુજારીએ કોપ કરી, કોપ કરી અતિરોફ કરી. ધમ૦ ૯૫
રંડી યવની બની ઠનીશું, પેઠી મહીં નહીં ખોફ ધરી. ધમ૦ ૯૬
ઉભી યારથી જૂદા પ્યારથી, આરતિની એ વેળા વિસરી. „ ૯૭
બહુ બહુ કહ્યું પણ લહ્યું ન લક્ષે, સહ્યું ન ગયું ગયા વકરી. „ ૯૮

**આશાગોડી.**

કર પકડીને કહાડી, પુજારીએ કર પકડીને કહાડી. ટેક.
થઇ નારી ખરેખરી અડી, પુજારીએ કર પકડીને કહાડી. ૯૯
કર ખેંચતાં ઢળી ધરણીપર, પડી દ્વારની અગાડી;
પીકીફક થઈ પ્રાણ વિનાની, ઉઠે કયાંથી એ ઉઠાડી. ૧૦૦
નિકળ્યું તેજ પેઠું પ્રભુ પદમાં, શબ થઇ ગઈ એ ટાઢી;
કહ્યું હરિદાસે ગઇ એ રાસે, દેહ ઠેકાણે પહોંચાડી. ૧૦૧

**" मागी अकब्बर शाहसों सुंदरी तेरीय योगमैं ताहि विचारी,
ललचायो लला ललनाकोइतैं लखिकै तुं क्षणों भर धीरनधारी;
श्रीरघुराज बुलाय कइ रूची सो कीय रासनकी अधिकारी,
बधाकों चलांको सदाको बसो इटकाव्यों तुं बांको बिहारी. " १०२**

**શાર્દૂલછંદ.**

જેના બોધ પ્રભાવ નાર્રી ગુણિકા, ખ્હાવી રીતે ઉદ્ધરી;
જેનાથી લઈ લ્હાવ એમ ઉગર્યા, ઝાઝાં જનો સુંદરી;
એવા **શ્રી હરિદાસ** રાસ સ્થળમાં, જેનો સદા વાસ છે;
તેનો દેહ રહ્યો ગયો સરખું છે, નિત્યે પ્રભુ પાસ છે. ૧૦૩

**માટે—**

કૃષ્ણ શ્રીકૃષ્ણ પ્રીતે કહો, બાંકા બિહારી ચિત્તે ચહો. ૧૦૪
શ્રી વૃંદાવન મહીં રહી, શ્રી હરિજન મહીં રહી;
અનુભવ મહીં રહી, તન તજી ત્યાં નિત્યે રહો. કૃષ્ણ.

**સંવત ૧૯૫૬ ચૈત્ર શુકલ ૭ તા. ૬-૪-૧૯૦૦**

---

॥ શ્રી हरि ॥

# ❀ गदाधर भटजीनुं गौरव. *

( લેખક રા. રા. અનંતપ્રસાદ ત્રીકમલાલ વૈષ્ણવ. )

એક કવિએ કહ્યું છે કે—" નામ રહંતાં ઠાકરાં, નાણાં નહી રહંત, કીર્તિ હુદા કોટડા, પાડયા નાહીં પડંત " દામ કરતાં નામ માટે આ દેહ ને તેના સાથેના સર્વેનો ભોગ આપનારા લેકો સંસારીયો કરતાં ઉત્તમ કહેવાય છે. તેનો આત્મા ક્યાં જાય છે ? ને તેનું શું થાય છે ! કહે છે, કે તેના યશ જેટલા વર્ષ ભૂપર રહે તેટલા વર્ષ તે સ્વર્ગમાં રહે ! પણ ભૂમાંજ ન રહે ત્યાં યશ કોણ જાણે ! તે વેળા નાશજ.

નવી સૃષ્ટીમાં નવાં કર્મ, નવા અવતાર, એટલે એજ ઘટમાળ ! વળી કીર્તિ કોણ કરે ! માત્ર નામ રહે ત્યાં સુધી પણ તેના લાગતા વળગતામાં. શામળે કહ્યું " રખીયલ રૂડો રાજવી " ને દલપતરામે કહ્યું–ગુજરાતે જન્મ્યો હતો, એક રખીદાસ, બીજા જન્મ્યા ન જન્મ્યા તે અમે નથી જાણતા " પણ તેથી બીજાને શું ! બહુ તો તે દેશમાં ! બાવલાંની કિમ્મત પ્રજા બદલાઇ કે પાવલાં થઇ જાય છે. પણ હરિભક્ત એવા યશસ્વી થાય છે કે તેના ગુણ સદા ગવાય છે, બલકે ઉત્તરોત્તર—વંશપરંપરા પ્રભુના પ્રિય માત્ર પ્રેમથી તેમને ધન્ય ગણે છે. ને વાસ્તવિક તેજ ધન્ય થાય છે. બધા દેશ બધી આસ્તિક પ્રજામાં પુજાય છે. સાધારણ ગુણોમાં અસાધારણ ભક્તિ આવી કે તે તમામ અમર થાય છે. ને તે માટેના પુરાવામાં આખી ભક્તમાળ છે, તેમાંથી એકજ આખ્યાન જુવો—પણ તેવા કેમ થવાય, ને પછી પણ કેમ રહેવું ? એ પણ એથીજ શીખવાનું છે. એટલે પદ શરૂ આ પ્રમાણે છે :—

**પદ. " હરિ તોસે બોલે " એ રાગ.**

**સાચાં હરિજન સઘળું બધુ અનુકૂળ, ભય દુઃખ ગણે એજ ભૂલરે. સાચાં.**
**પ્રભુપતિ છે શીર, પછી છે શી ફીકર, થાશે દુઃખી નીરભયરે. સાચાં.**

**પદ ધનાશ્રી.**

ભટ્ટ ગદાધર થયા હરિજન ભટ્ટ ગદાધર થયા,
ચિત્તે રાધાવર ચહ્યા, હરિજન ભટ્ટ ગદાધર થયા. ટેક. ૧.
ભણ્યા ગણ્યા ને થયા પ્રતાપી, દિલ અતિ ધરતા દયા; ૨.
તન જન ધન પર જરી ન મમતા. શમતાના ગુણ ગ્રહ્યા; ૩
સાધુ સંતનું સેવન કરતાં, થાકી કદી નવ ગયા. ૪
શ્રી ભાગવત ભણ્યા પુંઠે તો, વિરક્ત જગથી થયા; ૫.
રચી પદો ગુણગણ નટવરના, ભલા ભાવથી કહ્યા. ૬
દેશ વિદેશ પદો તે વિચર્યાં, સંત સંતોએ લહ્યા. ૭

**સાખી.**

જીવ ગુસાંઈ વસે વૃંદાવન ખરી વિરક્તિ ધારી, શ્રી ગોવિંદ દેવતા કીધા જેને કાજે અધિકારી.
તેણે પદ અનહદ પ્રીતિમય ભટનું જોઇ વિચારી; શ્યામ રંગ રંગીસખી, એ પદે પત્ર લખ્યો ઉપકારી.

### ગરબી.

શ્યામ રંગ રંગી તે શી રીતે રે ભટજી થયા. ૯
જગ તરંગમાં રહો રગડાતા, વસો ઘરમાં હજી પ્રીતેરે. ૧૦
અઘનો મેલજ નથી ઉતરતો, જ્યાં સુધી માયાને ન જીતેરે. ૧૧
અન્યરંગ ધોઈ ચઢે વિરક્તિ, પ્રેમતો ચઢેજ પછી છેરે. ૧૨
ચઢી વિરક્તિ નથી દીસતી, જ્યાં લગી વય ઘેર વિતેરે. ૧૩
વૃંદાવનમાં વાસ થયો નથી, ભક્તિ વસે કેમ ચિત્તેરે. ૧૪
બેઊ રંગોથી અલગ છતાં કેમ, રંગીન થયા માત્ર ગીતેરે. ૧૫
તજો ભુવન સેવો વૃંદાવન, રંગની તો થશે પ્રતિતેરે. ૧૬
માન્યા જાણ્યા તણો વેવરો, સમજાશેજ તેથી તે રે. ૧૭
કહ્યું ચહ્યું તે કરો ખરેખરૂં વળગો સાચાજ હીતે રે. ૧૮

### તોટક.

લખી એ રીતનું પદ પત્ર પ્રતિ, પઠવ્યું શ્રી ગુસાંઈજીએ સુખથી;
જન બે લઇને વિચર્યા સુમતિ, ભટજી રહે તે નગરીની પ્રતી. ૧૯
ધન ધામ ધરા જન નોકર છે, દીન સારૂ છુટો જમણો કર છે;
કરતા સહુ સેવ સ્વજાત થકી, ભરતા ઉદકે નિજ હાથ થકી. ૨૦

### ભુજંગી.

કુવા પાસ બેઠા હતા એક પ્રાતે, જનો આવી પ્હોચ્યા ત્યહાં પત્ર સાથે;
પુછ્યું કોણ ક્યાંથી પધાર્યા કૃપાળુ, સુણ્યું નામ વ્હાલાની ભૂમિનું વ્હાલું. ૨૧
ઉઠી પાદ માંહે પડ્યા પ્રેમ લાવી, સુનામે દીધું ભાન જાણે ભૂલાવી;
સ્મર્યા શ્રી વૃજે બંસિ ધારી મુરારી, વહ્યાં નેત્રથી મીઠડાં સદ્ય વારી. ૨૨

### સાખી.

સંત સમજી સ્નેહે નિજ ભુવને લઇ આવ્યા જવ સાથે,
તવ સમજ્યા તે એજ ગદાધર ભટ્ટ દિસે છે જાતે;
વિરક્તિ ને વૃજની ભક્તિ જોઇ ગયા સંત તો મોહી,
પત્ર દીધો લીધો ને સીધો અર્થ કીધો શક ધોઇ. ૨૩

### ગજલ. "જગ સ્વપ્ન જેવું" એ રાગ.

કરી પત્રનું વંચાણ, એ શ્રી ભટ ગદાધરજી;
ધરી વચન પરમ પ્રમાણ, એ શ્રી ભટ ગદાધરજી; ૨૪
તન હતું ઘરમાં મન હતું વૃંદાવને તોપણ; કદી કદી થતું ઘમસાણ, એ શ્રી. ૨૫
વૃત્તિ વિરક્ત હતી છતાં પણ સંગતિને લીધે; એવી પડતી જગ લ્હાણ, એ શ્રી. ૨૬
મનથી રહી દૃઢ હરિ ભજતા, કુથલી તજતા; કદી કદી થતું રોકાણ, એ શ્રી. ૨૭
દુઃખ ન ધરતા હરિ નવ વિસરતા, છતાં અન્ય દુઃખી; રોકતાં કરી કકલાણ, એ શ્રી. ૨૮
શુચી તાજ બનતી રાખતા તો પણ અજાણ્યાંથી; ઘડી ઘડી થતું ભંગાણ, એ શ્રી. ૨૯
ઘરમાં વસી વૈરાગ્ય ધરવો ગણ્યો કઠણ વધુ; સુખ ખરૂં ત્યાગે સ્થાન, એ શ્રી. ૩૦
જગ સંગી ભજતાં ઉમંગી જોર બહુ પડતું; વૃજની તે ક્યાંથી લ્હાણ, એ શ્રી. ૩૧
સ્થળ સંગ સંત પ્રસંગથી જેવું બને તેવું, નથી થયું પુરૂં રંગાણ, એ શ્રી. ૩૨
ખશી ઘેરથી વૃજમાં વશી રંગીન પુરા થાવા; સજ થયા સદ્ય સુજાણ, એ શ્રી. ૩૩

### નારાચછંદ.

વિચાર વાયદે અમૂલ્ય કાળ ના વિતાડીને, દલીલથી સ્વભૂલને વૃથા નહીં છુપાડીને;
કરી કબુલ મૂળથી કુસંગને ઉખાડીને, ખસ્યા સુખે વૃજે ધસ્યા ખરી પ્રીતિ જગાડીને. ૩૪
ગુસાંઇને પદે પડયા ગુરૂ ખરાજ જાણીને, સુસંગના પ્રસંગમાં અડયા પ્રભુ વખાણીને;
કહે સુણે ભણે બેઉ પ્રસન્ન પ્રેમ આણીને, લહે સુસ્વાદ મોજ રોજ એજ દિવ્ય માણીને. ૩૫

### કાફી.

ગદાધર, થયા પુરા રંગીન, સુસંગત વૃજ વૈષ્ણવની નિશદિન મળતાં થયા પુરા૦ ૩૬
ઘેર હતા ભજતા પ્રભુને પણ, આતો મજાજ નવીન. ગદાધર. ૩૭
વૃજવિહારીથી વિહાર કરતા, પૂરા થયા પ્રવીન. „ ૩૮
ક્યાં અટકળ ને ક્યાં ખુદ અનુભવ, થયા પ્રિતમ આધીન. „ ૩૯
જીવન ભણુતા તે હવે ગણુતા હરિરસના થયા મીન. „ ૪૦
વિઘ્ન તણો ભય છોડયો સ્વગ્રહે, રક્ષક વૃજસ્વામીન „ ૪૧
પુરેપૂરા બન્યા બેપરવા, નટવર નયન નગીન. „ ૪૨

### વસંતતિલકા.

રાખે પ્રસંગ જનથી હરિવાત સારૂ, ભાખે સુસંગ કરીને હરિખ્યાત ચારૂ;
વાંચે પુરાણ પ્રભુનું પરિપૂર્ણ પ્યારૂં, જે શ્રી શુકે નિજ મુખે સુખથી ઉચાર્યું. ૪૩

### લાવણી " ધુર્જટી "

અનુભવી તની અલૌકિક બ્હાર, ન એ વિણ સમજાય ખરો સાર;
ઊતરે સત્વર ઊર મોઝાર, કરે છે અસર તે વીના વાર. ૪૪
ભાગવત વાંચે ભટ સહ પ્રેમ, કરે નિજ સત્યે કઈનું ક્ષેમ;
રહે નહીં મનમાં લેશે વ્હેમ, ચહે નહીં તે પછી પ્રભુને કેમ ! ૪૫
ઠાકોર કલ્યાણસિંહજી, આવ્યા યાત્રા કાજ;
કથા સુણી ઘર ભણી ન જોયું, ભણી ગયા શિષ્યરાજ. ૪૬
પૂર્વના હતા પૂણ્ય ભંડાર, પૂર્વના હતા શુચી સંસ્કાર,
મળયા તે પર ગુરૂ, ઉત્તમ ઠાર, પછી હરિજન થાતાં શી વાર; ૪૭
વિસારી જાગીર રાણી ગામ, વિસારી ધન વૈભવ ને ધામ;
કામવાસનાજ ગણી નકામ, મળ્યા મનમાંન્ય પૂરણકામ. ૪૮
રાણી ધભરાણી ગ્રહે, આણી ગુરૂપર દાઝ;
એ ભટડે મ્હારૂં ઘર ભાગ્યું, કરવું એવું કાજ, ૪૯
જેથી ઉપજે એ ઉપર અભાવ, વળે ઝટ એવો છેજ સ્વભાવ;
ચલો, કરવો મનથી છળ દાવ, જેથી તેને ગુરૂ ન ગમે સાવ. ૫૦
નગરના જન પણ નિંદા કરે, આવશે ઠાકોર ત્યારે ઘરે;
રજપુતાણી કોનાથી ડરે, કપટ કીધું કપરૂં અતિ ખરે. ૫૧

### વસંતતિલકા.

બેઠા હતા શુભ સ્થળે ભટજી ઉમંગે, વાંચી રહ્યા હરિકથા જવ સંત સંગે;
રોમાંચ અર્થ સુણતા ઉઠતા સુઅંગે, આવી ઉભી ગુરૂ ભણી કોઇ તે પ્રસંગે. ૫૨

### ગરબી " મોહની લગાડોરે " એ રાગ.

બોલી લાજ કાઢીરે, બોલી લાજ કાઢીરે.
અરે ! ઢોંગી ભટ ફૂટ છેરે ફૂટ, પાંનાં નાંખ્ય ફાડીરે. બોલી. ટેક. ૫૩

લોકોને સદ્બોધ સુણાવો, જગમાં વિરક્ત બણ્યા જણાવો;
થાકી છાંનીકરીને દાવો, આજ ભરમ અહીં કરીશ ચાવો. બોલી. ૫૪

હતી આપણે છાની પ્રીતિ, ખાતાં પીતાં બહુ વય વીતિ;
તમે કરીને ગયા કુનીતિ, ગર્ભ જણાયો મને પછીથી. „ ૫૫

ધણી હવે ઘરમાં નવ ઘાલે, સગાં સહોદર નવ સંભાળે;
સહુ કહે કર્મ કર્યું ચંડાળે, જા તેને કહે કે તે પાળે. „ ૫૬

છાનું કહાવીને હું થાકી, ભૂખે દુઃખે ગઇછું પાકી;
કહુંછું સભા સાંભળે આખી, નથી હવે દુઃખ શક્તી સાંખી. „ ૫૭

બંદોબસ્ત કરો કંઈ મ્હારો, ગર્ભ નાર બેઉ જીવ ઉગારો;
સહુ સજ્જન છો કરૂણા ધારો, લાવી મ્હારાં દુઃખનો આરો. „ ૫૮

ગજલ " શામાટ " એ રાગ.

સુણતાંજ મ્હાવી વાત મંડળી ઠરી ગઇ, કાચી મતિ કુકલ્પના ચિત્તે કરી ગઇ. ૫૯
કુભાંડી નારી નેત્રમાં આંસુ ભરી ગઈ; કલ્યાણસિંહ તણી આંખ વિફરી ગઇ. ૬૦
સજ્જનો ઊરે રીસ રાંડપર ચઢી ગઇ; ઢોંગી આ ક્યાંથી દુષ્ટ આવીને ખડી થઇ. ૬૧
આનંદના સમુદ્ર માંહે શું નડી રહી; ખશી એ કુભારજા સુખે અડી રહી ૬૨

પદ " ગમ ન પડે " એ રાગ.

શાંત રહી વદ્યા ભટજી આપ, અરે બાઇ મુંઝાઇ ગઇ શાને ? જરી ધીરી થાને. શાંત.૬૩
ત્હારી વાત સાચી પણ ન દીઠી પાછી;આજ આવી યાચી તો હું લઇશ વાત ધ્યાને.અરે.૬૪
જરા હાલ બેશ ખાલી નકર કલેશ; કરી દઇશ બેશ જેથી ત્હારૂ મન માને. અરે! ૬૫

લાવણી " ભરથરી ભ્રાતા " એ રાગ.

છે દુષ્ટ નાર (૨) શુચી મહાત્મ્ય ગુરૂનું ચાવું, ટેક. સંત ગુરૂ સમજ્યા ગુરૂ જાણીને વદે છેઅહાવું. ૬૬
સહુ કરે શોચ (૨) એનું તો ઘટે કંઇ કરવું; રાધાવલ્લભજી ઉઠયા ચઢી આવી વૃથા આ હરવું. ૬૭
કહે ચાલ બાઇ (૨) હું કરૂં ગોઠવણ ત્હારી; એકાંતે તેડી જઇ લપડાક ગાલપર મારી. ૬૮
કહે સાચું બોલ (૨) આ બધું શીખવ્યું કોણે ! નહીં તો આ તલવારથી હણી કરીશ પુરી આ ખોણે.૬૯
તવ ડરી નાર (૨) થથરી ગઇ એવા તાપે; સાચું સરવ વદી ગઇ, પકડાઇ ગઇ નિજ પાપે. ૭૦
ફરી કર્યું પ્રકટ (૨) એ કપટ સભામાં આવી; સુણતાં કલ્યાણસિંહજી કોપ્યો ઝટ ભ્રમર ચઢાવી.૭૧
તલવાર ઝાલી (૨) ઝટ બ્હાર જવાને ઊઠ્યા; હાલ નાર બેઉને કરૂં છું ઠાર ઉચરતા રૂઠયા. ૭૨
ઝટ ઝાલી હાથ (૨) તલવાર પડાવી લીધી; છાતી સાથ દબાવતાં સ્વામીએ શીખામણ દીધી. ૭૩
ભલું થયું ભાઇ (૨) એ આપોપીજ તજાઇ; ફરી નહીં મુખ ભાળવું એને છે ઉચિત્ત સજાઇ. ૭૪
ગઈ રાંડ રોઇ (૨) ઘેર રોઈ સલાહ દેનારી, ત્યાગી થયા ઠાકોર ને રાંડોને રહી લાચારી. ૭૫

ચોપાઇ.

કરે જાય સહુ પર પાડે, બને દાસ જરા એ સપાડે,
બોજો જે જે નાંખે તે ઉપાડે, સવળુંજ સરવનું પાડે, ૭૬
એક વખત કથા રહી ચાલી, બેઠાં સાંભળે શ્રોતા સુ ચાલી,
આવ્યા ત્યાં કોઈ મ્હોટા મહંત, કથા સુણવા કરી ખરી ખંત; ૭૭
ભટે પોતાની પાસે બેસાડયા, નવા અર્થો અનેક દેખાડયા;
ઉભરાઓ અંતરના કહાડયા, હર્ષ અશ્રુ આણી કહેતા લાડયા. ૭૮
હતા શ્રોતાએ તેવા રસીક, સ્વાદ આજે આવ્યો અલૌકિક.
પ્રેમ પીગળ્યો સહુનો અધિક, થયાં લોચન પાણીની નીક. ૭૯

## હરિગીતછંદ.

મોટા મહંત ધીમંત સંત ગણાય છે નિજ દેશમાં,
સાધુ શુચી તપસી તણા શોભતા સાત્વિક વેશમાં;
પણ પ્રેમનું ન નિશાન આપે માન ભટકતો અતિ ઘણું,
લાવું નયનમાં નીર શાથી માપ કીધું મતિ તણું. ૮૦
ચાલી કથા બીજે દિને પોતે એ માંહી ભળી ગયા,
સુણતાં ફરીથી રંગ જામે સંતજો પીગળી ગયા;
નેત્રે સહુને નીર જોયું, મહંતે, નીકળી ગયાં, ૮૧
તેવાંજ મરચાં આંખમાં નાખતાં લોક તો કંપી ગયાં.

## દોહરો.

દડદડ ચાલ્યું નીર પણ, ખડખડ હસતા કોઈ; ગડબડ બંધ કરી વદ્યા, ભટજી સુમતિ પ્રોઈ. ૮૧

## પદ. " હે પ્રભુજી કેમ કરી " એ રાગ.

હે સંતો ધન્ય જુઓ આ કરણી, ખુબી વરણી નવ જાતીરે. ૮૨
આપે પ્રેમનાં ન પાણી, શીક્ષા યોગ્ય તેની જાણી;
આણી મરચાં નાંખ્યાં કેવાં ગુસ્સાથી ખુબી વરણી. ૮૩
કથામાં છે એવી પ્રીતિ, જુવો એની કેવી રીતિ,
હરિ બીતિ ઉઠી ભેટ્યા દાબી છાતી, ખુબી વરણી નવ જાતીરે. ૮૪

## દોહરો.

એ ધીમંત ઉપદેશથી, મહંત રહ્યા વિશેષ; થયા સંત સાચા સુખી, અંત સમ્યા સહુ કલેશ. ૮૫

## ગરબી. " મીઠડાં ગોરસ " એ રાગ.

રાતમાં ચોર આવ્યો રે ચોર આવ્યો, ભટજીના મંદીરમાં ભરાયોરે, રાતમાં ચોર. ૮૬
પોતે રહેતા ઘણું ખરૂં જાગી, વ્હાલા લાલાથી લગની લાગીરે. રાતમાં. ૮૭
જોયું ચોરે કર્યું બહુ ભેળું, થયું ઉપાડવું નવ સ્હેલું રે. રાતમાં. ૮૮
ત્યારે પોતે ઊઠી ગયા પાસે, તેવો તેતો થંભી ગયો ત્રાસેરે. ,, ૮૯
વદ્યા લઇ જાઓ હું ઉપડાવું, બ્હીતા હોતો પહોચાડવા આવુંરે. રાતમાં. ૯૦
હું પોતે છું ગદાધર સ્વામી, નામ સુણતાં ઓળખ્યા ગુરૂ નામીરે. ,, ૯૧
પડ્યો પદમાં અસર થઈ એવી, સંત નીવડ્યો સત્સંગે સેવીરે. ,, ૯૨
માંખણચોર પદે ચોરને લગાડ્યો. એ ચોરે ચોરી અધ પાર પાડ્યોરે. ,, ૯૩

## ગરબી. " અમદાવાદ નામે "

હરિજન થાવા વિશે ખાસ લ્હાવ દિસે સેવામાં અતિસેરે;
તેથી હેતેથી ચેતીને ભટ કરે જતા દીનનીશેરે. ૯૪
પોતે પાણી આણ્યાથી લઇ ખાસ કામ કરે છે સ્વહાથેરે,
એક સમે ચોકો દેતા હતા આપ, પાક ગ્રહે પ્રેમ સાથેરે. ૯૫
આવ્યાં ત્યાં કોઇ ઠાકોર મોટી ભેટ લઈ ચરણ શરણ થાવારે:
પુછ્યું સેવકથી કયાં છે મહારાજ મ્હોટા સ્વામી જગ ચાવારે. ૯૬
દોડ્યો દાસ આવ્યો પાસ વદ્યો ખાસ ચોકો છોડી દ્યો સ્વામીરે;
બની સ્વચ્છ બીરાજો ભભકા સાથ, માંને ઠાકોર ન ખામીરે. ૯૭

પદ. " જઇને કહે હું સભા માંહે આતું. "

વધા તદા ગદાધર સમજાવી, એ સમજાવા, સંદેહ તજાવી. વધા૦ ૯૮
હરિ સેવનથી થાય જીવન ધન્ય, વધે વધુ ન એથી લાજ જાવી. ,, ૯૯
એજ કાજ કરવા જગે આવી, ફાવી જવાને દેહી મળ્યાં ન્હાવી. ,, ૧૦૦
ચાવી વૈકુંઠની એજ છે આવી, દે લલચાવી એ ભવથી બચાવી. ,, ૧૦૧
પહેલું સહેલું વ્હેલું કરો એ, એ થયું તો માનજો ગયા ફાવી. ,, ૧૦૨

શાર્દૂલ છંદ.

આવ્યો ત્યાંજ નૃપાલ સ્વામી નિરખી, ગર્વો ગયા પીંગળી;
બોલ્યા આજ પ્રતાપ રાજ તજી તું, આવી નમે છે લળી;
બ્રહ્માદી નર દેહ ચાહે કરવા, અહાવી રીતે સેવને;
સેવામાં અનુકૂળ તેજ કરતા, સ્વાધીન શ્રીદેવને. ૧૦૩

માલીની.

નરનૃપ બહુ એવા, સેવ સોંપી ઉગાર્યા, કરી અનુકુળ સેવા, અન્ય તર્કો નિવાર્યા;
કૃતિ થકિ વશ દેવા, આપને તો હતા એ; પ્રભુપદ પછી રે'વા, કેમ અંતે ન જાયે ? ૧૦૪

દોહરો.

હરિજને હરિને હરી, હરિજનેજ બીન ભૂલ, ફુલ અનુકુલ અનુ થાય છે, કરી પ્રતિકુળ નિરમૂલ. ૧૦૫

---

સાચાં હરિજન ગણે, બધું અનુકુળ;
ભય દુઃખ ગણે, એજ ભૂલ રે. સાચાં. ૧૦૬
અનંતપતિ શીર પછીથી શી ફીકર થાય છે દુઃખો નિરમુળ રે. સાચાં. ૧૦૭

સંવત્ ૧૯૫૬ ના વૈશાખ સુદ ૨-૩ તા. ૧-૫-૧૯૦૦

---

॥ श्रीहरिः ॥

# ❋ श्री कृष्णदास पयहारीनुं आख्यान. ❋

( લેખક. રા. રા. અનંતપ્રસાદ ત્રીકમલાલ વૈશ્નવ. )

મ્હોટા થવું સૌને ગમે છે પણ સૌથી મ્હોટા થવાતું નથી. અમુક વર્ગમાં થાય તેનાથી રહેવાતું નથી, છેવટ પ્રાણ ગયા કે સર્વ અહીં પડયું રહે છે. એટલે મ્હોટો તે કેવો છોટો થઈ ગયો કે " બાંધી મુંઠી આયો પેં પસારી હાથ જાનો હે " આવ્યો તો પૂર્વના પુણ્ય લઈને પણ તે ખાઈ ખુટાડીને જાય એટલે તેના હાથ ખાલીજ રહે. જેમ એક શહેનશાહે પોતાના જનાના આગળ બધી મ્હોટાઈ ચલાવી છેવટ બહાર એ હાથ ઉઘાડા રખાવ્યાનું કહેવાય છે. મનુષ્ય શું ? દેવની ને બ્રહ્માની પણ મ્હોટાઇનો અંત બ્રહ્માન્ડ સાથે છેજ. કારણ નશ્વરના સંગથી આવેલ મ્હોટાઈ નશ્વર થાયછે, પણ નિત્યના સંગથી નિત્ય મ્હોટાઇ મળેજ, ને તે પોતે તથા તેની મ્હોટાઇ અનંત છે, એટલે તેનાં થાય તે સદા મ્હોટા રહે ને તે સર્વે પ્રકારે કારણ સર્વનું સર્વ જેના વશમાં તેજ રીઝે પછી શું ખામી રહે ? તેથીજ રાજા કરતાં સંત મ્હોટા ગણાય છે. જોકે દેખીતા તે રંક જેવા લાગેછે, ને તે તનધન સાધન સ્વભાવથી પણ તેમની આત્મશક્તિ પ્રભુ કેટલી ઉઘાડે છે. તેમને પોતાની દૈવી સત્તા કેટલી સોંપે છે એ વિશે દરેક ધર્મના ઇતિહાસ, દરેક દેશમાં પુષ્કળ પુરાવા આપેછે. ને

તેવાનો સંગ કરી જાણે તે તેના જેવા થાય છે, કળ ને બળ. તેમાં કળ તે એજ કે મ્હોટાના સંગે મ્હોટા થવું. બળ તે પોતે મથી મ્હોટા થવું. તેને પણ ખરા મ્હોટાના સંગની જરૂરત ને ત્યારેજ તે ખરા મ્હોટા થાય છે. તેને પછી વળગવું એ બીજાઓને ઠીક પડેછે. તેથી તેવું ચરિત્ર અહીં બતાવવા સાથે પ્રારંભમાં પદમાં એમજ ગાયું છે કે—

પદ. " આજ શ્યામ " એ રાગ.

**શોધી સાચા સંત સુખે સેવો ચિત ચાહીને;**
**સેવો ચિત્ત ચાહીને, ન જરીએ સકુચાઈને શોધી. ટેક.**
**ભવજળનું એજ નાવ, અપાવે હરિનો લ્હાવ;**
**આવ્યો અનુ દાવ, જશે ફોગટ ખરચાઈને શોધી. ૧**

ખંભાત રાગ.

શ્રીકૃષ્ણદાસ થયા પયહારી, પયહારી જગ ભય હારી. શ્રીકૃષ્ણ. ૧
વિપ્રવંશી કરી કલ્મશ ધ્વંશી, દેહ નથી અનમય ધારી. શ્રી. ૨
પૂર્વ કર્મ સંયોગ યોગ સિદ્ધ, છે જન્મથી વિનય ધારી. શ્રી. ૩
મન ન લગાડી જગ જંજાળે, રહ્યા ઉરે પદ દૂધ ધારી. શ્રી. ૪
ગયા તરી બહુ જીવ શિષ્ય કરી, ખરા થયા અઘ ક્ષયકારી, શ્રી. ૫
ગલતાની ગાદીના સ્વામી, થયા સંત સુખમય ભારી શ્રી. ૬
પંજાબે પીંડારા ગાદી, સ્થાપી ત્યાં થયા જયકારી, શ્રી. ૭
જ્યાં હજી પણ હરિને હરિજનની, સેવા થાય ઉભય ભારી. શ્રી. ૮
શુચી વિરાગી પ્રભુ પદ અનુરાગી, બડભાગીની બલિહારી. શ્રી. ૯

ગીતિ

જનમી ન રહી જનમાં, વનમાં બેઠા પ્રભુના ભજનમાં;
જગ શ્રી ચાહી ન મનમાં, ધ્યાયી રાખ્યું ચિત ચોંટયું શ્રીમનમાં. ૧૦

" સુખ શાન્તિ સદા " એ રાગ.

હરિભજન કરે એકાંતે, કૃષ્ણદાસ પયહારી;મન રાખી શુચીને શાંતે કૃષ્ણદાસ પયહારી. ટેક. ૧૧
હરિ ભરોંસે અગ્નગ વન વિશે, કીધો હતો મુકામ; મુકી તુંબડી એક જગે ને શરૂ કર્યું નિજ કામ.૧૨
આહીર એક ચરાવે ઢોરાં, તેમાંથી એ ગામ; આપે આવી ઉભી તુંબીપર, દુધ ભર્યું તે માંહ્ય. ૧૩
કૃષ્ણદાસ જળ લેવા જાતાં,દીઠી હરિની મ્હેર;નિત્ય એ રીતે થયે જવાથી,પડી ભજનની લ્હેર. ૧૪
સમજી ગયો ગોવાંતી પ્રેમે,થવા દીધી એ વાત;તવ પયહારી રીઝયા ભારી,દુર્બળ કર્યો સનાથ. ૧૫
આજ્ઞા દીધી ઊંચે ચઢી, બનતી દૃષ્ટિ દોડાવ;નજર પહોંચશે તે સહુ ભૂમિ તને થશે શિરપાવ. ૧૬
હતું એક દેવીનું મંદિર, ઊંચુંજ શિખરબંધ; ચઢી ટોચપર નજર ફેરવી,થયો ભૂપ સંબંધ. ૧૭
જીવ જગાર્યો મહારાજાનો,ભૂમિ મળી તમામ;બની ગયો ઠાકોર ગરીબ એ,ભક્ત થયો ગુણ ધામ. ૧૮

" લાલન મારી ખાય." એ રાગ.

ભક્ત આહીર થયો ભારે, સતગુરૂ કૃપાએ;
રાજા કહેવાયો જશ છાયો હવે ઢોર શું ચારે ! એવો ભક્ત. ટેક
મંદિર બનાવી ભારી, પધરાવી મૂર્તિ પ્યારી,
સેવે સ્નેહથી મુરારી, ભોગો ધરી ભારી ભારી, ૨૦
શીખવ્યું સ્વામીએ જેમ કરે ગયો સધુ તેમ;

દહાડે દહાડે વધ્યો પ્રેમ, દહાડે દહાડે થયું ક્ષેમ, જીવન હરિનેજ ધારે. સત ગુરૂ. ૨૧
એક વેલા થાળ મહીં, જલેબી ભરેલી લઇ,
આવ્યા મંદિરમાં ચહી, ધ્રુંચળી ત્યાં પડી ગઈ; ૨૨
કુમાર હતો અગાડી, તેણે તે લીધી ઉપાડી,
વાર ન જરી લગાડી, ખાવા લાગ્યો મુખફાડી. એ મૂરખે અવિચારે. સત૦ ૨૩
જોતાં વેત આવી ચાલ, ભૂપતિને ચઢયો કાળ;
ક્રોધે થઇ ગયો લાલ, ખડગ લેવા ભરી ફાળ; ૨૪
વધ્યા આવી છે કુચાલ, આગળ શું થશે હાલ;
માટે હણી નાંખું હાલ ન ચાહું એવો ચંડાળ, પ્રેમ પ્રભુ પર ન લગારે. સત૦ ૨૫
ત્યાં વચમાં પડયા સંત, આણુવા ન દીધો અંત,
સંતાડી કીધો નચેત, ત્યાં ઉછેર્યો રાખી ખંત, ૨૬
રાજા ગયા હરિધામ, ત્યાં સુધી ન લીધું નામ;
કીધું માત્ર સેવા કામ, અંતે થયા પૂર્ણકામ, વશીને વૈકુંઠપતિ દ્વારે. સત૦ ૨૭
લોકોએ પુંઠે કુમાર, બેસાડયો પિતાને ઠાર;
ભક્ત થયો સુપ્રકાર, પિતા સમ ધારી પ્યાર. સત૦ ૨૮
સેવ્યા શ્રી રૂકૂમીણી પતિ, વંશ થયો શુચી અતી;
છે હજીએ પૃથ્વી પતિ, રાજપુતાનાની પ્રતી, કથા નથી પડી વિસારે. સત૦ ૫૯

## સાખી.

ભક્તિ તરૂ ત્યાં કાયમ કરીને ચાલ્યા શ્રી પયહારી, યોગી વેશમાં અન્ય દેશમાં વિચર્યા અઘક્ષયકારી૦
ગાલવ મુનિએ ગલતાની ગાદી વૈશ્નવની સ્થાપી, જયપુરના રાજ્યમાં તે સ્થળે આવ્યા આપ પ્રતાપી.૩
કાનફ્ટા જોગીએ કબજે કર્યું હતું તે સ્થાન; મુદ્રા ધારી આપ પુજાતા ભૂલાવતા ભગવાન;
સહજ સિદ્ધિથી નૃપની પ્રીતિ અતિ હતી તે માંહે, આવી ઉતર્યા ધૂણી લગાવી આપ ઉમંગે ત્યાંહે.૩૧

## લાવણી લંગડી.

કાનફટા જે મુખ્ય ગણે છે મુદ્રાને તેવા મૂરખા,
સંત જોઇને, દ્વેશ આણ્યો, નહીં મહિમાથી પરખ્યા. ૩૨
સેવા તો શું રહેવા પણ ત્યાં નહિં દેવા તકરાર કરી,
વધ્યા આપ તવ કહ્યું નહીં કેમ પ્રથમથી પ્યાર કરી. ૩૩
ધુણી લગાવી સ્થાન જગાવી બેઠો છેક નિરાંત કરી,
પછી સતાવો, વૃથા શીદને મુજને કલ્પાંત કરી. ૩૪
ઉઠાવ ધૂણી કહે વંઠેલા ચેલા મદે છકેલા એ,
જન બહુ ભેળા થયા તે વેળા ઉભા રહેલા છે. ૩૫
કૃષ્ણુદાસજી એ ઉલ્લાસથી ધૂણી સત્વર સકેલી,
છે સળગેલી છતાં મેલી ઝોળી મહિ ભેળી. ૩૬
બાંધી ગાંઠડી બચકામાં આગની અતિ અદ્ભૂત થયું,
મારી બગલમાં બીજે જઈ બેઠા મન મજબૂત થયું. ૩૭
સિદ્ધિ થકી પ્રસિદ્ધી થતાં મુખ્ય જોગી બળવા લાગ્યો,
શિષ્યો સાથે સિંહ થઈ સ્વામીની સ્હામે આવ્યો. ૩૮

સંગ કામદાર ને અમીરો સરવે છે મુદ્રાધારી,
મહાત્મ્ય દિસે પથમાં મુદ્રામાં સહુથી ભારી, ૩૯
આવી જુવાં ચઢાવી અડાવી સ્વામીને ગડબડ કીધી,
શિક્ષા દેવા, ચહ્યું ચિત કશી નહીં હડબડ કીધી. ૪૦
વદ્યા અરે ! ગદ્ધાશું ભૂંકે વિના સબબ દુઃખ દેવાને,
મુદ્રા છોડો, સહુ શું માનો ઢોંગી એવાને. ૪૧

"ઇશ રમાપતિ" એ રાગ.

એવું ઉચરતાં થયો ખરતે આકાર. ટેક.
જોગી જાદુગર. નો ચાલ્યો ન હુનર. કયાં શ્રી વૈશ્નવવર.
કયાં એ દ્રોહી નર, ભુંકવાજ માંડયો ધભરાઇને અપાર. એવું. ૪૨
મુદ્રા પણ સહુના કાનેથી, નિકળી જઇને નિજ સ્થાનેથી;
આવી પડી કૃષ્ણુદાસ પાસે, ઢગલો વડો થયેલો ભાસે. ,, ૪૩
સહુ પોતાના કાન તપાસે. થયું આ શું એ ઊરે વિમાસે;
સમજ્યાં સંતનો સુપ્રભાવ તેણીવાર. ,, ૪૪

વસંતતિલકાવૃત.

આમેરનો નૃપ હતો તવ પૃથ્વીરાજ, તે ઘેરથી સ્વગુરૂ દર્શનનેજ કાજ;
આવેલ હાલ ગુરૂ સ્થાન વિષે ન દેખી, આવ્યો અહીં જોઇ બીના અદભૂત લેખી ૪૫

કાલીંગડો. "મદન પડયો"

ગુરૂજી કયાં ગયા છે રે. પુછયું પૃથુરાજે; ગુરૂજી. ૪૬
કેમ તમે મુદ્રા કાઢીને- મુંકી સંતના પાદમાં છેરે. ,, ૪૭
આશો ખર કોઇ કહો ન કાં ખબર શું જાણે ગુરૂ ગધેડા છેરે ,, ૪૮
સહુ રઘવાયા ને ગભરાયા. થરથરતા ઉભેલા છેરે. ,, ૪૯
તેજ જોઇ મોહી પડયો સંત પદ, સમજ્યો શું સાચી બીનાછેરે,, ૫૦

કાનરો.

મળી સહુએ ક્ષમા માગી, ફરી ફરી કૃષ્ણુદાસ પદ લાગી સહુ. ટેક. ૫૧
દયા ધરો નર કરો જોગીને નમતા શીશે કહે મદ ત્યાગી. ,, ૫૨
સ્વામી કહે નર કરીશ તથાપી; રહેશો નહીં અહીં કોઇ અભાગી. ,, ૫૩
વૈશ્નવ સ્થળે ન કામ તમારૂં. વસશે અહીં હરિના અનુરાગી. ,, ૫૪
વૈશ્નવ વેશ સ્વીકાર હોય તો,દાસ બનો નહીં તો જાઓ ભાગી. ,, ૫૫
થવા કબૂલ સ્વભૂલ સ્વીકારી, નર કીધો તવ સુખી અભાગી. ,, ૫૬

તોટક.

ઝટ સ્થાનપતિ પયહારી થયા. સહુ કાનફટા જખ મારી થયા
કઇ દાસ વળી સુવિચારી થયા, સુખીયા સદને શ્રીમુરારી થયા. ૫૭
નૃપ શિશ્ય તદા મન વારી થયા, હરિભક્ત પુંઠે બહુ ભારી થયા.
બહુ શિષ્ય બીજા નરનારી થયા, પયહારી ગુરૂ અવતારી થયા. ૫૮
શુચિ એ ગલતા સ્થળ ધારી થયા, વળી શિષ્ય પુંઠે ઉપકારી થયા,
પરચા પ્રભુના બહુ જારી થયા પયહારી ગુરૂ અવતારી થયા. ૫૯

### દીંડી.

એક વૈશ્નવ વેચતો હતો જોડા, લહ્યું દામ તેની આગળ છે થોડા,
આપી ધન એ ધંધો ભુંડો તજાવી, કીધો પરમ ભક્ત વિરક્ત સજાવી. ૬૦

### શાર્દૂલ વિક્રીડીત છંદ.

ભંડારો પછીથી કર્યો બહુ મળ્યા, સાધુ અને સાધવી;
દીઠી ગર્ભવતી સતી દ્વિગુણ ત્યાં, હીસ્સો દિધો આ કથી;
એને છે ઉદરે હરીજન શુચી, તેની સુ સેવા કરૂ,
આવ્યો પુત્ર થયો પવિત્ર મતિ એ, બોલેલ સાચું ઠર્યું, ૬૧

### " મ્હોં મલકાવી " એ રાગ.

કાંચીના શ્રીમત રામાનુજ, સંપ્રદાયના સ્વામીરે; ભેટ તેમને ધરવા સંતો એ પઠવ્યા બહુ નામીરે.૬૨
શ્રી વૈશ્નવમત મૂળ ગુરૂનો, તેથી રાખે પ્રીતિરે; સેવ સ્વામીની તેથી કીધી, કિમતિ ભેટો દીધીરે.૬૩
આવ્યા સંતે ત્યાંથી પાછા, જયપુર તણી હજારેરે;કાંચી સ્વામીએ દીધેલ ધનછે. પિતા નીહારેરે.૬૪
દીઠી દુષ્ટ ગુણિકા મોહ્યા, ધન ત્યાં દેવા કીધુંરે;એણીએ રાત ગાળવા તેથી વચન કામ વશ લીધુંરે.૬૫
રાત ગઇ ઘડી ચાર સાધુએ,સ્મર પરવશ થઇ ચાલ્યારે;વેસ્યાએઘેરવાટજુવેછે, કયારે આવે વ્હાલારે.
પયહારીના મંત્ર પ્રભાવે,ભૂલા પડયા નગરમાંરે;આખી રાત ખૂબ અથડાયા,પકડાયાઘર ઘરમાંરે.૬૭
વેસ્યા પણ જાગી આખી નીશ,આશાપરવશ ફરતીરે;પ્રાતથયું તવબંનેદીઠાંએકબીજાને વરતીરે. ૬૮

### રેખતો.

દીઠું વેસ્યા ડોળે,કરે, એ આંખ છે ચોળે; જનો કહે સાધુ શું ખોળે,કરે કોઇ તો કઇક ટોળે. ૬૯
વૃથા વીતિઅધીરાત,ગઈ પ્રીતિ પાડા સાથ,થયો પરિપૂર્ણપસતાવો,વિચારસુઝયોઅરર ! અહાવો.૭૦
વેસ્યા એ ઉરે વિચારે છે,સ્વધંધાને ધિક્કારે છે;સાધુને એ મેં ભરમાવ્યા,મુવે શા હાલ છે થાવા !૭૧
જતાં સંતો પદે વળગી,દાસી ન કરો હવે અળગી;તમારી તે ગતિ મ્હારી,બતાવોછૂટવા બારી. ૭૨
આવ્યા ત્રૈણે સ્વામી પાચે,વીતિ વાતો વદી ખુલાસે;ક્ષમાગુરૂએ તદાકીધી,સ્વજનનીસુધઝટલીધી. ૭૩

### દોહરો—

ગુણકાને પણ ગુણી ગણી, કરી શુચી સંસ્કાર;
પ્રભુની પાસે નાચવા, રાખી કરી અવિકાર. ૭૪

### લાવણી, " ધર્મ ધુરંધર "

કૃષ્ણુદાસજીને શ્રીદ્વારકાં જવા વિચાર ઠર્યો, પૃથ્વીરાજ ભૂપે પણ જવા વિચાર કર્યો; ૭૫
સ્વામીપદ શીર નામી વિનંતિ કરી મોદપામી;સંગલઇજવાઉમંગ જાણી ના નવ કહીસ્હામી.૭૬
મંત્રી ઘભરાયા અંતરમાં જો નૃપતિ જાશે;તો ફરીથી નવ ફરશે કાં અરીથી વિપત્તિ થાશે.૭૭
સ્વામીને સમજાવ્યા નૃપ છે સંત કલ્પવૃક્ષ; ગયા તો પછી સંત રખડશે વાત ધરો લક્ષ.૭૮
નામ સુણી આવતા નિશાસા, નાંખી ફરી જાશે;એના જેવા પ્રિતે પ્રભુએ પુંઠે ન પુજાશે. ૭૯
હરી હરિજનના સેવનમાં, મહા ભંગાણુ થશે;અરી ચઢી આવ્યા તો તો પુરૂં ઘમસાણુ થશે.૮૦
સ્વામીએ એ વાત માની નૃપને આજ્ઞા દીધી;ત્હારે ઘેર રહેજ ભૂપ છે સર્વ રીતે સિદ્ધી.૮૧.

### " દીન પાયા બજારકા " એ રાગ.

વધા રાજા સ્વામીજી મન ચોંટયું દ્વારકાંના નાથમાં. ટેક. ૮૨
ગોમતિ સ્નાન શ્રીમાનનાં દર્શન, થશે ન શું રાણીયો સાથમાં. મન૦ ૮૩
આપ ત્યાં આપો ધઈ ભુજે છાપો, આયુધ રહે જે હરિહાથમાં. મન૦ ૮૪
આપની સેવા સાથે સેવું દેવા, શોભું હું સંતની જમાતમાં. મન૦ ૮૫

### લલિત છંદ.

ગુરૂ વધા અહીં એ બધું થશે, શુભ મનોરથો ખાલી નાં જશે;

પણ રહો અહે એજ હું કહું, નહિ સ્વસંગમાં તો લઇ જઊં. ૮૬
દુઃખી થયા ચિતે, એથી ભૂપતિ, ગુરૂજી તો ગયા દ્વારકાં પ્રતિ;
રૂદન ત્યારથી છે શરૂ કર્યું, ત્રણ દિનો વિત્યા ચિત્ત ના ઠર્યું. ૮૭
દુઃખી થતા હતા મ્હેલની પ્રતિ, સુઈ રહી હતી પાસમાં સતી;
ગઇ હતી નિશા ઘોર દીસતી, થઇ કૃપા અહા કેવી ત્યાં અતી. ૮૮

ગજલ. " ઝટ આવ્ય મુખ બતાવ્ય. " એ રાગ.

મધ્યરાત વખત સાદ સ્વામી કૃષ્ણદાસનો રાજાએ સાંભળ્યો;
ઉઠ ચાલ આવ બ્હાર, દુઃખી શું આત બન્યો, સુણતાંજ એ ગળ્યો. ૮૯
ધશી ગયો મ્હેલ બ્હાર તો, ત્યાં દિવસ દિસતો નથી ગુરૂનો પતો;
શુભ દ્વારકાનું ધામ, ગોમતીજી તટ હતો, નૃપતિ શું નિરખતો. ૯૦
ઘનશ્યામ તેજ ધામ ખાસ દ્વારકાપતિ, કહે ધન્ય ભૂપતિ;
કરસ્નાન ગોમતિ મહીં પુરા ઉમંગથી, ગેર આશ જે હતી. ૯૧
કરતો પ્રણામ વારવાર બ્હાર શી પડી, ધન્ય ધન્ય એ ઘડી;
ફરતો પ્રદક્ષીણાને ઊચરતો સ્તુતિ અડી, પદમાં પ્રિતે પડી. ૯૨
સતિ સાંભરતાં સાદ દીધો જાગી તે ઘડી, આવી કરી હડી;
જગપતિ નીરખતી જતી ત્યાં પાપણો નડી, ખરી ખુબી છે જડી. ૯૩
કર્યું દંપતિએ સ્નાન, ગોમતિજીમાં સુખે, સુણી હુકમ શ્રી મુખે;
ભુજ શું ઉઠ્યાં આયુધ શાનાં તે દુઃખે, સમુળું ગયું દુઃખે. ૯૪
ક્ષણમાંજ ફરી ગયું બધું શું જુવે ફરી, મહેલની ઓસરી,
નથી નદી નથી હરિ, કૃપા ખાસ એ કરી, જાય કેમ વિસરી. ૯૫
વલી ભુજપર છે ચિન્હ બેઉને પ્રકાશતાં, આયુધો રાજતાં;
થઇ વાત ખ્યાત પ્રાત સ્વપ્ન સાચું ભાસતાં, ચહ્યું થયું કાજ ત્યાં. ૯૬
ગુરૂ વાણુ થઇ પ્રમાણુ ચહી લ્હાણુ ત્યાં મળી, ગઇ વૃત્તી પીંગળી;
દિન રાત પ્રિત સાથ સેવે સંત મંડળી, શ્રીપતિ લળી લળી. ૯૭

**" માથાના મુગટ "** એ રાગ.

પૃથ્વીરાજ સ્વગુરૂ પ્રતાપે થયા એવા રે, ઓળખતા જેને સુરમુનિ મહા દેવા રે. ટેક. ૯૮
અંધ વિપ્ર વૈજનાથ પાસે આંખ માંગી રે,એઠો લાંઘવાને ખાનપાન નિદ્રા ત્યાગી રે. પૃ૦ ૯૯
શંભુ પ્રકટી કહે જા પૃથ્વીરાજ પાસે રે, અંગુઠો અડાડ એનો અંધપણું જાશે રે. પૃ૦ ૧૦૦
તેણે આવી કીધું તેમ દૃષ્ટિ આવી ખાસી રે,ગુરૂ પ્રતાપે થયા એવા દેવા ઉપાસી રે. પૃ૦ ૧૦૧

**ધનાશ્રી.** " મોહે લાગી લટક ગુરૂ ચરનનકી. "

થયા એવા કૃષ્ણદાસ પયહારી, પયહારી જન ભયહારી. થયા. ૧૦૨
**શ્રી** રામાનુજના રામાનંદ તેના ચરણો દૃય ધારી. થયા. ૧૦૩
**અગ્ર**દાસ શ્રી ભદ્ર ગદાધર શિષ્ય એવા બહુ અવતારી. થયા. ૧૦૪
તર્યા આપ એવા અસંખ્યને ભવસાગરમાંથી તારી. થયા. ૧૦૫

માટે

**શોધો સાચા સંત સુખે સેવો ચિત ચાહીને,**
**સેવો ચિત ચાહિને, જરીએ ન સકુચાઇને. ટેક. ૧૦૬**
**ભવ જળનું એજ નાવ, અપાવે હરિનો લ્હાવ;**
**આવ્યો અનુ દાવ જશે, ફોકટ ખરચાઇને. શોધો. ૧૦૭**

॥ શ્રી હરિઃ ॥



( લેખક. શા. દા. અનંતપ્રસાદ ત્રીકમલાલ શ્રી વૈષ્ણવ. )

એકભક્તે કહ્યું છે—

**संत मिलि निर्णय कीयो, पेखी पुरान इतिहास;**
**भजवेके दो सुघरकों, और हरिके दास.**

આ નિર્ણય સંતોની સભાનો છે, તે સંત છે છતાં કંપેછે, કે " હરિ તથા હરિદાસ ઉભયની સેવામાં રહેવું. પછી અસંતે રહેવું જોઇએજ એમાં તો કહેવુંજ શું ? વળી આ નિર્ણય સ્વતંત્ર બાંધ્યો નથી માત્ર સ્વાનુભવ ઉપરથી નથી બાંધ્યો, પણ ઇતિહાસને પુરાણનું મથન કર્યા પછી સાગરથી સુધાવત, નિકળેલ સારભૂત છે. સંતને ભજવાથીજ સંત થાય. વૈદ્યને સેવવાથી વૈદ્ય, પંડિતના સેવનથી પંડિત શ્રીમંતના સેવનથી શ્રીમંત, તેમાં જે હોય તે આમાં આવે. સંતમાં હરિ વસેછે ને તેની ખાતરી પણ હરિએ સંતદ્વારાજ બીજાંને અપાવે છે. એ વાત સંતો સમજેછે, એટલે તેઓ હરિ વિના મનુષ્ય પુજન નથી કરતા, હરિ માટેજ કરેછે. પણ પ્રભુની પ્રભુતા ભક્તથીજ પ્રકટ થાયછે. દાતાની ઉદારતા દરિદ્રીથી, વૈદ્યની વડાઇ બીમારથી, તેમ ભક્તથીજ ભગવાન આવા થાય છે. એટલા માટે ભક્તચરિત્ર કે ભગવાનનું ચરિત્ર એ બે મળીને એકજ વાત પુરી થાયછે. પ્રભુનીજ પ્રભુતાના પ્રાકટયનો જ્યાં સંભવ પ્રસંગ ત્યાં પછી અલૌકિક પરચાઓનું શું પુછવું ! પ્રભુ ઉભયલોકનાં સુખ સંપૂર્ણ આપી શકે છે, આપેછે, કોને ? સંતને કેવા સંતને ? તે માટે આખી ભક્તમાળ ભરીછે તેના લેખકનોજ વૃત્તાંત તેનાં ગુરૂ શિષ્ય સમેતનો જુવો. ત્યાં પણ " સતત રહો " કરીને પદ શરૂ થાય છે—

રાગ ભેરવી પદ. "રમણિયમૂર્તિ"

**સતત રહો સંત પાસે ( ૨ )**
**વસો એ વિશે ખસો ન ક્ષણભર, ભવજળ સરલ તરાશે; સતત. ટેક**
**મતિ એવતી નિર્મળ થાશે, કૃતિ એ વતિ સુધરી જાશે,**
**ગુણે ગાનેથી અનંત તરે તો, શું ન થાય વસે પાસે. સતત.**

રાગ બિહાગ.

સંત શિરોમણી શ્રી અગ્રદાસ; કૃષ્ણદાસ પયહારીના પ્રિય, શિષ્ય સંત સુખરાશ. ૧
વિરાગી હરિરસના અનુરાગી,ત્યાગીસુગુણીખાસ,સેવનભજન જીવનનું જીવન, ગણુતા બારે માસ.૨
અવધબિહારીના પ્રિય ભારી, ગાય ગુણો સઉલ્લાસ. ઉપદેશે કંઈને ઉદ્ધાર્યા, કરીને હૃદય પ્રકાશ,૩
ગલ્તાની ગાદી સંભાળી, શિષ્ય કર્યા ચોપાસ,'માનસિંહ નૃપ પણ બહુ માને, સેવે રહી પદપાદ૪

"ઓધવજીના સદેશાનો રાગ."

સંત સમાજ લઈ અગ્રદાસ સંગમાં, ચાલ્યા તીરથ કરવા ધરી ઉમંગ જો;
રસ્તે શેઠ વસે કોઇ નગરે બાગમાં, તેણે દર્શન કર્યાં થયું દિલ દંગ જો. ૫
આદરથી ઉતારો આપી મ્હેલમાં, સેવી સઘળી જમાત કરી વિવેક જો;
આરાધન રાજે આપી ચીજો બધી, પ્રસાદ લઇને તુષ્ટ થયા પ્રત્યેક જો. ૬
સહુ સંતોષાયા સુધીએ શાણા શેઠજી, બેશી રહ્યા હતા જાતે તે ઠાર જો;
રજા મળી કે રાતે આવ્યા બંગલે, ત્યાં તો વાત બની જાણી ભયકાર જો. ૭
એકજ સુતને તે પણ પુરણ લાડકો, લક્ષણવંતો રૂપાળો સુખકાર જો;
તેને કાળો નાગ ડસ્યો કે તે પળે, પડયો જઈ શબ વરત્યો હાહાકાર જો. ૮
કાગારોળ સુણીને ઉઠયા અગ્રજી. આવ્યા પોતે સંગે લઈ સમાજ જો;
રોતાં કળકળતાં ને છાંનાં રાખતાં, કર્યું વણિકનું પળમાં પોતે કાજ જો. ૯
સંત માત્રનું પાદ તીર્થ લેવાડીને, સુતને પાયું લઈ શ્રીવરનું નામ જો;
આળસ મરડીને તે ત્યાં બેઠો થયો, જય જયકાર પુરો પ્રસર્યો તે ઠામ જો. ૧૦

દોહરો.

કરી કુશળ આપ ત્યાંથી ગયા ચાલી, માર્ગ માંહે કર્યા શિષ્ય કઇ સુચાલી;
સેવ કંઇક પાસ સાધુની કરાવી, કીધા વિમળ મનિ વૈષ્ણવો ઠરાવી. ૧૧

સાખી.

વિપ્ર વંશ રામદાસ સ્વામી શ્રી મારૂતિનો અંશ હરિગુણ ગાન વિશારદ તેનાપિતાજી તણો અંશ;
તેમાં નાભાજી નારાયણ નામી પ્રકટ્યા અંધ,પિતા પરમપદ ગયા પ્રથમ માતનોજ રહ્યો સંબંધ.૧૨

નારાચ.

પડયો દુકાળ તેજ કાળ માત બાળને તજી, જતી રહી છતી થઇ નહીં કહી ફરી કદી;
હરિ સ્મરી ડરી ન બાળ નિસરી ગયા વને, સમસ્ત કષ્ટ થાય નષ્ટ શ્રીહરિ સ્મરે મને. ૧૩

ગીતિ.

થયું ખરેખર તેમજ, જરી જતાં શ્રીહરિ થયા સવળા;
અગ્રદાસ ત્યાં જાતા, બાળ અંધ જોઇ તે ભણી ખાસ વળ્યા. ૧૪

"નાથ નવ કરો" એ રાગ.

વિપ્ર પુત્રને, એકલો વિલોકીરે;
દયા ધરી, કૃપા કરી, સુધ લેવા દિલે ધરી, પુછ્યું પોતે રોકીરે. વિપ્ર૦ ૧૫
કોણ છે અરે ! કયાં તું જાય ચાલીરે;
છેક બાળ, વન વિકાળ, નેત્રહીન દીન હાલ, કોઇ નથી વાલીરે. ૧૬
બાળ તવ વદ્યા, વાલી વિણ ન કોઈરે;
જુદું તન, જીવ અન્ય, કોણ પુછો કોને ધન્ય, દાસ ભણી જોઈરે. ૧૭
જ્ઞાની છે લહી. પ્રેમ પુરો આણીરે;
ધરી આશ, હતું પાસ, કમંડળ તેમાંથી ખાસ, લીધું કરે પાણીરે, ૧૮
છોડયું લોચને, જય પ્રભુ ઉચ્ચારીરે;
તેવાં બાળનાં વિશાળ, લોચન વિકસ્યાં તતકાળ, કૃપા કરી ભારીરે. ૨૩
અગ્રદાસના, સદ્ય ચરણ સાહીરે:
નિરખી સંત, આણી ખંત, વધ્યો શરણ થઇ ધીમંત; બાળ પાહી ત્રાહીરે. ૨૪

## સાખી મરાઠી.

લાવ્યા સંત ધીમંત શિષ્યને, નિજ આશ્રમમાં સાથે.
દાસ ખાસ બની રહ્યા પાસમાં, આશ અને આલ્હાદે;
મીઠા સાદે. હાં......કરે ભજન મહા સ્વાદે. ૨૫
સંત પ્રસાદ સુખે આરોગે, પાદ તીર્થ નિત લેતા;
નાભા નામ ગુરૂથી પામ્યા, ગુરૂ બોધ નિત દેતા;
લક્ષે લેના......સંત સેવમાં રહેતા. ૨૬

## લાવણી. " ધ્રુંજેરી "

સેવથી સ્વામી કર્યા પ્રસન્ન, સંત કાજ ગણે તજી જીવન:
ગુરૂ પણ ગણે અતિ પ્રીય મંન, એથી અધિકો ન શિષ્ય છે અન્ય. ૨૭
ભૂપ માનસિંહને એકવાર, મળ્યા નાભાજી માર્ગ મોઝાર;
એક કહે મુજપર ગુરૂનો પ્યાર, અવર કહે મુજ પર દિસે અપાર. ૨૮
બેઉએ લેવા પારખું, કરી તુરત તજવીજ;
કેને પહેલાં દર્શન થાતા, એથી થશે પતીજ. ૨૯
બેઉ ધાયા આશ્રમની ભણી, વાટ જૂદી થઇ બન્ને તણી,
મહાદ્વારે ચાલ્યા પુર ધણી, હયો પેદલ ગડંમડ છે ઘણી. ૩૦
વળી નૃપનું ઉર નથી પ્રકાશ, જ્ઞાની નાભાજી તો સુખરાશ.
લીધી પાછલા ભાગની વાટ. જ્ઞાનથી કળી ગુરૂના ધાટ, ૩૧
રાજા જાણે શેં થશે, આ મ્હારૂં દળ પાર;
તે પહેલાં હું જઈ પહોંચું છું; મનથી ન કરી વાર. ૩૨
ગુરૂજી અગ્રદાસ છે ધન્ય, પ્રભુના પ્યારા દાસ અનન્ય;
બગીચો લક્ષ્મીવરનો ગણે, ઝાડુ દેનારા પોતે બણે. ૩૩
હાલ પણ કરી રહ્યા એ સેવ, કર્યો કચરો ભેળો તતખેવ;
નિત્ય નાંખવા હતી જ્યાં ટેવ, નાંખી ત્યાં વળ્યા જ્યાં ગુરૂદેવ. ૩૪
ત્યાં પહોચ્યા નાભા નમ્યા, ગુરૂ બેઠા તરૂછાંય;
નૃપતિ તો પહોંચ્યા મંદિરમાં, ગુરૂ ન દીઠા ત્યાંહ. ૩૫
શોધતો બધા બાગમા ફર્યો, પુંઠે પુગ્યો ને ગર્વ હર્યો;
હતા નાભાજી સ્વામી પાસ, કબુલ્યું ધન્ય આપ ગુરૂદાસ. ૩૬
ગુરૂના મનની વાતને, ઝટ જાણી જાનાર;
પરચાથી પરખાયા પુરા, સહુ સંત મોઝાર.
ખાસ તેમાંનો એક પ્રકાર, બન્યો તે લખ્યો ગ્રંથ મોઝાર. ૩૭

## પદ. " કરમની ગત " એ રાગ.

બેઠા હતા એક સમય ગુરૂ ધ્યાને, શાન્ત ચિત્તે એકાંતે સ્વસ્થાને. બેઠા. ૩૮
શિષ્ય શ્રીમંત સાત્વિક કોઈ ભારે, માલ ભરીને વહાણે;
જાતો હતો મધ્ય દરીએ તે પળે, વિઘ્ન કર્યું ત્યાં તુફાને. બેઠા. ૩૯
માલ સંગ જીવ જશે એવું જોઈ, શેઠ એ આરતી વાને;
અગ્રદાસ સ્વામીને સમર્યા, વ્હારે ધાવા ધરી ધ્યાને. બેઠા. ૪૦
ધુમ પહોંચી એ ગુરૂના અંતરમાં, સમજી ગયા બધું જ્ઞાને;

ધ્યાન મુકી પળ ન ચૂકી પોતે, પહોંચ્યા સત્તાથી તે સ્થાને. બેઠા. ૪૧
હરિ સ્મરી કરી સ્થીર સમુદ્રને નાવડું પડયું ઠેકાણે,
આવી ભરાયા ફરી નિજ ભૂવને, મનમાં માત્રજ જાણે. ,, ૪૨
કોટડીમાં હતા એકલા આપજ, નાભા પંખો બ્હાર તાણે;
તેણે લહ્યું જ્ઞાન દૃષ્ટિથી આ બધું. પણ ગુરૂ કયાંથી પ્રમાણે. ,, ૪૩
તેથી વદ્યા મહારાજ નાવ તર્યું ધન્ય તાર્યો ભક્ત ટાણે;
સુખે ફરી હરિમાં મન જોડો, ખોટી થવું હવે શાને. ,, ૪૪

ગરબી. " મનમોહન " એ રાગ.

સુણી એવી નાભાની વાણી, મહા જ્ઞાની લીધા ઝટ જાણી. ટેક. ૪૫
બહાર આવીને છાતીથી દબાવી, હેતે ભર્યાં નેત્ર પાણીરે. મહા. ૪૬
સાધુ સેવાની સિદ્ધિ થઇ સારી, કીધી સુવિધિ કમાણીરે. મહા. ૪૭
સેવા કરો સાધુ વિત્યા તેની પણ કૃતિ કવિતામાં આણીરે, ,, ૪૮
ભક્તની માળા રચો જ્ઞાનવાળા, જશો બધું ભૂત જાણીરે, ,, ૪૯
રચો કવિતા થશે એ પુનિતા ગાશે ભાવિકો વખાણીરે. ,, ૫૦

લલિત.

સજ થયા પછી અગ્રદાસજી, વન વિશે જવા સ્થાનને તજી;
નીશ વિશે ગયા ગુપ્ત એકલા, તન તજી સુખે શ્રીશને મળ્યા. ૫૧

પદ. " મ્હોં મલકાવી " એ રાગ.

ગુરૂ અચાનક ગુપ્ત થવાથી, જબરો ઝગડો જાગ્યોરે;
ગાદીપતિ થવા બહુ ભાતી, સહુએ નિજહક માગ્યોરે. ૫૨
નાભા તો આઘા જઈ બેઠા, નથી જ ચાહતા ગાદીરે;
શિષ્ય સામટા મથ્યા પરસ્પર, બકતા બની વિવાદીરે. ૫૩
અંત નામ સહુનાજ લખીને, પત્ર મુકયા પ્રભુ પાસેરે;
દ્વાર બંધ કરી બ્હાર આવી, બેઠા સરવે આશેરે. ૫૪
ફરી ઉઘાડી જોતાં નામો બીજાં બધાં ઉડાડીરે;
રાખી ચીઠી નાભાજીની પ્રભુએ પાદ અગાડીરે. ૫૫
સહુએ માન્યા લાયક જાણ્યા ગાદીપર બેસાડયારે;
તેવા પોતે પણ શુભ પંથે, સહુને સુખે લગાડયારે. ૫૬

પદ કાફી.

ભાવે રચી ભક્તમાળ, નાભાએ છંદ પ્રબંધમાં પરમ આનંદે;
ભાવે રચી ભક્તમાળ. ટેક. ૫૭
ચારે યુગોના ભક્તનાં ચરિત્રો, લખ્યાં સંક્ષીપ્ત રસાળ. નાભાએ. ૫૮
હરિ કૃપાથી સહુનાં સુઝયાં, અથ ઇતિ અહેવાલ. નાભા. ૫૯
જપ માળાથી પણ આ માળા, તુરત કરે છે નિહાલ. ,, ૬૦
શિષ્ય શુચી પ્રિયદાસે કરી, ટીકા મધુર વિશાલ, ,, ૬૧

શાર્દૂલ.

આવ્યો શેઠ શ્રીમંત જયાં ગુરૂ હતા, બેઠા પ્રિયાદાસ ત્યાં;

મ્હોરો પાદ વિશે ધરી વિનયથી, બેસી ગયા પાસ ત્યાં;
વાંચે ત્યાં ગુરૂ ભક્તમાળ સુણી એ, પર્ચો પુરો જ્યાં થયો;
ભકતોને ભગવાન સ્હેજ મળતા, એ જાણી મોહી ગયો. ૬૨

ઉપેન્દ્રવજ્રા.

પછી પુછ્યું એ ગુરૂને નમી કે, કથા કહી તે અતિસેં ગમી છે;
મને મળે અંત હરિ શી રીતે, કહો કૃપાળુ સુ ઉપાય પ્રીતે. ૬૩

ભુજંગી

પ્રિયાદાસ બોલ્યા કરો સાધુ સેવા, હરી કીર્તને રીઝવો દેવદેવા;
ચરિત્રો સુણે શ્રીહરીનાં તરે એ, ત્રણે છે ઉપાયો શુચી સૌ કરે એ. ૬૪

પદ. " લક્ષ્મીના પતિરે " એ રાહ.

શેઠ વદ્યા તદારે સ્વામી, મેં તો ચોથું ધાર્યું.
બીજું છો કદાએ થવું નથી, મેં ખૂબ વિચાર્યું. ટેક. ૬૫

હું વેપાર અપાર કરૂં છું, ફરૂં એ વિશે ઘેલો;
રાત અને દિન ધરૂં ન લક્ષે, ત્યાં ન ભક્તિ પથ સ્હેલો. શેઠ. ૬૬

ભક્તમાળનું પુસ્તક મુજને, કૃપા કરી દેખાડો;
નકલ કરાવી રાખીશ પાસે, મેં રસ્તો છે કહાડયો. ,, ૬૭

મરણુ સમય એ પુસ્તક લઇને, મુકીશ છાતી માથે;
યમ તેથી નાશી જાશેને, વિચરીશ પાર્ષદ સાથે. ,, ૬૮

એક ભક્ત જ્યાં હોય ત્યાં, જનો અનેક મુક્તિ પામે;
ઘણાજ ભક્ત ભર્યા છે આમાં, કેમ નહીં દુઃખ વામે ? ,, ૬૯

મારા મનને દ્રઢ નિશ્ચય છે, રાખીશ પણ સંભારી;
ભક્તમાળ તારશે મને એ જાશે સહુ નરનારી. ,, ૭૦

ગઝલ. " શામાટ " એ રાગ.

સુણતાં શેઠ વણુ, પ્રિયા દાસજી રીઝયા, વિચિત્ર વાત સાંભળી રહ્યા જનો બીજા. ૭૧
દીધો સુગ્રંથ સ્વામીએ, તે ઘેર લઈ ગયો, આવ્યો જ્યાં અંતકાળ હોંશીયાર થઇ ગયો. ૭૨
દીઠા યમ કે ભક્તમાળ, ઊરે ધરાવી, અનેક ભક્તના ચરિત્ર દીધાં સ્મરાવી. ૭૩
તેથી સાંભર્યા હરિ, ગયા યમો તો ડરી, આવ્યા પ્રભુના પાર્ષદ ગણુ દેહ પરવરી. ૭૪

દોહરો— વિચર્યા શ્રી વૈકુંઠમાં, ભક્તમાળ સુપ્રતાપ;
તેવા અસંખ્યનાં ગયાં, એથી ત્રિતાપ પાપ, ૭૫

" લોચ સખી " એ રાગ.

પ્રિયાદાસજી શ્રી વૃંદાવન, જતા હતા એક વેળારે;
ત્યાં કોઇ ગામે સુણી પ્રશંશા, થયા નગર જન ભેળારે. ૭૬
ભક્તમાળ સંભળાવવા વિનતિ, આગ્રહથી કીધીરે;
સ્વીકૃત કરી ડેરી ત્યાં પોતે, ન્હાણુ દિવસ ત્રણુ દીધીરે. ૭૭
દેખી સંતે પુસ્તકને, ભગવાનને ગયા ચોરીરે;
પ્રિયાદાસ પામ્યા દુઃખ પ્રાતે, લહી એ હરામખોરીરે. ૭૮
હરિ સ્મર્યા કે ચોર થઇ ગયા, અંધ ને વિકળ ભારીરે;
દોરાતા બીજાથી આવ્યા, શીરપર પુસ્તક ધારીરે. ૭૯
સ્વામી પાસ પ્રભુ પુજાને, પુસ્તક મુંકી રોતારે;
દયા કરી જન્ન દયાળુએ તવ, થયા ફરીથી જોતારે, ૮૦

### ગીતિ

વૃંદાવનમાં વિચર્યા, કર્યા અંત શ્રીહરિને હૃદય સ્મર્યા;
ભક્તમાળ સંભળાવી, પ્રિયાદાસજી ભવજળ સહજ તર્યા. ૮૧

### લાવણી લંગડી.

લાલા ગુમાની લાલ સહતકના વાસી કાયસ્થ હતા,
ટીકા કરતા સેંકડા સાલે ભક્તમાળની છતા. ૮૨
સંત સંગને કથાજ કહેવામાં પોતે ગુલતાન રહ્યા;
ત્યાં ઘરમાંહે લાડલા કુમાર શ્રી બેભાન થયા. ૮૩
નારીએ નિંદી સંતોને કથા, કુટવું શરૂ કર્યું;
પુત્ર મુઓ શું, જોયું સહુએ તન પ્રાણ રહીત હર્યું. ૮૪
નાર કહે છે કથા અશુભ સહુ પડોસણી નિત્યે કહેતી;
હું નહીં ચેતી, લાલ ખોયો અંત થઈ જ ફજેતી. ૮૫
લાલા કહે આ હાલા બોલો પાપ રૂપ શું કહાડે છે;
ભક્તમાળ તો કાળ નિર્માલ્ય કરી દેખાડે છે. ૮૬
હરિ રાખશે આજ લાજ હું કરૂં કાજ તે જો નારી;
એમ વદીને ગ્રંથ લાવી સુત શીષ દીધો ધારી. ૮૭
સ્વસ્થ થયો ઝટ બાળક વિપત્તિ ટાળક ઉપાય સિદ્ધ કર્યો;
મહિમા તે ગમ ભક્તમાળનો વિશેષ પ્રસિદ્ધ કર્યો. ૮૮

### " સખી રમણિક " ગરબી

શ્રી ગોવિંદ દેવ દયાળ, વ્રજના વાસીરે; જયપુરમાં વસતા હાલ, જગ સુખરાશીરે. ૮૯
ત્યાં ભક્તમાળ આખ્યાન, જન સાંભળતારે; ગોવર્ધનદાસ ધીમાન, સુણી પીગળતારે. ૯૦
વચમાં કંઈ આવી પડયું, વડું સંતને કામ;
બંધ રખાવીને કથા, ખુદ જઇ આવ્યા ગામ.
ફરી આવી પુજારી પાસ, કથા વંચાવીરે; પણ છોડી કયાંથી વાત, યાદ ન આવીરે, ૯૨
શ્રોતા કહેતા મત ભેદ, સાના થાતારે; ભક્તને થયો ઉર ખેદ, અતિ શરમાતારે. ૯૩
મંદિરમાંથી સ્વર થયો, ઊચર્યા ગોવિંદ બાપ;
છોડયું સ્થળ સંભારીને, કહ્યું સુણું છું આપ. ૯૪
પ્રિય એવો સંત સહવાસ, પ્રભુને લાગેરે; હરિજન મહિમાથી ખાસ, આવી રહે આગેરે. ૯૫
ધન્ય હરિને હરિજનો, ધન્ય સુખદ ગુણગાન;
ધન્ય થાય શ્રોતાજનો, વશી સંતને સ્થાન. ૯૬
સહુ સંતોનું શુભસ્થાન, શ્રીભક્તમાળારે; બેઠા જેમાં ભાગ્યવાન, હરિના વ્હાલારે. ૯૭
કરે એ વિશે વાસ, સુણી સુણાવીરે; અનુ તેજ વસે છે પાસ, પ્રીતિ લાવીરે. ૯૮
દોષ થાય નહીં કો રીતે, થાય પૂરણ સંતોષ;
ચાહ્યું અનુ તેથીજ તો, ગાય ગુણો રચી કોશ. ૯૯
અને કહે પણ છે કે—

**સતત રહો સંત પાસે, વસો એ વીશે ખસો ન ક્ષણભર,**
**ભવજળ સરલ તરાશે. ૧૦૦**
**મત એ વતિ નિર્મળ થાશે, કૃતિ એ વતી સુધરી જાશે,**
**ગુણગાન નથી અનંત તરેતો, શું ન થાય વસે વાસે સતત રહો સંત પાસે. ૧૦૧**

---

**સં. ૧૯૬૫ ચૈત્ર વદ ૧—ઇતિ.—તા. ૧૫-૪-૧૯૦૭**

# —વિનંતિ પત્ર—

અમ્હારી પાસે ઘણા ગૃહસ્થો એવી માગણી કરે છે, કે મહાત્માશ્રી અનંતપ્રસાદ કૃત પુસ્તકો વાંચવાની જીજ્ઞાસા બહુ થાય છે. પરંતુ પૂરી કિમ્મત આપી તે લાભ લઇ શકાતો નથી. માટે કાંઇ એવી યોજના કરવામાં આવે કે જેથી મહાત્માની પ્રસાદી સ્હેલાઇથી પામી શકાય. આ માગણી અમને પણ વાસ્તવિક લાગવાથી કેટલાંક પુસ્તકોની યોજના નિચે પ્રમાણે કરવામાં આવી છે.

## —લૉટ પહેલો—

**—શ્રીમદ્ ભાગવત દશમસ્કંધ કથા અને શ્રીમદ્ મહાભારત—**

કિં. રૂ ૧-૮-૦ કિં. રૂ ૨-૧૨-૦

ઉપરનાં બન્ને પુસ્તકની કિમ્મત **રૂ ૪-૪-૦** થાય છે. પરંતુ બન્ને સાથે રાખનાર પાસેથી ફક્ત **રૂ ૩-૪-૦**

**ઉપરાંત દીપમાળા ભેટ.**

## —લૉટ બીજો—

**રૂ. એમાં નિચેની ચચ્ચાર આનાની કિમ્મતવાળી જાુદી જાુદી**

# —બારમાળાઓ.—

દીપમાળા, ગાનમાળા, સદુપદેશ રત્નમાળા, જુગલ ગાનમાળા, શ્રી પ્રાર્થના રત્નમાળા, શ્રીવેંકટનાથમાળા, શ્રીવિઠ્ઠલનાથમાળા, પ્રભુનો પ્રસાદ ( માળા ), પદમાળા પ્રસાદી, સવાઇ માળા, શ્રીપ્રપન્નાર્થમાળા, શ્રી ગુજરાતીસ્તોત્ર રત્નાવળી,

ઉપર પમાણે બારમાળાઓની કિમ્ત રૂ ૩-૦-૦ છતાં સામટી બારમાળા રાખનાર પાસેથી ફક્ત **રૂ ૨-૦-૦ જ લેવામાં આવશે**. તે ઉપરાંત **સદ્ગત સૌ. સુમતિ બ્હેનની આત્મોન્નતિ નામનું** દળદાર પુસ્તક ભેટ આપવામાં આવશે.

## —લૉટ ૩ જો—

**રાઘવેન્દ્ર અને રમાદેવી, રાસારંભ, સૌ. સુમતિકૃત સુરેશ અને યશોધરા, જોરાવર વિનોદ**

કિ. રૂ ૦-૮-૦ કિ. રૂ. ૦-૬-૦ કિ. રૂ ૦-૪-૦ કિ. રૂ ૦-૪-૦

ઉપર પ્રમાણે ચાર પુસ્તકોની કિમ્મત રૂ ૧-૬-૦ થાય છે, પરંતુ ચારે પુસ્તક સાથે રાખનાર પાસેથી **ફક્ત રૂ ૧-૦-૦** લેવામાં આવશે. ઉપરાંત **ધ્યાનમાળા** ભેટ.

—લૉટ ૪ થો.—

—અભિપ્રાયાલંકાર દાને પદ સંપૂટ પાઠમાળા પહેલો, બીજો, અને ત્રીજો ભાગ—

ઉપરના દરેક ભાગની કિમ્મત રૂ ૧-૦-૦ પ્રમાણે છતાં ત્રણ ભાગ સાથે રાખનાર પાસેથી ફક્ત રૂ ૧-૮-૦ લેવામાં આવશે. ઉપરાંત આદિત્યહૃદયસ્તોત્ર આઠ આનાની કિમ્મતવાળું ભેટ.

—લૉટ ૫ મો—

| ગોકુળાધીશગુણગાન, | ગુરૂપરંપરાપ્રભાવ (ગદ્ય) સત્યચરિત્ર, | ને | ભગવદ્ગુણ દર્પણ |
| --- | --- | --- | --- |
| કિ. રૂ ૦-૧૨-૦ | કિ. રૂ ૦-૮-૦ | કિ. રૂ. ૦-૪-૦ | કિ. ૦-૮-૦ |

ઉપરના ચાર પુસ્તકની કિમ્મત રૂ ૨-૦-૦ થાય છે છતાં ચારે પુસ્તક સાથે લેનાર પાસેથી ફક્ત રૂપિયો સવાજ લેવામાં આવશે. ઉપરાંત ભેટમાળા નામનું પુસ્તક ભેટ.

—લૉટ ૬ ઠ્ઠો.—

| બ્રહ્મસૂત્ર (ભાષ્ય) | ઉપનિષદાર્થ, | મહાયાત્રાવિલાસ, | શ્રીરંગનાથ સ્વામીકા પદસંગ્રહ. |
| --- | --- | --- | --- |
| કિ. રૂ. ૧-૦-૦ | કિ. રૂ. ૧-૮-૦ | કિ. રૂ. ૦-૮-૦ | કિ. રૂ ૦-૮-૦ |

| અદ્વૈત વિવેચન, | જીતંતે, |
| --- | --- |
| રૂ ૦-૬-૦ | ૦—૨—૦ |

ઉપર પ્રમાણે ૭ પુસ્તકની કિ. રૂ ૪—૦—૦ થાય છે પરંતુ પાંચે સાથે લેનાર પાસેથી ફક્ત રૂ ૩—૦—૦ ત્રણજ લેવામાં આવશે. ઉપરાંત શ્રીપ્રાર્થનામાળા ભેટ અપાશે.

ઉપર પ્રમાણેની યોજના અમે માનીએ છીએ, કે જીજ્ઞાસુ ગ્રાહકોને પસંદ પડશે. અને આશા રાખીએ છીએ કે તેનો લાભ ઊત્સાહપૂર્વક તેઓ લઈ શકશે. (દરેક લૉટનો પોસ્ટ વી. પી. ખર્ચ જાુદો પડશે.) લૉટમાંથી કોઈ પણ પુસ્તક જાુદુ લેવું હશે તો છૂટક કિમ્મતજ પડશે.

શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ ઈનામ અને લાયબ્રેરી માટે મંજુર કરેલી

# ✻ श्रीमद् भगवद्गीता. ✻

( લેખક શ્રીયુત અનંતપ્રસાદ ત્રીકમલાલ શ્રીવૈષ્ણવ )

—પદ અર્થ અને વિવેચન સાથે—

## બીજી આવૃત્તિ.

આ બીજી આવૃત્તિ સંશોધન સાથે સારા ટાઈપ અને સુંદર કાગળ ઉપર પ્રથમાવૃત્તિની ૧૫૦૦ કોપી ખલાસ થવાથી છપાવેલ છે. કિમ્મત પાકા જિલ્દના પુંઠાવાળીનો રૂ ૧-૪-૦ અને કાચા પુંઠાવાળીનો રૂ ૧—૦—૦ પો. વી. પી. ખર્ચ જાુદો.

કૂર્મદાસપર કૃપા, ૭ શ્રી રહીદાસનું આખ્યાન, ૮ કેવળ કુબાજીની કથા, ૯ જનુબાઈનું જીવન, ૧૦ રાણીરત્નાવળીનું આખ્યાન, ૧૧ મદાલસાનું આખ્યાન. ૧૨ શ્રી આશકરણજીનુ આખ્યાન ૧૩ શ્રી અજામેળનું આખ્યાન ૧૪ શ્રીગંગાજીનું આખ્યાન. ૧૫ શ્રીઅનતપુરૂષાચાર્યનું આખ્યાન, ૧૬ શ્રીકુરેશ ચરિત્ર, ૧૭ શ્રીભાષ્યકાર અને શ્રીસંપતકુમાર, ૧૮ શ્રીકૃષ્ણદાસનો વત્સલભાવ, ૧૯ જયદ્રથવધનું આખ્યાન, ૨૦ શ્રીનામદેવજીનો નિશ્ચય, ૨૧ શ્રીવિશ્વામિત્રનું વૃત્તાંત, ૨૨ શ્રી શુકદેવજીનું આખ્યાન, ૨૩ શ્રીવિદુરજીનું વૃત્તાંત, ૩૩ શ્રીપદ્માવતીનો પરિણય (વિવાહ).

## —બાર આખ્યાન—

કિમ્મત રૂ ૧—૦—૦

( જેમાં ૧૨ ભક્તોનાં આખ્યાન નિચે પ્રમાણે છે. )

(૧) શ્રીસંતોઆપરાર (૨) શ્રીમહેતાજીની હુંડી (૩) શ્રીબોડાણા (૪) ચોખામેલાનું આખ્યાન (૫) શ્રીનૃસિંહ મહેતાના પિતાનું શ્રાદ્ધ, (૬) જગમિત્ર (૭) શ્રીપર્વતદાસનું, આખ્યાન. (૮) શ્રીપ્રેમનિધિ, (૯) શામળદાસનો વિવાહ (૧૦) કંસવધ, (૧૧) શ્રીતોંડમાન (૧૨) શ્રીપરિક્ષીત સંજીવન આખ્યાન. **કોપીઓ સીલકમાં જુજ છે.**

# આનંદ પત્રની ફાઈલો.

આનંદ પત્ર સન ૧૯૧૩ ના સપ્ટેમ્બરથી અમે બંધ કરેલ છે. અમારી પાસે સિલિકમાં હવે જુજ ફાઈલો છે. ગ્રાહકોને લાભ આપવાની ખાતર પ્રથમ પુસ્તકથી લઇ સાતમા પુસ્તક સુધીના રૂ. ૧૪-૦-૦ થાય પરંતુ બીજા વર્ષના પહેલા આખા અંકને બદલે માત્ર આખ્યાનજ છે. ત્રીજા વર્ષનો ૧ લો અંક નથી. ચોથા વર્ષમાં પહેલો, બીજો અને ત્રીજો અંક આખ્યાન શિવાયનો છે. બાકી પહેલા પાંચમા, છઠ્ઠા અને સાતમા વર્ષના પૂરેપુરા અંકો છે. એથી સાતે સાલના સામટા અંકો લેનાર પાસેથી ફકત રૂ. ૧૦-૦-૦ લેવાશે. એક બે કે ચાર ફાઇલ લેનાર પાસેથી પુરી કીમત લેવાશે. રૂ ૧૦) દશના વરાડથી કમી નહીં લેવાય.

[ ઉપરના દરેક પુસ્તકનો પો. વી. પી. ખર્ચ જુદો ]

પાટણ ગુજરાત.
નાગરવાડો.
સન ૧૯૧૪

સેવક.
**દશરથલાલ ગંગારામ વ્યાસ.**